પ્રાણાચાર્ય શંકરભટ્ટ પ્રણીત

# વૈદ્યવિનોદ

( સરલ ભાવાર્થ, વિવેચન અને સ્ફુટનોંધ સમેત )

અનુવાદક :

પૂર્ણચંદ્ર શર્મા

અમદાવાદ.

પ્રકાશક :

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ સંવત ૧૯૮૬

પ્રત ૧૨૦૦ સને ૧૯૩૦

મૂલ્ય રૂા. ૪-૦-૦

( હરીગીત–છંદ )

દુઃખ દુર્ગતિ દર્દ ને દારિદ્રયતા દૂરે જવા,
સુખ સુયશ સંપત્તિ સ્નેહ ને સત્કાર મુદ પ્રાપ્તિ થવા;
પ્રતિદિવસ પર ઉપકારનું મહાપુન્ય પૂરણ પામવા,
વાંચોજ "વૈદ્યવિનોદ" દિલ દઈ વિવિધ વિપદ વિરામવા !

( પૂર્ણચંદ્ર )

મુદ્રણસ્થાનઃ આદિત્ય મુદ્રણાલયઃ રાયખડ, અમદાવાદ.
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક

# આરોગ્ય ધનની અત્યાવશ્યક્તા !

( મનહર—છંદ )

રોગી કે નીરોગી હોય ભોગી કિંવા યોગી હોય
સંયોગી ( કે ) વિયોગી હોય ઇચ્છે જ આરોગ્યતા !
કંગાલ કે કોટિપતિ ભિખારી કે ભૂમિપતિ
અસતી કે મહાસતી ઇચ્છે જ આરોગ્યતા !
આચારી કે અનાચારી કિંકર કે કાર્યભારી
બેકાર કિંવા વ્યાપારી ઇચ્છે જ આરોગ્યતા !
બાલક યુવાન વૃદ્ધ સાધુ જપી તપી સિદ્ધ
બુદ્ધ ને અબુદ્ધ આદિ ઇચ્છે જ આરોગ્યતા ! ૧
આરોગ્યતા હોય તોજ સંયમ નિયમ વ્રત
દાન પુન્ય આદિ ધર્મ કર્મ આરાધાય છે !
આરોગ્યતા હોય તોજ વિવિધ ઉદ્યોગવડે
મનમાની અર્થસિદ્ધિ સ્વહસ્ત કરાય છે !
આરોગ્યતા હોય તોજ અમિત આનંદ યુક્ત
કામકળા કેળવીને કામિત સધાય છે !
આરોગ્યતા હોય તોજ આત્મજ્ઞાન ઉપાસીને
અજર અમર થવા મોક્ષમાં જવાય છે ! ૨
ન હોય નીરોગતા તો તન ધન યૌવન ને
વૈભવ વિલાસ આદિ નકામાં ગણાય છે !
મનના વિચાર સર્વ મનમાં સમાઈ જાય
થાય ન કશુંએ કામ હિમ્મત હણાય છે !
કંટાળો અનેકવાર આવે છે અપાર એથી
નિઃસાર નિકૃષ્ટ નિજ જીવન જણાય છે !
અવતાર ઉભયની સિદ્ધિ ન સધાય અંતે
હાય વૉય સાથ મૃત્યુપૂરમાં તણાય છે ! ૩

સઘળી સંપત્તિ સાથ સરખાવી જોતાં સત્ય
આરોગ્ય સંપત્તિ અતિ અમૂલ્ય મનાઇ છે !
ઋદ્ધિ સિદ્ધિ નવનિધિ સમૃદ્ધિ વૃદ્ધિની જ સત્તા
સ્વતંત્રપણાથી સદા એમાંજ સમાઇ છે !
અવનિમાં આવી નિત્ય નીરોગી નિતાંત
એજ પૂર્વ સુકૃતની સરસ કમાઇ છે !
માટે મહામોંઘી એવી આરોગ્યસંપત્તિ રોજ
આધિન થવાજ માટે યુક્તિ આ રચાઇ છે ! ૪
વાંચો વૈદ્યવિદ્યાનાં સુપુસ્તકો સુભાવ સાથ
વિચારી મનન કરો વિવેકી મહાજનો !
નિશ્ચયપણાથી તેના નિયમાનુસાર ચાલી
હૃષ્ટપુષ્ટ દીર્ઘાયુષિ થઇ સુખિયાં બનો !
ચિરંજીવિ સંતતિની મેળવી મહાન મજા
સંગ્રહો સદૈવ શ્રેષ્ઠ સુખનાં જ સાધનો !
લ્હાવ લઇ જીવનનો સર્વ સિદ્ધિ સાધ્ય કરી
ઉદય કરો અવશ્ય સ્વદેશી સમાજનો ! ૫



# પાઠકપુમાનો પ્રતિ પ્રાર્થના !

## ( સોરઠા—છંદ )

ઝટપટ વાંચી જાય, વગર વિચાર્યે વસ્તુતાઃ
લેશ લાભ નહિ થાય, કહો વાંચ્યું શું કામનું ? ૧
ગુહ્યતત્ત્વ ઘટમાંહ્ય, આવી સ્થૈર્ય થયું નહીં;
યાદ ન રહ્યું જરાય, કહો વાંચ્યું શું કામનું ? ૨
વાંચ્યું કરી વિચાર, (પણ) આણ્યું નહીં આચારમાં;
સંગ્રહ કર્યો ન સાર, કહો વાંચ્યું શું કામનું ? ૩
મોટમ માટે મૂલ્ય, ખરચીને ખરિદ્યું છતાં;
ગણ્યું તરખલા તુલ્ય, કહો લીધું શું કામનું ? ૪
પુસ્તક પ્રાપ્ત થતાંજ, પૂર્ણ પ્રેમસહ ના પઢ્યું;
ફાટયું અથડાતાંજ, કહો પામ્યું શું કામનું ? ૫
વાંચે નહિ કોઇવાર, ન દે વાંચવા કોઇને;
ભર્યા ભલા ભંડાર, કહો સંચ્યું શું કામનું ? ૬
ઉધેઇ ઉંદર ખાય, કે ખોવાએ મૂળથી;
કે પડિકાં બંધાય, કહો મળ્યું શું કામનું ? ૭
માટે મારા મિત્ર, પુસ્તક મળતાં પ્રેમથી;
ચારૂ ગુણોનું ચિત્ર, મનમાં મોદે છાપજો ! ૮
અમૂલ્ય પુસ્તક આજ, આયુ બળાદિ આપવા;
મનન કરો મનમાં જ, ઊંડા અર્થો ઉદ્ધરી ! ૯
સત્ય પ્રતિજ્ઞા સાથ, કહું છું હું પ્રિય આપને;
સમજી થશે દુખપાથ, આ પુસ્તક આલંબતા ! ૧૦
વાંચો વંચાવોજ, ખરિદો ખરિદાવો અતિ;
મેળવીને મહા મોજ, જીવન પૂર્ણ સફળ કરો ! ૧૧

# પુસ્તક પરિચય પત્ર

મનુષ્યની જિંદગી **બાલ્યાવસ્થા**, **યુવાવસ્થા** અને **વૃદ્ધાવસ્થા** એમ ત્રણ અવસ્થાથી યુક્ત છે, તેમાં પણ બાલ્યાવસ્થા ફક્ત વિવિધ વિદ્યા કળાઓને પૂર્ણપણે પ્રાપ્ત કરવા માટે જ છે, યુવાવસ્થા બાળપણમાં પ્રાપ્ત કરેલી વિદ્યા કળાના ઉપયોગ સહિત હુન્નર ઉદ્યોગને ખિલવી ધન સંપત્તિ, સંતાન સંપત્તિ અને વૈભવાનંદની પ્રાપ્તિ માટે જ છે, અને વૃદ્ધાવસ્થા તે વિદ્યા કળા તથા ધન સંપત્યાદિથી મેળવેલાં સાધનો વડે સુખ શાંતિપૂર્વક પ્રભુ ભજન, પરોપકાર વગેરે સત્કૃત્યોમાં દિવસ ગમન કરવા માટે જ છે, એમ સ્થૂળ દૃષ્ટિથી સમજાય છે.

એ ત્રણ અવસ્થાની દર્મ્યાન સોળ વર્ષ લગી **તરૂણાવસ્થા**, કે જેમાં શરીરના બાંધાની શરૂઆત થાય છે. સોળ વર્ષથી માંડી પચીશમા વર્ષ લગી **વૃદ્ધાવસ્થા**, કે જેમાં સઘળા ધાતુઓનો વધારો થાય છે. પચીશથી છવીશમા વર્ષની શરૂવાત **યૌવનાવસ્થાનો પ્રારંભ**, કે જેમાં યશ અને ધન મેળવવાની તકનો પાયો ચણાય છે. છવ્વીશમા વર્ષથી ચાળીશમા વર્ષ લગી **સંપૂર્ણાવસ્થા**, કે જેમાં રસ રૂધિર મેદ માંસ હાડ મજ્જા વીર્ય એ સાતે ધાતુઓ પુષ્ટ થાય છે. ચાલીશમા વર્ષ પછી જીવન પર્યન્તની **કિંચિત્ પરિહાણી અવસ્થા** કે જેમાં સંસાર સુખનો આનંદ લઇ સંતતિનું સુખ પ્રાપ્ત કરી અંતે ઈશ્વર ભજનમાં લીન રહેવાથી ઉભવ ભવ સુધારી શકાય છે.

જો કે એ બધી અવસ્થાઓ આનંદકારિણી મનાય છે; તથાપિ તેઓ સર્વની અંદર આરોગ્યાવસ્થાની સહુથી પહેલાં જરૂર છે, કેમકે આરોગ્ય યુક્ત હોય તો જ એ અવસ્થાઓ સાકર સમાન જણાય છે, નહીં તો કુળાહળ વિષવત્ ભાસે છે, માટે **शरीर माद्यं खलु धर्म साधनम्**–સંસારમાં શરીર પ્રાપ્ત કરીને તેને સદૈવ નીરોગી રાખવાથી જ ચતુર્વર્ગાદિ સાધન થઇ શકે છે! એ હેતુને સંપૂર્ણતા અર્પવા આ '**વૈદ્યવિનોદ**' ગ્રંથ પણ સન્માનભર્યો દરજ્જો ભોગવે

છે. કારણ કે મહાન્ (ચરક સુશ્રુતાદિ) ગ્રન્થોનું મંથન કરી સાગરનું અથાગ જલ ગાગરમાં સમાવ્યા સરખો લઘુ ગ્રંથ નિદાન તથા ચિકિત્સાથી પૂર્ણ વૈદ્યાચાર્ય શંકર ભટ્ટજીએ જિજ્ઞાસુ અધિકારી જન સમાજના કરકમળ, નેત્રકમળ અને હૃદયકમળ એમ ત્રિકજ ત્રિપુટીને સુશોભિત કરેલ છે, એટલું જ નહીં પણ જેમાના પ્રયોગો અત્યંત ચમત્કારી-હાજર જવાબી છે એમ સુજનોના લાંબા અનુભવથી સિદ્ધ થયેલ છે, જેથી અપરિચિત આલ્હાદક અચિંત્ય મહિમાવંત આ ગ્રંથ છે એ નિર્વિવાદિત છે !

આ અત્યુપયોગી ગ્રન્થનું ગુજરાતી ગિરામાં શુદ્ધ સરલ ભાષાંતર કરી પ્રકાશિત કરવા સંબંધી અમદાવાદ નિવાસી શ્રીયુત્ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર અને પબ્લીશરે અત્યાતુરતા જણાવી પૂરતાં સાધનો મને પૂરાં પાડયાં જેની સહાયતાથી સર્વાંગ સુંદર ગ્રંથનું ગુર્જરી અનુવાદ તૈયાર કરવામાં સુલભતા પ્રાપ્ત થઇ એ સંબંધમાં તેઓશ્રીનો હું અમલ અંતઃકરણથી અત્યંત આભાર માનું છું. અને ઇચ્છું છું કે આવા જનહિતકારી ગ્રંથોની પ્રસિદ્ધિ માટે તે મહાશયના મનમંદિરમાં ઉત્કટ ઉત્કંઠાદેવીની પ્રતિષ્ઠા થઇ કાયમપણે જ્ઞાનોપાસકોની કામના પૂર્ણ કર્યા કરો !

આ ગ્રંથમાં બનતી કાળજીથી સુધારણા કરવામાં આવી છે; તદપિ કલ્પના અને દૃષ્ટિ દોષથી જે કંઇ અશુદ્ધિ કિંવા દોષ રહિ ગયેલ હોય તે આપ સુજનો હંસવત્ ગુણગ્રાહી થઇ સુધારી મને સૂચના આપવા તસ્દી લેશો તો હું અત્યંતાભારી થઇશ. ઇત્યલમ્.

| | |
|---|---|
| સંવત ૧૯૭૧ | આપનો ક્ષમાપ્રાર્થી |
| વસંતપંચમી | પૂર્ણચંદ્ર શર્મા |
| **અમદાવાદ.** | ( પરાકિયા જાગીરદાર ) |

# પ્રેમપૂર્ણ-પુષ્પાંજલી.

જે મહાશયો વૈદ્ય વિદ્યાપારંગત વૈદ્યાચાર્યની પાસે વૈદ્યકીય વિષયોનું પરિપૂર્ણ જ્ઞાન મેળવી, ઔષધાદિ ક્રિયાઓનો અનુભવ લઈ વૈદ્યની ઉપાધિને લાયક થયા છે અને જેમનો હાથ દર્દી બેદર્દીને આનંદ-આરોગ્યતા-તુષ્ટિ-પુષ્ટિ કાપવા માટે અમૃત સમાન નીવડેલ છે, તે સ્વાર્થ પરમાર્થ સાધક મહાશયોને, તથા-

જે સુજનો વૈદ્યવિદ્યાનો શૉખ ધરાવે છે અને પોતાનું, પોતાના ઉપાસકો તેમ જ દીન હીન જનોનું ઔષધોપચાર વડે શ્રેય કરવા તત્પર રહે છે તેઓને, કિંવા-

જે મહાનુભવો સાહિત્યસ્વાદના આહ્લાદમાં નિમગ્ન રહી વિવિધ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રતિપદ પ્રેમ ધરાવે છે અને પોતાને મળેલા આનંદનો હિસ્સો અન્ય જિજ્ઞાસુજનોને આપવા ઉત્કંઠિત રહી એ જ અનુરાગમાં રસબસ રહે છે, તેઓ ઉપકારી પુમાનોને આ સકળ સિદ્ધિસાધક પુસ્તક રૂપ પરિમલ પૂરિત પુષ્પોની અંજલી સમર્પણ કરી સાનંદિત થઉંછું અને ઇચ્છુંછું કે-

**( હરીગીત-છંદ )**

આ ગ્રંથ રૂપ સુપંથ પર જે પંથિનો ડૉલજ ધરી,
ચાલે જ અંધાધુંધિથી ચટ ઊંટવૈદું આદરી;
હરિ શકે જીવન ધન પરંતુ રોગ રંજ ન હરિ શકે,
વિશ્વાસઘાતી વૈદ્યવેષક ગર્વની વાતો બકે. ૧

એવા અનાડી વર્ગને આ બાબતો સમજાવશો.
વૈદ્યક શિરે બદનામી બેશક આવતી અટકાવશો;
એ અરજ સ્વીકારી અમારો સફળ શ્રમ કરશો સદા,
સુખિઓ સ્વદેશ થશે અને અળગી જશે સહુ આપદા ! ૨

આયુર્વેદના અધિકારીઓનો
અનુરાગાધીન
**વૈદ્ય પૂર્ણચંદ્ર**

# સિદ્ધિ સમર્પક સૂચના

તન્દુરસ્તીરૂપ ત્રિજોરી તર રાખવી એ જ ઉત્તમોત્તર તદબીર છે! આરોગ્યતા એ જ સર્વોચ્ચ સુખ પ્રાપ્તિની સફલતા છે! સુખમય જીવન ગાળવું એ જ સર્વથી પહેલી જરૂરિઆત છે! ચારે વર્ગ (ધર્મ-અર્થ-કામ-મોક્ષ)ની સંપ્રાપ્તિ સ્વાસ્થ્યતાને જ આધીન છે! અને તનરૂપ તરણી (જહાજ)નું સુકાન તન્દુરસ્તી જ છે! જેથી સંસાર સાગરમાં સુખપૂર્વક પ્રવાશ કરવો હોય તો સુકાનને જ જાળવવા સત્યવાન રહેવું!!!

જે આરોગ્યતા આપે તે જ યોગ્ય ઔષધ છે! જે રોગથી મુકાવે તે જ ઉત્તમ-હુંશિયાર વૈદ્ય-હકીમ-તબીબ-ડૉકટર છે! વ્યાધિના સ્વરૂપને જાણી વેદનાઓ બંધ પાડવી એ જ વૈદ્યનું વૈદ્યપણું છે! રોગને, શત્રુને અને અગ્નિને ઊઠતાં જ ઉચ્છેદી નાખવાં! અને ફરીથી તેમનુ સજીવનપણું ન થાય તેવી રીતે નિર્મૂળ કરવાં. રોગીએ વૈદ્યના કથન મુજબ પથ્ય (કરી) પાળી તુરત સાજા થવું; કેમકે પથ્ય પાળનારને પ્રથમ તો રોગ જ થતો નથી અને કદાચ થયો હોય તો તેથી રહેવા જ પામતો નથી! રોગનો ઍલૉપૅથી-હેમિયોપૅથી-ક્રોમોપૅથી-ઇલકટ્રોપૅથી-નેચરોપૅથી કિંવા આર્ય યુનાની આદિ ઔષધ પદ્ધતિ વડે નાશ કરવો અગર શસ્ત્રક્રિયાની જરૂર હોય તો તેનો ઉપયોગ કરવો; પણ કુશળ ક્રિયાવંત, દયાળુ, ધીર અને એ સંબંધી પૂર્ણ જ્ઞાન ધરાવનાર પાસેથી શસ્ત્ર પ્રયોગ કરાવવો, રોગથી ગભરાઇ હાયવૉય ન કરતાં શાંતતાથી ઉપાય આદરી આરામના વિચારોનું સબળ વાતાવરણ કરી સાજા તાજા થવું. ખરાબ વિચારોની અસર મન પર થવાનો વખત જ હાજર ન થવા દેવો. મનને ને તનને નિકટનો સંબંધ છે માટે એક બીજાને હરકત ન નડે તેવા જ પગલાં ભરવાં, હિમ્મત હારવી નહીં, આસ્તાયુક્ત આશા નિરાશાનો નાશ કરી શકે છે; માટે જ્યાં લગી શરીરમાં શ્વાસ ચાલતો હોય ત્યાં લગી રોગ શાંતિના ઉપાય જારી જ રાખવા. કેમકે ઇશ્વરેચ્છા અનુકૂળ હોય (આયુબળ હોય) તો મરણનાં ચિન્હોવાળો પણ જીવી શકે છે. માટે છેવટ સુધી ઉપાય કરવા. પરિણામ તો પરમાત્માધીન છે, જેથી મનુષ્ય યત્ન અને ઇશ્વર કૃપાથી ધારેલી ધારણામાં ફતેહ મળે જ છે!



# અમારો અમોઘ આશીર્વાદ

( ગઝલ-કવ્વાલી )

નિરોગી નિત્ય રહેવાના, અને ઝાઝું જીવવાના,-
નિયમ સઘળા નિભાવીને, સદા સુખિયાં સહુ રહેજો ! ૧
શીલ ગુણ રૂપ યશશાલી, પ્રજા એવી નિયમ પાળી,-
પ્રાપ્ત કરી તેનું સુખ પ્રીતેં, સદા સુખિયાં સહુ રહેજો ! ૨
વિવિધ વિદ્યા કળા વારૂ, શિખી પૂરી સુગતિ-સારૂ,-
કેળવી કરી સ્તુત્ય કરણી, સદા સુખિયાં સહુ રહેજો ! ૩
ખિલવી ઉદ્યોગ અતિ ખંતેં, ન્યાયી ધન મેળવી નિત્યેં-
કરી વ્યય લોકહિત કાજેં, સદા સુખિયાં સહુ રહેજો ! ૪
જગતના માત્ર જીવો જે, મિત્ર મ્હારા સહુ છે તે,-
વિશદ એ વૃત્તિને વ્હૉરી, સદા સુખિયાં સહુ રહેજો ! ૫
ટીંખલી ધર્મના ટંટા. ફાંસુ જે જાતિના ફંટા,-
તજી.તે થઈ સુસંપિલાં, સદા સુખિયાં સહુ રહેજો ! ૬
ભજી પ્રભુને ભલી રીતેં, પરમ મુદ મેળવી પ્રીતેં,-
રાત દિન રામ રસ પીને, સદા સુખિયાં સહુ રહેજો ! ૭



# રોગોની અનુક્રમણિકા

# વિષયાનુક્રમણિકા.

# ભોજપ્રબંધ

## મુળસહિત ગુજરાતી સરલ ભાષાન્તર



### મનોરંજક તેમજ સુબોધક ભોજરાજા અને કવિ કાલીદાસ, માઘ, ભવભૂતિ, રાજશેખર બાણુ વિગેરેના પ્રસંગોનું મ્હોટામાં મ્હોટું પુસ્તક આજ છે.

આ મહાન કવિ **બલ્લાલનો** રચેલો સર્વોત્કૃષ્ટ ભાષામાં ગુણમય અને રસિક **ભોજપ્રબંધ** ગ્રંથથી લોકો ભાગ્યે જ અજાણ્યા હશે, કારણ કે **ભોજ**ના દીર્ઘદર્શી વિચારો અને તેના દાનવીરપણાના અસંખ્ય દાખલા જગજાહેર છે એ ગ્રંથસાહિત્યમાં અગ્રગણ્ય ગણાય છે. આ પુસ્તકમાં ભોજની બાલ્યાવસ્થાની સ્થીતિ, ધારાનગરની ઉત્પત્તિ, સિંધુલના મરણ સમયે તેના ભાઈ મુંજને રાજ્યાભિષેક, મુંજનું સાહસ, તેનો પશ્ચાત્તાપ, ભોજની હીંમત ને રાજ્યપ્રાપ્તિ, વિદ્વાનો તથા કવિઓનો આશ્રય, રાજ્યનીતિ, રાજ્યવહિવટ, તેનું ઔદાર્ય, તેની સભામાં મહોટા ૫૦-૬૦ કવિઓના અહેવાલ, આ એક ભોજના વખતમાં જ બનેલા છે. તેમાંના **કાલિદાસ, માઘ, ભવભૂતિ, રાજશેખર, બાણુ, મયુર, શ્રીહર્ષ, વરરૂચિ** આદિ મહાન્ પુરૂષોના વિનોદો અને ભોજ તથા મહાકવિ **કાલિદાસની** કેટલીએક ઉત્તમ વારતાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ આખા ગ્રંથમાં આશરે ૧૦૦૦ થી ૧૨૦૦ શ્લોકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ ગ્રંથનું ભાષાન્તર જામનગરના શાસ્ત્રી કાળિદાસ ગોવીંદજીએ કરેલું છે. સરળ ગુજરાતીમાં આ ઘણો જ મનોહર ગ્રંથ છે. કાગળ ગ્લેજ ઉંચા ૭‖×૫ ઇંચ સાઇઝનાં પૃષ્ઠ ૮૦૦ પાકુ સોનેરી પુઠું છતાં કીંમત માત્ર રૂ. ૩‖ પોસ્ટેજ ૧૦ આના જુદા.

ૐ

વિવિધ વૈદ્યકીય વિષયવિભૂષિત વૈદ્યવર

શંકરભટ્ટ વિરચિત

# વૈદ્યવિનોદ

## આશીર્વાદાત્મક મંગલાચરણ

( માલિનિ-છંદ )

सकलसुखनिधानं भुक्तिमुक्तिप्रदं यज्जयति जगतिसिद्धैः सर्वदोपास्यमानम् ॥ करकलित वराब्जाऽभीतिखड्गं प्रसन्नं दिशतु फलमभीष्टं श्यामधामाम्बिकायाः ॥ १ ॥

જે સર્વ સુખોના ખજાનારૂપ, ભુક્તિ (ભોગ્યપદાર્થ-ઐશ્વર્ય,) તથા મુક્તિ (નિત્ય સુખની પ્રાપ્તિ) આપનારાં છે, તેમજ જેને જગતમાં સિદ્ધ પુરૂષોએ સદા સેવન કરેલ છે, તથા જેના હાથમાં સુંદર કમળ અને અભય દેનાર ખડ્ગ શોભી રહેલ છે, અને જેનું પ્રસન્ન સ્વરૂપ છે, તે શ્રીદેવી અંબિકાજીનું શ્યામસ્વરૂપ અભીષ્ટ કલ્યાણને આપો. ૧

## આ ગ્રંથ કોની આજ્ઞાથી કોણે રચ્યો ?

( ઉપજાતિ-છંદ )

अनंतनामाहि दिगंत कीर्तिः श्रीगौडवंशः प्रायतम ्गवः॥ तदात्मजः शंकरनामधेयः शास्त्रेषु काव्येषु परं प्रवीणः ॥ २ ॥

દિશાઓના અંત લગી વિસ્તરેલી કીર્તિવાળા ગૌડવંશી

પ્રભાવશાલી પ્રખ્યાતિવંત અનંતભટ્ટ નામના પંડિત હતા, તેમનો પુત્ર શંકરભટ્ટ કે જે શાસ્ત્રકાવ્ય વગેરેમાં અત્યંત પ્રવીણ હતો, (તેણે આ ગ્રન્થ રચ્યો છે.) ૨

**राजाऽधिराजो जयसिंहवीरः ख्यातः पृथिव्यां महनीयकीर्तिः ॥ प्रतीपभूपालनिवारणेन प्रतापपुञ्जोज्ज्वलदग्निकल्पः ३**

રાજાધિરાજ—મહારાજા જયસિંહજી કે જે પૃથ્વીમાં પ્રખ્યાત વીરરત્ન ને મહાન્ કીર્તિવંત હતા, અને વિરોધિ રાજાઓનો નાશ કરવા પ્રતાપપુંજરૂપી જાજ્વલ્યમાન અગ્નિ જેવા હતા. (એ વિશ્વવિદિત જયપુર શહેરના મહારાજા હતા.) ૩

**तदात्मजो रामसमानसारो नाम्ना चिरायुर्नृपरामसिंहः रूपेण दानेन पराक्रमेण तिरस्कृतानंगसुरद्रुमेन्द्रः ॥ ४ ॥**

તેમના સપૂત પુત્ર દીર્ઘાયુષી રામસિંહજી કે જે પુરૂષાર્થમાં શ્રી રામચંદ્રજી સમાન હતા, તથા જેમણે રૂપમાં કામદેવનો, દાનમાં કલ્પવૃક્ષનો અને પરાક્રમમાં ઈંદ્રનો પણ તિરસ્કાર કર્યો હતો. મતલબ કે એવા શ્રેષ્ઠ નરવર હતા. એથી,—૪

(ઈંદ્રવજા-છંદ)

**दानं यदीयं परिकल्पितं यद्दृष्ट्वैव सेन्द्राः सुरपादपाद्याः॥ मानं परित्यज्य विमृश्य बुद्ध्या स्थितिःशुभानेतिदिवं प्रयाताः५**

તે રામસિંહજીનું રૂપ, દાન અને પરાક્રમ જોઈને ઈંદ્ર અને કલ્પવૃક્ષાદિયે માન મૂકી દઈને બુદ્ધિ સહિત વિચાર્યું કે આ સ્વર્ગ કરતાં હવે પૃથિવીમાં જઈ નિવાસ કરવો એજ ઉત્તમ છે; કેમકે આપણી શોભા તો રામસિંહજીએ

હરી–વરી લીધી છે જેથી સ્વર્ગ અંદર રહેતાં શું વિશેષ શોભા વધે તેમ છે? (આ બધી કવિકૃત પ્રશંસા છે.) ૫

क्षेमस्य योगस्य च मे विधातुस्तस्याज्ञया ग्रंथकृतादेरण ।
ये ये प्रयोगा बहुशोऽनुभूतास्ते ते मया संलिखिता विमृश्य ६

તે રામસિંહજીની આજ્ઞાથી તથા કલ્યાણરૂપ વિધિ–કુદરતની અને પ્રાચીન આર્શ ઋષિયોની આજ્ઞા–આદરથી જે જે મેં ઔષધો ઘણી વખત અજમાવી જોયાં તે તે અનુભવી ઔષધો અને રોગ પરીક્ષા વગેરે વિચારી વિચારીને લખ્યાં છે અર્થાત્ આ ગ્રન્થની અંદર તેવાં ઔષધો જ દાખલ કરેલાં છે. ૬

( ઉપજાતિ–છંદ )

प्रणम्य मान्यान्विनिवेदयामि ग्रंथं मुदा पश्यत सावधानाः
दृष्टे यदस्मिन्परमः प्रमोदो भवेत्तथा सिद्धिरपि प्रकृष्टा ॥७॥

માન્યવંત શ્રી ધન્વન્તરિજી આદિ પ્રાણાચાર્યો (વૈદ્યાચાર્યો)ને હું નમન કરીને આ ગ્રન્થ કહું છું. તે હે વૈદ્યવરો! આપ સાવધાન થઈને વાંચો વિચારો અને મનન કરો, કેમકે તેમ કરવાથી પરમ આનંદની પ્રાપ્તિ થશે એટલું જ નહિ પણ તે સિવાય અનેક સિદ્ધિયો પણ પ્રાપ્ત થશે. ૭

हारीत पराशर सुश्रुतानां संगृह्य सारं विधिवत्समासात् ।
सौख्याय रोगार्दितमानवानां विधीयते वैद्यविनोद एषः ॥८॥

હારીત, પારસર, સુશ્રુત વગેરે વગેરે ( મહાત્માઓની રચેલી પોતાના નામની સંહિતાઓ આદિ) ગ્રન્થોને ( ગુરૂગમ

પૂર્વક ) જોઈ વિધિપૂર્વક સંક્ષેપયુક્ત સાર સંગ્રહીને રોગોથી પીડાતા મનુષ્યોને સુખ મળવા માટે હું આ **વૈદ્યવિનોદ** નામને ગ્રન્થ કરીશ. ૮

## ગ્રન્થારમ્ભ–પ્રથમ ઉલ્લાસ.

### લેભાગુ–મૂર્ખ વૈદ્યની ઔષધિ ન લેવા માટે ભલામણ.

( અનુષ્ટુપ્–છંદ )

**यथा विषं यथा वह्निर्यथा शस्त्रं यथा पविः ॥**
**तथौषधमविज्ञातं मूढ वैद्यप्रयोजितम् ॥ ९ ॥**

ગુરૂમુખથી ગુરૂભાગયુક્ત વૈદ્યક સંબંધી પૂર્ણ જ્ઞાન ન મેળવનારા વૈદ્યનું આપેલું ઔષધ ઝેર અગ્નિ શસ્ત્ર અને વજ્ર જેવું જીવ લેનાર થઇ પડે છે. માટે મૂર્ખવૈદ્ય કે જે પુસ્તક વાંચી પોતાની મેળે વૈદ્ય થઈ પડયો હોય–સુંઠને ગાંગડે ગાંધી બન્યો હોય અને અર્ધદગ્ધ જ્ઞાન મેળવેલું છતાં મહા વૈદ્ય–વૈદ્યશાસ્ત્રી–રાજવૈદ્ય આદિની ઉપાધિઓ વ્હોરી વૈદું કરતો હોય તેવાના હાથની દવા કદિ પણ લેવી નહીં. ( વિદ્વાન વૈદ્યના હાથથી મરવા કરતાં મૂર્ખવૈદ્યના હાથથી જીવવું એ પણ ફળદાયક નથી; કેમકે એક વખત ગમે તેવા પ્રયોગથી સાજો કરી દે છે; પરંતુ કંઇક વખત વીત્યા પછી તે પ્રયોગના ગુપ્ત વિષના લીધે અનેક જીવ-લેણ રોગો બીજા રૂપમાં પૈદા થઈ અંતે રીબાવી રીબાવીને પ્રાણ જવાનો સમય હાજરી આપે છે. સદ્વૈદ્યના હાથથી કદિ રોગ ન પણ મટવાનો બનાવ બની જાય; તથાપિ **તેની દવાથી** નવો રોગ પેદા થતો જ નથી. ) ૯

## રોગની પરીક્ષા શી રીતે કરવી?

( આર્યા-છંદ )

सन्निदान पूर्वरूप रूपोपशयाप्तिभिर्गदं विद्यात् ।
प्रश्न स्पर्शनदर्शनैरेतै रुग्णं परीक्षेत ॥ १० ॥

રોગ થવાનું મુખ્ય કારણ, રોગ થયા પહેલાંનાં લક્ષણ, રોગ થયાનાં લક્ષણ, ઔષધ, અન્ન, વિહાર વગેરેનો યોગ્ય ઉપયોગ, અને જે દોષ (વાત પિત્ત કે કફ) બગડી જે જગોએ વિચરી જે રોગ કરે તે જાણી રોગીને જવાબ સ્વાલ પૂછી, રોગીના શરીરે હાથ અડાડી અને તેને જોઈ સર્વ પ્રકારે તપાસી રોગ અને રોગીની પરીક્ષા કરવી. ૧૦

## ઉપર બતાવેલી બાબતો સંબંધી વિશેષ ખુલાસો.

( અનુષ્ટુપ-છંદ )

रोगोत्पत्तौ तु हेतुर्यस्तन्निदानं पचक्षते ॥
अव्यक्तलिंगं माग्रूपं रूपं तु व्यक्तलक्षणम् ॥ ११ ॥
शांतिर्व्याधेरुपशयोऽन्यथानुपशयः स्मृतः ॥
उभाभ्यां संपरोक्षेत गूढलिंगमिदं भिषेक् ॥ १२ ॥
व्याधे रागतिराप्तिः स्यादुष्टदोषेण संपता ॥
रोगज्ञानाय कर्तव्यं नाडीमूत्रपरीक्षणम् ॥ १३ ॥

રોગ પેદા થવાનાં જે કારણો તેને નિદાન (નિમિત્ત હેતુ-આયાતન-પ્રત્યય-ઉત્થાન અને કારણ) કહે છે. એટલે કે જે લૂખા પદાર્થો ખાવાથી વાયુની, ગરમ ને તીખા પદાર્થો ખાવાથી પિત્તની, અને ચીકણા પદાર્થો ખાવાથી કફની ઉત્પત્તિ થાય છે. તે વૈદ્યે પ્રથમથી જ જાણી લઈ

જે જે કારણોના લીધે વાયુ પિત્ત કે કફ બગડી રોગરૂપે જાહેરમાં આવેલ હોય તે ધ્યાનમાં લઇ તેના વિરૂદ્ધ જે જે આહાર વિહાર હોય તે તે ત્યજી દઈ ઉપાય કરવો. રોગની પૂરેપૂરી નિશાનીઓ જોવામાં ન આવતી હોય, પણ તેની શરૂઆત થઈ ચૂકેલ હોય તે ઉપરથી અમુક રોગ થશે એવી ખાત્રી કરવી–મતલબ કે વ્યાધિ થવાનો છે, એટલું જ ફક્ત સમજવામાં આવે તથાપિ દોષનાં વિશેષ લક્ષણો જોવામાં (સ્પષ્ટપણે) ન આવતાં હોય એવી રોગની શરૂઆતને પૂર્વરૂપ કહે છે. (પૂર્વરૂપ સામાન્ય અને વિશિષ્ઠ એ ભેદથી છે.) રોગનાં પૂરેપૂરાં લક્ષણો ચોખ્ખી રીતે જણાઈ આવે તે રોગની અવસ્થાને રૂપ કહે છે. (સંસ્થાન–વ્યંજન લિંગ–લક્ષણ–ચિન્હ–આકૃતિ એ સર્વ રૂપવાચક જ પર્યાયો છે.) રોગની શાંતિ કરવાની રીતિ તેને ઉપશય કહે છે. (એ વ્યાધિસાત્મ્યના હેતુ વિપરીત, વ્યાધિ વિપરીત, હેતુ વ્યાધિ વિપરીત, હેતુવિપર્યસ્તાર્થકારી, વ્યાધિવિપર્યસ્તાર્થકારી, અને હેતુવ્યાધિવિપર્યસ્તાર્થકારી ઇત્યાદિ ભેદો છે.) જે ઉપાયથી રોગ વધે તેને **અનુપશય** કહે છે. (એ ઉપશય ને અનુપશય એમ બેઉ બાબતોથી ગુપ્ત લક્ષણવાળા રોગની વૈદ્યે પરીક્ષા કરવી.) જે પોતાના કે બીજા દોષના કારણથી (સ્વતંત્ર અથવા પરતંત્ર કારણથી) વાયુ પિત્ત કફ કોપીને પોતાનું ઠેકાણું છોડી દઈ શરીર અંદર ઉપર અગર નીચે કે વક્રગતિમાં ફર્યા કરે અને એનાથી જે સાક્ષાત્ રોગ જણાય–સમજાય તેને **સંપ્રાપ્તિ** કહે છે. (સંખ્યા–વિકલ્પ–પ્રાધાન્ય–અપ્રાધાન્ય–બળ–અબળ અને

સમય એવા સંપ્રાપ્તિ–રોગ કર્તવ્યના ભેદ છે.) તે સઘળા નિદાનાદિ વર્ણનના સવિસ્તાર ખુલાસા ચરક–સુશ્રુત–વાગભટ્ટ–માધવનિદાન વગેરે ગ્રંથોથી જાણી લેવા.) આ બધી બિનાઓ પૂર્ણપણે બારીકાઇથી ધ્યાનમાં લઈ પછી વૈદ્યે રોગનું વિશેષ ઓળખાણ થવા રોગીની નાડી અને મૂત્રની પરીક્ષા કરવી. ૧૧–૧૩

## કેવી રીતે નાડી પરીક્ષા કરવી ?

(શાલિનિ–છંદ)

**वक्रा तीव्रा मदंगा वात पित्त श्लेष्मभ्यः स्यान्नाडिकाहि क्रमेण॥ वीणातंत्री सर्वराग प्रकाशा तद्वन्नाडी सर्वरोगप्रकाशा १४**

જેવી રીતે બીજ–વીણા બજાવનાર વીણાના તારને હાથ લગાડતાં જ સર્વ સ્વર–રાગને જાહેર કરી શકે છે, તેવી રીતે વૈદ્ય રોગીની નાડીને આંગળી અડાડતાં જ (ધ્યાનપૂર્વક) સઘળા રોગોને જાહેર કરી શકે છે; એટલે કે વાયુ કોપવાથી નાડી વાંકી, પિત્ત પ્રકોપથી ઉતાવળી અને કફકોપવાથી ધીમી ચાલથી નાડી ચાલે છે. તથાઃ–૧૪

(માલિનિ–છંદ)

**शिथिल शिथिल मंदं व्याकुलं वा भवति च यदि नाडी याति सूक्ष्मा प्रणाशम् ॥ भवति सकलमेतल्लक्षणं यस्य नाड्यां व्रजति यमनिवासं सोऽचिरात्सन्निपाती ॥ १५ ॥**

નરમ, ધીમી ધીમી, આકળી આકળી, કે કદિ ઉતાવળી, કદિ ધીમી, કદિ બિલકુલ ઝીણી (આંગળીને માલમ ન પડે તેવી) નાડી ચાલે, તો તે બધાં લક્ષણોવાળી નાડી

યુક્ત રોગી સન્નિપાતના લીધે તુરત મરણને શરણ થાય છે. (આવી નાડી ત્રિદોષ–સન્નિપાત રોગીની જ ચાલે છે.) ૧૫

( અનુષ્ટુપ્-છંદ )

**स्त्रीणां वामकरे नाडी पुरुषाणा च दक्षिणे ॥**
**परीक्षेत भिषक् सम्यग्धृत्वा धृत्वा विमुच्यते ॥ १६ ॥**

વૈદ્યોએ સ્ત્રીની ડાબા હાથની નાડી અને પુરૂષોની જમણા હાથની નાડી થોડી થોડી વારે નાડી ઉપરથી આંગળીઓ ઉપાડી લઈને સારી પેઠે જોઈ રોગની પરીક્ષા કરવી (નાડી જોવામાં આર્ય–યૂનાની–ડાકટરી પદ્ધતિમાં તફાવત છે; તથાપિ અંતે સર્વ સરખા નિશ્ચય ઉપર જ આવી મળે છે.) ૧૬

**नाडी वक्रगतिं याति सर्पवद्वेगवत्तरा ॥**
**मुखं विकसितं यस्य तस्य मृत्युर्न संशयः ॥ १७ ॥**

જે રોગીની નાડી સાપના જેવી વાંકી તથા ઘણી જ ઉતાવળી ચાલતી હોય અને જેનું મ્હોં ખુલ્લું તેમજ ચલકાટ મારતું હોય તે રોગીનું જરૂર મરણ થાય છે. ૧૭

**क्षीणशुक्रस्य मंदाग्नेर्नाडी मन्दतरा भवेत् ।**
**द्विदोषलक्षणैरेतैर्मिश्रा ज्ञेया द्विदोषजा ॥ १८ ॥**

જે રોગીનું વીર્ય ક્ષીણ થઈ ગયેલ હોય, અને જેનો જઠરાગ્નિ મંદ પડયો હોય તે રોગીની નાડી મંદ (ઝીણી ઝીણી) ચાલે છે. બે દોષ ભેગા કોપ્યા હોય તેની બેઉ દોષનાં લક્ષણોવાળી નાડી ચાલે છે. ૧૮

**शरीरं शीतलं यस्य नाडी चोष्णतरा भवेत् ॥**
**ज्वरमंतर्गतं तस्य जानीयाद्भिषगुत्तमः ॥ १९ ॥**

જે રોગીનું શરીર ઠંડું હોય અને નાડી ઘણી જ ગરમ હોય તો ઉત્તમ. સમજુ વૈદ્યે તે રોગીના શરીરમાં તાવ છે એમ જાણવું. ૧૯

**नाडीवेगवती चोष्णा ज्वरात्संजायते नृणाम् ।**
**अतिसूक्ष्मातिवेगाढ्या शीता तु प्राणनाशिनी ॥ २० ॥**

જે રોગીની નાડી ઉતાવળી ચાલથી ઉન્હી થઈ ચાલતી હોય તે રોગીને તાવ ચડયો છે એમ માનવું. કેમકે તાવના વેગને લીધે જ આવી નાડી ચાલે છે. તેમજ જે તાવ-વાળા દર્દીની નાડી ઘણી જ બારીક–ઝીણી છતાં ઘણા વેગ સાથ તાઢી થઇને ચાલતી હોય તે તાવના દર્દીને મારી નાખનાર ગણાય છે; કેમકે એવી નાડી ચાલે તો તાવવાળો મરી જ જાય છે. ૨૦

**चपला स्यात्क्षुधार्तस्य तृप्तस्य वहति स्थिरा ।**
**सुखिनस्तु स्थिरा ज्ञेया यथा बलवती मता ॥ २१ ॥**

ભૂખ્યા મનુષ્યની નાડી ચપળ ચાલવાળી હોય છે; તૃપ્ત થયેલાની નાડી સ્થિર ચાલવાળી હોય છે અને સુખિયા–નિરોગી મનુષ્યની નાડી સ્થિરતાથી ચાલનારી હોય છે. પુરૂષ સ્ત્રી જેવાં બળવાન્ કે નિર્બળ હોય છે તેવી તેમની નાડી સબળ કે નિર્બળ ચાલવાળી હોય છે. ૨૧

## મૂત્ર પરીક્ષા કેવી રીતે કરવી ?

(શાલિનિ-છંદ)

**प्रातः शुद्धे काचपात्रेऽथ कांस्ये मूत्रं क्षिप्त्वा तैलबिंदुंच**

**तत्र ॥ बिंदुः स्तब्धो जायते कृष्टसाध्यो मग्नश्चेद्वा छिद्रितो मृत्युकारी ॥ २२ ॥**

પરોઢિયે—પાછલી ચાર ઘડી રાતની વખતે દર્દીને જગાડી કાચના, ચિનાઈ માટીના કે કાંસાના વાસણની અંદર ( સાફ કરેલા વાસણની અંદર ) પહેલી અને છેલ્લી મૂત્રધાર ત્યજીને વચલી ધારનું મૂત્ર ઝીલી લેવું. તે પછી થોડી વાર ( સૂર્યો થતાં લગી ) પડયું રહેવા દઈ, તડકે મૂકી, તેમાં ઝીણી શળીવતે તલીના તેલનું બિંદુ—ટીંપું પાત્ર મધ્યમાં નાખવું—અને પછી તેનો તપાસ કરવો. જો તે તેલનું ટીંપું અંદર પડતાં વેંત જ જેવું ને તેવું જ સ્થિર રહે તો તે રોગી કષ્ટ વેઠીને પણ વખતે સાજો થશે એમ માનવું. (કષ્ટ સાધ્યને અસાધ્યનું પ્રથમ પગથિયું માને છે જેથી આમ કહેલ છે.) જો પેશાબની અંદર તેલ બિંદુ ડૂબી જાય તો ભાગ્યે જ દર્દી જીવે છે. કેમકે તે પણ અસાધ્યરૂપ જ ચિન્હ મનાય છે. કેટલાક વૈદ્યાચાર્યો તો એ બેઉ પરીક્ષાને અસાધ્ય રૂપ જ માને છે. કારણ કે એમ થાય તો તે રોગી પરલોકવાસિ જ થાય છે. તેમજ તેલ બિંદુમાં જો કાણાં પડી જાય તો તે રોગી પણ મરણને શરણ જ થાય છે. ૨૨

( ઇંદ્રવજ્ર-છંદ )

**नीलं सितं पीतमथो समीरादत्युष्णपीतं भवतीह पित्तात्॥**
**मूत्रं सितं स्निग्धहिमं कफाच्च कृष्णोष्णरक्तं शवलं त्रिदोषात् २३**

વાયુના કોપથી પેશાબનો રંગ લીલો પીળો કે સફેદ થાય છે. પિત્તપ્રકોપથી બહુ ગરમ અને હળદર જેવો

રંગ–પીળો થાય છે, કફના કોપથી સફેદ ચીકણો અને બહુ તાઢો જણાય છે, અને ત્રણયે દોષના કોપથી–સંનિપાતથી કાળો, ગરમ, લોહીવાળો–લોહી જેવો લાલ તથા ધુમાડિયા રંગનો હોય છે. ૨૩

**पद्म शंखमणि चामराकृतिस्तैल बिंदुरतिसौख्यसूचकः ॥**
**कूर्मसिंहवृषवृश्चिकाऽहिभः कुककुटाकृतिरसौ मृतिमदः ॥२४॥**

પેશાબ અંદર નાખેલા ટીંપાનો કમળ, શંખમણિ, ચામરનો આકાર થએલો જણાય તો તે રોગીને જલ્દી સારૂં થાય છે; પણ જો સાપ, સિંહ, બળદ, વિંછી, કાચબા અને કુકડાના જેવો આકાર જણાય તો તે રોગી બચવા પામતો જ નથી. ૨૪

( ઇંદ્રવજ્રા-છંદ )

**मूत्रे विकारा यदि तैलबिंदोर्भवंत्यमी तस्य भवेद्विनाशः**
**शूलं धनुर्वज्रकुठारखड्गाः दंडाभबाणा क्षुरिकादिकाद्याः ॥२५॥**

તેમજ પેશાબની અંદર નાખેલા ટીંપાથી ત્રિશૂળ, ધનુષ, વજ્ર, કોવાડો, ખડ્ગ, લાકડી, બાણ–તીર, બરછી વગેરે અસ્ત્ર શસ્ત્રના વિપરીત આકાર થયેલા જણાય તો તે રોગીના નાશનાજ સમાચાર આપનાર ગણાય છે. ૨૫

## રોગીના જીવન મરણની કેવી રીતે ખબર પડી શકે?

( અનુષ્ટુપ્–છંદ )

**निशायां जायते दाहो दिवा शीतं भवेद्यदि ।**
**कण्ठश्लेष्मा प्रवृद्धश्चेन्मरणं तस्य निश्चितं ॥ २६ ॥**

જો રોગીને રાત્રિની વખતે શરીરની અંદર બળતરા

થાય તેમજ દિવસે તાઢ વાય તથા ગળું કફને લીધે રૂંધાયું રહે તો તે અવશ્ય મરી જાય છે. ૨૬

**नासा शीता च हृदयं पाणिपादौ च शीतलौ ।**
**शिरः शूलं भवेद्यस्य तस्य मृत्युर्न संशयः ॥ २७ ॥**

તેમજ જો જે રોગીનું નાક ટાઢું થઈ જાય, કિંવા છાતિ, હાથ, પગ, પણ ઠંડા થઇ જાય અને માથામાં શૂળો ફૂટયા કરે તો તે રોગી પણ જરૂર મરી જાય છે. ૨૭

**कांतिप्रलापलज्जाभिर्हीनो यः क्रोधभाषकः ।**
**षड्भिर्मासैर्न संदेहः स याति यमसादनम् ॥ २८ ॥**

જે રોગીની કાંતિ, બોલવાની છટા અને લાજ નાશ પામેલા હોય તથા ક્રોધયુક્ત ચીડાઈને બોલ બોલે તે રોગી ૭ માસની અંદર મરી જ જાય છે. ૨૮

**अङ्गे कम्पो गतेर्भंगो वर्णस्य परिवर्तनम् ।**
**गन्ध स्वादौन जानाति यः सोऽपि मरणं व्रजेत् ॥२९॥**

જે રોગીનું શરીર કંપ્યા કરતું હોય, ચાલવામાં જે અશક્ત બની જાય, જેના રૂપ રંગ બદલાઈ જાય અને જેની નાસિકા ગંધ–વાસનાને તથા જીભ સ્વાદને ન પારખી શકે, તે રોગી પણ મરી જાય છે. ૨૯

**मूले वृक्षस्य शाखायां स्फुलिंगा वह्निसम्भवाः ।**
**दृश्यन्ते येन तस्य स्यान्मरणं मासषट्कतः ॥ ३० ॥**

જે રોગીને ઝાડના મૂળમાં કે ઝાડના ડાળાંઓમાં અગ્નિના તણખા ઉડતા દેખાય તે રોગીનું ૭ મહીનાની અંદર મૃત્યુ થાય છે. ૩૦

**उदयः सूर्यमार्गेण चन्द्रेणास्तमनं भवेत् ।**
**शुभं तदाहि ज्ञातव्यं विपरीतं तु विघ्नदम् ॥ ३१ ॥**

જે રોગીનો સૂર્ય ઉગવાની વખતે સૂર્યસ્વર (જમણા નસકોરામાંથી પવન) ચાલતો હોય અને સૂર્ય અસ્ત થવાની વખતે ચંદ્રસ્વર (ડાબી બાજુના નસકોરામાંથી પવન) ચાલતો હોય તો તે રોગી સાજો થાય છે; પરંતુ જો તેથી વિપરીત એટલે કે સવારમાં ડાબો અને સાંજરે જમણો સ્વર ચાલતો હોય તો વિશેષ રોગરૂપ વિઘ્ન આપનાર ગણાય છે. ૩૧

**कामहीनः स्वेदहीनस्त्रिमासान्नश्यति ध्रुवम् ॥**
**न दृश्यते स्वरो वागे दक्षिणश्च सदा वहेत् ॥ ३२ ॥**

જે રોગી કામદેવના વેગથી રહિત હોય અને પરસેવા વિનાનો હોય તે રોગી અવશ્ય ત્રણ મહીનાની અંદર મરી જાય છે. તેમજ જે રોગીનો ડાબો સ્વર ચાલતો ન હોય; પણ જમણો જ સ્વર ચાલ્યા કરતો હોય તે રોગી પંદર દિવસ કે મહીનાની અંદર મરી જાય છે. ૩૨

**पक्षेण मरणं तस्य यदि वा मासतो भवेत् ॥**
**भरणी च मघाश्लेषा तथाऽऽर्द्रा शततारका ॥**
**नक्षत्रेष्वेषु रोगश्चेन्म णाय विनिर्दिशेत् ॥ ३३ ॥**

જે મનુષ્ય, ભરણી, મઘા, અશ્લેષા, આર્દ્રા અને શતભિષા એ નક્ષત્રોની અંદર બીમાર થએલ હોય તે જરૂર મ્હોતને જ ભેટે છે. ૩૩

## વૈદ્યનું કર્ત્તવ્ય શું છે?

**आदौ रोगं परीक्षेत भिषक्कुर्यात्ततः क्रियाम् ॥**
**सर्वेषामेव रोगाणां दोषाः क्रुद्धाहि कारणम् ॥ ३४ ॥**

વૈદ્ય સર્વથી પહેલાં રોગીને કયો રોગ થયો છે તેની પૂર્ણ પ્રકારે પરીક્ષા કરી લેવી અને તે પછી સાધ્ય (રોગ મટે તેમ) જણાય તો સુંદર રીતે ચિકિત્સા ( દર્દ મટવાના ઉપાય ) કરી રોગમુક્ત કરવો.

## બધા રોગોની પેદાશ શામાંથી થાય છે?

બધા રોગોનું મૂળ પેદા થવું વાયુ, પિત્ત, અને કફ એઓના બગડવાથી થાય છે. મતલબમાં એ ત્રણે દોષો જ્યાં લગી પોતપોતાના સ્થાનમાં પોતપોતાની હદમાં કાયમ હોય છે ત્યાં લગી કોઈ રોગ થતો જ નથી; પરંતુ જ્યારે તેઓ પોતાની મર્યાદા મ્હેલીને વધે કે ઘટે છે ત્યારે રોગને જન્મ મળે છે. ૩૪

( વસંતતિલકા-છંદ )

**दोषास्त्रयः पवनपित्तकफाः समासाद्दुष्टास्त एव विविधाऽऽमयदा भवन्ति ॥ तेषां प्रकोपकरणे किल रूक्षमुष्णं स्निग्धं क्रमेण विविधाहित सेवनं च ॥ ३५ ॥**

ઉપર કહેવામાં આવ્યું છે કે, વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોના કોપવાથી અનેક જાતના રોગોને જન્મ મળે છે, પરંતુ તેમાં પણ વાયુ લૂખા પદાર્થોના વિશેષ સેવનથી, પિત્ત વિશેષ ગરમ ને પિત્તકારી પદાર્થોના સેવનથી, અને કફ વિશેષ ચીકણા–સ્નિગ્ધ–ભારી પદાર્થોના

સેવનથી જ કોપ પામે છે. તોજ રોગ પેદા થાય છે, અને એઓ ક્રમે કરી એટલે કે ઉષ્ણ સ્નિગ્ધ વસ્તુઓના સેવનથી વાયુ, મીઠી ને ઠંડી વસ્તુઓના સેવનથી પિત્ત અને ઉષ્ણ ને લૂખી વસ્તુઓના સેવનથી કફ અર્થાત્ એઓ શાંત થાય છે. માટે જે જે વસ્તુઓ જે જે દોષને શાંત કરવા હિત-કારી હોય તે તે દોષની શાંતિ થવા તે તે હિતકર વસ્તુઓ સેવન કરવી. ૩૫

**જ્વર વગેરે રોગોનાં લક્ષણ સહ ઉપાયની વ્યાખ્યા.**

( અનુષ્ટુપ-છંદ )

**अथ वक्ष्ये ज्वरादीनां सलक्षण चिकित्सितम् ।**
**ज्वरो राजाहि रोगाणामतः प्रथममुच्यते ॥ ३६ ॥**

હવે જ્વર, તાવનાં લક્ષણો અને ઉપાય પ્રથમ કહું છું; કેમકે સઘળા રોગ માત્રનો રાજા તાવ જ છે, મતલબ કે એવો કોઇ રોગ નથી કે જેમાં તાવ થોડો કિંવા ઘણો ન હોય અને એવો કોઈ તાવ નથી કે જેમાં થોડા કે ઘણા રોગોનો સંબંધ ન હોય. માટે જ સહુથી પહેલાં તાવનાં જ લક્ષણો અને ઉપાય કહું છું. ૩૬

**તાવની ઉત્પત્તિ શી રીતે થઈ?**

( વસંતતિલકા-છંદ )

**दक्षापमानपरिकोपितत्रामदेवश्वासोद्भवो ज्वर इति प्रथितंः पुराणे ॥ आगंतुकः सकलयुग्मपृथग्विभेदैर्वातादिभिर्भवति सोऽष्टविधो नराणाम् ॥ ३७ ॥**

દક્ષ નામના પ્રજાપતિના અપમાનથી કોપ પામેલા મહાદેવજીના પ્રજવલિત શ્વાસ મારફત પેદા થયેલ છે

એમ પુરાણુની અંદર લેખો છે. તે તાવના મુખ્ય આઠ પ્રકાર છે તે એ કે **આગંતુજ** ( આવી લાગેલો–ચેપી અગર પરતંત્ર તાવ ) ૧. **ત્રિદોષજ** ( સન્નિપાતથી પ્રકટ થયેલો તાવ ) ૨, **વાતપિત્તજ** ( વાયુ અને પિત્ત કોપવાથી આવેલો તાવ ) ૩, **વાતકફજ્વર** ( વાયુ અને કફના કોપવાથી આવેલો તાવ ) ૪, **કફપિત્તજ્વર** ( કફ અને પિત્તના કોપ-વાથી આવેલો તાવ ) ૫, **વાતજ્વર** ( વાયુ કોપવાથી આવેલો તાવ ) ૬, **પિત્તજ્વર** ( પિત્તના કોપવાથી આવેલો તાવ ) ૭, અને **કફજ્વર** ( કફના કોપવાથી આવેલો તાવ ) ૮ એમ આઠ ભેદ છે. ૩૭

( શાર્દૂલવિક્રીડીત છંદ )

**मिथ्याऽऽहारविहारतः प्रकुपिता दोषा रसस्यानुगाः,**
**कोष्ठाग्निं ज्वरदानिरस्य बहिरित्यामाशये संस्थिताः ॥**
**तापोंऽगग्रहणं क्लमोहि युगपत्संदिश्यते स ज्वरो,**
**वैरस्यं नयनप्लवः श्रमरुजः पूर्वेहि तस्योद्गमे ॥ ३८ ॥**

વિપરીત એટલે કે પ્રકૃતિવિરૂદ્ધ–ઋતુવિરૂદ્ધ–દેશવિરૂદ્ધ અને ગુણવિરૂદ્ધ ખાનપાન અને વિહાર ( હરવા ફરવા અને સમાગમ ) થી વાયુ પિત્ત કફ એ દોષો રસના બગડવાને લીધે તેની અનુકૂળ રહેનારા વાયુ પિત્ત અને કફ એ દોષો જઠરમાં રહેલા જઠરાગ્નિને બહાર કહાડી (સ્થાનથી ખસેડી) ને પોતે આમાશયની અંદર નિવાસ કરી તાવને પેદા કરે છે. જઠરાગ્નિને બહાર કહાડી દે છે એ કથનથી એટલું જ સમજવાનું છે કે જઠરાગ્નિની ઉષ્ણતાને બહાર કહાડી દે

છે. તેથી જ્વરનાં ચિન્હો અર્થાત્ તાવ, અંગનું જકડાઈ જવું અને પરશેવો ન આવવો એ ત્રણે લક્ષણ એકી વખતે દેખાય તેને તાવ કહે છે. મ્હોંમાં બે સ્વાદ રહેવો, આંખ્યોમાં પાણીનું ભરાવું, કામ કર્યા વિના થાક જણાવો અથવા કામમાં નિરૂત્સાહ થવો, શરીરમાં પીડા થવી, અને મનનું આકુળવ્યાકુળ થવું એ તાવ આવવાની અગાઉથી જ લક્ષણો પૂર્વરૂપ તરીકે હાજરી દે છે. ૩૮

## તાવ પાકવાની મર્યાદા.

( ઇંદ્રવજ્રા-છંદ )

**आसप्तरात्रंतरुणोज्वरः स्यात्क्काथो न देयो न हि तत्र रेचनः ।**
**अत्याकुलत्वंप्रगताःकषायैर्दोषा विजेतुं सुतरामशक्याः ॥३९॥**

તાવ આવ્યાથી સાત રાત્રિ સુધી તાવની તરૂણાવસ્થા મનાય છે માટે તેટલા દિવસ અંદર તાવ નાશની દવા ન આપતાં તાવ પરિપકવ થવાના ઉપાય યોજવા. તાવ નાશ માટે કવાથ વગેરે આપવાથી અત્યંત વ્યાકુળતાને પ્રાપ્ત થયેલા દોષો કવાથ વગેરેથી જીતવામાં આવતા નથી. માટે-૩૯

( અનુષ્ટુપ-છંદ )

**वातोद्भवः सप्तरात्राद्दशरात्राच्च पैत्तिकः ॥**
**श्लेष्मिको द्वादशाहेन ज्वरः पाकं प्रयाति हि ॥ ४० ॥**

વાતજ્વરમાં **સાત** રાત્રિ પછી, પિત્તજ્વરમાં **દશ** રાત્રિ પછી અને કફજ્વરમાં **બાર** રાત્રિ પછી તાવ નાશ થવા માટે દવા આપવી; કેમકે ઉપર કહેલા દિવસો પૂરા થતાં જ તે વાત પરિપકવ થાય છે. ૪૦

## આગંતુક તાવનાં શું ચિન્હો છે ?

( ઉપજાતિ-છંદ )

**विषाऽतिकामक्षतशोकभूत भयाऽभिशापादिभिरौषधीनां ।**
**गंधैर्ज्वरायेप्रभवंति नृणामागंतुकास्ते मुनिभिः प्रदिष्टाः ४१**

ઝેર વગેરેના ખાવાથી, હદથી વધારે મહેનત કરવાથી, તરવાર–છરી–મુક્કી–લાકડી વગેરે અસ્ત્રશસ્ત્રની ચોટ લાગવાથી, ચિંતામાં ગર્ક થવાથી, ભૂત વગેરેના વ્હેમ—બ્હીકથી, બ્રાહ્મણ ગુરૂ વડીલ અને સિદ્ધ જનોના શાપથી તથા ઔષધની બદબુથી કંટાળવાથી મનુષ્યોને જે તાવ આવે છે તે તાવને વૈદ્યાચાર્યો **આગંતુજ**–પરતંત્ર કારણોથી પેદા થનારો તાવ કહે છે. ૪૧

## વિષમજ્વરનાં ચિન્હો.

( ઇંદ્રવજ્ર-છંદ )

**श्यामास्यतावान्तिमदातिमोहास्तृष्णाऽतिसारो विषजे ज्वरेस्युः॥**
**आलस्यचित्तभ्रममोहतंद्राऽरुचिक्रमाः कामभवे भवन्ति ॥४२॥**
**उद्विग्नतारोदनकम्पनानि भूतोद्भवे शोकभयाच्चवायुः ॥**
**क्रोधाच्चपित्तंहि मलास्त्रयोपि यथास्त्रमेतान्परिभावयेन्ना ॥४३॥**

મ્હોંપર શ્યામતા, ઉલટી, મંદ, ફેર, શોષ અને અતિસાર એ ઉપદ્રવો જેમાં જણાય તે વિષમજ્વર (ઘણું કરીને આશોજ કાતિક માસની ખરાબ હવા ફેલાતાં આવનારા તાવ ) નાં લક્ષણો છે.

આળશ, ચિત્તભ્રમ, ફેર, બેશુદ્ધિ, અરૂચિ અને શ્રમ એ લક્ષણો હોય તે **કામજ્વર** ( કામદેવના જોરથી વિરહી સ્ત્રી પુરૂષને આવનારા તાવ ) કહેવાય છે.

ઉદ્વેગ, હસવું, રોવું, કંપારો, અને અસંબંધવાળી વાણી એ ભૂત વગેરે બલાના વ્હેમથી આવનારા તાવનાં લક્ષણો છે. કામદેવની સતાવણીથી, શોકથી અને ભયથી વાયુ કોપે છે, ક્રોધથી પિત્ત કોપે છે; પણ ભૂત વગેરે વળગાડના વ્હેમસંચારથી તો વાત પિત્ત અને કફ એ ત્રણે દોષો કોપે છે.

આગળ ઉન્માદરોગના નિદાનમાં જે જે લક્ષણો કહેવામાં આવશે એટલે કે જે જે દેવ ગ્રહોનાં હસવું–રોવું–કંપવું વગેરે લક્ષણો કહેવામાં આવશે તે તે લક્ષણોનાં કિંવા જેવો દોષ તેવાં લક્ષણો પણ ભૂતોન્માદ જ્વરમાં દૃષ્ટિગોચર થાય છે, માટે વૈદ્યોએ ભૂતજ્વરમાં આસપાસનાં પૂર્ણ લક્ષણો લક્ષમાં લઇ[1] જે નિશ્ચય જણાય તે ધ્યાનમાં લેવું. ૪૨-૪૩

## તાવની અંદર શું હિતકર છે ?

( ઉપજાતિ–છંદ )

**अहिमं सलिलं सुलंघनं निलयं वातनिवर्तनोचितम्‌ ॥**
**वसनं गुरु सूक्ष्मपेशलं ज्वरितानां प्रथमं प्रशस्यते ॥४४॥**

ઉન્હું પાણી ( ત્રણ ઉભરા આવ્યા બાદ સાફ કરેલા પાત્રમાં ઠારેલું–ઝીણા કપડાથી ઢાંકી રાખેલું અને ઊપરની તરી તથા નીચેનો ક્ષાર બચાવી ગાળી લીધેલું અમૃતજળ), લાંઘણ ( તદ્દન કડાકા થઈ શકે તો ઠીક, નહીં તો તદ્દન

---

૧ તાવના સેંકડો ભેદ છે, તે પૈકી કંઈક દેશને, જાતિને અનુસરી એક બીજા દેશમાં કે જ્ઞાતીમાં પરસ્પર સહવાસથી ફેલાય છે. જેમકે મારવાડીઓમાં મોતીજ્વર ને પાણીજ્વર ફેલાતો જ દેખાય છે. ઈત્યાદિ. ભા૦ ક૦

હલકો ખોરાક (કાંજી–થૂલી વગેરે દેશની પ્રથા પ્રમાણે હલકા–જલ્દી પચે તેવા પદાર્થ), અને પવન ન આવે તેવું મકાન (દર્દીના શરીર પર પવનની ઝપટ ન આવે તેવા બારી બારણાવાળાં મકાન–હુંફાળો ઓરડો જરૂરનાં છે. નહીં કે તદ્દન પવનની આવજાવ બંધ કરી હવાને દુષિત કરે તેમ કરી દર્દીને મુંઝવી મારવા જેવું કરવું તે ફાયદાકારી છે. માટે શરદી હવાની ઝપટથી બચે તેવી ગોઠવણનું ઘર) એ તાવવાળાને હિતકર્ત્તા છે. ૪૪

## ઉપર કથેલા તાવ અગર બીજા તાવોમાં પ્રથમ શું કરવું?

(ઉપજાતિ–છંદ)

**शुंठीसकुस्तुम्बुरु देवदारूव्याघ्रीद्वयानां विहितिः कषायः ।**
**पूर्वंप्रदेयोज्वरितायनूनंज्वरापहोदीपनपाचनः स्यात् ॥ ४५ ॥**

સહુથી પહેલા [1]દીપન [2]પાચન માટે સુંઠ, ધાણા, દેવદાર, ભોંયરીંગણી અને ઊભી રીંગણી એઓનો[3] નિયમ સહિત બનાવેલો ક્વાથ (કાઢો ઉકાળો) આપવો યોગ્ય છે. ૪૫

## વાયુના તાવમાં શું શું થાય છે?

(ઇંદ્રવજ્રા–છંદ)

**जृंभांगमर्दो विरसाऽस्यता रुग्घृन्मूर्द्धगात्रेषुशकृद्विबन्धः ॥**
**कण्ठौष्ठशोषोविषमोहिवेगोरौक्ष्यमकंपोऽनिलजे ज्वरे स्यात् ४६**

---

૧ કાચાને પકવે નહીં પણ અગ્નિને જ પ્રદીપ્ત કરે તે દીપન ગુણવાળું, જે કાચાને પકાવે છે, પણ અગ્નિને પ્રદીપ્ત ન કરે તે પાચન ગુણવાળું ઔષધ કહેવાય છે. ૩ ક્વાથ કરવાની જે રીતિ છે તે રીતિ મુજબ કરવો તે નિયમ સહિત ગણાય છે.

બગાસાં, અંગનું તૂટવું, મ્હોંમાં ફિકાસ–રસ રહિત-પણું, છાતિ અને શરીરમાં પીડા, દસ્તનું કબ્જપણું, કંઠ અને હોઠનું સૂકાવું, તાવનું વધારે ઓછું આવવું, શરીરમાં લૂખાશ અને કંપારો એ બધાં લક્ષણો **વાયુજ્વરમાં** હોય છે. ૪૬

**વાતજ્વર આવતો શ્યાથી અટકે ?**

**( ઉપજાતિ-છંદ )**

**भूनिम्बमुस्ताजलकंटकारी द्वयाऽमृतागोक्षुरनागराणां ॥**
**सशालिपर्णीद्वयशुष्कराणांक्काथःपिबेद्वातभवज्वरार्त्तः ॥४७॥**
**दुरालभानागरतिक्तपाठाशटीवृषैरंडजटाकषायः ॥**
**पीतः सशूलंशमयेज्ज्वरंचसश्वासकासं पवनप्रभूतम् ॥४८॥**

કરીઆતું, મોથ, સુગંધી વાળો, ભોંયરીંગણી, ઉભી-રીંગણી, ગળો, ગોખરૂ, સુંઠ,[૪] સાલવણી,[૫] પીઠવણી અને [૬]પુષ્કરમૂળ એઓનો ક્વાથ પીવાથી વાતજ્વર નાશ થાય છે. **તથા,—**

ધમાસો, શુંઠ, કરિયાતું અથવા પટોળ, કાળીપાઠ, કચૂરો, અરડૂસો, અને એરંડાનાં મૂળ એઓનો ક્વાથ પીવાથી શૂળ, શ્વાસ, અને ઉધરસ સહિત વાયુનો તાવ હોય તો પણ નાશ પામે છે. ૪૭–૪૮

**પિત્તજ્વરમાં શું શું લક્ષણ થાય છે ?**

**( ઇંદ્રવજ્રા-છંદ )**

**नेत्रेविदाहोमुखतिक्तता तृड्भ्रमःप्रलापोभृशमुष्णमंगं ॥**
**वेगोऽतितीक्ष्णःशरणंवमिश्चपीताचभाःपित्तभवेज्वरे स्यात् ४९**

---

૪ સમેરવો. ૫ ગધી સમેરવો. ૬ એરંડાનું મૂળ.

આંખોમાં બળતરા, મુખમાં કડવાપણું, શોષ-તૃષા, ફેર, બકવાદ, શરીર અતિ ગરમ, તાવનું વધારે જોર-પાતળો ઝાડો, પીળા પદાર્થની ઉલટી અથવા ઉલટી અને શરીરમાં પીળાશ એ લક્ષણો **પિત્તના** તાવમાં હોય છે. (પિત્તનો તાવ જોરાવર અને નુકસાન કરે તેવો હોય છે માટે ઉપાય ચીવટ સાથ કરવા યોગ્ય છે.) ૪૯

**પિત્તજ્વરનાશના ઉપાય.**

(ઉપજાતિ-છંદ)

**दुःस्पर्शवासाकटुकाहरेणुप्रियंगु भूनिंबकृतः कषायः ॥**
**पीतोहिपित्तप्रभवंसदाहंज्वरंजयेदच्छसितासमेतः ॥५०॥**

ધમાસો, અરડૂસો, કડુ, ઘાસિયો પિત્તપાપડો, પ્રિયંગુ (ખુપકલા-કાંગ) અને કરીઆતાની પાંદડી (એઓનો ક્વાથ સાકરના [1]પ્રતિવાસ યુક્ત પીવાથી બળતરા સહિત પિત્તજ્વરનો નાશ થાય છે. **અથવા**—૫૦

(અનુષ્ટુપ્-છંદ)

**छर्दिदाहान्वितं क्षीणं निरन्नं तृष्णयान्वितम् ॥**
**शर्करामधुसंयुक्तं पाययेल्लाजतर्पणम् ॥ ५१ ॥**

જે પિત્તજ્વરવાળાને ઉલટી તથા બળતર બહુ હોય, ક્ષીણ હોય, અન્ન ન લેતો હોય અને પાણીનો શોષ વિશેષ પડતો હોય તેને સાકર મધ સહિત ચોખાનું ધોવણ આપવું. **અથવા**—૫૧

---

૧ જે દવાની ભૂકી, ક્વાથ તૈયાર કરી વસ્ત્રગાળ કરી નવશેકો પીવાની વખતે ભભરાવવામાં આવે, તે વસ્તુની ભુકીને પ્રતિવાસ કહે છે.

( શાલિનિ-છંદ )

द्राक्षा तिक्ता राजवृक्षाद्रिपथ्या रेणुकाथो हन्ति पित्तज्वरं हि ॥
तन्द्रा तृष्णादाहमूर्च्छाप्रलापैः शोषैर्युक्तं सभ्रमं सप्रमेहम् ॥५२॥

કાળીદ્રાક્ષ, કડૂ, ગરમાળાનો ગોળ, મોથ, હરડે અને ધાસિયો પિત્તપાપડો એઓનો કવાથ પીવાથી ઘેન, શોષ, બળતરા, મૂર્છા, બકવા, ગળું હોઠ સૂકવાં, ફેર અને મોહ એટલા ઉપદ્રવો યુક્ત પિત્તજ્વર પણ શાંત થાય છે–નાશ પામે છે. **અથવા**—૫૨

( ઉપજાતિ છંદ )

मुदिताः प्रमदा मदालसा मतिमत्यो नवयौवनोज्ज्वलाः ॥
कुसुमाभरणा मनोहराः प्रियवेषा दवथुव्यथाहराः ५३

આનંદી ચ્હેરા તથા આનંદી મનવાળી, કામના મદથી આળશ મોડનારી, ચતુર, નવયૌવનથી ભરેલી છતાં છકેલી, પુષ્પોનાં ભૂષણ અને આભૂષણો વડે મનને હરી લેનારી અને સુંદર ચિત્તાકર્ષક પોષાકવાળી પ્રેમનાં ભંડાર રૂપ સ્ત્રીઓનો સમાગમ થવાથી પણ પિત્તજ્વરની પીડા દૂર થાય છે. **તથા**—૫૩

( શાર્દૂલવિક્રીડિત છંદ )

भंगालीशुक सारिकाकलरवो वाचः शिशूनां शुभाः
कान्तं काननमावृतं तरुवरैराकीर्ण पुष्पोत्करैः ॥
हाराः पद्ममृणालसूत्ररचिताः कान्ताश्च कान्तानना:
कर्पूरप्रकराऽवदातवपुषो दाहं निराकुर्वते ॥ ५४ ॥

ભ્રમરગણનો ગુંજારવ, પોપટ મેનાં અને કોકિલાદિના મનહર શબ્દો, બાળકોની તોતડી મીઠી વાણી, સારા સઘન વૃક્ષો સહિત સુંદર બગીચાનો વિહાર, કમળ વગેરે સુંદર સુગંધિત પુષ્પોના હાર અને સુંદર બરાસ મલયાગર અગર ચુવાથી ચર્ચિત અંગ અને મનહર મ્હોંની પ્રિયાનો સમાગમ એ સઘળાં પિત્તની બળતરાને દૂર કરનારા પદાર્થો છે માટે ઉપયોગમાં લેવા. **અથવા**—૫૪

( ઉપજાતિ છંદ )

**शतधौतघृतस्यलेपतो दवथुर्नाशमुपैति तत्क्षणात् ।**
**अथवा पिचुमंदपत्रजस्वरसप्रोक्षितफेनलेपतः ॥ ५५ ॥**

સો વખત પાણીથી સારી પેઠે ધોએલા ઘીનો લેપ કરવાથી, અથવા લીંબડાની કુંપળોનો રસ ફીણવાથી પેદા થયલાં ફીણના લગાડવાથી પિત્તકોપથી થએલી બળતરા તુરત જ નાશ થાય છે. ૫૫

**કફના તાવનાં શું ચિન્હો છે?**

( ઇંદ્રવજ્ર-છંદ )

**अन्नारुचिर्गौरवमंगसादो रोमोद्गमो मूत्रनखादि शौक्ल्यम् ।**
**निद्राऽतिशैत्यं मधुरत्वमास्ये श्लेष्मज्वरे स्यात्स्तिमितोहिवेगः ॥**

અન્નપર અરૂચિ, શરીરમાં ભારીપણું, અંગપર પરશેવો, રૂવાંડાંઓનું ઉભું થવું, મૂત્ર તથા નખોમાં સુફેદાઇ, ઉંઘ વિશેષ આવવી, ભીનાશ જેવું શરીર ઠંડું લાગવું, મ્હોં મીઠું રહેવું, અને તાવનો મંદવેગ એટલાં લક્ષણો કફકોપથી થનારા તાવમાં હોય છે. ૫૬

**કફજ્વર મટવાના ઉપાય.**

( ઉપજાતિ છંદ )

**पिचुमंदमहौषधाऽमृता बृहतीपौष्करतिक्तकं शठी ॥**
**वृषकट्फलकंकणावरीक्वथितंवारिकफज्वरं जयेत् ॥५७॥**

લીંબડાની અંતરછાલ, શુંઠ, ગળો, મોટી-ઉભી રીંગણી, પુષ્કરમૂળ, કરિયાતું, કચૂરો, અરડુસો, કાયફળ, લીંડીપીપર અને શતાવર, એઓના ક્વાથથી ( પીવાથી ) કફજ્વર નાશ થાય છે. **અથવા**-૫૭

( અનુષ્ટુપ્-છંદ )

**कट्फलं पौष्करं शृंगी पिप्पली मधुना सह ॥**
**श्वासकासज्वरहरः श्रेष्ठो लेहः कफांतकृत् ॥ ५८ ॥**

કાયફળ, લીંડીપીપર, કાકડાશીંગ, પોષ્કરમૂળ, એઓનો વસ્ત્રગાળ ચૂર્ણનો મધ સાથે અવલેહ ચાટવાથી દમ ઉધરસ યુક્ત કફજ્વરનો ઉત્તમ પ્રકારે નાશ થાય છે. **અથવા**—૫૮

**सिंदुवार दलक्वाथंकणाढ्यं कफजे ज्वरे ॥**
**जंघयोश्चवलक्षीणे कणो वापि हितं पिबेत् ॥ ५९ ॥**

ધોળી નગોડનાં પાંદડાંનો ક્વાથ લીંડીપીપરના પ્રતિવાસ સહિત પીવાથી કફજ્વર, જાંઘોના બળની ક્ષીણતા અને કાનમાં ધાક પડેલ હોય છે તે સર્વમાં હિતકર થાય છે. ૫૯

**વાયુ અને પિત્તના સંયોગથી આવનારા તાવનાં લક્ષણ.**

( ઇંદ્રવજ્રા-છંદ )

**तृष्णाभ्रमोदाहशिरोरुजश्च कंठास्यशोषारुचिरोमहर्षाः ॥**
**मूर्च्छाभ्रमच्छर्दिविजृंभणानि निद्रात्ययो मारुतपित्तजेस्यात् ॥६०**

તરશ લાગવી, ફેર આવવા, બળતરા થવી, માથામાં પીડા, કંઠ તથા મ્હોંમાં શોષ, અરૂચિ, રૂવાંડાંઓનું ઉભું થવું, મૂર્છા આવવી, અંધારાં આવવાં, ઉલટી થવી, બગાસાં આવવાં અને નિદ્રાનો નાશ થવો એટલાં લક્ષણો **વાયુ** અને **પિત્ત**ના પ્રકોપથી આવનારા તાવમાં હોય છે. **અથવા** ૬૦

**વાયુ પિત્તજ્વર નાશના ઉપાય.**

( ઉપજાતિ છંદ )

**बलाऽमृतै रण्डजलाऽब्दपद्मकैर्भाङ्गीकणो शीरयुतैस्सचंदनैः**
**क्वाथं पिबेत्पित्तसमी रजज्वर प्रणाशनं वह्नि विवृद्धिकारणम् ।६१।**

મોટી કાંસકી (બળબીજ), લીંબડાની ગળો, એરંડાનું મૂળ, નાગરમોથ, સુગંધિવાળો, પદ્મક, ભારંગ, લીંડીપીપર, વીરણવાળો, અને રતાંજલી એઓ સઘળાં ( સરખે ભાગે લઈ, ખાંકરફૂટાં કરી, તેઓ ) નો કવાથ કરી પીવાથી વાયુપિત્તજ્વરનો નાશ થાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે.

**[1]વાયુ કફજ્વરનાં કયાં લક્ષણો હોય છે?**

**स्तैमित्यकासाऽरुचिपर्वभेदशिरोरुजः पीनसमध्यवेगौ ॥**
**संतापकंपौगुरुताशरीरेनिद्राव्यथावातकफज्वरे स्यात् ॥ ६२ ॥**

જેને **વાયુ** અને **કફ**ના સંયોગકોપથી તાવ આવેલો હોય તેને શરીરે ભીનું કપડું લપેટયું હોય તેવી પ્રતીતિ થવી, ઉધરસ, અરૂચિ, સાંધાઓમાં કળતર, માથામાં પીડા,

---

૧ બે દોષનાં લક્ષણો નજરે જણાય તો બે દોષનો કોપ અને ત્રણેનાં સાથે જણાય તો ત્રણે દોષનો કોપ જાણવો. રોગ પરીક્ષામાં જ વૈદ્યનું ડહાપણ અને જ્ઞાન તથા અનુભવ જણાઇ આવે છે માટે પરીક્ષા વખતે શાંત થઇ રોગને સંપૂર્ણ રીતે ઓળખવો. **ભા. ક.**

નાકમાંથી પાણીનું પડવું, તાવનો મધ્યમ વેગ, સંતાપ, કંપારો, શરીર ભારી થવું અને ઉંઘ વિશેષ એટલાં લક્ષણો થાય છે. ૬૨

**વાત કફજ્વરનો ઉપાય.**

**क्षुद्रागुडूचीजगदौषधानां सपौष्कराणां विहितः कषायः॥**
**कासाऽरुचिश्वासविबन्धशूलेहितोज्वरे वामकफात्मजेस्यात् ६३**

ભોંયરીંગણી, લીંબડાની ગળો, સુંઠ, અને પુષ્કર મૂળ એઓનો કવાથ પીવાથી ઉધરસ, અરૂચિ, દમ, આફરો, શૂળ અને વાત કફજનિત તાવ એ સર્વનો નાશ થાય છે. **અથવા**—૬૩

( વસંતતિલકા-છંદ )

**राजद्रुमाब्दविजयाकटुरोहिणीभिः सग्रंथिकाभिरपरोविहितः कषायः ॥ सामे सशूलकफवातभवज्वरे स्यात्संपाचनो ज्वलन दीप्ति करः सरश्च ॥ ६४ ॥**

ગરમાળાનો ગોળ, મોથ, હરડે, કડુ, અને પીંપરી-મૂળના ગંઠોડા એઓનો કવાથ પીવાથી આમ તથા શૂળ સહિત વાત કફજ્વરનો નાશ થાય છે અને પાચન કરવા ઉપરાંત જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. ૬૪

**કફ પિત્તજ્વરનાં શું ચિન્હો હોય છે ?**

( ઉપજાતિ–છંદ )

**कासोऽरुचिर्मोहवमिप्रसेकाः संलिप्ततिक्तं वदनं विगंधि ।**
**मुहुर्मुहुर्हर्षणशीतदाहा लिंगज्वरे तत्कफपित्तजेस्यात्॥६५॥**

જેને કફ અને પિત્ત એ બેઉનો સાથે કોપ થવાથી

તાવ આવ્યો હોય તેને ઉધરસ, અરૂચિ, બેશુદ્ધિ ઉલટી, પરશેવો, મ્હોં કડવા સ્વાદવાળું તથા કફથી લિંપાયલું તથા ખરાબ વાસવાળું રહે છે અને વારંવાર રૂંવાડાં ઉભાં થવાં, તેમજ બળતરા તથા ટાઢ વાયા કરવી એટલાં લક્ષણો થાય છે. ૬૫

## કફ પિત્તજ્વરના ઉપાય.

**पटोलमुस्ताजलरक्तचंदनंतिक्तारजोविश्वमुशीरवासकम् ॥**
**संकाथ्यतोयंकफजज्वरंचनिहंतिपानात्त्परितस्तृषायुतं ॥६६॥**

કડવાં પરવળ, મોથ, સુગંધી વાળો, રતાંજલી, કડુ, સુંઠ, વીરણવાળો અને અરડૂસો એઓનો કવાથ પીવાથી પાણીની ધખના સહિત કફ પિત્તજ્વરનો નાશ થાય છે. ૬૬

## કર્ણ શોથની સાધ્યાસાધ્યતા શું છે?

(અનુષ્ટુપ્-છંદ)

**आदिमध्यावसानेषु ज्वरस्य श्रुतिमूलजः ॥**
**शोथोऽसाध्यः कृच्छ्रसाध्यः सुसाध्यः स्यात्क्रमेणतु ॥६७॥**

તાવવાળા કેટલાક રોગીને કાનના મૂળમાં સોજો થઈ આવે છે જેને આદી ભાષામાં **કાન**મૂળિયું કિંવા **લા**પોટિયું કહે છે. તે જો તાવ આવતાંની સાથે જ થઈ આવે તો અસાધ્ય (ન મટે તેવો), તાવના મધ્ય ભાગમાં થઇ આવે તો કષ્ટસાધ્ય (મહા મહેનતે મટે તેવો) અને તાવના અંતમાં થઈ આવે તો સુખસાધ્ય (તુરત મટે તેવો) હોય છે. ૬૭

## સન્નિપાતમાં શું શું લક્ષણો થાય છે?

( ઇંદ્રવજ્રા-છંદ )

**क्षणेक्षणे शीतमथोविदाहःश्वासश्चसंध्यस्थिशिरस्सु पीडा।**
**संस्रावयुक्तेकलुषेविभुग्ने नेत्रेच रक्तं भ्रममोहकासाः ॥६८॥**
**तन्द्राप्रलापो वमथुर्विनिद्रा कर्णौ सशब्दौ सरुजौप्रकंपः**
**कंठस्तुशूकैरिव संवृतोहिस्यात्सन्निपातेकठिनाचजिह्वा ।६९।**

જેને ત્રણે દોષ સાથે કોપવાથી તાવ આવ્યો હોય તેને ક્ષણે ક્ષણે એટલે ક્યારેક તો ટાઢ અને ક્યારેક બળતરા થયા કરે તથા શ્વાસ, સાંધાઓમાં પીડા, હાડકાંઓમાં કળતર, માથામાં પીડા, આંસુ સહિત ધૂમાડિયા રંગનાં ફાટેલાં રાતાં નેત્ર, ફેર, બેશુદ્ધિ, ઉધરસ, ઘેન, બકવા, ગળામાં કાંટાઓનું પડવું, અને જીભ કઠણ તથા ખરસટ ફાટેલી જણાય, એઓ લક્ષણો સન્નિપાતનાં છે. ૬૮-૬૯

## સન્નિપાતના ઉપાય.

( અનુષ્ટુપ-છંદ )

**केसरं मातुलुंगस्य सैंधवं मरिचान्वितम् ॥**
**मुखे धृतं निहंत्याशु जिन्हाशोषमरोचकम् ॥ ७० ॥**

બીજોરાના કેસરા, સિંધાલૂણ અને મરી, એઓના ચૂર્ણ મ્હોંમાં રાખવાથી જીભની કઠિનતા, જડતા, વિરસતા શોષ અને અરૂચિ એઓનો તુરત જ નાશ થાય છે. ૭૦

( સ્વાગતા-છંદ )

**कट्फलादिभवचूर्णविमिश्रः क्वाथ एष दशमूलजोज्वरं ॥**
**आर्द्रकस्वरसतुल्यविभागोमृत्युकल्पमपिहंतित्रिदोषं ॥७१॥**

કટ્ફલાદિ ચૂર્ણ એટલે કે–કાયફલ, પુષ્કરમૂળ, ભારંગ અને કાકડાશીંગ એઓના વસ્ત્રગાળ ચૂર્ણને (મધ સાથે કાલવીને ચાટી જાય તો દમ ઉધરસ યુક્ત તાવનો નાશ કરે છે; પણ જો) [1]દશમૂળના કવાથમાં મેળવી તથા તેના બરોબર આદાનો રસ નાખી પીવામાં આવે તો મરણની નજીક પહોંચેલ સન્નિપાતનો રોગી પણ અવશ્ય સાજો થાય છે. **અથવા** ૭૧

(ઇંદ્રવજ્રા–છંદ)

**किराततिक्तद्रयवाह्वदारु सुंठीगजाह्वादशमूलधान्यैः**
**कृतःकषायःकसनप्रलापश्वासादियुक्तंज्वरमासुहन्यात्** ।७२।

કરીઆતું, કડુ, ઇંદ્રજવ, મોથ, દેવદાર, શુંઠ, [2]ગજપીંપર, દશમૂળ અને ધાણા એટલાં ઓષડોનો કવાથ કરી પીવાથી ઉધરસ, બકવા, અને શ્વાસ વગેરે ઉપદ્રવો સહિત (ત્રિદોષનો) તાવ હોય તથાપિ તે તુરત નાશ થાય છે. **અથવા**

(વસંતતિલકા–છંદ)

**ग्रंथींद्रबीजसुरदारुविडंगभार्ङ्गी शृंगीनलात्रिकटुकटफलपौष्कराणाम् ॥ पथ्याकिराततबृहतीद्वयभूतके शीरास्ना वचाचविकदीप्यतृकीपुराणां ॥क्वाथोनिहंति सकलानपि सन्निपातान्धीविभ्रम-**

---

૧ સમેરવો, ગધિસમેરવો, ભોંરીંગણી, ઊભીરીંગણી, ગોખરૂ, અરણી, અરલૂ, શીવત અને પાડળ એ દશનાં મૂળનો.

૨ ગજપીંપર મક્કાઇભૂટ્ટા જેવી પણ પાતળી તથા તપખીરીઆ રંગની હલકી અને પીંપર જેવા દેખાવની હોય છે. નહિ કે ગાંધીલોકો મોટી પીપરો આપે છે તેને ગજપીપર માનવી. ગજપીપર જોધપુર જેપુર બીકાનેરમાં જ મળે છે ત્યાંથી મંગાવવી. **ભાષાન્તરકાર.**

श्वसनशैत्यमहाप्रलापान् ॥ आध्मानशूलकफवातभवान्प्रसूतिरोगाननेकविधविद्रधिगुल्मशोफान् ॥ ७३–७४ ॥

પીંપરીમૂળના ગંઠોડા, ઇંદ્રજવ, દેવદાર, વાવડીંગ, ભારંગ, ભાંગરો, ચિત્રામૂળ, શુંઠ, મરી, લીંડીપીપર, પુષ્કર મૂળ, શુંઠ, હરડે, કરિયાતું, ભોંયરીંગણી, ઉભીરીંગણી, બાળછડ, રાસ્ના, વજ, ચણક, અજમો અને વૃક્ષી–પુવાડનું મૂળ–એઓનો કાઢો કરી પીવાથી ઓગણચાલીશ પ્રકારના સન્નિપાત, બુદ્ધિની વિભ્રમતા, શ્વાસ, ટાઢનું વિશેષ વાવું, અત્યંત બકવા, આફરો, શૂળ, કફ વાયુજનિત રોગો, વિધવિધ પ્રકારની વિદ્રધિ, ગોળો, સોજા અને સુવારોગ એઓ સર્વનો નાશ થાય છે. **તથા**—૭૩–૭૪

( અનુષ્ટુપ્–છંદ )

वचा मधूकसारश्च मरिचं सैंधवं कणा ॥
सूक्ष्मं पिष्ठाम्भसाम्नस्य कुर्य्यात्संज्ञाप्रबोधनं ॥ ७५ ॥
किरातकारवी तिक्ता पिप्पली कट्फला वचा ॥
उद्धूलनं सन्निपाते स्वेदाऽभिष्यंदिनि ज्वरे ॥ ७६ ॥
रसोनराजीकाचूर्णं तथा सौभांजनोद्भवम् ॥
गोमूत्रेण तु संपिष्य कुर्य्यात्तद्रोटिकां ततः ॥ ७७ ॥
प्रच्छयित्वा ब्रह्मरन्ध्रं विषचूर्णं विघर्षयेत् ॥
पूर्वजां रोटिकां पश्चान्मस्तकोपरि दापयेत् ॥ ७८ ॥
तावत्तां स्थापयेन्मूर्ध्नियावच्चैतन्यवान्भवेत् ॥
अचेतोवांस्तु नो जीवेत्कालपाशावृतः पुमान् ॥ ७९ ॥
दंशनं वृश्चिकैस्सर्प्पैः सन्निपाते सुदारुणे ॥
तदव्याकुलतां यांति क्रियाः कार्या भिषग्वरैः ॥ ८० ॥

વજ, જેઠીમધ, [1]લોહસાર (ગજવેલભસ્મ) સિંધાલૂણ, મરી, અને લીંડીપીપર એઓનું પાણી સાથે ઘસી સુંઘવામાં આવે તો સંજ્ઞાનો નાશ થયો હોય તે મટી જાય છે. **અથવા**—

કરીઆતું, કલૌંજી જીરૂં, કડુ, લીંડીપીપર, કાયફલ, અને વજ એઓનું ચૂર્ણ શરીરે મશળવામાં આવવાથી જે સન્નિપાત રોગીને પરશેવો બહુજ થતો હોય તે બંધ પડે છે. **અથવા**—

લસણ અને રાઇનું ચૂર્ણ, સરગવાનાં રસ તેમજ ગોમૂત્ર સાથે ઘુંટી તેનો રોટલો બનાવવો. તે પછી અચેતનાવાળા રોગીની હજામત કરાવી તાળવાની જગાએ (મૂર્ધસ્થાને) વચ્છનાગનું ચૂર્ણ ઘસી તે રોટલો માથે મૂકવો અને જ્યાં લગી ચૈતન્યતા—શુદ્ધિ આવે ત્યાં લગી માથા પર મૂકી રાખવો. જો આ પ્રયોગ કર્યા છતાં પણ શુદ્ધિમાં ન આવે તો તે રોગી કાળપાશમાં બંધાયેલો હોવાથી મરીજ જાય છે. ( કોઈ વૈદ્યાચાર્યનો મત આ રોટલો ગરમ કરી બાંધવાનો તથા તે ગરમ રહે ત્યાં લગી રાખવાનો છે. માટે વૈદ્યે દેશકાળાદિ જોઈ ઘટતો ઉપયોગ કરવો. ) **અથવા**—

ભયંકર સન્નિપાત રોગીને વિંછી તથા સાપનો ડંષ દેવરાવવો જેથી શુદ્ધિ ઠેકાણે આવે છે; પરંતુ આ ઉપાય દેશકાળ વિરૂદ્ધ હોવાથી ન કરવો એજ ઉત્તમ છે. **અથવા**— ૭૫—૮૦.

---

૧ ' મધુકસાર ' એવો શબ્દ બીજી પ્રતમાં એકઠો કરેલો હોવાથી જેઠીમધનું સત્વ ( શીરો ) એવો અર્થ કરેલો છે. માટે જે વૈદ્યોને યોગ્ય લાગે તે ઉપયોગમાં લેવો. **ભા. કર્ત્તા.**

( રથોદ્ધતા-છંદ )

शुद्धसूतविष गंधटंकणं पिप्पलीमरिचचूर्णसंयुतम् ॥
मर्द्दयेत्कनकबीजजैर्द्रवैरेकमेव दिवसं च शोषयेत् ॥८१॥
पंचवक्त्ररस एष योजितो गुंजिकाद्वयमितः समाक्षिकः ॥
सन्निपातमतिदारुणं हरेद्देयमत्र दधिभक्तकंनृणां ॥ ८२ ॥

શુદ્ધ કરેલો પારો, શુદ્ધ કરેલો વછનાગ, શોધેલો આમલસારો ગંધક, ફુલાવેલો ટંકણખાર, લીંડીપીંપર અને મરી, એઓ સમાન લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ધંતુરાના બીજેના રસ સાથે ૧ દિવસ ખરળમાં ઘુંટી સુકવીને પછી તેમાંથી (દેશ કાળ વય બળ રોગબળ વિચારીને) બે ચણોઠીભાર મધમાં કાલવીને ચાટવાથી તથા તેની ઉપર મોળું દહી અને ભાતનો ખોરાક લેવાથી ઘણા આકરા સન્નિપાતનો પણ આ **પંચવક્ત્ર રસ** નાશ કરે છે. **અથવા**—૮૧-૮૨

( અનુષ્ટુપ-છંદ )

रस गंध समं कृत्वा धत्तूरफलजै रसैः ॥
मर्द्दयेदिनमेकं तु तत्समं त्र्यूषणं क्षिपेत् ॥ ८३ ॥
उन्मत्तोऽयं रसो नाम्ना नस्ये दत्तस्त्रिदोषजित् ॥
निस्तुषं दन्तिकाबीजं दशटंकं विचूर्णयेत् ॥ ८४ ॥
मरिचं पिप्पलीमूलं टंकं टंकं विमिश्रयेत् ॥
भाव्यं जम्बीरनीरेण सप्ताहं च प्रयत्नतः ॥ ८५ ॥

શોધેલો પારો તથા શોધેલો ગંધક સમાન ભાગે

લઈ ધંતુરાના ડોડાના રસ સાથે ૮ પહોર લગી[1] નિરંતર (જરા પણ અત્તો બંધ રાખ્યા વગર) ઘુંટી સુકવીને તેમાં તેના બરોબર શુંઠ, મરી તથા પીંપરના વસ્ત્રગાળ ચૂર્ણને મેળવી તે સન્નિપાતવાળાને સુંઘાડવામાં આવે તો આ **ઉન્મત્ત રસ** ત્રિદોષના કોપને જીતી લે છે. **અથવા**—

નેપાળાનાં છોતરા વગરનાં બીજનું દશ ટાંક (અઢી તોલા) ચૂર્ણ લઈ પછી તેમાં મરી ટાંક ૧ અને લીંડીપીંપર ટાંક ૧ એ બેઉનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવીને જંબીરી જાતના ખાટા લીંબુના રસનો પટ લઈ યત્ન સહિત સાત દિવસ લગી ઘુંટી તૈયાર કરી તેનું સન્નિપાતવાળાની આંખ્યોમાં અંજન કરવામાં આવે તો આ રસાંજન સન્નિપાતનો નાશ કરે છે. ૮૩–૮૫

## સન્નિપાતની મુખ્ય જાતિ કેટલી છે?

**रसोऽयमंजनेदत्तः सन्निपातं विनाशयेत् ॥**
**सन्धिगश्चांतकश्चैव रुग्दाहश्चित्तविभ्रमः ॥ ८६ ॥**
**शीतांगस्तांद्रिकश्चैव कंठ कुब्जश्च कर्णकः ॥**
**ख्यातो भुग्ननेत्रश्च रक्तष्ठीवी प्रलापकः ॥ ८७ ॥**

**સંધિગ** ૧, **અંતિકર** ૨, **રૂગ્દાહ** ૩, **ચિત્તભ્રમ** ૪, **શીતાંગ** ૫, **તંદ્રિક** ૬, **કંઠકુબ્જ** ૭, **કર્ણક** ૮, **ભુગ્નનેત્ર** ૯, **રક્તષ્ટીવી** ૧૦, **પ્રલાપક** ૧૧, **જિહ્વક** ૧૨ અને **અભિ-**

---

૧ જરા પણ અત્તો બંધ રાખ્યા વગર ઘુંટવાથી ઘસારાના યોગથી વીજળીના ગુણો દાખલ થાય છે. સૂક્ષ્મ રજકણો થવાથી થોડા પ્રમાણમાં દવા આપતાં પણ ઘણો ફાયદો બતાવે છે. માટે અંતર રહિત ઘુંટવું. ભા૰ ક૰

ન્યાસ ૧૩; એ તેર પ્રકારના મુખ્ય સન્નિપાતો છે. (આ શિવાયના ૨૫ પ્રકાર બીજા ભાવપ્રકાશમાં બતાવેલ છે તે ધ્યાનમાં લેવા. એ બધા મળી ૩૯ થાય છે.) ૮૬-૮૭

## એ તેર પ્રકારના સન્નિપાતોનો અવધિ કેટલો છે?

जिह्वकश्चेत्यभिन्यासः सन्निपातास्त्रयोदश ॥
संधिगे सप्तरात्राणि चांतके दश वासराः ॥ ८८ ॥
रुग्दाहो विंशतिर्ज्ञेया त्रयोष्टा चित्तविभ्रमे ॥
शीतांगे पक्षमेकंतु तंद्रिके पंचविंशतिः ॥ ८९ ॥
विज्ञेया वासराश्चत्र कण्ठकुब्जे त्रयोदश ॥
जिह्वकेषोऽशाहानि पक्षोभिन्यासके तथा ॥
कर्णके चत्रयोमासा भुग्ननेत्रेदिनाऽष्टकम् ॥ ९० ॥
रक्तष्ठीवे दशा हानि प्रलापेच चतुर्दश ॥
परमायुरिदं प्रोक्तं म्रियते तत्क्षणादपि ॥ ९१ ॥

સંધિગ ૭ રાત્રિ સુધી, અંતક ૧૦ દિવસ સુધી, રૂગ્દાહ ૨૦ દિવસ લગી, ચિત્તભ્રમ ૩ વર્ષ લગી, શીતાંગ ૧૫ દિવસ સુધી, તંદ્રિક ૨૫ દિવસ લગી, કંઠકુબ્જ ૧૩ દિવસ લગી, જીવ્હક ૧૫ દિવસ સુધી, અભિન્વાસ ૧૫ દિવસ લગી, કર્ણક ૩ મહિના સુધી, ભુગ્નનેત્ર ૮ દિવસ લગી, રક્તષ્ટીવી ૧૦ દિવસ લગી અને પ્રલાપક ૧૪ દિવસ લગી રહી શકે છે. સન્નિપાત થતાં જ રોગી મરણ પામે છે. પરંતુ જો તેનું આયુષ્ય હોય તો ઊપર બતાવેલી મુદત લગી જીવી શકે છે. (જો એ મુદતની અંદર સાધ્ય

સન્નિપાતો માટે [1]યોગ્ય ઉપાય કરવામાં આવે તો સન્નિપાતનો નાશ થાય છે, નહિં તો રોગીનો નાશ થાય છે.)૮૮-૯૧

## ઉપર કહેલા તેર સન્નિપાતો પૈકી સંધિગનાં લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**विज्ञेयः संधिगः सन्धिशिरः शूलात्सुदारुणात् ॥**
**शूलं च शोफो जठरे गुरुत्वं स्रस्तांगता संधिषु वेदना च ।**
**बलक्षयोतातकफ प्रकोपो निद्रात्ययः संधिगसन्निपाते ॥९२॥**

શરીરના પ્રત્યેક સાંધાઓમાં અને માથામાં બહુ આકરા સણકા આવે તેને **સંધિગ** સન્નિપાત જાણવો.

તેમજ તે સંધિગમાં શૂળ, સોજા, પેટમાં ભારીપણું, શરીર શીતળ, સર્વ સાંધાઓમાં વેદના, બળનો નાશ, વાતકફનો પ્રકોપ અને નિદ્રાનો નાશ એ લક્ષણો પણ હોય છે. ૯૨

## સંધિગ સન્નિપાતના ઉપાય.

( સ્ગ્ધરા-છંદ )

**रास्नापथ्यागुडूची सहचर जलदाभीरु शुंठीसुराह्वै ।**
**स्तिक्ताकर्चूरवासानिलरिपुसहितैः पंचमूलीद्वयेन ॥**
**द्रव्यैरेभिः कषायस्त्वरितमपहरेत्संधिगं सन्निपातं ।**
**मन्यास्तभांऽत्रवृद्धि ज्वरमरुचिमसौ संधिगां सर्वपीडां ॥९३॥**

રાસ્ના, હરડે, લીંબડાની ગળો, કાંટાશળિયો, ચિત્રા-

---

૧ જે દેશ કાળ વય રોગ બળ વગેરેના નિયમાનુકૂળ ઉપાય હોય તે વ્યાજબી ઉપાય અને એનાથી વિરોધ કરનાર હોય તે અયોગ્ય-નાલાયક ઉપાય ગણાય છે.

મૂળ, કાંગ, ( કે રીસામણી ? ), શુંઠ, દેવદાર, કડૂ, કચૂરો, અરડૂસો, એરંડાનું મૂળ અને દશમૂળ એ સર્વ સમાન લઈ કવાથ બનાવી પીવામાં આવે તો સંધિગ સન્નિપાતનો તુરત નાશ કરે છે. તથા મન્યાસ્તંભ વાયુ, અંત્રવૃદ્ધિ, તાવ, અરૂચિ અને સાંધા માત્રની પીડા પણ મટાડે છે. **અથવા**—૯૩

( ઉપજાતિ છંદ )

**रास्नासुराह्वाशुठिवृद्धदारुविश्वागुडूचीत्रिफलावरीभिः ॥**
**क्वाथःकृतो गुग्गुलसंप्रयुक्तो निहंतिसंधिग्रहसन्निपातं ९४**

રાસ્ના, દેવદાર, શુંઠ, વરધારો, કચૂરો, લીંબડાની ગળો, ત્રિફળા, અને શતાવર એ સર્વ સમાન લઇ કવાથ કરી તેમાં ભેંસા ગુગળનો ( શોધેલા પાડાની આંખ જેવા ચળકતા ગુગળનો ) પ્રતિવાસ દઈ પીવામાં આવે તો સંધિગ સન્નિપાતનો નાશ થાય છે. ૯૪

**અંતક સન્નિપાતનાં શું લક્ષણ હોય છે ?**

**दाहप्रकंपो भृशमुष्णमंगं मूर्द्धः प्रकंपः कसनं चहिक्का ।**
**श्वास प्रमोहौ सततंचयस्मिस्तमंतकाख्यं विबुधास्त्यजेयुः ॥**

શરીરમાં બળતરા, બકવા, શરીર બહુજ ગરમ રહેવું, માથામાં કંપારો, ઉધરસ, હીક, શ્વાસ અને હમેશાં બેશુદ્ધિ જણાય તો તેને **અંતક** ( જિંદગીનો અંત કરનારો ) સન્નિપાત કહે છે. માટે ડાહ્યા ચિકિત્સકે ( વૈદ્યે ) તે રોગીનો ઉપાય ન કરવો; કેમકે તેમાં યશ મળતો જ નથી. ૯૫

**રૂગદાહ સન્નિપાતનાં શું ચિન્હો છે ?**

( **માલિની-છંદ** )

**प्रलपनपरिपातं भ्रांतिमोहप्रकंपा भ्रमणदाहनमांद्यंकंठ**

**मन्याग्रहश्च ॥ श्वसनकसनशूलं व्याकुलत्वं तृडर्त्तिर्भवति मृतिरहो रुग्दाहके सन्निपाते ॥ ९६ ॥**

વિચાર અને સંબંધ વિનાનો લવારો, પરિતાપ, ભ્રાંતિ–ભ્રમણા, બેશુદ્ધિ, કંપારો, ફેર, બળતરા અગ્નિમંદતા, ગળામાં પીડા, જડબાનું પકડાવું, દમ, ઉધરસ, શૂળ, વ્યાકુળતા, તરશ–શોષ, અને વેદના એઓ જેમાં હોય તે રૂગ્દાહ સન્નિપાત કહેવાય છે. ૯૬

**રૂગ્દાહનો ઉપાય.**

**( વંશસ્થ–છંદ )**

**हरीतकीपर्प्पटतिक्तरोहिणी सुरद्रुमारग्वधगोस्तनीघनैः ।**
**कृतःकषायस्त्वरितं महाज्वरं निहंति रुग्दाहकसन्निपातम् ९७**

હરડે, ખડશલિયો પિત્તપાપડો, કડૂ, ભોંરીંગણી, દેવદાર, ગરમાળાનો ગોળ, મણુકા દ્રાક્ષ અને મોથ એઓનો કવાથ કરી પીવાથી રૂગ્દાહ સન્નિપાતનો ભયંકર તાવ તુરત નાશ થાય છે. અથવા બળવાન તાવ અને રૂગ્દાહ સન્નિપાતનો નાશ કરે છે. ૯૭

**કેવાં લક્ષણો હોય તો ચિત્તભ્રમ કહેવાય ?**

**( માલિની–છંદ )**

**भ्रममदपरितापा मोहवैकल्यभावा विकलनयनहास्यं गीत-नृत्यलापाः श्वसितमधिकमेतल्लक्षणं यत्र सर्वं भवति च तमसाध्यं कोपि चित्तभ्रमाख्यम् ॥९८॥**

ફેર આવવા અગર તર્કવિતર્કને વશ્ય થવું, તોફાન કરવાં ( ધંતુરો ખાધાથી જે ઉન્માદ થાય તેવી દશા ગ્રહણ કરવી ), પરિતાપ, બેશુદ્ધિ, ગાંડાપણું, ઢંગ ધડા વિનાનાં

નેત્રો ફેરવવાં, પ્રસંગ વિના હસવું ગાવું નાચવું તથા સંબંધ વિનાનું બોલવું, અને શ્વાસ વિશેષ હોય તો આ સર્વ લક્ષણો **ચિત્તભ્રમ** સન્નિપાત કહેવાય છે. અને આને કેટલાક વૈદ્યાચાર્યો અસાધ્ય ગણે છે. ૯૮

## ચિત્તભ્રમ માટે શું ઉપાય કરવો ?

( ઇંદ્રવજ્રા-છંદ )

**ब्राह्मीवचाभीरु फलत्रिकेण तिक्तावलारग्वधतिक्तकेन।**
**निम्बाऽब्दकोशातकिहाहूराद्बिपंच मूलीभिरसौकषायः॥**
**पितो हि चित्तभ्रमसन्निपातं निहंति रुग्दाहमपि प्रभूतम् ९९**

બ્રાહ્મી, વજ, રીસામણી, ત્રિફલા, કડૂ, કાંસકી, ગરમાળાનો ગોળ, કડૂ, લીંબડાની અંતરછાલ, મોથ, કુકડવેલનાં ફળ, મણુકા દ્રાક્ષ અને દશમૂળ એઓનો કષાય કરી પીવામાં આવે તો ચિત્તભ્રમ અને રૂગ્દાહ એ બેઉ સન્નિપાતનો અવશ્ય નાશ કરે છે. ૯૯

## શીતાંગ સન્નિપાત કોને કહેવાય ?

( ઉપજાતિ-છંદ )

**तुषारशीतं सकलं शरीरं प्रकंपहिक्के शिथिलांगता च खिन्नः**
**स्वरः कासवमि प्रसेकाः सशीतगात्रः शरणार्थमुक्तः ॥१००॥**

સર્વ અંગોપાંગ બરફના જેવું શીતળ રહ્યા કરે, હેડકી આવે, અંગો શિથિલ થાય, સ્વર—અવાજ મંદ થાય, ખાંસી આવે, ઉલટી થાય અને મોતિયા ફુટયા કરે, શીત ઢળે, એ ચિન્હો સન્નિપાત રોગીને ફક્ત મરણને માટે જ મોકલેલ હોય છે; કેમકે તે અવશ્ય મરીજ જાય છે. ૧૦૦

## તંદ્રિક સન્નિપાતનાં લક્ષણ.

प्रभूततन्द्रा ज्वरवेगतृष्णा श्यामा खर स्पर्शवती च जिह्वा ।
श्वासाऽतिसारौ वमथुः प्रदाहः कर्णरुजस्तन्द्रिक सन्निपाते १

અત્યંત ઘેન રહે, તાવનો વિશેષ વેગ જણાય, તરશ લાગ્યા કરે, જીભ કઠણ અને કાળી થઈ જાય, શ્વાસ, અતિસાર, ઉબકા, બળતરા અને કાનોમાં પીડા થાય. એ લક્ષણોવાળાને તંદ્રિક સન્નિપાત કહે છે. ૧૦૧

## તંદ્રિકનો ઉપાય.

भार्गीगुडूचीघनकंटकारीहरीतकीपौष्करनागराणाम् ॥
कृतः कषायस्त्रीदिनं निपीतोघोरं जयेत्तंद्रिकसन्निपातं ॥२॥

ભારંગ, લીંબડાની ગળો, મોથ, ભોંરીંગણી, હરડે, એરંડાનું મૂળ, અને શુંઠ એઓનો કાઢો કરી પીવાથી ત્રણ દિવસની અંદરજ ભયંકર સન્નિપાતનો નાશ થાય છે. ૧૦૨

## કંઠકુબ્જ સન્નિપાતનાં લક્ષણ.

शिरोव्यथादाहहनुग्रहाश्च संतापमूर्च्छागलरोधपाकाः ।
प्रवेदनावातभवाःप्रलापाः सकष्टसाध्यः किल कंठकुब्जः ।३।

માથામાં પીડા, તથા શરીરમાં બળતરા થાય, હડપચી–જડબાં પકડાઈ જાય, સંતાપથી મન મુંઝાય, મુર્છા આવે, ગળું પકડાઈ જાય, ગળું પાકી આવે, અને તેમાં વેદના થાય, તથા વાયુ સંભવ પીડા થાય (રક્તપાતની પીડા થાય) અને લવારો કર્યા કરે તે કંઠકુબ્જ કષ્ટ સાધ્ય–કષ્ટે કરીને મરનારો સન્નિપાત કહેવાય છે. ૧૦૩

## કંઠકુબ્જનો ઉપાય.

( શાર્દૂલવિક્રીડિત છંદ )

शृंगीचित्रकचेतकीवृषसठीभूनिंब भांर्गीनिशा–
व्याघ्रीपौष्करमुस्तवत्सकयवैस्तिक्तामरिचान्वितैः ॥
क्वाथः कृन्तति कंठकुब्जमचिरादाहभ्रमोहारुचि ।
श्वासाऽध्मानगलग्रहाऽग्निसदनाऽभिन्यासकासान्वितं ॥ ४ ॥

કાકડાશીંગ, ચિત્રામૂળ, ચેતકી જાતિની હરડે, અરડૂસો, કચૂરો, કરિયાતું, ભારંગ, હળદર, ભોંરીંગણી, એરંડાનું મૂળ, મોથ, કડાછાલ, ઇંદ્રજવ, કડુ અને મરીઆં– એઓનો કાઢો કરી પીવાથી કંઠકુબ્જ સન્નિપાતનો તથા લાંબા સમયની બળતરાનો, બેશુદ્ધિનો, અરૂચિનો, દમના રોગનો, આફ્રરાનો, ગળઅડનો–ગળું પકડાઇ જવાની પીડા નડે, અગ્નિમંદતાનો અને ઉધરસ સહિત અભિન્યાસ સંનિપાતનો અથવા એટલા ઉપદ્રવો યુક્ત કંઠકુબ્જનો નાશ થાય છે. ૧૦૪

## કર્ણક સન્નિપાતનાં લક્ષણો.

( ઇંદ્રવજ્ર–છંદ )

कंठग्रहायासशरीरपीडा संतापकासश्वसनप्रसेकाः शोफश्च
शूलं बहु कर्णमूले सकष्टसाध्यः किलकर्णकाख्यः ॥ ५ ॥

કંઠનું પકડાઈ જવું, કામ વગર થાક લાગવો, શરીરમાં પીડા થવી, સંતાપ થવો, ખાંસી આવવી, દમનું વધવું, ખાલી ઉબકા આવવા, સોજા ચડવા અને કાનના મૂળમાં શણકા આવવા અથવા કાનના મૂળમાં ઘણોજ

સોજો ચડી શણકા આવવા–એ લક્ષણો યુક્ત સન્નિપાતને કર્ણક સન્નિપાત કહે છે, અને તે કષ્ટ સાધ્ય છે. ૧૦૫

## કર્ણક સન્નિપાતના ઉપાય.

**रास्नाऽश्वगंधा धनकण्टकारी भार्गीवचा पौष्करोहिणीनाम् ।**
**क्वाथः कृतः शंगभयायुतानां पीतोजयेत्कर्णकसन्निपातम् ॥६॥**

રાસ્ના, આસગંધ ( આસન ), મોથ, રીંગણી, ભારંગ, વજ, પુષ્કરમૂળ, કડૂ, કાકડાશીંગ અને હરડે એઓનો ક્વાથ કરી પીવાથી કર્ણક સન્નિપાતનો નાશ થાય છે. **અથવા**—૧૦૬

( ઉપજાતિ છંદ )

**निशेंगुदीसैंधवदारुकुष्टदार्वीविशालारविदुग्धलेपः ॥**
**तंकर्णिकग्रंथिमपाहरेद्वाजलौकसांपतनमत्रशस्तम् ॥ ७ ॥**

હળદર, ઇંગોરાનો ગોળ, સિંધાલૂણ, દેવદાર, ઉપલેટ, દારૂ હળદર અને ઇંદ્રવરણાનું મૂળ એઓના વસ્ત્રગાળ-ચૂર્ણને આકડાના દુધમાં ઘુંટી કાનના મૂળમાં આવેલા સોજા ઊપર લેપ કરવામાં આવે તો કાનના મૂળની ગાંઠ મટી જાય છે. **અથવા**—

તે કર્ણમૂળના સોજા ઊપર લવિંગીઆં જળો વળગાડી ખરાબ લોહી ઓછું કરવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે. ૧૦૭

## ભુગ્નનેત્ર સન્નિપાતનાં લક્ષણ.

**स्मृतिशून्यताज्वरविवृद्धिरति श्वसनं विभुग्नतरले नयने ॥**
**भ्रमकंपनमलपनानि मृतिः कथितोविभुग्ननयनो मुनिभिः ८**

યાદશક્તિનું કમી થવું, તાવમાં ઘણો વધારો થવો, દમનું વધવું, દષ્ટિમાં વાંકાપણું–નજર થરડાવી, તર્ક વિતર્કની ભ્રમણા થવી, કંપારો થવો, અને બકયા કરવું (તથા સોજો ચડવો,) એટલાં લક્ષણોવાળા સન્નિપાતને મુનિજનો ભુગ્નનેત્ર કહે છે અને તેથી તે રોગી તુરતજ મરી જાય છે. ૧૦૮

## ભુગ્નનેત્રનો અંતિમ ઉપાય.

( ઉપજાતિ–છંદ )

**दार्वीपटोलीघनकंटकारीतिक्तानिशानिंबफलत्रिकाणाम् ॥**
**काथो नियोज्यो गुरुसन्निपाते विभुग्ननेत्रे प्रतिबोधनाय ९**

દારૂહળદર, કડવાં પરવળ, મોથ, ભોંરીંગણી, કડૂ, હળદર, લીંબડાની અંતરછાલ અને ત્રિફળા એ સર્વનો કાઢો કરી પીવાથી બળવાન ભુગ્નનેત્ર સન્નિપાતમાં પણ ચૈતન્યતા પ્રાપ્ત થાય છે. ૧૦૯

## રક્તષ્ઠીવી સન્નિપાતનાં લક્ષણ.

( મંદાક્રાંતા છંદ )

**रक्तष्ठीवी भवति मनुजोयत्र तृष्णाप्रमोहः श्वासः शूलं भ्रमवमिमदाऽध्मानसंज्ञाप्रणाशः॥श्यावा रक्तातनुरतितरा दाहाहिक्काऽतिसार रक्तष्ठीवीसमुनिभिरुदितः प्राणहासन्निपातः १०**

લોહીની ઉલટી થાય, તરશ લાગવી, બેભાન દશા થવી, દમ ચડવો, શૂળ આવવું, ફેર આવવા, ઉલટી થવી, મદમાં ઉન્મત્ત થવું, પેટનું ચડવું, સંજ્ઞાનો નાશ થવો, જીભ કાળી કે રાતી થતી, બળતરા થવી, હેડકી આવવી, અને દસ્તો લાગવી વગેરે લક્ષણોવાળા સન્નિપાતને રક્ત-

ષ્ઠીવી કહે છે, અને એ પ્રાણઘાતક છે એમ આર્ય મુનિઓ કહે છે. ૧૧૦

### રક્તષ્ઠીવીના ઉપાય.

(દ્રુતવિલંબિત-છંદ)

**जलदपद्मकपर्पटचंदनैर्मधुकवारिवरीमलयोद्भवैः ॥**
**समधुमालतिपत्रसुभद्रकैः क्वथितमंबु मुखास्रनिवारणं ११**

મોથ, પદ્મક, ખડસલીઓ પિત્તપાપડો, રતાંજલી, જેઠીમધ (કે મહુડાં ?), સુગંધીવાળો, શતાવરી (કે ખસ ?), મલયાગિરિ-ચંદન, અને માલતિનાં પાંદડાં એ-ઓનો કાઢો કરી પીવાથી લોહીની ઉલટી અથવા લોહીમાં થુંકનું આવવું એ બંધ થાય છે. **અથવા**—૧૧૧

(અનુષ્ટુપ-છંદ)

**देयं दूर्वारसैर्नस्यं रसैर्दाडिमपुष्पजैः ॥**
**अथवा त्रिफलादूर्वाजलं रक्तहरं परम् ॥ १२ ॥**

ધરોના રસનો નાશ આપવો (સુંઘાડવો), **અથવા** દાડિમના ફૂલોનો રસ, કિંવા ત્રિફળાનો કાઢો અને ધરોનો રસ સુંઘવો જેથી અવશ્ય લોહીનું પડવું બંધ થાય છે. ૧૧૨

### પ્રલાપક સન્નિપાતનાં લક્ષણ.

(ઉપજાતિ-છંદ)

**कंपः प्रलापः परितप्तमंगदाहोज्वरस्याभ्यधिकोहि वेगः ।**
**संज्ञाविनाशो विकलांगता च प्रलापकोसाध्यतमो मतश्च १३**

મિથ્યા-સંબંધ વગરનું બોલવું-બકવું, કંપારો થવો, શરીરનું અત્યંત તપવું, બળતરા થવી, તાવના વેગનું હદ

ઉપરાંત જોર થવું, સંજ્ઞાનો નાશ થવો અને અંગમાં વિકલતા થવી, એ પ્રલાપકનાં લક્ષણ છે, અને તે અસાધ્ય મનાય છે. ૧૧૩

### પ્રલાપકનો ઉપાય.

( રથોદ્ધતા છંદ )

**मुस्तवारि दशमूलनागरं पर्पटो मलयजं धवत्व चः ॥**
**वासकः कृतसमानविभागः क्वाथएषहरतिप्रलापकं ॥१४॥**

મોથ, સુગંધિ વાળો, દશમૂળ, ખડસલિયો પિત્તપાપડો, ચંદન, ધાવડાની છાલ અને અરડૂસો એઓનો કાઢો પીવાથી પ્રલાપક સન્નિપાતનો નાશ થાય છે. ૧૧૪

### જિહ્વક સન્નિપાતના લક્ષણ.

**श्वासकासपरीतापविह्वलः कंटकैर्विघ्नकंठजिह्वकः ॥**
**मूक्ताबधिरताबलक्षयः कष्टएषकिलजिह्वकः स्मृतः। १५।**

શ્વાસનું જોર વધી પડવું, ઉધરસ આવવી, સંતાપ થવો, વિહ્વળતા થવી, ગળામાં અને જીભ ઉપર કાંટાઓનું છવાઇ જવું, બોલવું બંધ થવું, બ્હેરાપણું થવું અને બળનો નાશ થવો. એટલાં લક્ષણો જિહ્વકમાં પ્રકટપણે વર્ત્તાય છે. આ પણ કષ્ટકારી ત્રિદોષ છે. ૧૧૫

### જિહ્વકનો ઉપાય.

( શાલિની-છંદ )

**उग्रासिंहीधासरास्नामृताब्दा शुंठीतिक्ताशृंगिकापौष्करा-णाम् ॥ ब्राह्मीभार्गीतिक्तवासाशठीनांक्वाथोहन्ति जिह्वकं-सन्निपातम् ॥ १६ ॥**

વજ, રીંગણી, અરડૂસો, રાસ્ના, લીંબડાની ગળો, મોથ, શુંઠ, કડૂ, કાકડાશિંગ, પુષ્કરમૂળ, બ્રાહ્મી, ભારંગ, કડૂ, ધમાસો, અને કચૂરો એઓનો કાઢો પીવાથી જિહ્વક સન્નિપાત નાશ થાય છે. ૧૧૬

### અભિન્યાસ સન્નિપાતનાં લક્ષણ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**निद्रात्य यः श्वासचलप्रकोपैर्निश्चेतनोनष्टव ुगतिश्च**
**ब्रूतेहिकष्टंविकलत्वमंगेऽभिन्यासउक्तः सतुमृत्युतुल्यः १७**

ઉંઘનું ન આવવું, શ્વાસનું જોરથી ચાલવું, અચેતન દશામાં પડયું રહેવું, શરીરની ગતિનો નાશ થવો, પરાણે એકાદ બોલ બોલવો, અને ગાંડા જેવી દશા થવી-અશક્તાઈ થવી, એટલાં લક્ષણો અભિન્યાસમાં હોય છે અને તે મૃત્યુના સમાનજ ગણાય છે. કેમકે તે રોગી જીવતોજ નથી. ૧૧૭

### તમામ પ્રકારના સન્નિપાતના ઉપાય.

( શાર્દૂલ વિક્રીડિત-છંદ )

**[illegible]पर्पटपौष्करामृतलतात्रायंतिकासिंहिका ।**
**रास्नातिक्तशठीमहौषधशिवाभार्गीयवासः कृतः ॥**
**क्काथो नाशयति त्रिदोषनिकरंतृष्णाभ्रमोश्वासह ॥**
**द्रोघंदाहमरोचकंगलगदंकासानरे[illegible]पे ॥ १८ ॥**

કડૂ, ખડસલિયો પિત્તપાપડો, પુષ્કરમૂળ, લીંબડાની ગળો, ત્રાયમાણ, કાકડાસીંગ ( કે રીંગણી ? ), રાસ્ના કરિયાતું, કચૂરો, શુંઠ, હરડે, ભારંગ અને જવાસો-ધમાસો, એઓના કવાથ પીવાથી તમામ જાતના સન્નિપાત તથા

શોષ, ભ્રમણા, દમ, છાતિનું રૂંધાવું, બળતરા, અરૂચિ, ગળાના રોગ, અને ઉધરસ એઓ ઉપદ્રવો વગેરે સર્વનો નાશ કરે છે. **અથવા**— ૧૧૮

( સ્રગ્ધરા-છંદ )

**भार्गीरास्नापटोलीसुरतरुरजनीव्योषवासाविशाला**
**ब्राह्मीभूनिंबनिंबैर्जकटुकवचापाटलाटुंटकिभिः ॥**
**दार्वीव्याघ्रीगुडूचीत्रिवृतिकहपुषापौष्करत्रायमाणै ।**
**मुस्तानंताकलिंगैस्त्रिफलशठियुतःस्तुल्यभागःकषायः १९**
**पीतोद्वात्रिंशदाख्यः कसनगलगद श्वाससाध्यास्थिशूलम् ।**
**हिक्काध्मानादियुक्तान्जगति गुरुतरान्सन्निपातान्समस्तान् ॥२०॥**

ભાડંગ રાસ્ના, કડવાં પરવળ, દેવદાર, હળદર, ત્રિકટુ ( શુંઠ, મરી, પીંપરી, અરડૂસો, ઇંદ્રવરણાંનાં મૂળ, બ્રાહ્મી, કરીઆતું, લીંબડાની અંતરછાલ, સાદડની છાલ, કડા છાલ, વજ, કાળીપાઠ, અરલૂમૂળ, દારૂહળદર, ભોંરીંગણી, લીંબડાની ગળો, નસોતર, પલાંશી, પુષ્કરમૂળ, ત્રાયમાણ, મોથ, અનંતમૂળ-ધમાસો, ઇંદ્રજવ, ત્રિફળા (હરડાં, બ્હેડાં, આમળાં ) અને કચૂરો એઓ સઘળાં સમાન ભાગે લઈ કાઢો કરી પીવાથી આ બત્રીસો કવાથ ઉધરસ, ગળાની પીડા, દમ, હાડકાના સાંધાઓની પીડા, શૂળ, હેડકી અને આફરો વગેરે વગેરે ઉપદ્રવો સહિત સન્નિપાત માત્રનો નાશ કરે છે. **અથવા**— ૧૧૯-૨૦

( શાલિની-છંદ )

**अर्कव्योषंचित्रकंचव्यदारुशिग्रुस्तिक्तो मार्कवः शुक्लकंदा ॥**

**रास्नानंतासिंदुवारोग्रगंधातकीरीभिः पीतमात्रः कषायः॥ सद्यो-**
**हन्यात्सन्निपातान्समग्रानशैत्यश्वासं मूतिकावातरोगान् ।२१।**
**रसोनकृष्णामरिचोग्रग्रंधाश्योनाकवीजं लवणोत्तमं च ॥**
**गोमूत्रपिष्टं नयनांजनं स्यात्समस्तदुष्टग्रह सन्निपाते ॥ २२ ॥**

આકડાના ( મૂળની ) અંતરછાલ, ત્રિકટુ ( શુંઠ, મરી, પીંપર, ), ચિત્રામૂળ, દેવદારા, સરગવાની છાલ, કડુ, ( કે કરીઆતું ? ), ભાંગરો, અતિવિષની કળી, રાસ્ના, ધમાસો, નગોડ ધોળી, વજ અને અરણી મૂળ—એઓનો ક્વાથ પીવાથી તુરત સન્નિપાત માત્રનો નાશ કરે છે, અને શીત ઢળ્યું હોય, દમ ચાલતો ચાલતો મર્યાદા મૂકી દેતો હોય, સુવારોગ થયો હોય અને વાયુ સંબંધી રોગોની હરકત હોય એ બધાઓને પણ દૂર કરે છે. **અથવા**—૧૨૧ ૨૨

( ઉપજાતિ-છંદ )

**मरिचं मधुकं ससैंधवं नलदं कट्फल पिप्पलीयुतम् ॥**
**नरिनावनमुष्णवारिणा मृदु कृत्वा हरति त्रिदोषजम् २३**

લસણ, લીંડીપીપર, મરી, વજ, અરલૂનાં બીજ, સિંધાલૂણ. એઓને ગોમૂત્રની સાથે બારીક ઘુંટી આંજવા જેવું ઔષધ બને એટલે સન્નિપાતના રોગીની આંખ્યોમાં આંજવું જેથી તમામ જાતના સન્નિપાત અને તમામ જાતના વળગાડ નાશ થાય છે. **અથવા**—

મરી, જેઠીમધ ( અથવા મહુડાં ), સિંધાલૂણ, વાળો, કાયફળ, અને લીંડીપીપર એઓને ઉન્હાપાણી સાથે આંખમાં આંજવા જેવું ઔષધ બનાવીને સન્નિપાતના દર્દીની

આંખ્યોમાં આંજવું જેથી ત્રિદોષનો નાશ થાય છે.
**અથવા— ૧૨૩**

(ઉપજાતિ-છંદ)

**एवंविधेस्मिन्विहिते विधाने न यातिसंज्ञा यदिपश्य जंतुः ॥**
**तं पादमूले भृकुटीललाटे शलाकया लोहजया दहेत्तु ॥२४॥**

એ સધળા ઉપાયો કર્યા છતાં પણ કદી સન્નિપાત રોગી શુદ્ધિમાં ન આવે તો પગનાં મૂળમાં (પગથળિયાં) ભ્રૂકુટીમાં અગર કપાળમાં તપાવેલી લોઢાની સળીવતે ડામ દેઈ દેવો જેથી સન્નિપાત મટે છે. ૧૨૪

## ત્રિષમજ્વર કોને કહે?

(અનુષ્ટુપ-છંદ)

**शीतोष्माभ्यामनियतात्कालाद्यश्चप्रवर्तते ॥**
**विषमातितीक्ष्णवेगात्तु स ज्वरो विषमः स्मृतः ॥२५॥**

ટાઢિયો કે ઉન્હો તાવ નિયમ વગર (ટાઈમ વગર-આછા વધતા વેગથી) ચડી આવે અને અકળાવી નાંખે એવો વેગ હોય અર્થાત્ ચડવાનો, તાવ ગરમી બદલાવાનો અને ઉતરવાનો વિષમ ચોકસ હોતો નથી, તેને વિષમ જ્વર કહે છે. ૧૨૫

## તે વિષમજ્વર કેટલી જાતિનો છે?

**संततः सततोऽन्येद्युस्तृतीयकचतुर्थकौ ॥**
**विषमाः पञ्च विज्ञेया ज्वरोत्सृष्टस्यवा पुनः ॥ २६ ॥**
**दोषोल्पोहितसंभूतः करोति विषमज्वरान् ॥**
**सप्तरात्रं दशदिनं द्वादशाहमथोत्तरम् ॥ २७ ॥**

સંતત ૧, સતત ૨, અન્યેદ્યુષ્ક ૩, તૃતીયક ૪ અને ચાતુર્થિક ૫ એમ પાંચ મુખ્ય ભેદ છે. તે તાવના આવવા ઉપરથી તેઓનો સ્પષ્ટ ભેદ જણાઈ આવે છે. ૧૨૭

**તે તાવ શાથી આવે છે અને તેની મુદત શું છે?**

**संतत्या योविसर्गीस्यात्संततः सहि कथ्यते ॥**
**कालद्वयं सततको दिवारात्रौ प्रवर्त्तते ॥ २८ ॥**

થોડા પ્રમાણમાં કોપેલો દોષ પણ ઋતુ પ્રકૃતિ દેશ આહારાદિ વિરૂદ્ધ આચરણોને લીધે વિશેષ કોપવાથી વિષમ જ્વરને પેદા કરે છે, અને જો વાયુકોપથી થયેલો હોય તો સાત રાત્રિ સુધી, પિત્તકોપથી થનારો દશ રાત્રિ સુધી અને કફકોપથી થનારો બાર રાત્રિ સુધી તદ્દન ઊતરતો જ નથી; પણ તે મુદત વીત્યા પછી પોતાની મેળે (દોષના પરિપકવપણાથી) ઊતરી જાય છે. અથવા તો દોષનો બિગાડ વધી પડવાથી (યોગ્ય ઔષધોપચાર ન થવાથી) તે મુદત પછી કે પહેલાં રોગી મરણને શરણ થાય છે. ૧૨૮

**नक्तं दिनादेककालमन्येद्युष्कः प्रवर्तते ॥**
**तृतीयकस्तृतीयेह्निचतुर्थेऽन्हिचतुर्थकः ॥ २९ ॥**
**त्रायंती सारिवाऽनंताकंटुकाभिःशृतं जलम् ॥**
**वातदीनां निवृत्त्यर्थे संतातारव्ये ज्वरे हितम् ॥३०॥**

**એ દરેકનું જુદું જુદું ઓળખાણું શા ઉપરથી થઈ શકે છે?**

સંતત એટલે કે જે તાવ મુદત વગર ઊતરતો જ નથી તે, તથા સતત એટલે કે દિન રાતમાં મળી બે

વખત આવે તે, અન્યેદ્યુષ્ક એટલે કે તાવ રાત કે દિવસમાં એક વખત જ આવે તે, તૃતીયક-તરિયો કે જે ત્રીજે દિવસે જ આવે છે તે, અને ચાતુર્થિક કે જે ચોથે દિવસે આવે છે તે ચોથિયો તાવ, એમ પાંચેનું આેળખાણ થઈ શકે છે.[1] ૧૨૯-૧૩૦

## એ પાંચે પ્રકારના ભિન્ન ભિન્ન ઉપાય.

**पटोलपथ्यापिचुमंदशक्र बीजामृतायासकृतः कषायः ॥**
**निपीतमात्रः शमयत्युदीर्णं कासादियुक्तं सततज्वरं हि ३१**

ત્રાયમાણ, ઉપલસરી, ધમાસો, અને ઇંદ્રજવનો કાઢો કરી પીવાથી બાર આશ્રયનો વિકાર નાશ થઈ **સંતત**-હરદમ રહેનારો તાવ મરી જાય છે. ૧૩૧

( ઉપજાતિ-છંદ )

**द्राक्षापटोलीपिचुमदमुस्ताकलिंगबीजत्रिफलाकषायः ॥**
**पीतः प्रभाते ज्वरमुग्रवेगमेकाहिकं नाशयति प्रसह्य ३२**
**चन्दनमुस्तगडूचीधान्योशीरनागरैः कृतः क्वाथः ॥**
**मधुशर्करया युक्तं हन्ति तृतीयकज्वरं पुंसाम् ॥ ३३ ॥**

---

૧ **ઈશાનદેવનું** કથન આવું છે કે-જે દિવસમાં બે વખત કે રાતમાં બે વખત આવે કિંવા એક વખત દિવસમાં અને એક વખત રાત્રિમાં આવે તે સતતજ્વર કહેવાય છે. **ચરકમુનિ** કહે છે કે-વાયુના ૩, સપ્ત ધાતુઓના ૭, મૂત્રનો ૧ અને મળનો ૧ એમ ૧૨ વિકારોના આશ્રયથી સતત તાવને જન્મ મળે છે. **અગ્નિવેશજી** કહે છે કે, અન્યેદ્યુષ્ક તાવ ૫૦ ઘડી, તરિયો ૧ દિવસ અને ચોથિયો ૨ દિવસ લગી શરીરમાં રહે છે. ભા. કર્તા.

આંખપુટામણાં, હરડે, લીંમડાની અંતર છાલ, ઇંદ્રજવ, લીંબડાની ગળો, અને ધમાસો એઓનો ક્વાથ પીવાથી ઉધરસ વગેરે ઉપદ્રવો સહિત **સતત** જ્વર નાશ થાય છે. **અથવા—**

કાળીદ્રાક્ષ, કડુપરવળ, લીંબડાની અંતર છાલ, મોથ ઇંદ્રયવ, અને ત્રિફળાં એઓનો ક્વાથ પ્રાતઃકાળમાં પીવાથી આકરા વેગવાળો **એકાંતરિયો** નાશ થાય છે. ૧૩૨–૧૩૩

( આર્યા-છંદ )

**स्थिराशिवानागरदेवदारुधात्रीरसैः संविहितः कषायः॥**
**पीतःसितामाक्षिकसंप्रयुक्तो निहंति चातुर्थकमुग्रवेगं ३४**

ચંદન, મોથ, ગળો, ધાણા, સુગંધીવાળો અને શુંઠ એઓનો ક્વાથ કરી મધ અને સાકર સહિત પીવામાં આવે તો **તરિયો** તાવ નાશ પામે છે. ૧૩૪

( ઉપજાતિ-છંદ )

**रामठपुराणघृतयोर्नस्यं चातुर्थिक ज्वरं हन्यात् ॥**
**अगस्त्यपत्रस्वरसो तस्मै दत्तोऽथवा जयेत् ॥ ३५ ॥**

મોટો સમેરવો, હરડે, શુંઠ, દેવદાર, આમળાં અને અરડૂસો એઓનો કાઢો મધ તથા સાકર સહિત પીવાથી આકરા વેગવાળો **ચોથિયો** તાવ પણ નાશ પામે છે. **અથવા**—૧૩૫

( આર્યા-છંદ )

**विषमंतु निहंत्यूर्ध्वमधो वा शोधनं परम् ॥**
**एकैक मधुना हन्ति त्रिवृत्कृष्णा हरीतकी ॥ ३६ ॥**

હીંગ અને જૂનું ઘી એટલે જૂના ઘીમાં હીંગ (હીરાહીંગ) ઘસીને નાક માટે નસ્ય આપવાથી (સુંઘાડવાથી) **અથવા**—અગથિયાના પાંદડાંનો રસ સુંઘાડવાથી ચોથિયો તાવ નાશ થાય છે. ૧૩૬

**વિષમ જ્વરના અન્ય ઉપાય.**

(અનુષ્ટુપ છંદ)

**पथ्याशक्र सम चूर्ण कर्षमात्रं गुडेन तु ॥**
**भक्षितं नाशयत्याशु शीतकं विषमज्वरम् ॥ ३७ ॥**
**चेतोमुषांपीनपयोधराणां कस्तूरीकाकुंकुमचर्चितनाम् ॥**
**शीतज्वरे शस्तमथांगनानामालिंगनं चारु हिमावधि स्यात् ३८**

વિષમજ્વર રોગીને યોગ્ય પ્રકારે ઉલટી અને રેચ આપી શરીર શોધન કરવું, જેથી તાવ નાશ થાય છે. **અથવા**-નસોતર, પીંપર અને હરડે એ દરેકનું એટલું વસ્ત્રગાળ ચૂર્ણ મધમાં કાલવી ચાટવાથી વિષમજ્વર નાશ થાય છે. અથવા હરડે, અને ઇંદ્રજવ એઓનું ચૂર્ણ ૧ તોલાભાર ખપ જેટલા ગોળમાં મેળવી ખાવામાં આવે તો તેથી ટાઢિયો તાવ અને વિષમજ્વર તરત બંધ પડે છે. **અથવા**—૧૩૭—૧૩૮.

(ઇંદ્રવજ્રા-છંદ)

**व्याघ्रीविश्ववितुन्नपुष्कररजे भूनिम्बवासाऽमृता ।**
**भार्गी निंबपटोलपद्मकघनैस्तिक्ताकलिंगैः कृतः ॥ ३९ ॥**

જે સ્ત્રીનું શરીર મનને આનંદ આપે તેવું હોય, તથા જેના સ્તન પુષ્ટ ગોળ કઠીન અને માફકસર હોય અને જેનું

શરીર કસ્તૂરી કેસરથી વિલેપન કરેલું હોય, તે સુંદર સુંદરીનું ફક્ત આલિંગન જ્યાં લગી તાઢ ન મટે ત્યાં લગી ઘણું જ ઉત્તમ છે. **અથવા**—૧૩૯

( શાર્દૂલવિક્રીડિત છંદ )

**काथो हंति सचंदनः कफमरुत्पित्तं सदाहं तृषाम् ॥**
**कासंपंचविधं तथा कृमिरुजं पांडु वमिं कामलाम् ॥४०॥**

ભોંયરીંગણી, શુંઠ, ધાણા, અરંડમૂળ, કરિયાતું, અરડૂસાના મૂળની છાલ, ગળો, ભારંગ, લીંબડાની અંતર છાલ, કડૂવાં પરવળ, પદ્મક, મોથ, કડૂ, ઇંદ્રજવ અને ચંદન એઓનો કવાથ પીવાથી વાત, કફ–પિત્ત–કોપ, બળતરા, તરશ, પાંચે જાતની ઉધરસ, પાંચે જાતના વિષમજ્વર, કરમિયાનો રોગ, પાંડુરોગ, ઉલટી અને કમળો એ સર્વનો નાશ થાય છે. **અથવા**–૧૪૦

( ઉપજાતિ–છંદ )

**पटोपथ्याघनरोहिणीभिर्भूनिंबयष्टीमधुकाऽमृताभिः ॥**
**कृतः कषायोविषमज्वरेषु सर्वेषु शस्तः कसनारुचिघ्नः ४१**

કડવાં પરવળ, હરડે, મોથ, ઉભીરિંગણી, કરિયાતું, જેઠીમધ અને ગળો એઓનો કવાથ કરી પીવાથી સર્વ પ્રકારના વિષમજ્વરો, ઉધરસનો અને અરૂચિનો નાશ થાય છે. **અથવા**—૧૪૧

( અનુષ્ટુપ–છંદ )

**तिलतैलेन संमिश्रं रसोनं च सुकल्पितम् ॥**
**भक्षितं नाशयेद्वातं सुघोरं विषमज्वरम् ॥ ४२ ॥**

**सिताजीरकसंयुक्तो द्रोणपुष्पोभवो रसः ॥**
**पलमाने हरेत्पीतो विषमज्वरमुद्धतं ॥ ४३ ॥**

લસણની લુગદીને મીઠા તેલની અંદર મેળવી ખાવામાં આવે તો વાત ( વાયુ ) સંબંધી નડતર અને વિષમજ્વરની ભયંકર પીડાનો નાશ કરે છે. **અથવા**—ચાર તોલા કૂબાનો રસ લઈ તેમાં સાકર અને જીરાનું ચૂર્ણ મેળવી પીવાથી તોફાની વેગવાળા વિષમજ્વરનો નાશ થાય છે.

**અથવા**—૧૪૨–૧૪૩

( ઇંદ્રવજ્રા-છંદ )

**भूनिंबपथ्याघनकंटकारी त्रायंतिकानागरयासतिक्ताःबाष्यालकचूरकणापटोलक्षुद्राजलग्रंथिकपर्पटाश्च असौ मतः षोडशकांगचूर्णा ज्वरान्समग्रानविषमान्निहंति ॥ ४४ ॥**

કરીઆતું, હરડે, મોથ, ઉભીરીંગણી, ત્રાયમાણ, શુંઠ, ધમાસો, કડૂ, બળબીજ, ષડ્કચૂરો, લીંડીપીંપર, કડવાં પરવળ, ભોંરીંગણી, વીરણવાળો, પીંપરીમૂળના ગંઠોડા અને ખડસલિયો પિત્તપાપડો આ સોળ પદાર્થોનો કવાથ કરી પીવાથી સર્વ જાતના વિષમ જ્વરનો નાશ થાય છે.
**અથવા**—૧૪૪

( **વંશસ્થ-છંદ** )

**किराततिक्तंवृष्टदंबुपिप्पली विडंगविश्वेकटुरोहिणीशिवे ॥**
**प्रपीतमुष्णंसकलज्वरापहंप्रवर्द्धनंजाठरजातवेदसः ॥ ४५ ॥**

કરિયાતું, કડવાં પરવળ, નસોતર, વીરણવાળો, લીંડીપીંપર, શુંઠ, કડૂ, અને હરડે એઓનો કવાથ કરી

નવશેકો પીવાથી સર્વ જાતના તાવ દૂર થાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. **અથવા**–૧૪૫

( અનુષ્ટુપ-છંદ )

**कर्षार्द्धं पिप्पलीमूलं गुडेन विलिहन्निशि ॥**
**चिरादपि च सन्नष्टां निद्रामाप्नोति मानवः ॥ ४६ ॥**

અરધા તોલાભાર પીંપરીમૂળના ચૂર્ણને ગોળમાં મેળવીને રાત્રિયે સુવાની અગાઉ ખાવામાં આવે તો તાવના કારણથી નાશ પામેલી લાંબા વખતની નિદ્રા પુનઃ પ્રાપ્ત થાય છે અર્થાત્ સારી પેઠે ઉંઘ આવે છે. **અથવા** ૧૪૬

( ઉપજાતિ છંદ )

**देयंदिनान्ते लघुभोजनं च गतज्वरायाप्यगतज्वराय ॥**
**तदा कफस्योपशमोपलब्धिरुष्मा प्रवृद्धः प्रबलो हि वह्निः॥४७**

સંધ્યા વખતે–સાંજરે તાવવાળારોગીને જો કે તાવ આવતો હોય કે તાવ આવતો અટક્યો હોય તોપણ હલકો ખોરાક આપવો એ જ ઉત્તમ છે. કેમકે સાયંકાળમાં હલકો ખોરાક લેવાથી કફની શાંતિ થાય છે, ખરી ગરમી વધે છે અને જઠરાગ્નિ પ્રબળ થાય છે. ૧૪૭

### જીર્ણજ્વરનાં લક્ષણો.

( અનુષ્ટુપ-છંદ )

**सप्तत्रयदिनादूर्ध्वं तनुत्वं प्राप्य तिष्ठति ॥**
**प्लीहाग्निमांद्यं तनुते स जीर्ण ज्वर उच्यते ॥ ४८ ॥**

તાવ આવ્યાથી ગણતાં એકવીશ દિવસ થઇ ગયા હોય અને ઝીણો ઝીણો તાવ રોગીના શરીરમાં ભર્યો રહેતો

હોય, તથા બરલ અને અગ્નિની મંદતા વધવા લાગેલ હોય તેને જીર્ણ-જુનો તાવ કહે છે. ૧૪૮

### જીર્ણજ્વરના ઉપાય.

**क्षुद्राऽमृतानामराणां क्वाथः कृष्णा समन्वितः ॥**
**जीर्णज्वरकफश्वासकासाऽरोचकनाशनः ॥ ४९ ॥**

ભોરીંગણી, ગળો, અને શુંઠ એઓનો કવાથ કરી તેમાં લીંડીપીંપરનો ભૂકો ભભરાવી પીવામાં આવે તો જીર્ણજ્વર, કફ, શ્વાસ અને અરૂચિ એઓનો નાશ થાય છે. **અથવા**-૧૪૯

(ઉપજાતિ છંદ)

**सठीरजोनागरदेवदारुरास्नाब्दतिक्ताबृहतीकिरातैः ।**
**क्वाथः कणामाक्षिकसंप्रयुक्तो जीर्णज्वरघ्नो विषमज्वरघ्नः ५०**

કચૂરો, શુંઠ, દેવદાર, રાસ્ના, મોથ, કડુ, મોટી રીંગણી, અને કરીયાતું એઓનો કવાથ કરી લીંડીપીંપરના ચૂર્ણથી અને મધથી યુક્ત કરી પીવામાં આવે તો જીર્ણજ્વરનો અને વિષમજ્વરનો નાશ કરે છે. **અથવા** ૧૫૦

(અનુષ્ટુપ છંદ)

**धात्री हरीतकी कृष्णा चित्रकः सैंधवैस्तथा ॥ एषां चूर्णमिमां-**
**घघ्नः सर्वज्वरविनाशनः ॥ मेदीरुचिकरश्लेष्मजेतादीपनपाचकः**

આંબળાં, હરડે, લીંડીપીંપર, ચિત્રામૂળ, અને સિંધાલુણ, એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી યોગ્ય માત્રાસહ સેવન કરવામાં આવે તો અગ્નિની મંદતાનો અને સર્વ પ્રકારના તાવનો નાશ કરે છે, તથા મળોને તોડનાર છે, રૂચિ-

કર્તા છે, કફને જીતનાર છે, દીપન અને પાચન ગુણયુક્ત છે. ૧૫૧

( ઉપજાતિ–છંદ )

ज्वराः कषायैर्वमनैर्विरेकैः शाम्यंति नो तत्र घृतं प्रदेयं ।
शुंठीकणाग्रंथिकचव्यवह्निक्षाराः पृथक्त्वेकपलप्रमाणाः५२

તાવને હઠાવવા માટે કવાથ, વમનપ્રયોગ અને રેચક આષડોનો ઉપયોગ કરવો. એમ કર્યા છતાં પણ જો રોગીને તાવ છોડતો ન હોય તો તે રોગીને ઔષધોથી સિદ્ધ કરેલું ઘી પાવું. તેની રીત એ પ્રમાણે છે કેઃ—૧૫૨

(ઉપેંદ્રવજ્રા–છંદ)

प्रस्थं घृतं नागरवारिमस्तुप्रस्थद्वयं तद्विपचेत्कटाहे ।।
संसिद्धमाज्यं विषमज्वरेषु जीर्णज्वरे वर्षभवेऽपि शस्तं ५३

શુંઠ, લીંડીપીપર, પીપરીમૂળના ગંઠોડા, ચવ્ય, ચિત્રામૂળ, અને સિંધિવાદિ ક્ષાર એઓ પ્રત્યેક પદાર્થો ચાર ચાર તોલાભાર લેવા, ગાયનું ઘી તોલા ૬૪ અને આદાનો રસ ૧૨૮ તોલા લઈ એ બન્ને એકત્ર કરી અગ્નિ ઊપર ચઢાવી કઢાઈમાં આદાનો રસ બળી જાય ત્યાં લગી પકાવી ઘીને તૈયાર કરવું, પછી તે સિદ્ધ કરેલા ઘીનું સેવન કરવામાં આવે તો તેથી સર્વ પ્રકારના તાવ અને એક વર્ષનો જુનો તાવ હોય તે સર્વ નાશ પામે છે. **અથવા** ૫૩

( ઇંદ્રવજ્રા અને ઉપજાતિ છંદ )

लाक्षारसस्याढक मच्छतैलंप्रस्थं पचेन्मस्तु चतुर्गुणं च ॥
पिष्ट्वा शताह्वा रजनीः मधूकं रास्नाश्वगंधा कटुका समूर्वा५४

**हरेणुकं चन्दनमुस्तदारुकुष्टं पृथक्कर्षमितं क्षिपेत्तत् लाक्षादिकं तैलमिदं मुसिद्धं निहंति सर्वान्विषमज्वरांस्तु ॥ षष्ठत्रिकांगस्फुटनं सशूलं दौर्गंध्यकंडूभ्रमवातरोगान् ॥ ५५ ॥**

લાખનો રસ તોલા ૨-૬, તલનું તેલ તોલા ૬૪ અને ગાયના દહીંનું ઘોળવું એ બન્નેથી ચારગણું મેળવી તેને ઉત્તમ પાત્રમાં ( કઢાઇમાં ) ભરી અગ્નિદ્વારા પકવવું, પછી તેમાં શુંઠ, સવા, હળદર, જેઠીમધ, રાસ્ના, આસગંધ, કડુ, મોરમાંસી, હરેણુક, ( ઘાસિયો પિત્તપાપડો કિંવા વટાણા? ) ધોળી સુખડ, મોથ, દેવદાર અને કઠ, એ સઘળાં ઓષડો એક એક તોલાભાર લઈ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપર કહી ગયા તે તેલમાં નાંખવું. જ્યારે લાખનો રસ અને દહીંનું ઘોળવું એ બન્ને બળી ગયા બાદ એકલું તેલજ માલમ પડે ત્યારે તૈલ સિદ્ધ થયેલું સમજી (નીચે ઉતારી, વસ્ત્રથી ગાળી લઈ સુંદર કાચની બરણી બાટલી કે કલાઈવાળા વાસણમાં ભરી) લેવું. પછી આ **લાક્ષાદિ તૈલનો** માલેસ કરવામાં આવે તો સર્વ પ્રકારના વિષમજ્વરનો, પીઠ તથા તૃકપીઠમાં આવતા શૂળનો, શરીરનો તોડવાનો, શૂળનો, શરીરની દુર્ગંધતાનો, ખરજનો, ભ્રમ-ફેરનો અને વાયુરોગનો એઓનો નાશ કરે છે, **અથવા—૧૫૪-૧૫૫**

**( ઉપજાતિ-છંદ )**

**मनः शिलातालकतुत्थताम्ररसेंद्रगंधं समकर्षभागं ॥**
**संमर्दयेत्तत्रिफलारसेन गोलं न्यसेत्संपुटके प्रदद्यात् ।५६।**

पुटंततथोद्धृत्य च भानुवज्री दुग्धेन भाव्यं किलसप्तवारं ॥
काथेन दंती त्रिवृतोद्भवेन विभावनाः सप्तपुनः प्रदेयाः ५७
ततोऽस्यमाषं मरिचैः शतर्द्धैगद्याणमात्रेणगुडेनयुक्तं ॥
संभक्षयेन्मातुलसीदलाभ्यां दिनत्रयं पथ्य मिहौदनं च
शीतारिनामारसएषहंति शीतज्वरं घोरतरं सवातं ॥५८॥

શુદ્ધ મણુશિલ, શુદ્ધ હરતાલ, શુદ્ધ (શોધેલું) મોરથુથુ શુદ્ધ તામેશ્વર, અને શુદ્ધ આમલસારો ગંધક, એટલા પદાર્થો એક એક તોલાભાર લેવા પછી તેઓને વાટી ત્રિફળાના રસમાં ( રસ ન મળે તો ત્રિફળાના કવાથમાં ) સારી પેઠે ઘુંટી પછી તેનો ગોળો બનાવી, સંપુટમાં મૂકી (જે સરખા ઘસેલા કાનનાં બે પાત્રને જોડી તેમાં દવા મૂકવી તે) દેવો. પછી સંપૂટમાંથી તે ગોળાને બહાર કહાડી તેને આકડાનાં દૂધના અને થોરના દુધના સાત સાત પુટ દેવા ત્યાર પછી ફરી તેને નેપાળાના મૂળના કવાથના અને ત્રિફળાના કવાથના પણ સાત સાત પુટ આપવા. પછી તેને ઘુંટી ચાળીને સુંદર સીસીમાં ભરી રાખવો. આ રસની માત્રા એક માસો ( આઠ ચણોઠીભાર ) લઈ તેમાં ૫૦ કાળાં મરીયાં અને એક ગદીયાણાભાર ગોળ એ સર્વને તુલસીપાનમાં મૂકી જો ૩ દિવસ સેવન કરે અને પથ્ય ભોજનમાં માત્ર ભાત જમે તો આ **શીતારી રસ** ટાઢીઆ તાવનો અને ભયંકર વાયુનો નાશ કરે છે. ૧૫૬–૫૮

## જ્વરમુક્તનાં લક્ષણો.

( ઇંદ્રવજા–છંદ )

गात्रेलघुत्वंशिरसश्चकंडूः पाकोमुखेसौः त्वमिन्द्रियाणाम्
स्वेदोन्नकांक्षाक्षवथोः प्रवृत्तिः स्या[illegible]द्दगत ज्वरस्य ५९

જે તાવવાળા રોગીનું શરીર હળવું ફુલ જેવું જણાવા લાગે, માથામાં ખરજ આવ્યા કરે, મોહોડામાં કે ઓષ્ટ ઊપર પાક જણાય (બરો મૂતરી જાય) વ્યથા વગરનું તન મન જણાય, પરસેવો આવ્યા કરે, અન્નાદિક ઉપર રૂચિ અભિલાષા ઉત્પન્ન થાય અને છીંકો આવે એટલાં લક્ષણો થાય તો તે રોગીને તાવે છાડી દીધો છે એમ જાણવું. ૧૫૯

## મરણ યોગ્ય જ્વરરોગીનાં લક્ષણો.

**यो हृष्टरोमा हृदि शूलतापयुक्तः प्रताम्यंछसतीह चोर्द्ध्वम् ॥**
**स्वेदो ललाटे न तु याति वक्षः स शीतगात्रोमरणार्थमुक्तः ॥**

જે તાવવાળા રોગીનાં રૂવાડાં ઉભાં થયાં કરે, હૈયામાં શૂળ આવે, મન સંતાપયુક્ત હોય કિંવા બળતરા થયા કરતી હોય, સંબંધ અને પ્રયોજક વિનાનું ભાષણ–લવારો કર્યા કરતો હોય, શ્વાસ ઉંચો રહ્યો હોય, કપાળ ઉપર થતો પરસેવો છાતી ઉપર આવી શકતો ન હોય અને શરીર ટાઢું પાયણા જેવું રહેતું હોય તો તે રોગી મરવા માટે જ તાવથી મુક્ત થયો છે એમ સમજવું. ૧૬૦

## તાવના દશ ઉપદ્રવો.

**तृष्णामूर्च्छारुचिः श्वासश्छर्द्यतीसारविड्ग्रहाः ॥**
**कासो हिक्कांगभेदश्च ज्वरस्योपद्रवा दश ॥ ६१ ॥**

તરસ ૧, મૂર્છા ૨, અણગમો ૩, શ્વાસનો વધારો ૪, ઉલટી ૫, અતિસાર ૬, ઝાડાનું રોકાણ ૭, ઉધરસ ૮, હેડકી ૯, અને શરીરમાં ત્રોડાવો–કળતર ૧૦; આ દશ તાવના ઉપદ્રવો છે. ૧૬૧

**તાવથી મુક્ત થયા છતાં પણ ન કરવા યોગ્ય કાર્યો.**

**व्यायामं च व्यवायं च स्नानं चंक्रमणं तथा ॥**
**ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान् भवेत् ॥ ६२ ॥**

જ્વરથી મુક્ત થએલા મનુષ્યે જ્યાં લગી શરીરમાં બળ, ( વર્ણ, અગ્નિ અને શરીર સ્વાભાવિક સ્થિતિમાં ) ન આવે ત્યાં લગી થાક લાગે તેવાં કામો ( કસરત પંથ વધારે કામનો બોજો વગેરે ) કરવાં નહીં, મૈથુન કરવું નહીં, ન્હાવું નહી અને ઝાઝું ફરવું નહી. ( ઘણા પવનનું અને ટાઢા પાણીનું પણ સેવન કરવું નહીં. ) ૬૨

**इतिश्री गौडवंशोत्तंस श्रीमदनंतभट्टात्मजभट्टशंकरविरचिते वैद्यविनोदे ज्वरलक्षणचिकित्सा प्रथमोल्लासः ॥ १ ॥**

ઇતિશ્રી ગોડવંશી શ્રીમદ્ અનંત ભટના પુત્ર શંકર વિરચિત્ વૈદ્યવિનોદ વિષે જ્વરલક્ષણ–ચિકિત્સા નામના પેહેલા ઉલ્લાસનું પૂર્ણચંદ્રકૃત ભાષાંતર પૂર્ણ થયું.

---

# ઉલ્લાસ ૨ જો.

## ( અતિસારનાં લક્ષણો અને ચિકિત્સા )

---

### અતિસારનાં દરદનાં નિદાનો.

( વસંતતિલકા-છંદ )

**स्निग्धोष्णशीतगुरुरूक्षविरुद्धमद्यपानातिशीलन विषाध्यशनाऽभिघातैः ॥ स्नेहातिपानभयसात्म्यविपर्ययैश्च नृणां भवेत्कृमिगदामबलोऽतिसारः ॥ १ ॥**

ઘણા ચીકણાં, ઘણાં ઉનાં, કિંવા ઘણા ગરમ અને ઘણાં ટાઢાં (ઠરી ગયેલાં કે વાસી) હદથી ઉપરાંત ભોજન કરે તેથી, અથવા ગુરૂ—ભારે ભોજનથી, ઘણાં લુખાં ભોજનથી, વિરોધી ભોજનથી, ઘણા મદ્ય—દારૂના પીવાથી, સ્વભાવથી જ વિષકારી પદાર્થોના ખાવાથી વા, વિષોથી અજીર્ણ છતાં ભોજન કરવાથી, કોઈ પ્રકારનો પ્રહાર વાગવાથી, સ્નેહાદિ પાંચ કર્મોથી વારંવાર કે વિધિરહિત પ્રયોગ કરવાથી, ભયથી, ઋતુઓના બદલવાથી અર્થાત ઋતુવિરૂદ્ધ આહાર—વિહાર વગેરેથી, અને પક્વાશય—હોજરીના દુષ્ટ થયેલા કૃમિઓથી (જળક્રિડા કરવાથી તથા મળ—મૂત્ર વગેરેના વેગોને અટકાવવાથી અને અતિ પાતળા પદાર્થોના ભક્ષણથી કિંવા અતિ સ્થુળ ભોજનથી કે વિષમ—ભોજનથી) માણસોના **અ**તિસાર—ઝાડાનો રોગ થાય છે. ૧

## અતિસારની સંપ્રાપ્તિ સહિત સામાન્ય સ્વરૂપનાં લક્ષણો.

( ઇંદ્રવજ્રા-છંદ )

**संशम्य वृद्धो जलधातुरग्निं वर्चोविमिश्रो मरुता त्वऽधस्तात् ॥ यः पूर्यमाणः सरति प्रकृष्टं प्रोढाऽतिसारं मुनयो वदंति ॥ २ ॥**

ઉપર કહેલાં કારણોથી અત્યંત દુષ્ટ થયેલાં શરીરમાંના રસ, જળ, મૂત્ર, સ્વેદ, મેદ, કફ, પિત્ત અને લોહી વગેરે દ્રવરૂપ ધાતુઓનો સમૂહ વૃદ્ધિ પામી પ્રકૃતિને છોડી દઈ અગ્નિને બૂઝાવી નાંખી વિષ્ટાથી મુક્ત થઈ વાયુના બળથી નદીની પેઠે પ્રવાહરૂપે ગુદાની વાટે વારંવાર બહાર

નીકળે છે તેને **અતિસાર** નામનો ભયંકર વ્યાધિ કહે છે. તેમ અતિસારના છ પ્રકાર છે એમ મુનિયો કહે છે. ૨

## અતિસારની સંખ્યા.

( અનુષ્ટુપ-છંદ )

**एकैकशः सर्वशश्च दोषैरामेन शोकतः ॥**
**दोषावस्था नैकरुपा भवत्यर्तिं प्रतिक्षणम् ॥ ३ ॥**

**વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, આમથી** થનારો અને **શોકનો** એમ છ પ્રકાર છે; તોપણ દોષોના મિલાપથી અનેક રૂપવાળો થઈ આવે છે અર્થાત્ ભયાતિસાર, જ્વરાતિસાર, ક્રોધાતિસાર, રક્તાતિસાર, આમાતિસાર વગેરે પૃથક્ પૃથક્ ભેદો છે. ૩

## અતિસારનું પૂર્વરૂપ.

**हृत्कुक्षिनाभ्यपाने रुग्गात्रे सादोऽनिलग्रहः ॥**
**अविपाकः शकृत्संग आध्मानं पूर्वलक्षणम् ॥ ४ ॥**

હૃદય, નાભિ, પડખાં, ગુદા, પેટ અને કુખ એઓમાં પીડા, શરીરમાં કળતર, ગુદાનો પવન રોકાય, ઝાડાની અટકાયત, ખાધેલું પચે નહી અને આફરો ચઢે એટલાં ચિન્હો જ્યારે અતિસાર થવાનો હોય ત્યારે પહેલેથી જ થાય છે. ૪

## અતિસારના ઉપચાર કરવા પહેલાં શું કરવું જોઇએ?

**न स्तंभयेदतीसारमपक्वं वृद्धमागतम् ॥**
**विनाक्षीणास्य वृद्धस्य गर्भिण्या बालकस्य च ॥ ५ ॥**

જો રોગીને અતિસાર રોગ વિશેષ લાગુ પડયો હોય તો પાચન કર્યા વિના અતિસારને રોકવો નહીં; પરંતુ ક્ષીણ થએલા મનુષ્યનો, વૃદ્ધ–ગરઢા મનુષ્યનો, ગર્ભવંતીનો અને બાળકનો, એટલાનો વૃદ્ધિ પામેલા અતિસાર રોગને તુરત રોકવો. ૫

यवाग्वा लाजमंडेन तक्राजाजीयुतेऽथवा ॥
मुद्गयूष रसेनैवमतीसारः पाचरेत् ॥ ६ ॥

જવની તથા ચોખાની મંડના યોગથી અથવા ગાયની છાશ અને જીરાના સંયોગથી અથવા તો મગના યૂષ રસના સંયોગથી અતિસારને શાંત કરવા ઉપચાર કરવા.૬

## વાતાતિસારનાં લક્ષણો.

( શાર્દૂલવિક્રીડિત છંદ )

रूक्षं फेनिलमल्पमल्पमरुणं सामं सशब्दंसरुक् ॥
विट्श्यावं कठिनंविबद्धमसकृद्वातातिसारे भवेत् ॥ ७ ॥

વાયુથી અતિસાર થયો હોય તો રોગીનો ઝાડો લુખો, ફીણવાળો, રાતો, આઝ સહિત શબ્દ કરતો થોડો થોડો વારંવાર ગુદામાં પીડા કરતો, કાળો અને કઠણ નીકળ્યા કરે છે, અર્થાત્ આટલાં લક્ષણો વાયુના અતિસારમાં થાય છે. ૭

## વાતાતિસારના ઉપાય.

( ઉપજાતિ–છંદ )

कलिंगबीजाब्दकलोध्रबिल्वमाम्रास्थिधात्रीकुसुमानिचूर्णम्
प्रातः पिबेन्माहिषतक्रमिश्रं वातातिसारम्प्रबलं निहन्ति ॥८॥

ઇંદ્રજવ, મોથ, લોદ્દર, બીલીઓ, કેરીની ગોટલી અને ધાવડીનાં ફુલ એઓનું ચૂર્ણ કરી પ્રાતઃકાળે ભેંશની છાશ સાથે પીવામાં આવે તો પ્રબળ થયેલા વાતાતિસારનો નાશ કરે છે. ૮

## પિત્તાતિસારનું લક્ષણ.

( શાર્દૂલવિક્રિડિત–છંદ )

**पित्तात्पीतमथोष्णनीलमरुणंदुर्गन्धितीक्ष्णंशकृत्**
**खिन्नांगेविसृजेत्सदाहमसकृत्तडदाहपाकान्वितः ॥ ९ ॥**

પિત્તથી અતિસાર થયો હોય તો રોગીનો ઝાડો પીળો, ગરમ, લીલો, રાતો, દુર્ગંધયુક્ત, વ્યાકુળતા–મૂર્છા, દાહ, ગુદાના પાકયુક્ત અને પાણી જેવો હોય છે. ૯

## પિત્તાતિસારનો ઉપાય.

( અનુષ્ટુપ–છંદ )

**बिल्ववालुक जीमूत कलिंगातिविषाकृतः ॥**
**काथोजयेदतीसारं सामं पितसमुद्भवं ॥ १० ॥**

બીલાંનો ગર્ભ, વાળો, મોથ, ઇંદ્રજવ અને અતવ-અની કળી એઓનો કવાથ કરીને પીવામાં આવે તો આમ સહિત પિત્તના અતિસારનો નાશ પામે છે. ૧૦

## શ્લેષ્મા–કફાતિસારનું લક્ષણ.

(ઉપેંદ્રવજ્રા–છંદ)

**सांद्रं सितं श्लेष्मविमिश्रि तंस्यात्**
**श्लेष्मातिसारे भृशगन्धि शितम् ॥ ११ ॥**

જો કફાતિસાર થયો હોય તો રોગીનો ઝાડો ઘોળો,

ટાઢો, કફયુક્ત, અતિ ગંધાતો અને ચીકણો (ઘટ્ટ તથા થોડી વેદનાવાળો) હોય છે. ૧૧

## કફાતિસારની ચિકિત્સા.

(શાલિની-છંદ)

**चव्यं कुष्टं तालविलवं कलिंगवीजं शुंठीवत्सकत्वक्पथ्या ॥**
**एषां काथः शुक्लकंदायुतानां श्लेष्मोद्भूतंहंत्यतीसारमुग्रम् १२**

ચવક, ઉપલેટ, નાની બીલીઓ, ઇંદ્રજવ, સુંઠ, કડાછાલ, હરડે અને અતિવિષ એઓનો કવાથ કરી પીવામાં આવે તો કફાતિસાર-કફથી ઉત્પન્ન થએલા આકરા ઝાડાના રોગનો નાશ કરે છે. ૧૨

## ત્રિદોષાતિસારનું લક્ષણ.

(ઇંદ્રવજ્રા-છંદ)

**वाराहमांसाबुसमंत्रिदोषाद्विद्यादतीसारमनेकरुपम् ॥**
**तंद्रातृषादाहमदास्यशोष भ्रमान्वितोमोहसमन्वितानां १३**

જો વાત પિત્ત અને કફ એ ત્રણે દોષોથી અતિસાર થયો હોય તો રોગીનો ઝાડો સૂવરના માંસના ધોવણ સમાન અને અનેક રૂપવાળો અર્થાત્ ત્રણે દોષોના ચિન્હોથી યુક્ત તથા તરસની પીડા, ઘેન, મોહ, ગ્લાનિ, મોહોડાનું સુકાવું ભ્રમ અને બળતરા વગેરે ચિન્હો સહિત હોય છે.

## ત્રિદોષાતિસારનો ઉપાય.

(સ્વાગતા-છંદ)

**पंचमूलम॒ताजलपाठाबिल्वतिक्त घनविश्वबलाभिः ॥**
**त्वक्फलैः कुटजजैरतिसारं काथ एषहरति त्रिमलोत्थम् १४**

પંચમૂળ, ગળો, વાળો, કાળીપાટ, બીલું, કડૂ, મોથ,

શુંઠ, કાંસકી–ખપાટ અને કડાછાલ તથા ઇંદ્રજવ એઓનો કવાથ કરી પીવામાં આવે તો ત્રિદોષના અતિસારનો નાશ કરે છે. ૧૪

## રક્તાતિસાર–લોહીખંડવાડાનું સંપ્રાપ્તિ સહ લક્ષણ.

( અનુષ્ટુપ છંદ )

**शोचितोविविधैर्भावैः पित्तलैरतिसेवितैः । बाष्पोष्माकोष्ट-माविश्यरुधिरं क्षोभयेत्तुतत् गच्छेदधस्तादृगुंजाभं रक्तातीसार मुच्यते ॥ १५ ॥**

જે માણસ પિત્તાતિસારમાં અત્યંત પિત્તકારક પદાર્થો સેવન કરે છે ત્યારે તથા અનેક પ્રકારના શોખ કરવાથી બાફની ગરમી કોઠામાં પ્રવેશ કરીને લોહીને બગાડે છે તેથી લોહીનો ઝાડો થાય છે. ( આ રક્તાતિસાર, પિત્તાતિસારનો જ ભેદ છે. ) અર્થાત્ લાલ ચણોઠીના રંગ જેવો ઝાડો થાય છે તેને લોહીખંડવાડો કહે છે. ૧૫

## રક્તાતિસારનો ઉપાય.

**वत्सकातिविषाविल्वैः समुस्तैः सजलैः कृतः ॥**
**कषायोहंत्यतीसारं शूलशोणितसंयुतः ॥ १६ ॥**

કડાછાલ, અતિવિષ, બિલાનો ગર્ભ, મોથ અને વાળો એઓનો કવાથ કરી પીવામાં આવે તો શૂળ સહિત લોહીખંડવાડાનો નાશ કરે છે. ( ઘણા વખતથી થયેલા અતિસાર માટે પણ આ ઉપાય ઉત્તમ છે. ) ૧૬ **અથવા**

( ઉપજાતિ–છંદ )

**रसाजनंसातिविषंसवस्तकं साधातकी नागरशक्र बीजकम्**
**चूर्णंहरेत्तन्दुलधावनेनरक्तातिसारं म[illegible]युक्तमाशु ॥ १७ ॥**

રસવંતી, અતિવસ, મોથ, ધાવડીનાં ફુલ, સુંઠ અને ઇંદ્રજવ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ચોખાના ધોવણ સાથે મધ મેળવીને પીવામાં આવે તો તુરત લોહીના ઝાડાનો નાશ કરે છે. ૧૭ **અથવા**

( ઇંદ્રવજ્રા-છંદ )

**पथ्यांवचांचातिविषां विचूर्ण्यसौवर्चलंहिंगुकलिंगबीजम् ॥**
**चूर्णप्रदेयंरुधिरातिसारेसामेसबंधे गुदशूलयुक्ते ॥१८॥**

હરડે, વજ, અતિવિષ, સંચળ, શેકેલી હીંગ, અને ઇંદ્રજવ એએઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી સેવન કરવામાં આવે તો આમ અને ગુદાના શૂળયુક્ત રકતાતિસારનો નાશ કરે છે. ૧૮

## આમાતિસારનું સંપ્રાપ્તિ પૂર્વક લક્ષણ.

( અનુષ્ટુપ છંદ )

**अजीर्णोपद्रुताः दोषा कोष्टं धातून्मलान्सरुक् ॥**
**क्षोभयंतः सारयन्ति षष्टमामंवदंतितम् ॥ १९ ॥**

ખાધેલા અન્નનું વા અન્ય પદાર્થોનું અજીર્ણ થવાથી ચલિત થએલા અને કોઠામાં ધાતુઓના સમુદાયોને તથા મળોને ચલિત કરતા વાતાદિ દોષો વારંવાર શૂળ સહિત અનેક રંગવાળા ઝાડાને ગુદાદ્વારાથી કાહાડે છે. વેહેવરાવે છે તેને છઠ્ઠો અતિસાર કહે છે. ૧૯

## આમાતિસારના ઉપાય.

( ઉપજાતિ છંદ )

**वितुन्नकंनागर[illegible]वेरमुस्तंचकृतः कषायः ॥**
**आमातिसारं शमयेत्सशूलं ज्वरेहितोदीपनपाचनश्च ॥ २० ॥**

ધાણા, સુંઠ, નાની પીલીઓ, વાળો અને મોથ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો આમથી થયેલા અતિસારને શમાવે છે તેમજ શૂળ અને તાવ ઉપર પણ આ ક્વાથ હિતકારી છે અને દીપન તથા પાચન કરનાર છે. ૨૦ **અથવા**

**हरीतकीक्षौद्रयुतानिहन्यादामातिसारंगुदशूल युक्तम् ॥**
**अथाभयानागरमुस्तचूर्णगुडेन युक्तं गुरुमामबंधम् ॥२१॥**

હરડેનું ચૂર્ણ અને મધનું અથવા મધુપકવ હરીતકી નામનો અવલેહનું સેવન કરવામાં આવે તો ગુદામાં થતી પીડ સહિત આમાતિસારનો નાશ કરે છે. **અથવા**

હરડે, સુંઠ અને મોથ એઓનું ચૂર્ણ ગોળમાં મેળવી ખાવામાં આવે તો ભયંકર—ભારે આમના બંધનો નાશ કરે છે. ૨૧

( અનુષ્ટુપ-છંદ )

**आमातिसारे वमनं लंघनं च यथोचितम् ॥ २२ ॥**

આમાતિસાર માટે દોષના બળ પ્રમાણે ઉલટી અને લંઘન કરાવવામાં આવે તો તુરત ફાયદો થાય છે. ૨૨

**સમગ્ર પ્રકારના અતિસારોની ચિકિત્સા.**

**मार्कवस्वरसोदध्ना सर्वातीसारनाशनः ॥**
**बब्बूलपत्रस्वरसोधत्तूरफलजोपिवा ॥ २३ ॥**
**पीतः प्रशमयेत्सर्वानतीसारान्सुदुस्तरान् ॥**
**कासमर्दस्यमूलंतु ~~वृद्धातंदुलवारिणा~~ ॥ २४ ॥**
**~~वृद्धातिसारे~~तु पेयं परममौषधम् ॥**
**चिरोत्थितमतीसारं रालो हन्यात्सितायुतः ॥**
**गुडेन भक्षयेद्बिल्वंरक्तातीसार नाशनम् ॥ २५ ॥**

જલભાંગરાનો રસ દહિ સાથે પીવામાં આવે તો સર્વ પ્રકારના અતિસારનો નાશ કરે છે. **અથવા**

બાવળનાં પાનડાંનો રસ, **અથવા** ધંતુરાના ડોડવાનો રસ પ્રમાણયુક્ત પીવામાં આવે તો સર્વ પ્રકારના કષ્ટકારી-દુસ્તર અતિસારને પણ શાંત કરે છે. **અથવા**–

કાસંદરાના મૂળને ચોખાના ધોવણ સાથે ઘસીને પીવામાં આવે તો ઘરઢા માણસને અને બાળકોને થએલા અતિસાર માટે આ ઉપાય ઉત્કૃષ્ટ છે. **અથવા**–

લાંબા વખતથી થયેલા અતિસાર માટે રાળના ભૂકા-ચૂર્ણને સાકર સહિત ખાવામાં આવે તો અતિસાર માત્રનો નાશ કરે છે. ૨૩–૨૫

( **શાલિની-છંદ** )

**छिन्नापाठोशीर बिल्वाब्दवारि शुंठी पद्मं चन्दनंवत्सकश्च ॥**
**धान्यंतिक्तं शुक्लकंदाकषायः शीतः पीतः सज्वरं चातिसारम्।**
**हन्या-तृष्णारोचकंग्लानिदाहं हल्लास्यंवैशूलशोफादेयुक्तं २६**

બીલાનો ગર્ભ ગોળ સહિત ખાવામાં આવે તો રક્તા-તિસારનો નાશ થાય છે.

ગળો, કાળીપાટ, કાળાવાળાનાં મૂળ, બિલી, મોથ, વાળો, સુંઠ, પદ્મક, રતાંજળી, કડાછાલ, ધાણા, કડુ, અને અતિવિષ એઓનો શીત કષાય કરી પીવામાં આવે તો તાવસહિત અતિસારનો તથા તરસ, અરૂચિ, ગ્લાનિ, બળતરા, અને ઉબકા તેમજ શૂળ અને સાજી વગેરેનો અથવા એ સઘળા ઉપદ્રવોએ કરીને સહિત હોય તેવા અતિસારનો આ શીતકષાય નાશ કરે છે. ૨૬ **અથવા**–

मधुनाविजयाभवंरजोनिशिलीढं विधिनासुभर्जितं ॥
अतिसारमनिद्रतांहरेद्ग्रहणींवादहनस्यमंदताम् ॥ २७ ॥

શુદ્ધ ભાંગનો રસ મધ સહિત વિધિયુક્ત શેકીને તેનું સેવન કરવામાં આવે તો અતિસાર, નિંદ્રાનું આવવું, સંગ્રહણી અને અગ્નિ મંદતા એઓનો નાશ કરે છે. ૨૭

( શાર્દૂલવિક્રીડિત-છંદ )

काथो वत्सकजोनितांतविमिलः पादावशेषःस्थितो
मुस्ताक्षारविडेंद्रवीजरुचकं सिंधूद्भवं धातकी ॥
कृष्णा चेति विचूर्णितं सममिदं सम्पाचयेत्पावके
यावत्तद्घनतां प्रयात्यतितरां शीते मधु प्रक्षिपेत् ॥
सिद्धो वत्सकलेह एष शमयेत्कृच्छातिसारान्नृजं ॥
दुर्नामग्रहणीभगंदरगदश्वासप्रमेहानवमिम् ॥ २८ ॥

કડાછાલનો ચતુર્થાંશ ક્વાથ કરી તેને નીતારી-સ્વચ્છ ભાગ ગ્રહણ કરી પછી મોથ, જવખાર, બિડલુણ, ઇંદ્રજવ, સિંધાલુણ, દરીયાઇ મીઠું, ધાવડીનાં ફુલ અને લીંડીપીપર એટલાં સમાન ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉપર કહેલા ચતુર્થાંશ ક્વાથમાં નાખી અગ્નિદ્વારા જ્યાં લગી અવલેહ સિદ્ધ થાય ત્યાં લગી પકવી તૈયાર કરવો. તદનંતર આ વત્સકાવલેહને નીચે ઉતારી ટાઢો થયા પછી તેમાં મધ નાખી તેનો યોગ્ય માત્રાપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો મૂત્રકૃચ્છ્ર, અતિસાર, ગુદાના મસા, સંગ્રહણી, ભગંદર, કોઢ, શ્વાસ, પ્રમેહ અને ઉલટી એઓને શાંત કરે છે. ૨૮ **અથવા—**

બીલાંના ગર્ભને બકરીના દુધમાં પકાવી પીવામાં આવે તો રક્તાતિસારનો નાશ કરે છે.

### અતિસાર રોગી માટે સૂચના.

( ઉપજાતિ છંદ )

**बिल्वंछागीपयः सिद्धं रक्तातीसारनाशनम् ॥**
**गुरूष्णान्नपानानि लवणं न प्रयोजयेत् ॥ २९ ॥**

ભારે પદાર્થો, પૌષ્ટિક પદાર્થો અને લવણ એટલા પદાર્થોનો અતિસાર રોગીએ ત્યાગ કરવો. ૨૯

### અસાધ્ય અતિસારનું લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**हिक्काग्निसादारुचिवांतिकासाः सुशीतदेहोंतर तीव्रदाहः ॥**
**मूत्रग्रहोयस्यभवेद्विचिन्हंनूनंयमस्यैवगृहंसयातिः ॥ ३० ॥**

જે અતિસાર રોગીને હેડકી આવ્યા કરતી હોય, અગ્નિ મંદ થઈ ગયો હોય, અરૂચિ હોય, ઉલટી થયા કરતી હોય, ઉધરસ હોય, શરીર ટાઢું રહેતું હોય, શરીરની અંદર બળતરા થતી હોય અને મૂત્રનું રોકાણ હોય, આટલાં ચિન્હો હોય તો તે અતિસાર રોગી અવશ્ય મરણ પામીને યમસદનમાં જાય છે. ૩૦

### અતિસાર મટી ગયાનું લક્ષણ.

( અનુષ્ટુપ-છંદ )

**[illegible]भवेन्मूत्रं तथा वायुप्रवर्तते ॥**
**कोष्ठेलघुत्वंद[illegible]दरामयः ॥ ३१ ॥**

જે અતિસાર રોગીને ઝાડો થયા વગર ફક્ત મૂત્ર

બરોબર રીતે તથા અધોવાયુ સારી રીતે સંચાર કર્યા કરે અને કોઠો હલકો જણાય તથા અગ્નિ પ્રદીપ્ત થાય તે અતિસારરોગીનો અતિસારરોગ તથા ઉદરરોગ નાશ થયો છે એમ સમજવું. ૩૧

---

## સંગ્રહણી સંબંધી નિદાન તથા ચિકિત્સા.

### સંગ્રહણીનું સંપ્રાપ્તિ, રૂપ સહિત સામાન્ય લક્ષણ.

( ઉપજાતિ–છંદ )

**गतेतिसारे गतपावकस्य विरुद्धदुष्टाहितभोजनस्य ॥**
**वह्निःप्रदुष्टोग्रहणीं च भूयः संदूषयेत्तांविधिवच्चिकित्सेत् १**

અતિસાર થઈને મટી ગયા પછી ( અથવા અતિસાર થયા વિના ) પણ મંદ અગ્નિવાળા અને અહિત–નુકશાન કરનારા પદાર્થો ખાનારા મનુષ્યોનો ફરીવાર દૂષિત થએલો અગ્નિ ગ્રહણીને પણ દૂષિત કરી દે છે માટે વૈદ્યોએ વિધિપૂર્વક ચિકિત્સા ( રોગ મટાડવાના ઉપાય ) કરવી. ૧

**षष्ठीकलापित्तधरामतायापक्वाशयामाशयमध्यगांताम् ॥**
**वदंतिवैद्याग्रहणींप्रदुष्टांमुञ्चेदपक्वं बहुशोहिभुक्तम् ॥२॥**

આમાશય અને પક્વાશયના વચમાં રહેલી પિત્તધરા નામની છઠ્ઠી કળા છે કે જેને ગ્રહણી કળા પણ કહે છે. ( તે કળા અગ્નિને રહેવાનું સ્થાન છે અને અન્નને ગ્રહણ કરનાર છે તે પક્વ અન્નને નીચે છોડે છે અને અપક્વ અન્નને ધારણ કરે છે છતાં ઉપરનાં કારણોથી ગ્રહણી દૂષિત થવાથી ) તે ગ્રહણી અપક્વ–વગર પાકેલાં અન્નને

અર્થાત્ ખાધેલા અન્નાદિકને ઘણી વાર કાચું જ (અથવા પાકું પણ) (ગુદાદ્વારા વેદનાસહિત, દુર્ગંધવાળું વારંવાર બંધાતું અને વારંવાર દ્રવરૂપે) પાડે છે તે રોગને વૈદ્યો સંગ્રહણી–ગ્રહણી રોગ કહે છે. ૨

## પૃથક્ દોષોથી થએલી સંગ્રહણીનાં લક્ષણો.

(ઇંદ્રવજ્રા–છંદ)

**वातादधस्ताद्विसृजेद्विवर्चश्चिरेणदुःखंद्रवशुष्क ॥**
**पीतंभृशोष्णंबहुगन्धिपितात्स्निग्धं सितंश्लेष्मयुतंकफाच्च ३**

વાયુથી થએલી સંગ્રહણી હોય તો, ઘણી વારે માંડ માંડ પીડા સહિત દ્રવરૂપ અથવા સુકાયલો અને આમવાળો ઝાડો થાય છે.

પિત્તથી થયેલી સંગ્રહણી હોય તો ઉનો, પીળો અને ઘણોજ ગંધાતો ઝાડો થાય છે.

અને કફથી થયેલી સંગ્રહી હોય તો ચીકણો, ધોળો તથા કફથી મળેલો ઝાડો થાય છે. ૩

(તેમજ ત્રિદોષની સંગ્રહણી હોય તો ઉપર કહેલાં સર્વ ચિન્હોયુક્ત ઝાડો થાય છે. વિશેષ ખુલાસા માટે **ભાવ પ્રકાશ**–મધ્યખંડનો પેહેલો ભાગ જુઓ.)

## સંગ્રહણીની ચિકિત્સા.

(અનુષ્ટુપ–છંદ)

**दीपनान्यन्नपानानि पंचकोलयुतानि च ॥**
**तक्रं पेयादिलध्वन्नंग्रहण्यां सर्वदा हितम् ॥ ४ ॥**

સંગ્રહણીનાં રોગમાં (ગ્રહણીમાં રહેલા દોષોને પકવવા લંઘન અને) દીપન અર્થાત્ અગ્નિને વધારનારા

ઔષધ પ્રયોગો અને અન્નપાનો ઉપયોગમાં લેવાં **અથવા** પંચકોષ (લીંડીપીપર, પીપરીમૂળના ગંઠોડા, ચવક, ચિત્રામૂળ અને સુંઠ)ના ચૂર્ણસહિત (ચોથા ભાગના પાણી વાળા) ગાયની સુંદર છાશ અને પેયા વગેરે હલકાં ભોજનો ઉપયોગમાં લેવાં એજ ગ્રહણીના રોગીને હિતકારી છે. **અથવા** ૪

(ઉપજાતિ-છંદ)

**शुंठीगुडूचीधनशुक्लकंदाक्वाथंपिबेत्संग्रहणीगदेच च**
**आमानुबंधेसततामदोषेवातोद्भवेवह्निविवर्द्धनाय ॥५॥**

સુંઠ, ગળો, મોથ અને અતિવિષ એઓનો કવાથ કરી પીવામાં આવે તો આમના જથ્થા સહિત અને આમ દોષયુક્ત વાયુની સંગ્રહણી હોય તો પણ તેનો નાશ કરી અગ્નિને વધારે છે. ૫ **અથવા**

**रसांजनंसातिविषं कलिंगं बीजस्त्वचोधातकिपुष्पकाणि ॥**
**चूर्णंपिबेत्पित्तभवग्रहण्यांसमाक्षिकंतन्दुलधावनेन ॥ ६ ॥**

રસવંતી, અતિવિષ, ઇંદ્રજવ, તજ અને ધાવડીનાં ફુલ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધસહિત ચોખાના ધોવણ સાથે પીવામાં આવે તો પિત્તથી થયેલી સંગ્રહણીનો નાશ થાય છે. ૬ **અથવા**

(વસંતતિલકા-છંદ)

**तिक्तारसांजनमहौषधधातकीभिः पथ्येन्द्र [illegible] घनकौटजभंगुराभिः ॥ क्वाथंहरेद्बहुविधंग्रहणीविकारं पित्तोद्भवंसगुदशूलमातमहद्‌ ॥ ७ ॥**

કડુ, રસવતી, શુંઠ, ધાવડીનાં ફુલ, હરડે, ઇંદ્રજવ, મોથ, કડાછાલ અને જલભાંગરો એઓનો કઢો પીવાથી ઘણી જાતની ઉપદ્રવ સહિત પિત્તની સંગ્રહણી અંદર ગુદામાં આવતા શણકા વગેરેથી વધી પડેલી છતાં એ સર્વનો નાશ થાય છે. ૭ **અથવા**

( ઇંદ્રવજ્રા-છંદ )

**पथ्याकणानागरवह्निचूर्णतक्रेणपीतंग्रहणीगदघ्नं तक्रेण**
**हन्यात्किलकेवलंवाशुंठीकफोत्थांग्रहणींसशूलाम् ॥ ८ ॥**

હરડે, લીંડીપીપર, શુંઠ અને ચિત્રામૂળ એઓનું ચૂર્ણ કરી ચોથા ભાગના પાણીવાળી ગાયની છાશ સાથે પીવામાં આવે તો તેથી અથવા એકલી શુંઠ જ ખાવામાં આવે તો તેથી કફથી થયેલી સંગ્રહણી શૂળસહિત હોય તો પણ નાશ કરે છે. ૮ **અથવા**

( સ્વાગતા-છંદ )

**बिल्वमोचरसवालुकमुस्ताशक्रवीजकुटजैरिति सिद्धम् ॥**
**दुग्दमाजमपहन्तिचिरोत्थं वातपित्त कफजां ग्रहणींच ।९।**

બીલાંનો ગર્ભ, મોચરસ (શીમળાનો ગુંદ) વાળો, મોથ, ઇંદ્રજવ અને કડાછાલ એઓના કલ્કથી સિદ્ધ કરેલું બકરીનું દુધ પીવામાં આવે તો લાંબા વખતથી થએલી વાત, પિત્ત, કફ એ ત્રણે દોષથી થયેલી સંગ્રહણીનો નાશ કરે છે. ૯ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**कर्षंबलिंपारदमर्द्धकर्षमुभौशुभांकज्जलिकांविधाय ॥**
**कर्षत्रयंत्र्यूषणतोहिसार्द्धकर्षंपृथग्वैलवणानिपंच ॥ १० ॥**

दीप्यासुभृष्टंजरणंसहिंगुसटंकणंकर्षयुतंपृथक्च ॥
पलद्वयंस्याद्विजयासुभृष्टाप्रत्येकमेतन्मसृणंविचूर्ण्य ॥ ११ ॥

शाणंपिबेदस्यहिकांजिकेनतक्रेणजंबीररसेनवाऽपि ॥
मंदाग्निसंदीपनमाशुसर्वग्रहण्यतीसारविनाशकारि ॥ १२ ॥

दुर्नामशूलं कृमिजांश्चरोगान्यक्ष्माणमुग्रंजयतिप्रसह्य ॥
रसायनंवुद्धिविकासकारिचूर्णप्रदिष्टंसकलामयघ्नं ॥ १३ ॥

શુદ્ધગંધક ૧ તોલાભાર અને શુદ્ધ પારો ૦॥ તોલાભાર લઈ એ બન્નેની ખરળમાં વિધિપૂર્વક ઉત્તમ કાજલ કરી પછી તેમાં સુંઠ, મરી, પીપર એ ત્રણે મળી ૩ તોલાભાર તથા સંચળ, સેંધવ, વડાગરૂ બિડલુણ અને દરીયાઇ મીઠું એ પાંચ લુણ મળી ૨॥ તોલાભાર તેમજ અજમો, શેકેલું સફેદ જીરૂ, શેકેલી હીંગ, અને ફુલાવેલો ટંકણખાર એ ચાર ઓષડો પ્રત્યેક બે બે તોલાભાર અને શેકેલી શુદ્ધ ભંગ ૮ તોલાભાર લઇ એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી કાંજી કે છાશ અથવા જંબીરીના સાથે ૧ ટાંક ( ૩૨ ચણોઠી ભાર ) પીવામાં આવે તો તુરત અવશ્ય પ્રકારે મંદાગ્નિનો નાશ કરી જઠરાને પ્રદીપ્ત કરે છે અને સંગ્રહણી તથા અતિસાર માત્રનો નાશ કરે છે; એટલું જ નહીં પણ ગુદાના મસા, શૂળ, કૃમિયા, અને આકરો ક્ષય રોગ એઓનો પણ તુરત નાશ કરે છે. આ ચૂર્ણ રસાયનરૂપ, બુદ્ધિને પ્રકાશ કરનાર અને સર્વ રોગનો નાશ કરનાર છે એમ પૂર્વાચાર્યોએ કહેલું છે. ૧૦-૧૩ **અથવા**

**दरदमरिचगन्धटंकणंपिप्पलीचः गरलकनकवीजं मर्दयेत्त ज्जयाभिः ॥ प्रहरमिदमशेषं भक्षितो गुं[illegible]तिकनकरसो ऽयं हंति कोपं ग्रहण्याः ॥ १४ ॥**

શુદ્ધ હિંગળોક, કાળાં મરી, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણ, લીંડીપીપર, શુદ્ધ વછનાગ અને ધંતુરાનાં બીજ એઓનું ચૂર્ણ કરી પછી તેને ભાંગના રસ સાથે ૧ પોહોર લગી સારી પેઠે ઘુંટીને પછી ગોળી રૂપે અથવા તો ચૂર્ણ રૂપે તૈયારી કરી એક ચણોઠીભાર આ **કનકસુંદર** નામના રસનું સેવન કરવામાં આવે તો સર્વ પ્રકારની ગ્રહણી રોગનો નાશ કરે છે. ૧૪

### કયા રોગીને ગ્રહણી રોગ અસાધ્ય છે?

( અનુષ્ટુપ-છંદ )

**वृद्धस्य शोफयुक्तस्य गतवन्हिबलस्य च ॥**
**ग्रहण्यांत्तस्यभिषजा क्रियात्याज्या यशोर्थिना ॥ १५ ॥**

અવસ્થામાં વૃદ્ધ–કેવળ ઘરડો હોય, શરીરે સોજા આવી ગયા હોય, અને જેનાં જઠરાગ્નિ તથા બળ નાશ પામી ગયાં હોય તેવા ગ્રહણીવાળા રોગીની યશની ઇચ્છા રાખનારા વૈદ્યે ઔષધ ક્રિયા કરવી નહી અર્થાત્ તે રોગી જીવતો જ નથી. ૧૫

## ગુદાના મસા–અર્શનાં લક્ષણ અને ચિકિત્સા.

### અર્શની સંપ્રાપ્તિપૂર્વક સંખ્યા.

( ઇંદ્રવજ્રા-છંદ )

**त्वङ्मांसमेदांसि विदूष्य दोषा मांसांकुरान्यांश्चगुदे प्रकुर्युः ॥**
**तनाहुरर्शांसि पृथक् समस्तै दोषैस्तुरक्तात्सहजानि षोढाः ॥**

ગુદાની કુંડળીના આસરાથી રહેનારા વાતપિત્તાદિ દોષો, ત્વચા, માંસ તથા મેદ કિંવા લોહી એઓને દૂષિત કરીને ગુદામાં માંસના ફણગાઓને ઉત્પન્ન કરે છે તે અંકૂરોને અર્શ કહે છે. તે અર્શ રોગ છ પ્રકારનો છે—એટલે વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, લોહીનો અને સહેજનો એમ છ પ્રકારનો છે. ૧

## અર્શનું પૂર્વરૂપ.

**विष्टब्धतान्नस्यसकृद्विबंधोमंदाग्नितोद्गारबहुत्व कार्श्यम् ॥**
**कुक्षेस्तथाटोपनमंगसादौदुर्नामवृद्धौ प्रथमं भवंति ॥२॥**

જે માણસને અર્શ રોગ થવાનો હોય તેને તે રોગ થવા અગાઉ, પેટમાંથી અન્નનું વિષ્ટારૂપ થઈને ન નીકળવું, ઝાડાનું રોકાણ, અગ્નિની મંદતા, ઓડકારનું ઝાઝાપણું, દુર્બળપણું, આફરાનું ચઢવું, અને અંગમાં પીડા એટલાં લક્ષણો થાય છે. (વિષ્ટાનું ઓછાપણું, સાથળોમાં પીડા ગ્રહણીનો વિકાર, પડખાંઓમાં વ્યથા અને ઉદર રોગશંકા આ પણ વવાસીરનું પૂર્વ રૂપ છે.) ૨

## અર્શનાં પૃથક્ પૃથક્ લક્ષણો.

(શાલીની–છંદ)

**वाताद्रोधः श्लेष्मणः शोफ कंडू पित्तोद्रेकात्शोणितस्तम्प्रसेकः।**
**सर्वंचिन्हंसन्निपातोद्भवेस्यादर्शोरोगे जन्मतो वा प्रभूते ॥३॥**

વાયુથી થએલા અર્શમાં ઝાડો બરોબર ખુલાસાથી ઉતરતો નથી, કફથી થયેલા અર્શમાં ગુદા ઉપર સોજો અને ચળ આવે છે, પિત્તથી થયેલા તથા લોહી બિગા-

કથી થયેલા અર્શમાં ( ઝાડામાં અથવા તે વિના પણ ) લોહી પડે છે અને સન્નિપાતથી થયેલા અર્શમાં ઉપર કહેલાં સર્વ લક્ષણો હોય છે તથા સહજ એટલે સ્વાભાવિક-શરીરની સાથે જ થયેલા અર્શમાં પણ ત્રિદોષનાં ચિન્હો હોય છે. ૩

## અર્શ રોગના ઉપાય.

**तरुणान्यर्कपत्राणि पञ्चैव लवणानि च ॥**
**युक्तानितैलेनाम्लेन दहेत्क्षारश्च युक्तितः ॥**
**उष्णोदकेनमद्यैर्वा पीतो वातार्शसां हितः ॥ ४ ॥**

આકડાનાં કુણાં પાંદડાં અને પાંચલુણ એઓને તેલ અને ખટાશના સંગાથે યુક્તિપૂર્વક ઘુંટી બાળીને તેનો ક્ષાર કહાડવો. એ ક્ષાર ઉના પાણી કે મદ્ય-દારૂ સાથે પીવામાં આવે તો વાયુના અર્શ મટે છે. ૪

( ઇંદ્રવજ્રા-છંદ )

**चूर्णंतिलानांसितयासमेतंहैयंगवानंगजकेसरंच ।**
**लिप्तान्नरोयोनहितस्यदुष्टान्यर्शांसिपित्तप्रभवानि जातु ॥ ५ ॥**

તલનુ ચૂર્ણ સાકર સંગાથે **અથવા**-નાગકેશરનું ચૂર્ણ ગાયના માખણ સંગાથે કાલવી ચાટવામાં આવે તો પિત્તના અરશ મટે છે. ૫

( અનુષ્ટુપ-છંદ )

**कफजे शृंगवेरस्य काथो नित्योपयोगिकः ॥**
**अर्शोतिसारग्रहणी विकारा ये परस्परम् ॥**
**निदानभूताःप्रायेण तेषामाग्नकरंहितः ॥ ६ ॥**

શુંઠ અથવા ક્વાથ પીવામાં આવે તો કફના અરશ મટે છે તથા અતિસાર, સંગ્રહણી અને એઓના નિદાનભૂત પરસ્પર મિલાપથી થનારા રોગો પણ ઘણું કરીને નાશ કરે છે અને અગ્નિને સતેજ કરવામાં હિતકારી છે. ૬ **અથવા–**

( રથોદ્ધતા–છંદ. )

**चित्रकंसहपुषं सरामठं यः पिबेल्लवणतक्रसंयुतं**
**पंचकोलसलिलंचवापिबेत्तस्ययांतिगुदजानिसत्वरं** ॥७॥

ચિત્રામૂળ, છીર્ણીના મૂળ, હિંગ અને સિંધાલુણ એઓના ચૂર્ણને ગાયની ચોથા ભાગના પાણીવાળી છાશ સાથે પીવામાં આવે તો અથવા પંચકોળને ક્વાથ પીવામાં આવે તો ગુદાના મસાઓ તુરત નાશ પામે છે. ૭ **અથવા**

( ઉપજાતિ–છંદ )

**करंजशुंठींद्रयवारलूनां सिंधूत्थवह्निमतिमिश्रितानां ।**
**तक्रेणचूर्णपिबतोस्यनित्यमर्शांसिरक्तेनपतंतिसार्द्धम्** ॥ ८ ॥
**मनुष्यकेशार्कजमूलसर्पनिर्मोकदंता वृषभस्य चर्म ॥**
**धूपः शमीपत्रसमंनराणामर्शांसिदुष्टान्यपिसन्निहन्ति** ॥९॥

કરંજ, શુંઠ, ઇંદ્રજવ, અરલૂ (ન મળે તો અરડૂસો), સિંધાલુણ અને ચિત્રામૂળ એઓનું ચૂર્ણ કરી હમેશાં ઘાટી છાશ સાથે પીવામાં આવે તો લોહીની સાથે અરશો ખરી પડે છે, ( આ **કરંજાદિ** ચૂર્ણ કહેવાય છે ) **અથવા**

માણસના માથાના વાળ, આકડાનું મૂળ, સાપની કાંચળી, દાંત, બળદનું ચામડું અને ખેજડીનાં પાન એઓનો

ધૂપ બનાવી તેની ગુદામસાને ધૂમાડી દેવામાં આવે તો મનુષ્યના દુષ્ટ મસાનો પણ નાશ કરે છે. ૮-૯ **અથવા**-

હળદરના ચૂર્ણને થોરના દૂધમાં (અથવા હળદર અને કડવાં તુરીયાંને સરસીઆ તલમાં) કાલવી તેનો ગુદાના મસાને લેપ કરવામાં આવે તો સર્વ જાતિના મસા નાશ થાય છે. **અથવા**—

(અનુષ્ટુપ-છંદ)

**निशाको शातकीलेपः सर्वदुर्नामनाशनः ॥**
**अर्कपत्रंशिग्रुमूलंलेपनंहितमर्शसाम् ॥ १० ॥**

આકડાનાં પાદડાં અને સરગવાના મૂળનો ગુદાના મસા ઉપર લેપ કરવામાં આવે તો હિતકારક છે.૧૦ **અથવા**

**निंबाश्वसारपत्राणां लेपो दुर्नामनाशनः ॥**
**आरनालेन वा हन्यात्सगुडाकटुतुम्बिकाम् ॥ ११ ॥**

લીંબડો અને કણેરનાં પાંદડાંનો લેપ કરવાથી ગુદાના મસાનો નાશ થાય છે. **અથવા**—

આરનાલના સંગાથે ગોળ અને કડવી તુંબડીને ઘુંટી તેનો લેપ કરવામાં આવે તો ગુદાના મસાનો નાશ થાય છે. ૧૧ **અથવા**—

**एरंडमूलंसुरदारुरास्नायष्टीमधुकंमस्तर्णविचूर्ण्य ॥**
**पिष्टंयवानांच चतुर्गुणंस्यात्संसाध्यवह्नौपयसा समस्तम् ॥**
**स्वेदोपनाहौबहु तेनकुर्यादर्शोसिशूलानिलयंप्रयांति ॥ १२ ॥**

એરંડાનું મૂળ, દેવદાર, રાસ્ના, જેઠીમદ એઓનું ચૂર્ણ તથા જવનો લોટ એ સર્વથી ચારગણું દુધ તેમાં

નાંખી પછી અગ્નિપર તેને સિદ્ધ કરી અર્થાત્ એ સર્વને દુધમાં રાંધીને તેનો ગુદાના મસાને શેક અને બફારો વિશેષ આપવામાં આવે તો મસા અને ગુદામાં શૂળ નાશ થાય છે. ૧૨ **અથવા**

હરડેનું ચૂર્ણ ગોળમાં મેળવી ખાવામાં આવે તો તુરત મસાનો નાશ કરે છે. **અથવા**—

**अर्शांसिनाशयत्याशु गुडयुक्ता हरीतकी ॥**
**तिलारुष्करसंयोगोदुर्नाम्नामंतकारकः ॥ १३ ॥**

તલ અને પુષ્કરમૂળ એઓના સંયોગી ચૂર્ણનો સેવવાથી મસાનો નાશ થાય છે. ૧૩ **અથવા**—

( ઉપજાતિ છંદ )

**रसेंद्र गंन्धंसुदृढंविमर्द्यसर्प्पिः प्लुतंतद्द्विगुणंचबोलम् ॥**
**तद्वत्पचेल्लोहमयेद्रवं स्यात्क्षिपेच्चरंभा दलयुग्ममध्ये ।१४।**
**ततोरसः पर्पटिकाभिधानः समस्तदुर्नामनिकृंतनः स्यात् ॥**
**संसेवितोवल्ल चतुष्टकमात्रमर्शोद्भवंशूलमपाकरोति ॥१५॥**
**शोफातिसारोवमिरंगसादस्तृष्णाज्वरारोचकवह्निमांद्यम् ॥**
**गुदस्यपाको हृदयेपिशूलमर्शोविकारीविजहातिजीवम् ।१६।**

શુદ્ધ પારો તથા શુદ્ધ ગંધક એ બે સમાન લઈ અને બિજાબોળ એ બન્નેથી બમણો લઈ તે સર્વને ગાયના ઘી સાથે સારી પેઠે ઘુંટી પછી લોઢાના વાસણમાં જ્યાં લગી તેઓ દ્રવરૂપ થાય ત્યાં લગી અગ્નિદ્વારા અગ્નિ આપવો. પછી તે પીગળેલા રસને કેળનાં સાફ બે પાંદડાં લઈ તે ઉપર યુક્તિથી ઢાળી દેવો. ઠરી ગયા-પછી તે પાપડ જેવી

પોપડીયોને ઉખેડી લેવી. આ **પર્પટીરસ** ચાર વાલ પ્રમાણે સેવવામાં આવે તો સર્વ પ્રકારના ગુદાના મસા સંબંધી આવતું શૂળ નાશ કરે છે.

### અસાધ્ય અર્શ રોગીનાં લક્ષણો.

જે અરશ રોગીને સોજા ચઢી આવ્યા હોય, ઉલટી થતી હોય, પરસેવો આવ્યા કરતો હોય, તરશ, તાવ, અરૂચિ, અગ્નિમંદતા, ગુદાનું પાકી જવું અને છાતીમાં શૂળ એટલા ઉપદ્રવો પ્રગટપણે જણાતા હોય તો તે અરશ રોગી મરણને શરણ થાય છે. ૧૪-૧૬

**इतिश्रीगौडवंशोत्तंस श्रीमदनंतभट्टात्मजशंकरविरचित वैद्य विनोदे शोफलक्षणचिकित्सा द्वितीयोल्लासः २**

ઇતિશ્રી ગોડવંશી શ્રીમદ્ અનંતભટના પુત્ર શંકરભટ વિરચિત સાર્થ વૈદ્યવિનોદ વિષે અતિસાર સંગ્રહણી અને અર્શ રોગના નિદાન લક્ષણ ચિકિત્સા નામના બીજા ઉલ્લાસનું પૂર્ણચંદ્રશર્માકૃત ગુર્જર ભાષાંતર સંપૂર્ણ થયું.

---

# ઉલ્લાસ ત્રીજો.

---

## અજીર્ણનાં લક્ષણ અને ચિકિત્સા.

### ચાર પ્રકારનાં અગ્નિનો વિચાર.

( ઉપજાતિ છંદ )

**मंदोऽथ तीक्ष्णोविषमः समश्च चतुर्विधो जाठर वह्निरुक्तः ॥ स्याच्छ्लेष्मपित्ताऽनिल वृद्धि साम्या त्स्वल्पापिमात्रानपचे- द्धितमन्दा ॥ १ ॥**

( ઇંદ્રવજ્રા-છંદ )

पाकाविपाकौविषमाद्भवेतां मात्राऽतिमात्राविपचेच्चतीक्ष्णात् ॥
श्रेष्ठः समस्तेषु समाग्निरेके मन्दादजीर्णादिगदा भवन्ति ॥२॥

( ઉપજાતિ-છંદ )

तस्मादजीर्णादलसः सुघोरो विलंबिका कष्टतराविषूची ॥
अत्यर्थविड्वातनिरोधकोधस्तृष्णान्वितः सोऽलसकः प्रदिष्टः॥३॥
ऊर्ध्वंत्वधोयाति नदुष्टमन्नंविलंबिकासाभृशदुश्चिकित्सा ॥
सूचीभिरंगानिचविध्यतीच वायुस्तुयस्यांहिविषूचिकासा ॥४॥

**મંદાગ્નિ ૧, તીક્ષણાગ્નિ ૨, વિષમાગ્નિ ૩,** અને **સમાગ્નિ ૪**; આમ ચાર પ્રકારના અગ્નિનો જઠરામાં સમાવેશ કરેલો છે. કફની આધિકયતાથી મંદ, પિત્તની આધિકયતાથી અતી તિક્ષણ, વાયુની આધિકયતાથી વિષમ અને એ ત્રણે દોષોની સમતાથી સમરૂપ અગ્નિ થાય છે. તે પૈકી જેનો મંદાગ્નિ થયો હોય તો જરા માત્ર પણ ખાધેલું પચે નહિ, વિષમ અગ્નિવાળા માણસને ખાધેલ પદાર્થો કોઈ વેળાએ તો ઠીક પચે છે અને કોઇ વેળાએ બરાબર પચતા નથી, તીક્ષણ અગ્નિવાળા માણસને વિશેષ ખાધેલું પણ સહજમાં પચે છે અને સમઅગ્નિવાળા માણસને ખાધેલી સમ માત્રા બરાબર પચે છે. આ ચાર અગ્નિ પૈકી સમઅગ્નિ શ્રેષ્ઠ છે. મંદાગ્નિથી અજીર્ણાદિ રોગો થાય છે અને અજીર્ણથી ભયંકર અલસ, કષ્ટકારી વિલંબિકા અને વિસૂચિકા રોગ થાય છે.

એકદમ ઝાડો અને અધોવાયુ ( વા સંચાર ) નું રોકાણ થઇ જાય, ક્રોધ, તરસ, ( ચીસો પાડવી, હાથ

પગોનું પછાડવું અને ઓડકાર આવ્યા કરતા ) હોય તો તેને **અલસ** નામનો રોગ કહે છે.

દુષ્ટ થયેલું ખાધેલું અન્ન કફને લીધે અને વાયુને લીધે ઉંચે કે નીચે અર્થાત્ મોહોડા વાટે કે ગુદા વાટે પણ નીકળે નહિ અને ચિકિત્સા (રોગ મટવાનો ઉપાય) કરવામાં અત્યંત અશક્ય છે તે રોગને **વિલંબિકા** કહે છે.

અજીર્ણના લીધે વાયુ જાણે અંગોને સોયોની પેઠે વિંધિ નાખતો હોય તેને વિસૂચિકા કોગળીયાનો રોગ કહે છે. ૧-૪

## અજીર્ણ અને અજીર્ણસંબંધી રોગોના ઉપાય.

**अथाऽलसेवांतिरतिप्रशस्ताविषूचिकायांखलु कार्ष्णिदाहः ॥**
**उपोषणंसैंधव[illegible]लान्वितैर्मर्दनमत्रशस्तः ॥ ५ ॥**

અલસરોગમાં ઉલટી કરાવવી અતિ ઉત્તમ છે અને વિસૂચિકામાં પસવાડામાં શેક કરવો અતિ ઉત્તમ છે તથા ઉપવાસ કરવો, અથવા સિંધાલુણ અને ઉપલેટનો કલ્ક નાખી ખાટા ચુકાથી પકાવેલા તેલનો માલેશ કરવો પણ અતિ ઉત્તમ છે. ૫ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**यवं पिष्टं यवक्षारं लेपस्त[illegible]ण संयुतः ॥**
**उष्णीकृतोहरेत्सद्यो जठरार्ति सुदुर्जयाम् ॥**
**अर्द्धश्रृतं लवंगांबुपिपासायाम्प्रशस्यते ॥ ६ ॥**

જવનો લોટ અને જવખાર એઓને છાશમાં ઘુંટી ઉનાં કરી તેનો પેટે લેપ કરવો, જેથી દુઃખે કરીને મટે

તેવો પણ જઠર–પેટનો રોગ પણ જરૂર મટી જાય છે. અથવા–અર્દ્ધાવશેષ (બળતાં અરધ ભાગનું પાણી બાકી રહે તે) લવીંગનું પાણી પીવામાં આવે તો કોલેરામાં પડતો શોષ–વારંવાર પાણી પીવાની ઇચ્છા થાય તે મટે છે. ૬ **અથવા—**

( ઇંદ્રવજ્રા-છંદ )

**शाणद्वयंचाऽथलवंगमेला जातीफलंकोलसुनागफेनम् ॥**
**प्रत्येक मापंतसकलंविचूर्ण्यशाणं कवोष्णेन जलेनपीतम् ॥७॥**

લવીંગ, એલચી, જાયફળ, [1]પંચકોલ અને ચોખ્ખું અફીણ એટલાં ઓષડો બે બે ટાંકભાર લઇ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઉનાં પાણી સંગાથે ૧ ટાંકભાર ફાકવામાં આવે તો કોલેરાનો ભયંકર શૂળનો અતિસારનો અને ઉબકા વા મોળ એઓનો નાશ કરે છે. ૭ **અથવા–**

( ઉપજાતિ-છંદ )

**विषूचिकां हंति मुदारुणांचशूलातिसारौवमथुंप्रसक्ताम् ॥**
**कटुत्रिकंजीरकहिंगुसिंधुरसोनगंधंचसमंविचूर्ण्य ॥**
**निम्बुद्रवेण शूनिहंतिचूर्णविषूचिकांदुष्टविलंबिकांच ॥८॥**

સુંઠ, મરી, પીપર, જીરૂં શેકેલી હીંગ, સિંધાલુણ, લસણ

---

૧ પ્હેલી પ્રતિમાં કોલનો અર્થ કંકોળ, બીજીમાં બોર અને ત્રીજીમાં પંચકોલ હતો જેથી ત્રીજીનો પાઠ કાયમ રાખેલ છે. જો કે ચણીબોર ગ્રાહી પિત્તહર છે; તો પણ પીંપર, પીપરીમૂળ, ચવક, ચિત્રક અને શુંઠ એ પંચકોલ અજીર્ણ રોગમાં ઉત્તમ છે. જેથી મેં એ પાઠ રાખેલ તથાપિ સહૃદવૈદ્યોને જે અનુકૂળ હોય તે ગ્રહણ કરવું. **ભા. કર્ત્તા.**

અને શુદ્ધ ગંધક એઓને લીંબુના રસથી સારી પેઠે ઘુંટી ચૂર્ણ તૈયાર કરી સેવન કરવામાં આવે તો કોગળીયું તથા દુષ્ટ વિલંબકાનો નાશ કરે છે. ૮ **અથવા**–

( રથોદ્ધતા-છંદ. )

**शुद्धसूतविषगन्धकंसमंतुल्यभागमरिचंसुचूर्णितम् ॥**
**मर्द्दयेत्तुबृहतीफलद्भवैरेकविंशतिविभावितम्पुनः ॥ ९ ॥**
**गुंजिकात्रयमिदंसुभक्षितंसद्यएव जठराग्निदीपनम्**
**एषकंटकरसोविषूचिकाजीर्णमारुतगदान्निहंतिच ॥१०॥**

શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગંધક, એટલાં ઓષધો સમાન ભાગે લઇ એ સર્વના બરોબર કાળાં મરી નાંખી એ સઘળાંઓનું યથાયોગ્ય ચૂર્ણ કરી મોટી રીંગણી અથવા નાની ( ભોં ) રીંગણીના ફળના રસની ૨૧ ભાવના આપી સારી પેઠે ખરલ કરી પછીથી એ તૈયાર થએલો **અજીર્ણ કંટક રસ** એક વાલ ભાર ખાવામાં આવે તો તુરત જઠરાગ્નિને વધારે છે અને કોગળીયું, અજીર્ણ તથા વાયુરોગ એ સર્વનો નાશ કરે છે. ૯–૧૦ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**आलिप्यजठरंस्वय्यात्द्धिगुत्र्यूषणसैंधवैः ॥**
**दिवसेभोजनादर्वाक्सर्वाजीर्णविनाशनम् ॥११॥**

સુંઠ, મરી, પીપર, હીંગ અને સિંધાલુણ એઓનો દિવસે ભોજન કર્યા પહેલાં પેટ ઉપર ખરડ કરવામાં આવે તો સર્વ પ્રકારનાં અજીર્ણ નાશ થાય છે. ૧૧

વિલંબિકા અને અલસમાં પણ આ ઉપર કહેલા ઉપાયો કરવા.

## અજીર્ણનાં સામાન્ય લક્ષણ.

**विलंविकायामलसे क्रियेयंपरि कीर्तिता ॥**
**ग्लानिर्बन्धः प्रवृत्तिर्वा सामान्याऽजीर्णलक्षणम् ॥१२॥**

ગ્લાનિ, ( ભારેપણું, સજડપણું, ભ્રમ, વાયુનો રોધ ) ઝાડાની અટકાયત અથવા ઝાડાનું વારંવાર આવવું એટલાં અજીર્ણનાં સામાન્ય લક્ષણ છે. ૧૨

## અજીર્ણ મટયાનાં ચિન્હ.

**पिपासाक्षुच्च लघुताजीर्णाहारस्य लक्षणम् ॥**

તરસ લાગે તથા ભુખ લાગે અને શરીર હલકું જણાય એટલાં આહાર જીર્ણ થયાના–અજીર્ણ મટ્યાનાં લક્ષણો છે. ॥

## ભસ્મક રોગનું લક્ષણ.

**क्षणाद्भुक्तं भवेद्भस्म स रोगो भस्मकः स्मृतः ॥१३॥**

ખાધેલું અન્ન ક્ષણ વારમાં પચી જાય ( અર્થાત્ ખાય ખાય અને ભુખ્યાના ભુખ્યાપણું જણાય ) તેને ભસ્મક રોગ કહે છે. ૧૩

## ભસ્મક રોગનો ઉપાય.

**अपामार्गस्य बीजानि पिष्ट्वाक्षीरेणसाधयेत् ॥**
**तत्पायसं महाघोरे भस्मके संप्रशस्यते ॥ १४ ॥**

અઘાડાનાં બીજ ( છડી નાખીને તે ) ની ખીર બનાવી ખાવામાં આવે તો અત્યંત આકરો ભસ્મક રોગ પણ નાશ પામે છે. ( જેઓને મંત્રપ્રયોગ કરવો હોય કે સિદ્ધપણું બતાવવું હોય તેઓના માટે આ પ્રયોગ અતિ ઉત્તમ છે. આ પ્રયોગથી ભુખ લાગતી જ નથી. ) ૧૪

---

# કૃમિ રોગનું નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

## કૃમિઓના ભેદ.

( અનુષ્ટુપ-છંદ )

**बाह्याभ्यंतरभेदेन कृमयो द्विविधा मताः ॥**
**बाह्यामलोद्भवा ज्ञेया यूकालिक्षाश्च नामतः ॥**
**आभ्यंतराः स्मृताः श्लेष्मरक्तविड्जन्मभेदतः ॥ १ ॥**

બાહ્યકૃમિ અને અભ્યંતર કૃમિ એમ બે પ્રકારના કૃમિયો છે એટલે જે જૂ-લીખ-સવા વગેરે છે તે પરસેવા વગેરેથી શરીર ઉપર થનારા કૃમિયો બાહ્યકૃમિ અને સગવગીયા તથા ગોળ-ચપટા-લાંબા પેટમાં કફ-લોહી મળથી થનારા અભ્યંતર-અંદરના કૃમિ કહેવાય છે. ૧

## કૃમિરોગનાં દૂરનાં હેતુઓ.

**अजीर्णान्मधुराम्लानां सेवनात्पिष्टभोजनात् ॥**
**आव्यायामादिवास्वापाद्विरुद्धाल्लभते कृमीन् ॥ २ ॥**

અજીર્ણથી કે અજીર્ણમાં ભોજન કરવાથી, મીઠા પદાર્થોના ખાવાથી, ખાટા પદાર્થોના ખાવાથી, લોટના ( ગોળના સાથે મિશ્ર કરેલા ) પદાર્થોના ખાવાથી, અંગ-કસરત ન કરવાથી, દિવસે સુવાથી અને વિરૂદ્ધ આહાર-વિહાર કરવાથી કૃમિયો ( અભ્યંતર કૃમિયો ) ઉત્પન્ન થાય છે. ૨

## જેને કૃમિ-કીડા ઉત્પન્ન થયા હોય તે મનુષ્યનાં લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**ज्वरातिसारभ्रमशूलभक्तद्वेषाः प्रसेको हृदयामयश्च ॥**
**वैवर्ण्यमंगेवमिरग्निसादोजातंकृमीणामिदमेवचिह्नं ॥३॥**

તાવ, ઝાડો, કૃમિ શૂળ, ખાવા ઉપર દ્વેષ, લાળનું પડવું, છાતીમાં પીડા, વર્ણનું બગડી જવું, ઉલટી અને અગ્નિનું મંદ થવું એ લક્ષણો ઉપરથી મનુષ્યના શરીરમાં (પેટમાં) કૃમિ થયેલા સમજવા. ૩

## કૃમિરોગનાં ઉપાય.

**मुस्ताखुपर्णीत्रिफलासुरद्रुः शिग्रूद्भवःकाथवरोनिपीतः**
**जयेत्सकृष्णकृमिशत्रुचूर्णः कृमीन्समग्रान्कृमिजांश्चरोगान् ।४।**

મોથ, ઊંદરકની, ત્રિફળા, દેવદાર, અને સરગવો એટલાં ઓષડો સમાન ભાગે લઇ એઓનો કવાથ કરી તેમાં લીંડીપીપર અને વાવડીંગ એ બેનું ચૂર્ણ નાખી પીવામાં આવે તો સર્વ પ્રકારના કૃમિયો અને કૃમિયાથી થનારા રોગો નાશ પામે છે. ૪ **અથવા**

**विडंगसिंधूद्भवहिंगुपथ्याकंपिल्लसौवर्चलपिप्पलीनां**
**चूर्णकवोष्णोदकसंगृहीतं कृमीन्निहन्यादरुचिंवमिंच ॥५॥**

વાવડીંગ, સિંધાલુણ, શેકેલી હીંગ, હરડે, કપીલો, સંચળ અને લીંડીપીપર એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે પીવામાં આવે તો કૃમિરોગ, અરૂચિ અને ઉલટી એઓનો નાશ થાય છે. ૫ **અથવા**—

(અનુષ્ટુપ છંદ)

**विडंगानांतुचूर्णंच कर्षार्द्धं कर्षमेव च ॥**
**मधुनासहितं लिह्यात्कृमिकोटिनिवृत्तये ॥ ६ ॥**

વાવડીંગનું ચૂર્ણ અરધા તોલાભાર લઈ એક તોલાભાર મધમાં કાલવી ચાટવામાં આવે તો કૃમિઆના ગોળા—જથ્થાનો નાશ થાય છે. ૬ **અથવા**—

**पारसीकांयवानीं तु पर्णेन सह भक्षयेत् ॥**
**कृमिजालं निहंत्याशु पीतो निम्बरसोऽथ वा ॥ ७ ॥**

શુદ્ધ ખોરાસાની અજમાને પાનના સાથે ખાવામાં આવે તો તેથી અથવા-લીંબડાનો (પાંદડાંનો) રસ પીવામાં આવે તો તેથી તુરત કૃમિયાનો નાશ થાય છે. ૭ **અથવા**

**पारदेन समायुक्तो रसः कनकपत्रजः ॥**
**तांबूल पत्रजो वापिलिप्तो यूकाविनाशनः ॥ ८ ॥**

પારાની સાથે ધંતુરાના પાંદડાંના રસના અથવા પારાની સાથે તાંબૂલના રસના ચોળવાથી જુ-લીખ વગેરેનો નાશ થાય છે. ૮ **અથવા**

( દ્રુતવિલંબિત-છંદ ).

**ककुभपुष्पविडंगकलांगलीमदनचंदनसर्जरसास्तथा ॥**
**नलदकुष्ठमरुष्करमित्ययंजयतिधूपवरोमशकान् क्रमीन् ।९।**

આસંદરાનાં ફુલ, વાવડીંગ, દુધિયો વછનાગ, મીંઢળ, સુખડ, રાળ, વીરણવાળો, ઉપલેટ અને ભીલામાં એઓનો ધૂપ તૈયાર કરી ધૂપ આપવામાં આવે તો તેથી મચ્છર અને કૃમિયો-જુ-લીખ વગેરેનો ઉત્તમ પ્રકારે નાશ થાય છે. ૯

( **અનુષ્ટુપ છંદ** )

**पृथक्सर्वैर्मृदा दोषैः पाण्डुरोगस्तु पञ्चधा ॥**
**मृद्बम्लामद्यलवणादिवास्वापाद्व्यवायतः ॥ १ ॥**
**संदूष्य रुधिरं दोषाःकुर्वते पांडुता त्वचः ॥**
**त्वङ्मूत्रनयनादीनां पीतता प्रथमं भवेत् ॥ २ ॥**

## પાન્ડુરોગનાં લક્ષણ અને ચિકિત્સા.

### પાન્ડુરોગની સંખ્યા અને નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

વાયુથી થયેલો, પિત્તથી થયેલો, કફથી થયેલો, અને માટીના ખાવાથી થયેલો એમ પાંડુરોગ પાંચ પ્રકારથી થાય છે. તે પાંડુરોગ માટી, ખટાશ, મદિરા, લવણ, મૈથુન અને દિવસે સુવું એટલા પદાર્થોના અતિ સેવનથી લોહીને બગાડીને વાયુઆદિ દોષો ચામડીને પાંડુ વર્ણવાળી કરી દે છે.

જ્યારે પાંડુરોગ થવાનો હોય છે ત્યારે પ્રથમથી શરીરની ચામડી, મૂત્ર, આંખ્યો વગેરે પીળાશપણું થાય છે.

**वातात्कम्पभ्रमानाहः पित्ताद्दाहभ्रमक्लमाः ॥**
**कफात्प्रसेकःश्वयथुस्त्रिभिर्दोषैर्हतप्रभः ॥ ३ ॥**

### પૃથક્ દોષોથી ઉત્પન્ન થએલા પાંડુરોગની પીછાણ.

વાયુથી થયેલા પાંડુરોગમાં કંપારો, ભ્રમ અને આફરો એટલાં લક્ષણ થાય છે. પિત્તથી થયેલા પાંડુરોગમાં બળતરા, ભ્રમ અને કલમ એટલાં લક્ષણો થાય છે. કફથી થયેલા પાંડુરોગમાં હુબકા અને સોજા એટલાં લક્ષણો થાય છે. ત્રણે દોષના સંયોગથી થએલા પાંડુરોગમાં કાંતિહીન થઈ જાય છે અને માટી ખાવાના કારણથી થએલા પાંડુરોગમાં આંખ્યો ઉપર થોથર તથા બળ, વર્ણ અને અગ્નિ એઓનું નાશ થવું એટલાં લક્ષણો થાય છે. ૩

### પાંડુ રોગના ઉપાય.

**मृद्भक्षणादक्षिशोफबलवर्णाग्निसादनम् ॥**
**सर्वेषुपाण्डुरोगेषु पथ्याचूर्णं घृतप्लुतम् ॥ ४ ॥**

મોટી હરડેનું ચૂર્ણ ઘીમાં મેળવીને ખાવાથી સર્વ પ્રકારના પાંડુરોગ મટી જાય છે. ૪

( ઉપજાતિ-છંદ )

**स्निग्धोविधिर्वातभवेप्रशस्तस्तिक्तः सुशीतः किलपित्तजाते ॥**
**कफात्मकेरूक्षकटूष्णतिक्तः प्रोक्तोविमिश्रास्त्रिदोषजे स्यात् ।५।**

વાયુથી થયેલા પાંડુરોગ ઉપર સ્નિગ્ધ બફારા આપવા ઉત્તમ છે, પિત્તથી થયેલા પાંડુરોગ માટે કેવળ ટાઢા, ઉપાયો ઉપયોગમાં લેવા, કફથી થયેલા પાંડુરોગ ઉપર લુખા, ગરમ, કડવા અને તીખા ઉપચારો ઉત્તમ છે અને ત્રિદોષજનિત પાંડુરોગ ઉપર મિશ્રયોગ અર્થાત્ સર્વદોષ-નાશક ઉપચારની યોજના યોજવી. ૫ **અથવા**

**अयस्तिलास्त्रिकटुकं कोलं सर्वं विचूर्णयेत् ॥**
**सर्वैः सममाक्षिकस्य भागंदत्वा विमर्दयेत् ॥ ६ ॥**

લોહભસ્મ વા મંડુર, તલ, સુંઠ, મરી, લીંડીપીપર અને પંચકોલ એઓ સમાન લેવાં અને એ સર્વની બરોબર સોવનમાંખી ( એક જાતની ઉપધાતુ ) ની ભસ્મ એ સર્વનું યથાયોગ્ય ચૂર્ણ કરી મધ સાથે તેઓના મોદક-ગોળીઓ કરી ગાયની છાશના સંગાથે ખાવામાં આવે તો પાંડુરોગ મટી જાય છે. ૬ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**मोदकोमधुसंयुक्तः सतक्रः पांडुतांजयेत् ॥**
**क्षणदाक्वाथकल्काभ्यांघृतं सिद्धमिमं जयेत् ॥ ७ ॥**

ક્ષણુદા-કાળી દ્રાક્ષ-ધમાસાના કલ્ક (ચટણી) અને ક્વાથથી તૈયાર કરેલા ઘીના સેવવાથી પાંડુ રોગ મટી જાય છે. ૭

## પિત્તકમળીની હેતુ સહિત સંપ્રાપ્તિ.

(ઇંદ્રવજ્રા-છંદ)

यः पाण्डुरोगीभृशपित्तलानि संसेवतेतस्य विदूष्यपित्तम् ।
मांसासृजीसंदहतेनरस्यस्यात्कामला तेनचकुम्भकाह्वा ॥ ८ ॥

જે પાંડુ રોગી પિત્ત કરનારા પદાર્થોનું અતિ સેવન કરે તો તેથી તેનું પિત્ત લોહીને તથા માંસને દૂષિત કરી દગ્ધ કરી દે છે, તેથી કુંભલ કામળા-પિત્તકમળી નામનો રોગ થાય છે. ૮

## કમળા-કમળીના ઉપાય.

(ઉપજાતિ-છંદ)

पिबेत्कवोष्णेनजलेनतिक्तांसशर्करांपाणितलप्रमाणाम् ॥
निहन्तिदुष्टामतिकामलांसाहरीतकीवामधुनाप्रयुक्ता ॥ ९ ॥

કડૂના ચૂર્ણને સાકર સાથે એક તોલો ઉના પાણીના અનુપાનથી સેવન કરવામાં આવે તો દુષ્ટ પિત્તકમળી અને કમળાનો નિશ્ચે નાશ કરે છે. **અથવા**—

મધુપક્વ હરીતકીના સેવનથી પણ કમળીનો નાશ થાય છે. ૯ **અથવા**—

(ઇંદ્રવજ્રા-છંદ)

दार्वीरसोवात्रिफलारसोवाछिन्नोद्भवोनिम्बभवोरसोवा ॥
प्रातर्निपीतोमधुसंप्रयुक्तोहन्यात्प्रवृद्धामपिकामलांस्यात् ॥१०॥

દારૂ હળદરનો રસ **અથવા** ત્રિફળાનો રસ **કિંવા** ગળોનો રસ કે **લીંબડાનો** રસ એ પૈકી ગમે તે રસને મધ સંગાથે પ્રાતઃકાળે સેવવામાં આવે તો વધી ગયેલા કમળીના રોગનો **પણ** નિશ્ચે નાશ કરે છે. ૧૦ **અથવા**—

( ઉપજાતિ-છંદ )

**अयोरजोदारुनि [illegible]हरीद्राफलात्रेकाढया कटुरोहिणीच ॥**
**प्रलिह्यचूर्णं [illegible]तमाक्षिकाभ्यांसकामलार्तस्त्वरितं सुखीस्यात् ।११।**

દારૂ હળદરનો રસ, હરદર, હરડે, ત્રિફળા અને કડુ ( અથવા કડવી તુંબડીનો ગર્ભ ) એઓનું ચૂર્ણ મધ અને ઘીની સાથે કાલવીને ચાટવામાં આવે તો કમળા રોગી તુરત સુખી થાય છે. ૧૧ **અથવા**—

હળદર, સોનાગેરૂ અને આંબળાં એઓનું ચૂર્ણ કમળો રોગનો તુરત નાશ થવા માટે શિઘ્રપણે ઉપયોગમાં લેવું. ૧૧॥ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**निशागैरिक धात्रीणां चूर्णंतूर्णंप्रयोजयेत् ॥**
**कामलारोगना[illegible]द्रोणपुष्पीरसांजना [illegible] ॥ १२ ॥**

કુબાનો રસ આંખમાં આજવામાં આવે તો તેથી કમળાનો રોગ નાશ થાય છે. ૧૨ **અથવા**—

**व्योषंविडंगंत्रिफलां दार्वीकृष्ण[illegible]: ॥**
**लिह्यात्क्षौद्रघृताभ्यक्तं कामलारोगना[illegible]नम् ॥ १३ ॥**

મરી, લીંડીપીપર, સુંઠ, વાવડીંગ, હરડે, **બેહેડાં**, આમળાં, દારૂહળદર, લીંડીપીપર અને લોહકાટ કિંવા **લોહ**

ભસ્મ એઓને મધ અને ઘીમાં કાલવી ચાટવામાં આવે તો તેથી કમળાનો રોગ મટી જાય છે. ૧૩

### પાંડુ રોગીનાં અસાધ્ય લક્ષણો.
( સ્વાગતા-છંદ. )

**पांडुदंतनखनेत्रमलो यः पांडुसंहतिमतीव तुपश्येत् ॥**
**आसुतस्यमुनिभिर्मृ[illegible]शूलनाभिगुदशोफसएव ॥१४॥**

જે પાંડુરોગીના દાંત, નખ, આંખ્યો, વિષ્ટા, એઓ પાંડુરંગનાં થઇ ગયાં હોય, સમસ્ત પદાર્થો બહુ જ પાંડુ રંગના દેખાય તે પાંડુરોગીનું મુનિજનોએ તુરત મરણ થશે એમ કહેલું છે, અથવા જે પાંડુ રોગીની ડૂંટી અને ગુદા સોજા સહિત જણાય તેનું પણ તુરત મરણ થશે એમ કહેલું છે. ૧૪

### પાંડુ રોગીને ખાવાયોગ્ય પદાર્થો.

**शाल्यन्नयवगोधूमारसा जांगलजा हिताः ॥**
**मुद्गाढकीमसूरादि भोजने वा प्रशस्यते ॥ १५ ॥**

સાઠી ચોખા, જવ, ઘઉં, અને જંગલી પશુઓના માંસના રસો તથા મગ, મઠ અને મસૂરાદિ ભોજન પાંડુ રોગીને હિતકારી છે. ૧૫

**इति श्रीगौडवंशोत्तंसशंकरभट्टवि० वै० त्रि० अजीर्ण कृमिपांडुरोगलक्षण चिकित्सा तृतीयोल्लासः ॥ १६ ॥**

ઇતિ શ્રી ગોડવંશમાં ઉત્પન્ન થયેલા શંકર ભટ વિરચિત્ સાથે વૈદ્યવિનોદ વિષે અજીર્ણ, કૃમિ, પાંડુ રોગ વગેરેનાં લક્ષણ ચિકિત્સા નામના ત્રીજા ઉલ્લાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુજરાતી ભાષાંતર સમાપ્ત થયું.

---

# ઉલ્લાસ ચોથો.

## રક્તપિત્ત લક્ષણ અને ચિકિત્સા.

### રક્તપિત્તનો નિદાનપૂર્વક સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ.

( ઇંદ્રવંશા-છંદ )

**व्यायामशोकातपमार्गमैथुनैस्तीक्ष्णोष्णकट्वम्लसुरातिसेवनैः ॥**
**पित्तंविदग्धंस्वगुणैर्दहत्यसृक्तं दुष्टमूर्द्धंव्रजतित्वधोभृशम् ॥ १ ॥**

કસરત-હર ફર, શોક, તડકો, પંથ, મૈથુન, અતિ તીક્ષ્ણ, ગરમ, કડવા, ખાટા પદાર્થોના અત્યંત સેવનથી મદ્યપાનથી દૂષિત થયેલું પિત્ત પોતાના ગુણોથી લોહીને દગ્ધ કરે છે. તે દગ્ધ થયેલું લોહી ઉપર અને નિચે (કિંવા બન્ને) માર્ગે થઇ ઘણું જ નિકળે છે. ( તેને રક્ત-પિત્ત-પત કહે છે. ) ૧

### રક્તપિત્તને વહેવાના માર્ગો.

( ઉપજાતિ-છંદ )

**ऊर्ध्वंतुनासामुखनेत्र कर्णैरधोगतंस्याद्गुदयोनिमेढ्रैः ॥**
**तथासमस्तैरपिरोमकूपैस्तद्रक्तपित्तंमुनिभिः प्रदिष्टम् ॥ २ ॥**

તે કોપ પામેલું એ પિત્ત નાક, મુખ, આંખ્ય તથા કાન એ ઊંચા માર્ગોથી વહે છે ( તે ઉર્દ્ધ્વગામી કહેવાય છે. ) અને ગુદા, યોનિ તથા પુરૂષેંદ્રિ એ નીચા માર્ગોથી

વહે છે ( તે અધોગામી કહેવાય છે.) તથા સમસ્ત રૂવાડાંનાં છિદ્રોથી પણ વહે છે તેને મુનિજનો રક્તપિત્ત કહે છે. ૨

## રક્તપિત્તનું પૂર્વ સ્વરૂપ.

**शीताभिलाषः सदनंचकंठेधूमायनंवांतिरतीव तस्मिन् ॥**

જ્યારે રક્તપિત્ત થવાનું હોય ત્યારે ટાઢની અભિલાષા થાય, પરસેવો થાય, ગળામાં ધુમાડો લાગ્યા જેવું થાય છે, ઉલટી ઘણી થાય છે, અથવા વિશેષે કરીને રક્તપિત્તના પૂર્વ રૂપમાં ઉલટી થાય છે.

## વાયુપિત્ત અને કફ સંબંધી રક્તપિત્તનાં રૂપ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**श्यावाऽरुणंफेनिलरूक्षमस्त्रंवातात्कफात्पिच्छलपाण्डुसांद्रम् ॥**
**पित्तेनपीतंतनुनीलमस्त्रंसर्वात्मकंसर्वगुणोपपन्नम् ॥ ३ ॥**

રક્તપિત્ત જો વાયુ સંબંધી હોય તો કાળું રાતું, ફીણવાળું, અને લુખું લોહી વહે છે, કફના સંબંધવાળું હોય તો તાંતણાવાળું, ધોળું તથા ઘાટું લોહી વહે છે અને પિત્તના સંબંધવાળું હોય તો પીળું, પાતળું તથા નીલવર્ણનું લોહી વહે તથા ત્રિદોષના સંબંધવાળું હોય તો ઉપર કહેલા સર્વ ગુણોયુક્ત લોહી વહે છે. ૩

## રક્તપિત્તના ઉપાય.

( સ્વાગીતા-છંદ. )

**ऊर्ध्वगेप्रथमतोहिविरेको ऽधोगतेतुवलि नांवमिरेव ॥**
**पथ्ययाश्रफलयात्रिवृतावारग्वधेनविहितोहिविरेकः ॥४॥**

ઉંચે માર્ગેથી વહેનારાં રક્તપિત્ત ઉપર પ્રથમ જુલાબ

આપવો અને નીચે માર્ગેથી વહેનારા રક્તપિત્ત ઉપર ઉલટી કરાવવી. એટલે હરડેનો, ત્રિફળાનો, નસોતરનો કે ગરમાળાનોજ જુલાબ આપવો. ૪ **અથવા—**

**दाडिमामलकनिम्बुपटोलंतंदुलीयकललावसशोणाः ॥**
**शालिषष्ठिकमकुष्ठमसूरामुद्गकोद्रवरसाइहशस्ताः ॥ ५ ॥**

રક્તપિત્તવાળાને દાડીમના દાણા, આંબળાં, લીંબડો, પરવળ, ચોખા તથા લાવાં, સસલાં, હરિણ એઓનાં માંસના રસો અને સાઠી ચોખા, મઠ, મસૂર, મગ, કોદરા વગેરે ખાવા માટે યોજના કરવી. ૫ **અથવા—**

**( વસંતતિલકા-છંદ. )**

**ह्रीबेरमुत्पलमुसीरवृषौगुडूचीषष्टीमधूक घनचन्दन धान्यकानि ॥**
**क्राथः सितामधुयुतोजयतिप्रसह्य चोर्ध्वत्वधःप्रकुपितंखलुरक्तपित्तं**

વાળો, કમળ, કાવાવાળાનાં મૂળ, અરડૂસો, ગળો, જેઠીમધ, મોથ, સુખડ, અને ધાણા એઓનો કવાથ કરી સાકર અને મધ સહિત પિવામાં આવે તો કોપેલું પિત્ત નીચે અને ઉપર એ બન્ને માર્ગોએ વહેવાકે અસહ્ય જબરું રક્તપિત્ત પણ અવશ્ય જીતી લે છે. ૬ **અથવા—**

**( ઉપજાતિ-છંદ )**

**प्रियंगुलोध्राञ्जनमृत्तिकानां चूर्णनियुक्तोवृषजः कषायः ॥**
**पीतः सिताक्षौद्रयुतोरसोवा निहंतिपित्तास्रमुदीर्णवेगम् ॥ ७ ॥**

ઘઊંલા અથવા કાંગ, લોદર, સરમો, અને કાળીદ્રાખ એઓના ચૂર્ણ સહિત અરડૂસાનો કવાથ સાકર અને મધ મેળવી પીવામાં આવે તો અત્યંત વેગવાળા રક્તપિત્તનો પણ નાશ કરે છે. ૭ **અથવા—**

જો નાકેથી લોહી વહેતું હોય-નસકોરી ફુટી હોય તો ધરોનો રસ **અથવા** દાડિમના ફુલનો રસ **અથવા** પોથીનો રસ લઇને સુંઘવો **અથવા** હરડેનો રસ ટાઢા પાણી સાથે સુંઘવામાં આવે તો તેથી નાકેથી પડતું લોહી બંધ થાય છે. ૭ **અથવા**—

**घ्राणामवृत्तेसृजिनस्यमुक्तं दूर्वारसोदाडिमपुष्पजोवा ॥**
**अलक्तकस्यापि रसः मयोज्यः पथ्यारसः शीतजलेवनस्ये ।८।**

માટી, ધરો અને આમળાં એઓને ઝીણાં ઘુટીને માથા ઉપર લેપ કરવામાં આવે તો તેથી નાકેથી વહેતું લોહી તુરત બંધ થાય છે. ૮ **અથવા**—

**( અનુષ્ટુપ-છંદ )**

**मृद्दूर्वामलकं पिष्ट्वाश्लक्ष्णंमूर्द्धि मलेपयेत् ॥**
**नासामवृत्तं रुधिरं तेन शाम्यति तत्क्षणात् ॥ ९ ॥**

નાળીયરનું પાણી પીવું, **અથવા** બકરીનું સાકર સાથે પીવું, **અથવા** અરડૂસાનો રસ પીવો એ રક્તપિત્ત ઉપર અવશ્ય શ્રેષ્ઠ છે. ૯

**અસાધ્ય રક્તપિત્ત રોગીનાં લક્ષણો.**

**नारिकेलपयः पानं दुग्धमाजं सितायुतम् ॥**
**वासकः स्वरसः पीतः रक्तपित्ते मशस्यते ॥ १० ॥**
**यश्छर्दयेदस्रमजस्रवांतिः श्रोणेक्षणः शोणित सर्वदर्शी ॥**
**पश्येन्नभः शोणितमेवसर्वंसरक्तपित्तीम्रियतेध्रुवंतु ॥ ११ ॥**

હમેશાં વારંવાર જે રક્તપિત્ત રોગી લોહીની ઉલટી કર્યા કરે, જે રક્તપિત્ત રોગીની આંખ્યો રાતી રહે, સર્વ

પદાર્થ લોહી સમાન દેખાય અને આકાશ પણ લોહી સમાન દેખે તો તે રક્તપિત્ત રોગી નિશ્ચે મરી જાય છે. ૧૦

## રાજ્યક્ષ્માનાં લક્ષણ અને યત્ન.

## ક્ષયરોગ થવાનાં મુખ્ય કારણો.

( ઇંદ્રવજ્રા-છંદ )

**वेगावरोधाद्विषमाशनाच्चक्षयात्तथासाहसकर्मणश्च ॥**
**यक्ष्मागदोहेतुचतुष्टयात्स्यात्कफप्रधानैः सकलैस्तुदोषैः ॥१॥**

મળ, મૂત્ર કે વાયુ વગેરેના વેગો રોકવાથી, બહુ ઝાઝું, બહુ થોડું અથવા સમય વગરનું ભોજન કરવાથી મૈથુન ઇર્ષ્યા અને ઉપવાસ એઓના વિશેષ કરવા વડે ધાતુઓનો ક્ષય થવાથી, અને સાહસ કર્મ-બળવાનની સાથે મલ્લયુદ્ધ કરવા વગેરે શક્તિ ઉપરાંત કામ કરવાથી ક્ષયરોગ થાય છે. એટલે આ ચાર કારણોથી ક્ષયરોગ થાય છે. ક્ષયરોગ વાત પિત્ત અને કફ એ ત્રણે દોષોનો થાય છે તોપણ તે સર્વમાં મુખ્યત્વે કરીને કફ પ્રધાનતા-પણું ધરાવે છે. ૧

## ક્ષયરોગનું સંપ્રાપ્તિ.

( ઉપજાતિ છંદ )

**मार्गेषुरुद्धेषुरसस्य वीर्येक्षीणेग्निमांद्यादतिमैथुनाच्च ॥**
**यान्तिक्षयंधातवएवसर्वेदिनेदिने शष्य[illegible]ोऽत्र ॥ २ ॥**

જેઓમાં કફ મુખ્ય છે એવા ત્રણે દોષોથી રસને વહેનારા માર્ગો રોકાઇ જતાં રસ પછીના સર્વે ધાતુઓ ક્ષીણ થાય છે. અગ્નિ મંદ થાય છે તેમ જ અતિ મૈથુન કરનાર પુરૂષનું વીર્ય ક્ષીણ થતાં વીર્યથી ઉપરના મજ્જા

વગેરે ધાતુઓ ઉલટા ક્રમથી ક્ષીણ થાય છે તેથી દિવસે દિવસે ક્ષયરોગી સુકાતો જાય છે. ૨

## ક્ષયરોગનું પૂર્વરૂપ.

( સ્વાગીતા-છંદ )

**श्वासकासमदपीनसनिद्रातालुशोपकफसंस्रवसादाः ॥**
**सम्भवन्ति भविष्यतिशोषेमानवोरतरतिः सितनेत्रः ॥३॥**

જે માણસને ક્ષયરોગ થવાનો હોય તેને (ક્ષયરોગ થયા) પહેલાં શ્વાસ, ઉધરસ, મદ, શળેખમ, નિદ્રા, તાલવાનું શોષણ, કફનું સ્રવવું અને પરસેવો થવો એટલાં ચિન્હો થાય છે. ક્ષયરોગીની આંખો ધોળી થઈ જાય છે અને સ્ત્રી સાથે રમણ કરવાની ઇચ્છા રહ્યા કરે છે. ૩

## ક્ષયરોગનું લક્ષણ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**पार्श्वांसतापः करपादयोश्चतापोज्वरः सर्वशरीरगः स्यात् ॥**
**मंदाग्निताच्छर्दनमत्रलिंगंतद्रोग राजस्यभिषग्भिरुक्तम् ॥**

જે રોગમાં પડખાંઓમાં કિંવા કાંધમાં સંતાપ (પીડા કે તપ્યા કરે), હાથ પગમાં તાપ અને સર્વ શરીરમાં તાવ રહ્યા કરે છે. (એ ત્રણ લક્ષણો ક્ષયમાં મુખ્યત્વે હોય છે) તથા અગ્નિની મંદતા અને ઉલટી થયા કરે તે રોગને વૈદ્યો ક્ષય-રાજરોગ કહે છે. (એમ ચરક મુનિનો મત છે.) ૪

( અનુષ્ટુપ્-છંદ )

**स्वरभेदोज्वरः श्वासंकासोरुधिरदर्शनम् ॥**
**भक्तद्वेषश्चजायेत षडैते राजयक्ष्मणि ॥ ५ ॥**

સ્વરનો ભેદ, તાવ, શ્વાસ, ઉધરસ, લોહીનું દેખાવું

અને ભોજન ઉપર દ્વેષ એટલાં લક્ષણો જેને થાય તેને રાજયક્ષ્મા રોગ થયો છે એમ જાણવું. ૫ (આ છ લક્ષણો ક્ષયમાં મુખ્ય હોય છે એમ સુશ્રુતનું માનવું છે.) ૫

## ક્ષયરોગ સન્નિપાતિક છે તોપણ દોષોના ત્રાસથી થતાં ભિન્ન લક્ષણો.

**स्वरभेदोनिलाच्छूलं पित्ताद्रुधिरनिर्गमः ॥**
**अतीसारो ज्वरो दाहः कफात्कासोतिगौरवम् ॥ ६ ॥**

(ઉપજાતિ-છંદ)

**शिरोन्यथाशोणितवांति पृष्ठकटिग्रहाः कासगदाःक्षतक्षये ॥७॥**

જો ક્ષયરોગમાં વાયુ સંબંધ ધરાવતો હોય તો સ્વરનો ભેદ, અને શૂળ (તથા પડખાઓનો સંકોચ) થાય છે, જો પિત્ત સંબંધ ધરાવતો હોય તો, લોહીનું પડવું, ઝાડો તાવ અને બળતરા થાય છે, જો કફ સંબંધ ધરાવતો હોય તો ઉધરસ અને શરીર ભારે થાય છે, અને ક્ષત સંબંધ ધરાવતો હોય તો માથામાં પીડા, લોહીની ઉલટી, શરીરમાં લુખશ અને કમરનું પકડાવું તથા ઉધરસ હોય છે. ૬-૭

## ક્ષયરોગીને સેવવા યોગ્ય પદાર્થો.

(વસંતતિલકા-છંદ.)

**गोधूममुद्गय वशालिकषष्टिकाद्यामद्यंरसाहरिणजांगलपक्षिमांसम्**
**शुंठीकुलंत्थयवपिप्पलिदाडिमैश्चधात्रीघृतैर्विहितमाजरसम्पिबेत्तु ८**

ઘહું, મગ, જવ, સાઠીચોખા, તથા મદ્ય, હિરણના માંસનો રસો અને જંગલી પશુઓનાં માંસો, એઓનું સેવન કરવું હિતકારક છે.

## ક્ષયરોગીના ઉપાય.

સુંઠ, કળથી, જવ, લીંડીપીંપર, દાડિમદાણા, આમળાં અને ઘી એઓનાથી સિદ્ધ કરેલું બકરીનું દુધ પીવામાં આવે તો ક્ષયરોગ મટે છે. ૮ **અથવા—**

( સ્વાગતા-છંદ. )

**धान्यविश्वदशमूलकणाभिः क्वाथएषकिलयक्ष्मगदघ्नः ॥**
**पार्श्वशूलकसनज्वरदाह श्वासपीनसनिवर्तनयोग्यः ॥ ९ ॥**

ધાણા, સુંઠ, દશમૂળ અને લીંડીપીપર એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો, સર્વ પ્રકારના ક્ષય, પડખાં-ઓમાં નીકળતું શૂળ, ઉધરસ, તાવ, બળતરા, શ્વાસ, અને સળીખમ એઓનો નાશ કરે છે. ૯ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**श्लक्ष्णचूर्णीकृतं छागमृगमांसं हितं सदा ॥**
**अजाक्षीरेणपीतंस्यात्क्षयरोगनिवारणम् ॥ १० ॥**

હરિણના માંસનું તથા બકરાના માંસનું સૂક્ષ્મ ચૂર્ણ કરી બકરીના દુધ સાથે પીવામાં આવે તો સદા ક્ષયરોગીને હિતકારી છે **અથવા** હરિણનું અને બકરાનું સચિક્કણ ચૂર્ણિત કરેલું માંસ અને બકરીનું દુધ ક્ષયરોગીને નિરંતર હિતકારક છે. ૧૦ **અથવા—**

**कपि मांसं तथा पीतं क्षयरोगहरं परम् ॥**
**दशमूलबलारास्नाकषायः क्षयनाशनः ॥ ११ ॥**

વાંદરાનું માંસ અથવા વાંદરાનો પિત્તો ખાવામાં આવે તો ક્ષયરોગનો નાશ થાય છે. **અથવા—**

દશમૂળ, કાંસકી અને રાસ્ના એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો ક્ષયનો નાશ થાય છે. ૧૧ **અથવા**–

( શાલિની–છંદ. )

**छागंमांसं छागसर्पिः सविश्वं छागंदुग्धंछागसेवासुषुप्तिः ॥**
**एवंनाशोजायतेयक्ष्मणस्तु कासश्वासच्छर्दनैःसंयुतस्य ॥१२॥**

બકરાના માંસનું ભક્ષણ કરવું, સુંઠ સહિત બકરીનું ઘી ખાવું, બકરાઓનું સેવન કરવું અને બકરાંઓના ટોળામાં સુવું એઓથી ઉધરસ, શ્વાસ અને ઉલટી સહિત ક્ષયનો પણ નાશ થાય છે. ( આ ઉપાય સર્વોત્તમ અને અનુભવેલ છે. ) ૧૨ **અથવા**—

( વંશસ્થ–છંદ. )

**फलत्रिकं व्योषयुतंशतावरीपृथक्पलंलोहरजोविचूर्णितम् ॥**
**तत्कर्षमात्रंमधुनावलेहितं वक्षः क्षतंहन्तिचकण्ठवेदनाम् ॥१३॥**

હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર અને શતાવરી એઓ ચાર ચાર તોલા ભાર લેવાં અને ગજવેલ ૧ તોલાભાર લેઇ ઉપરના ઓષડોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો છાતીની તથા ગળાની વેદનાનો અર્થાત્ ક્ષય–ખાંસીનો નાશ કરે છે. ૧૩ **અથવા**

( ઉપજાતિ–છંદ )

**विडंगलोहाश्मजतुप्रपथ्या चूर्णघृतक्षौद्रयुतंनिहन्यात् ॥**
**यक्ष्माणमुग्रंकसनादियुक्तंसितामधुभ्यांनवनीतलेहः ॥१४॥**

વાવડીંગ, લોહભસ્મ, શુદ્ધ શિલાજીત અને હરડે કિંવા હીમજ એઓનો વસ્ત્રગાળ ચૂર્ણ કરીને ઘી અને

મધ સાથે કાલવી ચાટવામાં આવે તો અત્યંત ઉગ્ર ક્ષયનો નાશ કરે છે. **અથવા—**

સાકર, મધથી યુક્ત માખણ ચાટે તો ક્ષયરોગ ઉધરસ સહિત ક્ષય પણ નાશ થાય છે. ૧૪ **અથવા—**

**संशोषितं सूर्यकरैर्हि मांसंपारावतं यः प्रतिघस्रमस्ति ॥**
**सर्पिर्मधुभ्यांविलिहन्नरो वा निहंतियक्ष्माणमति प्रगल्भम् ।१५।**

સૂર્યનાં અને ચંદ્રનાં કિરણોથી શોષાઈ (સુકાઈ) ગયેલું–મરેલું કબૂતર લઈ તેનું ચૂર્ણ કરી મધ અને ઘી સાથે કાલવી જે મનુષ્ય તેનું હમેશાં સેવન કરે તો તેના અતિ બળવાન ક્ષયરોગનો પણ નાશ કરે છે. ૧૫ **અથવા–**

(અનુષ્ટુપ-છંદ)

**छागक्षीरेण संसिद्धं पिप्पलीगुडसंयुतम् ॥**
**एतदग्निकरं सर्पिःक्षयकासेषु शस्यते ॥ १६ ॥**

બકરીના દુધથી સિદ્ધ કરેલું ઘી લીંડીપીપર અને ગોળ સહિત પીવામાં આવે તો જઠરાગ્નિને દીપ્ત કરવા તથા ક્ષય અને ઉધરસ માટે શ્રેષ્ટ કહેલ છે. ૧૬ **અથવા–**

**दौर्बल्यज्वरसंतापे स्तैलं लाक्षादिकं हितम् ॥**
**सघृतानराजमांसान्यो नित्यमश्नाति मानवः ॥ १७ ॥**

દુર્બળતામાં અને તાવના સંતાપમાં લાક્ષાધિ તૈલ (જે તાવના અધિકારમાં કહેવામાં આવે છે તે) હિતકારી છે. **અથવા**–ઘી સહિત બકરીના માંસ વગેરેને જે મનુષ્ય સેવન કરે તેનો ક્ષય રોગ નાશ થાય છે અને દારૂણ મૂત્ર પ્રમેહનો પણ નાશ થાય છે. ૧૭ ॥ **અથવા—**

तस्य क्षयः क्षयं यांति मूत्रमेहोति दारुणः ॥
त्वगेलापिप्पलीवंशोरोचनाचसितोपला ॥ १८ ॥
यथोत्तरंद्विगुणितं लेहयेन्मधुसर्प्पिषा ॥
एतच्चूर्णं निहत्याशु क्षयरोगं सुदारुणम् ॥ १९ ॥

તજ, એલચી, લીંડીપીપર, વંશલોચન અને સાકર એ પાંચ પદાર્થો એક એકથી બમણા એટલે તજ ૦॥ તોલો, એલચી ૧ તોલો, લીંડીપીપર ૨ તોલા, વંશલોચન ૪ તોલા અને સાકર ૮ તોલા આ પ્રમાણે ગ્રહણ કરી તેઓનું વિધિપૂર્વક ચૂર્ણ કરી તેને મધ અને ઘી સાથે એક તોલા ભાર ચૂર્ણને કાલવી ચાટવામાં આવે તો આ ચૂર્ણ ભયંકર ક્ષયરોગનો પણ નાશ કરે છે, (આ સિતો-પલાદિ ચૂર્ણ કહેવાય છે) ૧૮-૧૯ **અથવા—**

**( શાર્દૂલવિક્રીડીત-છંદ ).**

मृद्वीकागुरुचंदनोत्पलत्रुटीपथ्याष्टवर्गामृता,
श्रृंगीआमलकीसपौष्करसठीवासाविदारीत्वला
जीवंतीदशमूलमुस्तमखिलंग्राह्यंपलैकंपृथक् ॥
धात्रीणांचशतानिपंचविपचेद्रोणें भसास्तान्यतः ॥२०॥

કાળી દ્રાક્ષ, અગરૂ, ચંદન, કમળ, નાની એલચી, હરડે, અષ્ટ વર્ગ (જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ એ અષ્ટક વર્ગ છે.) ગળો, કાકડાશિંગી, આંમળાં અથવા ભોંય આમલી, પોકળ મૂળ, કચૂરો, અરડૂસો, ભોંયકોળું, કાંસકી, મીઠી ડોડી, દશમૂળ

અને મોથ આ ચોત્રીસ ઓષડોને સમાન ભાગે લઈ અર્થાત્ ચાર ચાર તોલા ભાર એક એક પદાર્થ લેવો, તથા રસદાર મોટાં અને પાકાં આમળાં નંગ ૫૦૦ લઈ એ સર્વને એક દ્રોણ ૧૦૨૪ કંપનીસાઈ રૂપીયાભાર પાણીમાં ઉકાળવાં ( ચતુર્થાંશ પાણી બાકી રહે એટલે ) પછી નીચે ઉતારી તે કવાથમાંથી આમળાંને કાહાડી લઈ ૨૪ તોલા ઘી અને ચોવીશ તોલા ભાર ઘીમાં આમળાંને શેકી–તળી નાખવાં પછી તે કવાથમાં ૨૦૦ તોલા સાકર નાખી તેમાં તે આમળાં પણ નાખી પુનઃ અગ્નિદ્વારા પાક કરવો. જ્યારે અવલેહ તૈયાર થાય ત્યારે નીચે ઉતારી ટાઢો થયા પછી તેમાં ૨૪ તોલા ચોખું મધ, લીંડીપીપર ૪ તોલા, ચાતુર્જાત ( તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર ) ૮ તોલા અને વંશલોચન ૧૬ તોલા ભાર લઈ મધ સિવાયનાં ઓષડોનું ચૂર્ણ કરી તે અવલેહમાં મેળવી સુંદર પાત્રમાં ભરી લેવો. આ **ચ્યવન પ્રાશાવલેહ** કહેવાય છે. આ અવલેહનું યોગ્ય પ્રકારે સેવન કરવામાં આવે તો રાજયક્ષ્મા, શોષ અથવા શોષાદિ અગ્યારે પ્રકારનો ક્ષયરોગ આકરો શ્વાસ રોગ, ઉધરસ, રક્તપિત્ત, પ્રમેહ રોગ, મૂર્ચ્છા, તરસ, ઉલટી, બુદ્ધિનું ભ્રમપણું, અરૂચિ, મદ, અને વાત રક્ત, એટલા રોગોનો નાશ કરે છે તેમજ વૃષ્ય કર્ત્તા, બળ આપનાર, અત્યંત બુદ્ધિને આપનાર, વૃદ્ધાવસ્થાને લીધે શરીર ઉપર પડેલી કરચલીચો તથા પળીયાંનો નાશ કરનાર છે, કાંતિ અને કામદાતા છે, આ અવલેહના સેવનથી ચ્યવન મુનિરાજ યૌવન મદમસ્ત થયા, એથીજ

આ ચ્યવનમુનિભાષિત ચ્યવન પ્રાશાવલેહ કહેવાય છે. ૨૦–૨૨ અથવા—

( સ્નગ્ધરા–છંદ. )

उधृत्यात्रपलेषुतैलघृतयो:षट्षट्सुभृष्टान्यतः
पंचाशत्पलकंनिधायविपचेन्मत्स्यंडिकायांपुनः ॥
शीतेक्षौद्रपलानिषट्चमगधामुष्टिश्चतुर्जातकं
योज्यंयुग्मपलंतुगाहिकुडवप्राश्यन्त्वयंच्यावनः ॥२१॥
यक्ष्माणंशोषमुग्रंश्वसनकसनकरंरक्तपित्तप्रमे-
होमूर्च्छातृट्छर्दिबुद्धिभ्रममरुचिमदंवातरक्तं
निहन्ति ॥ वृष्योवल्योतिमेध्यः पलितवलिहरः
कांतिदः कामदः स्याद्दृष्योऽयंप्राश्यजावश्च्यव-
नमुनिनिवरोयौवनोन्मादमत्तः ॥ २२ ॥

( ઇંદ્રવંશા–છંદ )

मुस्ताश्वगंधाऽविषापुनर्नवा श्रीपर्णिपाठावहुपात्रिकाकलः ॥
सवत्सकाचूर्णमिदंसुसेवितंदुग्धेनहन्तिश्वसनक्षतक्षयम् ॥२३॥

મોથ, આસન, અતિવિષ, સાટોડી, શ્રીપર્ણી (ખરણી વા શીવણ), કાળીપાડ, બહુપત્રી (મેથી વા ભોંયઆબલી), કાંસકી અને કડાછાલ એઓનું ચૂર્ણ દુધ સાથે સેવન કરવામાં આવે તો શ્વાસ, ક્ષત અને ક્ષીણતાનો નાશ કરે છે. ૨૩ અથવા—

( અનુષ્ટુપ છંદ )

सुखिन्नवासकंव्याघ्रीरसोमधुकणान्वितः ॥
रोगराजंनिहन्त्याशु श्वासंकासंचदारुणं ॥ २४ ॥

સારી પેઠે વાટેલો અરડૂસો, રીંગણીનો રસ, મધ અને લીંડીપીપર એઓનું સેવન કરવામાં આવે તો તુરત શ્વાસનો અને ભયંકર ઉધરસનો નાશ કરે છે. ૨૪ **અથવા**

સોનાની શુદ્ધ ભસ્મ તથા શુદ્ધ પારો એ બન્ને સરખે ભાગે લેવા, એ બેની બરોબર સાચા મોતી અને તે સર્વની બરોબર ફુલાવેલો ટંકણ અને ટંકણના સમાન શુદ્ધ ગંધક લઈ એઓને કાંજીમાં સારી પેઠે ઘુંટી ગોળો બનાવી માટી ચોપડીને, એક કાળી હાંડલીમાં મીઠું ભરી તે ગોળાને ઉપર–નીચે સમાન મીઠું રહે તેવી રીતે મધ્યમાં મુકીને ઢાંકણી ઢાંકી હાંડલીનું મોહોડું કપડા માટીથી બંધ કરી સુકવી તે પછી ૧ દિવસ લગી અગ્નિની આંચ આપવી તેથી આ **કુમુદેશ્વર** નામનો રસ સિદ્ધ–તૈયાર થાય છે. એ રસની યોગ્ય માત્રા એક વાલ ભાર માત્ર ઘી અને કાળાંમરી સંગાથે સેવન કરવામાં આવે તો ઉધરસયુક્ત ક્ષયરોગ પણ શાંત થાય છે.

## ક્ષયરોગીને કેવાં ચિન્હો થાય તો ન જીવે ?

( સ્વાગતા–છંદ )

**हेमभस्मरस भागसमानंमौक्तिकंकिलतयोःसमभागं ॥**
**टंकणंरससमंबलिभागंकांजिकेनसकलंपरिमर्द्य ॥ २५ ॥**
**गोलंविधायाथमृदाविलिप्यसं शोष्यमांडे लवणाभिपूर्णे**
**दिनंपचेतेनभवे [illegible] सिद्धःकुमुदेश्वरोयं ॥२६॥**
**प्रयोजयेदस्यघृतोषणाभ्यांवल्लंसकासक्षयरोगशांत्यै ॥**
**महाशनोमेहयुतोऽतिसारीसंक्षीयमाणोभृशशुक्लनेत्र ॥२७॥**

જે ક્ષયરોગી નિત્યના નિયમ કરતાં બહુ જ ખાતો હોય. અતિસારથી પીડાતો હોય, ઘણું ખાતાં છતાં પણ અતિ ક્ષીણ થતો જતો હોય, આંખો ઘણી જ ધોળી થઈ ગઈ હોય, કોથળીએ, પેટે, પગે, તથા હાથે સોજા ચઢી આવ્યા હોય, અને ઉંચા શ્વાસની પીડાથી કષ્ટાતો હોય તો તેવો ક્ષયરોગી જીવતો જ નથી. ૨૫-૨૭

## ક્ષયરોગીએ આટલાં વાનાં અવશ્ય ત્યજવાં !

( ઇંદ્રવજ્રા-છંદ )

**यःशूनमुष्कोदरपाणिपादंसंरक्तनेत्रंश्वासयुतंप्रजह्यात् ॥**
**क्रोधंस्त्रियंशोकमसत्प्रलापंत्यजेत्तुसर्वान्विषयानभेच्च ।२८॥**

ક્ષયરોગીએ ક્રોધનો, સ્ત્રીસંગનો, શોક કરવાનો, અને વિનાકારણે લવારો કરવાનો અભ્યાસ બિલકુલ ત્યજી દેવો. ૨૮

## ક્ષયરોગમાં જીવવાની અવધિ.

( શાલિની-છંદ )

**जीवेन्मर्त्योयक्ष्मरोगीपरेषांयदीदंवासराणांसहस्रं**
**सद्भिर्वैद्यैःसर्वदासेव्यमानापथ्यानाश्नन्यौवनालिंगितश्च ॥**

( ઉપજાતિ-છંદ )

**तथाद्विजातीनतिथीनगुरुंश्चपुण्यांकथांवाश्रुणुयाद्विजेभ्यः ३०**

ક્ષયરોગથી પીડાતો માણસ જો સદ્વૈદ્યના હાથથી સદા ચિકિત્સા પામતો હોય, પથ્યમાં રહેતો હોય, યુવાન હોય, અને યુવાન સ્રીયોથી સેવિત હોય તથા બ્રાહ્મણ, અતિથી, ગુરૂ વગેરેનું અન્ન-વસ્ત્ર-પાત્રાદિથી સન્માન કરનારો હોય અને ઉત્તમ કથા બ્રાહ્મણોના મુખથી શ્રવણ

કરતો હોય તો તે ક્ષયરોગી એવા સુકૃત્યથી અને શુભ સાહિત્યોના લીધે એક હજાર દિવસની મર્યાદા લગે જીવે છે; અર્થાત્ જો એ ઉપર કહેલાં કારણોનો અભાવ હોય તો ક્ષયરોગી અવધિ પેહેલાં જ થોડા વખતમાં રોગના ભોગરૂપે થઈ પડે છે. ૨૯—૩૦

---

## ઉધરસનાં લક્ષણ અને ચિકિત્સા.

### ઉધરસનું નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ.

( અનુષ્ટુપ્-છંદ )

**धूमापिघाताद्रजसो व्यायामाद्रुक्षभोजनात् ॥**
**विमार्गगत्वादन्नस्य क्षवथोश्वविधारणात् ॥ १ ॥**
**उदानानुगतः प्राणोभःकांस्य समस्वरः ॥**
**निरेतिवक्रादुष्टाःसनसकासोमुनिभिर्मतः ॥ २ ॥**

ધુવાડાવતે ઉપઘાત કરવાથી, રજ—ધૂળવતે ઉપઘાત થવાથી, કસરતના અતિ સેવનથી, લુખાં અન્નોના અતિ સેવનથી, ભોજન અવળે માર્ગે જવાથી—અહોતર આવવાથી અને છિંક ( વગેરે વેગોના ) રોકવાથી પ્રાણ વાયુ ઉદાન વાયુ સાથે મળી ફુટેલા કાંસાના વાસણના અવાજ સરખા શબ્દને કરતો સહસા મોહોડામાંથી નિકળે છે તે રોગને મુનિયો કાસ રોગ—ઉધરસ કહે છે. ૧—૨

### ઉધરસના કેટલા પ્રકાર છે?

**कासाः पञ्चविधावातपित्तश्लेष्मक्षतक्षयैः ॥ ३ ॥**

ઉધરસના પાંચ પ્રકાર છે એટલે વાયુથી થનાર,

પિત્તથી થનાર, કફથી થનાર, ક્ષત-છાતિમાં ચાંદુ પડવાથી થનાર અને ક્ષયથી થનાર એમ પાંચ પ્રકાર છે. (આ ઉધરસના પાંચ પ્રકારમાં ઉત્તરોત્તર ઉધરસ બળવાન્ ગણાય છે.) ૩

## ઉધરસ થયા પહેલાં શું શું લક્ષણો થાય છે?

જ્યારે ઉધરસ થનાર હોય ત્યારે પહેલેથી જ ગળામાં ચળ આવે (ગળું તથા મ્હોં કાંટાઓથી ભરાયલા જેવું થઇ જાય) અને કોળીયો ઉતારતી વખતે ગળામાં પીડા થાય છે.

## પાંચે પ્રકારની ઉધરસનાં પૃથગ્ લક્ષણો.

(શાલિની-છંદ.)

कंठे कंडूर्भोज्यरोधस्तु पूर्वं वाताःच्छुष्कंकासतेभिन्नघोषः ॥
पित्ताद्दाहोवक्रशोषोज्वरः स्यात्कासेत्पीतंनीलतिक्तंवमेद्वै ॥४॥

(ઉપજાતિ છંદ)

कफेनवक्रंपरिलिप्यमानंकासेभृशंसांद्रकफः शिरोर्त्तिः ॥
क्षतोद्भवात्कासतिशुष्कमादौष्ठीवेत्ततोसृग्ज्वरशूलयुक्तः ॥५॥

(અનુષ્ટુપ-છંદ)

शूलदाहज्वरानाह मूर्च्छाःस्युः क्षयजातत: ॥
शुष्कंष्ठीवति रक्तं वा दुश्चिकित्स्यो भृशं नरः ॥ ६ ॥

જો વાયુથી ઉધરસ થયેલ હોય તો, સ્વરભેદ થઇને કફ વગેરે નીકળ્યા વિના જ ખોંખો કરે છે એટલે સુકી ખાંસી હોય છે. (છાતીમાં, લમણામાં, પડખાઓમાં, પેટમાં તથા માથામાં શૂળ નિકળે છે.) જો પિત્તથી ઉધરસ થયેલી

હોય તો છાતીમાં બળતરા થાય છે, મોહોડામાં શોષ પડે છે, તાવની પીડા થાય છે અને લીલી પીળી તથા તીખી ઉલટીયો થાય છે. ( પાંડુ રોગ થાય છે અને બળતરા થઈને ઉધરસ આવે છે. ) જો કફથી ઉધરસ થયેલ હોય તો કફથી મોહોડું લેપાયલું રહે છે, સીદાય છે, ઘાટા કફના ખબડાટવાળી તથા જાડા કફના બડખાવાળી અત્યંત ઉધરસ આવે છે અને માથામાં પીડા થાય છે. ( શરીર કફથી પૂર્ણ–અરૂચિ–ગળામાં ચળ ઘણી હોય છે. ) જો ક્ષતથી ઉધરસ થયેલ હોય તો પેહેલાં સુકી ખાંસી આવે છે. અને પછી તેને બડખામાં લોહી પડે છે, તાવ અને શૂળયુક્ત હોય છે. ( છાતીમાં અતિવ્યથા તથા છાતીમાં શૂળ, શૂળની જગ્યાએ સ્પર્શ કરતાં અતિ દુખાવો, સાંધાઓ ત્રૂટે, શ્વાસ, તરસ, ઘાંટાનું બેસી જવું અને કબૂતરની પેઠે ગળામાં ઘુઘવાટ થાય છે. ) અને ક્ષયથી ઉધરસ થયેલ હોય તો શૂળ, બળતરા, તાવ આફરો અને મૂર્છા એટલાં લક્ષણો થાય છે. ( ઇંદ્રિયોની ક્ષીણુતા ) સુકું થુકવું કે બળ તથા માંસની ક્ષીણુતા થતાં અત્યંત પરૂવાળા લોહીનું થુંકવું થાય છેઃ પરંતુ સર્વ લક્ષણો યુક્તક્ષયની ઉધરસ હોય તો તેથી ચિકિત્સા કરવાને અત્યંત અશકય છે. ૪-૬

## ઉધરસની ચિકિત્સા.

( ઉપજાતિ–છંદ )

**ग्राम्योदकानूपरसैः समासैः स्नेहैस्तथावस्तिभिरन्नपानैः ॥**
**उपाचरेन्मारुतकासमादौ गोधूमशाल्यन्नयवाहिताश्च ॥७॥**

વૈદ્યે વાયુ સંબંધી ઉધરસવાળાને ગામના પાણીના

અને અનૂપ્રદેશના પ્રાણીઓનાં માંસોના રસોઓની સાથે ઘઉં, સાઠી ચોખા અને જવ ખવડાવવા. સ્નેહ ક્રિયા તથા બસ્તિકર્મ (પિચકારી) યુક્ત અન્ન પાકોપચાર કરવા હિતકારી છે. ૭ **અથવા—**

**सठीकणावारिदयासभार्ङ्गीश्रृंगीगुडैः संविहितोऽवलेहः ॥**
**सतैलयुक्तोनिलकासहंता वा पंचमूलीशृतमंबु हन्ति ॥ ८ ॥**

કચૂરો, લીંડીપીપર, મોથ, ધમાસો, ભારંગ, કાકડાશીંગી, અને ગોળ એઓનો અવલેહ કરી તેમાં તેલ મેળવી સેવન કરવામાં આવે તો **અથવા—**પાંચ મૂળનો કવાથ કરી પીવામાં આવે તો વાયુની ખાંસીનો નાશ કરે છે. ૮

**वलासवासाबृहतीद्वयंचद्राक्षाचसर्वैर्विहितः कषायः ॥**
**सितोपलामाक्षिकसंमयुक्तंपित्तोद्भवंकासमपाकरोति ॥९॥**

પિત્ત સંબંધી ઉધરસ વાળાને મોટી કાંસકી, અરડૂસો, બન્ને જાતની રીંગણી, અને કાળી દ્રાક્ષ એઓનો કવાથ કરી તેમાં સાકર તથા મધ નિયમ પ્રમાણે મેળવી પીવામાં આવે તો પિત્તથી થએલી ઉધરસનો નાશ કરે છે. ૯

**( સ્વાગતા-છંદ )**

**कट्फलामरसुगंतिृणाढ्यःशृङ्गिपर्पटविश्ववचांश्च ॥**
**फान्यकंभ्रगुभवाविजयाचक्काथएषकफकासगदघ्नः ॥१०॥**

કફ સંબંધી ઉધરસવાળાને, કાયફળ, સુખડ, ખસ, મોથ, કાકડાશિંગી, ખડસલીયો પિત્તપાપડો, સુંઠ, વજ, ધાણા, ભારંગી અને વિજય નામની હરડે એઓનો કવાથ કરી પીવામાં આવે તો કફની ઉધરસનો નાશ કરે છે. ૧૦

( ઇંદ્રવજ્રા-છંદ )

**मूर्वांजनेवन्हिकणाहरिद्रापाठासमंगाः सकलंविचूर्ण्य ॥**
**कासेक्षतोत्थेमधुनाविलिह्यादघृतंपिबेच्चेक्षुरसेविपक्वं ॥११॥**

છાતીમાં પડેલી ચાંદી સંબંધી ઉધરસવાળાને મૂર્વા ( મોરવેલ ) સરમો, ચિત્રામૂળ, લીંડીપીપર, હળદર, કાળી-પાટ અને સમંગા ( રીસામણી–લજ્જાળુ–શર્માળી. ) એ સઘળાં સમાન લઈ તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને મધમાં કાલવીને ચાટવામાં આવે તો ક્ષતથી થયેલી ખાંસી મટે છે. **અથવા—**

શેલડીના રસમાં ઘીને પકાવીને પીવું તો તેથી પણ ક્ષત કાસ મટે છે. ૧૧ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**कणालाक्षाबृहतिका फलं पक्वं च पद्मकम् ॥**
**क्षौद्रसर्पिर्युतोलेहः क्षयकासहरः परम् ॥ १२ ॥**

ક્ષય સંબંધી ઉધરસવાળાને લીંડીપીપર, લાખ, રીંગણીનાં પાકાં ફળ, અને પદ્મક એઓના ચૂર્ણને મધ અને ઘી સાથે કાલવી ચાટવામાં આવે તો ક્ષયની ઉધરસનો ઉત્તમ પ્રકારે નાશ કરે છે. ૧૨ **અથવા—**

( ઉપજાતિ છંદ )

**कणासठीपुष्करमूलपथ्याशुंठीघनाः सूक्ष्मविचूर्णिताश्च ॥**
**गुडेनसाकंगुटिकां प्रयुज्याच्छ्वासेषुकासेषुचदारुणेषु १३**

લીંડીપીપર, કચૂરો, પોકરમૂળ, હરડે, સુંઠ અને નાગરમોથ એઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેને ગોળમાં મેળવી

ગોળીયો કરી ઉપયોગમાં લેવામાં આવે તો ભયંકર શ્વાસ અને ઉધરસ એ બન્ને મટી જાય છે. ૧૩ **અથવા—**

**मनःशिलालेमरिचंचमांसीमुस्तंगुदीचेतिसमंविचूर्ण्य ॥**
**धूमंपिबेच्चानुपयः सुखोष्णंगुडेनयुक्तंजयतीह कासान् १४**

શુદ્ધ કરેલો મણશિલ, મરી, જટામાંસી, મોથ, શુદ્ધ હરતાલ અને ઇંગોરી એ સઘળાં સમાન ભાગે લઈ તેઓનું ચૂર્ણ કરી તેની બીડી પીવી અને તેની ઉપર ગોળ મેળવેલું દુધ પીવું જેથી ઉધરસને (એક એક દોષથી થયેલી અથવા બે બે દોષથી કે ત્રિદોષથી થયેલી ઉધરસ સેંકડો ઉપાયથી પણ ન મટે તેવી ઉધરસોને આ ધુવાડો) અવશ્ય મટાડે છે. ૧૪ **અથવા—**

(અનુષ્ટુપ-છંદ)

**सकृष्णोबृहतीकाथः सर्वकासहरः परम् ॥**
**विभीतककणाचूर्णं मधुना सर्वकासजित् ॥ १५ ॥**

ભોંરીગણીનો ક્વાથ કરી તેમાં લીંડીપીરનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારની ઉધરસ મટી જાય છે. **અથવા—**

બેહેડાં અને લીંડીપીપરનું ચૂર્ણ મધમાં ચાટવામાં આવે તો તેથી સર્વ જાતની ઉધરસ મટી જાય છે. ૧૫

**(શાલિની-છંદ)**

**शृंगीव्योषंपौष्करंचव्याघ्रीभार्गीपंचभागाःपटूनाम् ॥**
**चूर्णपीतंकोष्णनीरेणहंतिकासश्वासारोचकान्पीनसांश्च ॥१६॥**

કાકડાશીંગી, સુંઠ, મરી, પીપર, પોકરમૂળ, હરડે, બેહેડાં, આમળાં, ભોંરીંગણી, ભારંગી અને પાંચે જાતનાં

લુણ એ સઘળાનું ચૂર્ણ કરી ઉના પાણી સાથે પીવામાં આવે તો તેથી, ઉધરસ, શ્વાસ, અરૂચિ અને પીનસ–શલેખમનો નાશ કરે છે. ૧૬ **અથવા**—

( રથોદ્ધતા–છંદ )

**पंचकोलकसुसाधितंपयः श्वासकासकफतृड्ज्वरापहं ॥**
**सैंधवेनपरिपाचिता कणा पानतः श्वसनकासरोगहृत् ॥१७॥**

પંચકોલ ( ચવક, લીંડીપીપર, સુંઠ, ચિત્રામૂળ અને પીપરીમૂળ ) ના કલ્કથી સિદ્ધ કરેલું ગાયનું દુધ પીવામાં આવે તો તેના પ્રભાવથી શ્વાસ, ઉધરસ, તરસ, તાવ એઓ નાશ પામે છે. **અથવા**—

સિંધાલુણની ચાસણીમાં લીંડીપીપરના **ચૂર્ણને** પકવી પીવામાં આવે તો તેથી શ્વાસ અને ઉધરસનો **નાશ** કરે છે, ૧૭ **અથવા**—

( સ્વાગતા–છંદ )

**पिप्पलीमरिचदाडिमचूर्णयावशूकगुडयुक्तमिहेष्टम् ॥**
**दारुणेक्षयभवेह्यपिकासेश्वासपीनसवमिज्वरमांद्ये ॥१८॥**

પીપર, મરી, દાડિમ અને જવખાર એઓનું ચૂર્ણ ગોળ સાથે મેળવી ખાવામાં આવે તો તેથી આકરો ક્ષય-જન્ય કાસ તથા શ્વાસ, પીનસ, કૃમિ, તાવ અને અગ્નિ-મંદતા એઓનો નાશ કરવામાં આ પ્રયોગ હિતાવહ છે.

## કયા પ્રકારની ઉધરસ હાનિકારક છે?

( અનુષ્ટુપ–છંદ )

**क्षीणानां क्षयजः कासः शीघ्रं देहविनाशनः ॥**
**वृद्धानां क्षयजः कासः सर्वोयाप्यः प्रकीर्तितः ॥ १९ ॥**

ક્ષીણ પુરૂષને થયેલી અને ક્ષયથી થયેલી ઉધરસ તત્કાળ દેહનો વિનાશજ કરી દે છે; તેમજ ગરઢા માણસને થયેલી સર્વ પ્રકારની ઉધરસ વા, ક્ષયની ઉધરસ જો ગરઢા માણસને થઈ હોય તો તે સર્વ યાપ્ય–દુઃખે કરીને મટે છે એમ પૂર્વાચાર્યોએ કહેલ છે. ૧૯

---

## હેડકી-હીકનાં નિદાન તથા ચિકિત્સા.

### હેડકીનાં હરનાં નિદાનો.

( સ્વાગતા–છંદ. )

**रूक्षशीतगुरुभोजनपानस्नानभारगतिवेगविघातैः ॥**
**जायतेत्वहितचारिणिहिक्कामानवेश्वसनकासगदश्च ॥१॥**

લુખાં, ટાઢાં અને ભારેપડે તેવાં ભોજનોના અતિ સેવનથી, ટાઢાં પાન–પીવાના પદાર્થોના અતિસેવનથી, ટાઢા પાણીમાં નાવાથી, ભાર ઉપાડવાથી, મલ–મૂત્રાદિના વેગોને રોકવાથી, ( રજથી, ધુમાડાથી, અતિ કસરતવાળાં કામો કરવાથી, પંથ કરવાથી અને ઉપવાસ વગેરે તૃપ્તિના વિઘાતોથી ) માણસોને નુકસાન કરનાર હેડકી શ્વાસ અને ઉધરસ થાય છે અર્થાત્ જે કારણોથી હેડકી થાય છે તેજ કારણોથી શ્વાસ અને ઉધરસ ઉત્પન્ન થાય છે. ૧

### હેડકીની સંપ્રાપ્તિ તથા સામાન્ય લક્ષણ.

( અનુષ્ટુપ–છંદ )

**उदेतिसस्वनोवायुः प्लीहांत्राणिक्षिपन्निव ॥**
**रवान्मुहुर्हिनस्त्याशुयत्रहिक्कामतातुसा ॥ २ ॥**

વારંવાર હિક હિક એવી ધ્વનિ કરતો અને જમણા

પડખાની ગાંઠને બરલને તથા આંતરડાંઓને મોહોડામાં લાવીને કાહાડતો હોય એવો ઉદાન સહિત જે પ્રાણવાયુ ઉંચે ચાલે છે અને કફે અનુસરાયલો થઈને પ્રાણીના જીવનનો તુરત નાશ કરે છે તેને હેડકી-હીક્કા કહે છે. ૨

## હેડકીના ઉપચાર.

( વસંતતિલકા-છંદ. )

**प्राणावरोधनविसर्जनभर्सिकाभिर्विस्मायनैर्बहुल रौद्रकथाप्रयोगैः ॥ नाशंव्रजेद्बहुविधैरपिहेतुभिश्चहिकागदो निलवलासहरैर्नराणाम् ॥ ३ ॥**

શ્વાસના રોકવાથી વા, એકદમ ભારે ભય બતાવવાથી તરવાર બરછી વગેરે શસ્ત્રો વડે ડરાવવાથી, વિસ્મયકારી વાતોથી-વિસ્મય પમાડીને, અત્યંત ભયંકારી વાતોના કહેવાથી અને મનોભંગ આદિ અનેક એવા જ હેતુઓથી હેડકીની શાંતિ થાય છે. અથવા-વાયુ કફનો નાશ કરનાર જે ઓષડો તે ઉપયોગમાં લેવાથી પણ હેડકી શાંત થાય છે. ૩ **અથવા—**

( ઇંદ્રવંશા-છંદ )

**छागंपयोनागरसाधितंपिबेदम्बलाम्रसान्सैंधवलाजसक्तुकान् ॥ हिक्कागदेलेह्यमथोमधुप्लुतंशुण्ठीकणाधात्रिफलोद्भवंरजः ॥ ४ ॥**

બકરીના દુધમાં સુંઠનો કલ્ક નાખી તે દુધને પકવી તૈયાર કરી પીવામાં આવે તો તેથી તથા ખાટા રસ સહિત સિંધાલુણ અને ચોખાનો સાથવો પીવામાં આવે તો તેથી અને સુંઠ, લીંડીપીપર તથા આંબળાં એઓના ચૂર્ણને મધમાં

ફાલવી ચાટવામાં આવે તો તેથી અર્થાત્-આ ત્રણે ઉપાયોથી હેડકી મટી જાય છે. ૪

( અનુષ્ટુપ છંદ )

**मक्षिकाशकृतोनस्यंस्तनोर्वालक्तकाम्बुनाम् ॥**
**गुडनागरयोर्नस्यंहिक्काघ्नं परमौषधम् ॥ ५ ॥**

માખીની હઘારનો, અથવા પોથીના રસનો કે ગોળ અને સુંઠનો નાસ આપવામાં આવે તો તેથી હેડકી તુરત નાશ પામે છે. આ હેડકી મટાડવા માટે ઉત્કૃષ્ટ ઉપાય છે. ૫

**कासमूलजरसोमधुमिश्रोलेहितंजयति दारुणहिक्काम् ॥**
**वर्हिपक्षभत्रभस्महितंवाबीजपूररससैंधवमिश्रः ॥ ६ ॥**

કાસડાના મૂળનો રસ અને મધ મેળવી પીવામાં આવે તો તેથી ભયંકર હેડકી પણ નાશ પામે છે. **અથવા**

મોર પિછાના ચાંદલાની રાખ મધ સાથે ચાટવામાં આવે તો હેડકી માટે હિતકારી છે. **અથવા—**

બિજોરાના રસમાં સિંધાલુણ મેળવીને પીવામાં આવે તો તેથી હેડકી મટી જાય છે. ૬ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**कुमारिकापत्ररसः सविश्वः पीतोहरेत्तत्क्षणमेवहिक्काम् ।**
**सपौष्करक्षारमरीचूर्णमुष्णांबुना पीतमतिप्रवृद्धां ॥ ७ ॥**

કુવારપાઠાનો રસ સુંઠ સહિત પીવામાં આવે તો તેથી તુરત હેડકી નાશ કરે છે. **અથવા—**

પોકરમૂળ, જવખાર અને મરી એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે પીવામાં આવે તો તેથી વધુ પડેલી હેડકી પણ નાશ પામે છે. ૭ **અથવા—**

( અનુષ્ટુપ-૭૬ )

निर्धुमांगारकंनिक्षिप्तवानिशामाषारजोभवः ॥
धूमःपीतोनिहन्त्याशु हिक्का रोगं सुदारुणम् ॥ ८ ॥

ધુવાડા વગરના અંગારા ઉપર હળદર અને અડદ એ બેનો ભૂકો નાખી તેનો ધુવાડો અર્થાત એ ભૂકાની બીડી બનાવી કે ચલમ ભરી પીવામાં આવે તો તુરત આકરી હેડકીના રોગનો પણ નાશ કરે છે. ૮

पूर्वं श्वासं च हिक्कायां तैलाक्तः स्वेदइष्यते ॥
श्वासघ्नमौषधंयच्चहिक्कायांतत्प्रशस्यते ॥ ९ ॥

હેડકીના રોગમાં કે શ્વાસરોગમાં રોગીને પ્રથમ તેલનો માલેશ કરી પછી શેક કરવા વગેરે સ્વેદન ક્રિયા કરવી અને જે વધેલા શ્વાસનો નાશ કરનાર પ્રયોગ હોય તે પ્રયોગ હેડકી મટાડવા માટે ઉત્તમ છે અર્થાત જે ઓષડથી શ્વાસ મટે તેથી જ હેડકી મટે છે. ૯

---

## શ્વાસનાં નિદાન લક્ષણ તથા ચિકિત્સા.

### શ્વાસ રોગની સંખ્યા.

महोर्ध्वछिन्नतमकंक्षुद्रभेदैस्तु भिद्यते ॥
पञ्चधाश्वास एकस्तु महाश्वासोऽतिदारुणः ॥ १ ॥

વિશેષે કરીને એ શ્વાસ નામનો એકજ મોટો રોગ મહાશ્વાસ, ઉર્દ્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ અને ક્ષુદ્ર શ્વાસ એ પાંચ પ્રકારનો ગણવામાં આવે છે. તેમાં પણ મહાશ્વાસ ભયંકર છે. ૧

## શ્વાસનું પૂર્વરૂપ તથા શ્વાસની સંપ્રાપ્તિ

( ઉપજાતિ-છંદ )

**वैरस्यमास्येहृपिशंखयोः स्यात्पीडातथाध्मानमिदं हिपूर्वम् ।**
**स्रोतांसिसंरुध्यकफेनयुक्तः श्वासान्प्रकुर्यादनिलोऽतिरुद्धः २**

જ્યારે શ્વાસ થવાનો હોય ત્યારે મુખમાં વિરસપણું, હૃદયમાં તથા લમણાઓમાં પીડા, આફરો ( અને શૂળ ) એટલાં લક્ષણો પૂર્વરૂપમાં થાય છે. જ્યારે પવન કફ આદિથી સ્રોતો--નસોના છિદ્રોને રોકી ચારે કોર અવળા માર્ગોમાં વિહાર કરે છે અર્થાત્ કફથી મળેલો વાયુ અન્ન જળને વહેવાવાળી નસોના માર્ગને રોકી દે તેથી પવનની અવળી ગતિ બંધ થવાથી શ્વાસરોગને પ્રકટ કરે છે. ૨

## પાંચ પ્રકારના શ્વાસનાં પૃથગ્ લક્ષણો

( ઇંદ્રવજ્રા-છંદ )

**विभ्रांतनेत्रोविकृताननः स्यात्श्वासान्निहान्तो मरणंसयाति ॥**
**श्वासोयदोर्ध्वःकुपितस्तदाधः श्वासंनिरुध्यप्रतिहन्ति जीवम् ।३**

જેને મહા શ્વાસ થયો હોય તેનાં નેત્રો ભમ્યા કરતાં વિકૃતિવંત ફાટેલાં હોય છે, અને મોહોડું પણ વિકૃતિવંત વાંકુ કે ખુલ્લું રહે છે ( શાસ્ત્રજ્ઞાન નષ્ટ થાય, મળ, મૂત્ર રોકાઈ જાય, જીભ તોતડાય, રાંક થઇ જાય અને શ્વાસનો શબ્દ દૂરથી સંભળાય છે. ) આ શ્વાસ મરણ દેનારો જ છે અર્થાત્ આ શ્વાસ થયો કે તુરત તે માણસ મરી જાય છે.

જેને ઉર્દ્ધ્વશ્વાસ થયો હોય તેનો શ્વાસ નીચે ચાલવા પામતોજ નથી અને તે ઉર્દ્ધ્વશ્વાસ મુંઝાતા તથા ગ્લાનિ

પામતા તે માણુસના જીવનો નાશ કરે છે,( મોહ, વિશેષ પીડા, દષ્ટિ ઉંચી અને ચકરવકર ફરતી વિકૃતરીતે જોતી હોય, તથા મોહોડુ સુકાય અને કશાપર રૂચિ હોય નહિ.)૩

( અનુષ્ટુપ-છંદ )

**छिन्नश्वासेनशुष्काऽस्यो विच्छिन्नोविलपन्नरः ॥**
**विचेता विप्लुताक्षो यः स शीघ्रं विजहात्यसून् ॥ ४ ॥**

જેને છિન્નશ્વાસ થયો હોય તે દુખી મનુષ્ય રહી રહીને સઘળા જોરથી શ્વાસ લે છે, અથવા વખતે શ્વાસ લેતો પણ નથી, ( મર્મ સ્થળોનું છેદન થવા જેવી ) વેદના અકળાતો, અચેતન અને આંસુઓથી આંખ્યો ઘેરાયલી હોય ( પેડુ આફરવાથી, પરસેવાથી, મૂર્ચ્છાથી, મૂત્રાશયથી બળતરાથી દુઃખી થતો, હાંફતો, અત્યંત ક્ષીણ ઉદ્વેગવંત, બકતો, પીડાતો હોય છે. તેમજ એક આંખનું લાલ થવું અને વર્ણ બગડી જવો ) અને મોહોડું સુકાઇ જવું વગેરે લક્ષણો થાય છે તે રોગી તુરત મરણ પામે છે. ૪

( ઇંદ્રવજ્રા-છંદ )

**आसीनउष्णांल्लभतेतिसौख्यं सुप्तस्यपार्श्वं परिगृह्यवायुः ॥**
**आध्मापयेत्तंतमकं वदन्ति मेघाम्बुशीतैः सहि याति वृद्धिम् ५**

જેને તમકશ્વાસ થયો હોય તે માણસ બેસવાથી અને ઉષ્ણ પદાર્થથી સુખ પામે છે, પણ સુતેલો હોય તે વખતે પડખામાં વાયુથી પીડાય છે, ( આ શ્વાસથી હાથી ઉપર બેઠેલા મનુષ્યના ડોલતા શરીરની પેઠે વારંવાર શ્વાસના લીધે શરીર ડોલ્યા કરે તેને તમકશ્વાસ કહે છે. શ્વાસ મેઘથી, પાણીથી, અને ટાઢથી વૃદ્ધિ પામે છે. ૫

( અનુષ્ટુપ-છંદ )

**रूक्षान्नपानैरायासैर्वायुः क्षुद्रमुदीरयेत् ॥**
**क्षुद्रश्वासो मतस्तेन न च दुःखकरो हि सः ॥ ६ ॥**

લુખાં અન્નપાનોથી તથા પરિશ્રમથી ઉત્પન્ન થએલો એટલાં જેના હેતુઓ નહીં જેવા હોય એવો અને કોઠામાં ફરતો જે ક્ષુદ્ર વાયુ શ્વાસ રૂપે નિકળે છે તેને ક્ષુદ્ર શ્વાસ કહે છે. એ શ્વાસ બીજા શ્વાસોની પેઠે વિશેષ દુઃખ દેતો નથી. ૬

**શ્વાસ રોગના ઉપાય.**

( ઉપજાતિ-છંદ )

**कुलित्थसिंहीवृषनागरोत्थंजलंपिबेत्पौष्करचूर्णमिश्रं ॥**
**श्वासः शमं यात्यचिरेण तेन कासः सहिक्कारुचिपीनसश्च ७**

કળથી, કાકડાશીંગી, અરડુસો અને સુંઠ એઓનો ક્વાથ કરી તેમાં પોકરમૂળનું ચૂર્ણ નાખી પીવામાં આવે તો લાંબા વખતનો શ્વાસરોગ શમી જાય છે તેથી ઉધરસ હેડકી, અરૂચિ અને શળીખમ એઓ પણ મટી જાય છે. ૭ **અથવા**—

( ઇન્દ્રવજ્રા-છંદ )

**क्वाथोनिहन्याद्दशमूलजोवाश्वासंतथापौष्करचूर्णयुक्तं ॥**
**कूष्मांडकस्यापिशिफारजः स्याच्छ्वासघ्नमुष्णेनजलेनपीतं ८**

દશમૂળનો ક્વાથ કરી તેમાં પોકરમૂળ ( ન મળે તો એરડાનાં મૂળ ) નું ચૂર્ણ નાંખી પીવામાં આવે તો શ્વાસને મટાડે છે. **અથવા**—

કોળાના મૂળનું ચૂર્ણ થોડા થોડા ઉના પાણી સાથે પીવામાં આવે તો તેથી શ્વાસ ( અને ભયંકર ઉધરસ ) નો નાશ થાય છે. ૮ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**त्रिसप्ताह प्रयोगेण गुडसर्षपतैलयोः ॥**
**लेहः श्वासाञ्जयेच्छीघ्रं कासान्प्राणहरानपि ॥ ९ ॥**

સરસીયા તેલમાં ગોળ મેળવી ૨૧ દિવસ લગી તે અવલેહ ચાટવામાં આવે તો તુરત શ્વાસ અને પ્રાણહર ઉધરસ પણ નિશ્ચે જાય છે. ૯ **અથવા**—

( ઉપજાતિ-છંદ )

**निशोषणे पिप्पलिहारहुराराम्नासठीचूर्णमिदं गुडश्च ॥**
**तैलेनसार्द्धंविलिहन्निहन्याच्छ्वासान्प्रवृद्धान्कसनादियुक्तान् १०**

હળદર, મરી, લીંડીપીપર, કાળી દ્રાખ, રાસ્ના અને કચૂરો એઓનું ચૂર્ણ કરી ગોળમાં મેળવી પછી સરસીયા તેલમાં કાલવીને ચાટવામાં આવે તો ઉધરસ સહિત વધી પડેલો શ્વાસોનો નાશ કરે છે. ૧૦ **અથવા**—

( માલની-છંદ )

**असितकनकबीजांन्यत्ति यो मासमेकं श्वसनमतिनिहन्यात्पंचभिर्वर्द्धितानि ॥ मरिचरजनि चूर्णं शर्कराक्षौद्रयुक्तं जयति सकलकासश्वासमाध्मानमुग्रम् ॥ ११ ॥**

શુદ્ધ કરેલાં કાળા ધંતુરાનાં બીજ જે મનુષ્ય એક મહિના લગી સેવન કરે તેના પાંચે પ્રકારના વૃદ્ધિ પામેલા શ્વાસોનો નાશ કરે છે. **અથવા**—

મરી અને હળદર એઓના ચૂર્ણને સાકર અને મધ સાથે કાલવી ચાટવામાં આવે તો તેથી સર્વ પ્રકારના શ્વાસ અને તમામ જાતિની ઉધરસ તથા ઉગ્ર આફરો એઓ નાશ પામે છે. ૧૧ **અથવા—**

( **અનુષ્ટુપ-છંદ** )

**श्रृङ्गवेररसो वापि मधुना सह सेवितः ॥**
**आर्द्रकस्य रसो वापि श्वासान्कासान्निहंतिच ॥ १२ ॥**

આદાનો રસ મધ મેળવી પીવામાં આવે તો તેથી અથવા—સુંઠના કવાથમાં મધ મેળવી પીવામાં આવે તો તેથી શ્વાસ અને ઉધરસનો નાશ કરે છે. ૧૨ **અથવા**

( ઉપજાતી-છંદ )

**रसस्य भागो बलिरर्द्धभागः कुमारिकापत्ररसेनमर्द्यः ॥**
**तुल्यंत ाम्ताम्रमयंचपत्रं तेनैवकल्केनविलिप्यपश्चात् ॥१३॥**
**मृद्भाण्डयंत्रेदिनमेकमेतत्संपाचयेत्पक्वमिदं विचूर्ण्य ॥**
**ससूर्यवर्त्तोरसएषभुक्तोगुंजाद्वयंश्वासगदं निहंति ॥ १४ ॥**

શુદ્ધ કરેલો પારો ૧ ભાગ તથા શુદ્ધ કરેલો ગંધક ૦॥ ભાગે લઈ કુમારપાઠાના રસમાં ( ૧ પોહોર લગી ) સારી પેઠે ખરલ કરેલો કલ્ક ચોપડી ( તાંબાની દાબડીમાં મુકી વાલુકાયંત્ર ) માટીના યંત્ર દ્વારા અગ્નિ ઉપર ૧ દિવસ લગી આંચ આપી પછી તે પરિપકવ થયેલા આ સૂર્યાવર્ત્ત રસને ઝીણો વાટી તેનું બે ચણોઠી ભાર સેવન કરે તો તેથી શ્વાસ રોગનો નાશ કરે છે. (**પણ જો** શુદ્ધ ગંધક, મરી અને ઘી સાથે સેવન કરે તો કફ **તથા** શ્વાસનો નાશ કરે છે.) ૧૩-૧૪ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**द्रुतं शीतांबुसेकैश्च साहसक्रूरदर्शनैः ॥**
**हर्षणक्रोध संत्रासैःहिंकाश्वासं निवारयेत् ॥ १५ ॥**

ઝડપથી એકદમ બહુજ ટાઢું પાણી હોય તે ઓચિંતું રેડી દેવાથી, સિંહ સર્પાદિક ક્રૂર પ્રાણીઓના સહસા દર્શન કરાવવાથી વા કરવાથી, બહુ હર્ષથી, બહુ ક્રોધથી, અને ત્રાસથી હેડકી અને શ્વાસ મટી જાય છે. ૧૫

**इतिश्री गौड वं० वैद्यविनोदे रक्तपित्त राजयक्ष्माकास-हिक्काश्वासनिदानचिकित्सोल्लासश्चतुर्थः समाप्तः ॥ ४ ॥**

ઇતિશ્રી ગૌડવંશાવતંસ શ્રીમદ્ અનંત ભટના પુત્ર શંકર ભટ વિરચિત વૈદ્યવિનોદ નામના ગ્રંથ વિષે રક્ત-પિત્ત, રાજ્યક્ષ્મા, કાસ, હિક્કા અને શ્વાસ નિદાન લક્ષણ ચિકિત્સાલંકૃત ચોથા ઉલ્લાસનું પૂર્ણચંદ્રશર્માકૃત ગુજ-રાતી ભાષાંતર સંપૂર્ણ થયું.

---

# ઉલ્લાસ પાંચમો.

---

## સ્વરભેદનાં નિદાન, લક્ષણ અને ઉપાય.

---

### સ્વરભેદનું નિદાન તથા સંપ્રાપ્તિ અને સંખ્યાપૂર્વક સામાન્ય લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**अत्युच्चभाष्याध्ययनाभिघातविषादिभिः कोपमुपेत्यदोषाः ॥**
**स्वरावहेस्रोतसिसंस्थिताःस्युर्हन्युःस्वरंसोऽपिचषड्विधःस्यात् १**

અત્યંત ઘાંટો કાહાડીને-ઉંચે સ્વરે બોલવાથી, ઉંચે સાદે વેદ પાઠ ભણવાથી, કંઠ આદિ પ્રદેશમાં લાકડી વગેરેનો માર વાગવાથી અને ઝેર ખાવામાં આવવાથી વાયુ આદિ દોષો સ્વરને વહન કરનારાં સ્રોતોમાં સ્થિતિ પામીને સ્વરને હણી નાખે છે તેને સ્વરભેદ-ઘાંટાનું બેસી જવું કહે છે. તે સ્વરભંગ છ પ્રકારે થાય છે. ૧

## કયા છ પ્રકાર છે?

( અનુષ્ટુપ-છંદ )

**पृथग्वातादिभिः सर्वैर्भेदसा च क्षयेण च ॥**
**कृष्णनेत्राननो वाताद्भिन्नशब्दः शनैर्वदेत् ॥ २ ॥**

વાયુથી થયેલ, કફથી થયેલ, પિત્તથી થયેલ ત્રિદોષથી થયેલ, મેદથી થયેલ અને ક્ષયથી થયેલ એ રીતે છ પ્રકારનો સ્વરભેદ થાય છે. ૦॥

## સ્વરભેદનાં પૃથગ્ લક્ષણો.

( અનુષ્ટુપ-છંદ )

**पीतनेत्राननः पित्ताद्त्र्याद्गलविदाहवान् ॥**
**कफेनरुद्धकण्ठस्तु वदेत्स्वल्पं शनैः शनैः ॥ ३ ॥**
**सर्वात्मके सर्वलिंगः सोऽसाध्यः स्यात्स्वरामयः ॥**
**धूमायति क्षयाद्वाणी यस्य सः क्षयमाप्नुयात् ॥ ४ ॥**
**ब्रुयाद्दिग्धगलोव्यक्तं मेदसोंतर्गतस्वरम् ॥**
**मेदस्विनां च वृद्धानां स्वरभेदोनसिद्ध्यति ॥ ५ ॥**

જેને વાયુથી સ્વરભેદ થયો હોય તો તે માણસ રહી રહીને-ત્રૂટતાં વાકયો બોલે છે, અને તેનું મોહોડું તથા

આંખ્યો કાળા રંગનાં થઈ જાય છે. (મળ મૂત્ર પણ કાળાં થઇ જાય છે.)

જેને પિત્તથી સ્વરભેદ થયો હોય તો તે માણસની આંખ્યો પીળી, મોહોડું પીળું તથા બોલવાના વખતે બળતરાવાળા ગળાથી બોલે છે.

જેને કફથી સ્વરભેદ થયો હોય તો તે માણસનો કફથી કંઠ રૂંધાઈ જાય છે તેથી ધીમે ધીમે થોડું બોલી શકાય છે. (રાત કરતાં દિવસે ઠીક બોલાય છે.)

જેને ત્રિદોષથી સ્વરભેદ થયો હોય તો તે માણસ ઉપર કહેલાં સર્વ લક્ષણો યુક્ત અર્થાત્ ત્રણે દોષોના વિકારવાળો થાય છે. આ સ્વરભેદ અસાધ્ય છે.

જેને ક્ષયથી સ્વરભેદ થયો હોય તો તે માણસની વાણી જાણે ધુવાડાવાળી હોય એવી નિકળે છે અથવા ક્ષય જ પામી જાય છે. આ સ્વરભેદવાળો મરી જાય છે.

જેને મેદથી સ્વરભેદ થયો હોય તો તે માણસ ઘણી વારે ગળાના વચમાં જ બીજાથી ન સમજાય એવા વાક્યોવાળો સ્વર કાહાડે છે અને કફથી તથા મેદથી ખરડાએલા ગળાવાળો રહે છે. આ સ્વરભેદવાળાનો અને ઘરડા માણસને થયેલો સ્વરભેદ રોગ મટતો જ નથી. ૧ા–૫

## સ્વરભેદના ઉપાય.

**वातेसतैललवणः पित्तेससितमाक्षिकः ॥**
**कफेसाक्षरकटुकः क्षौद्रः कवल इष्यते ॥ ६ ॥**

વાયુના સ્વરભેદ ઉપર તેલ અને મીઠા સહિત કવળ, પિત્તના સ્વરભેદ ઉપર સાકર અને મધ સહિત કવલ અને

કફના સ્વરભેદ ઉપર ખાર તથા તીખા પદાર્થો સહિત મધનો કવળ કરાવવો યોગ્ય છે. ૬

**वाते कोष्णं जलंपेयं भुक्त्वा सर्पि गुडोदनम् ॥**
**पित्ते विरेचनं ग्राह्यं सर्पिश्च मधुरैः श्रृतम् ॥ ७ ॥**

( ઉપજાતિ-છંદ )

**कणोषणग्रंथिक नागराणां चूर्णपिबेन्मूत्रयुतंकफोत्थं ॥**
**फलत्रिकंविश्वकणामरीचंचूर्णनिहन्यात्स्वरभेदमाशु ॥८॥**

વાયુના સ્વરભેદ ઉપર ઘી તથા ગોળ સહિત ભાત જમીને નવશેકું પાણી પીવું, પિત્તના સ્વરભેદ ઉપર દુધ પાણી સાથે કે મધુર પદાર્થો સાથે ઘી પકાવીને તેનું વિરેચન ગ્રહણ કરવું અર્થાત્ પી જવું જેથી વિરેચન થાય છે. કફના સ્વરભેદ ઉપર લીંડીપીપર, મરી, પીપરામૂળ અને સુંઠ એઓનું ચૂર્ણ કરી ગાયના મૂત્ર સાથે પીવું. **અથવા**

હરડે, બેહેડાં, આમળાં, સુંઠ લીંડીપીંપર અને મરી એઓનું ચૂર્ણ કરી ફાકવામાં આવે તો તેથી ઉગ્ર સ્વરભેદનો પણ નાશ થાય છે. ૭-૮

**दीप्यानिशाचित्रकयावशूकंधात्रीफलानां विहितं सचूर्णम् ॥**
**सर्पिर्मधुभ्यांविलिहन्मनुष्यो जयेदुदारंस्वरभंगमाशु ॥९॥**

અજમો, હળદર, ચિત્રામૂળ, જવખાર અને આમળાં એઓનું ચૂર્ણ કરી મધ અને ઘીમાં કાલવી જે મનુષ્ય સેવન કરે તો તેનો ઉગ્ર સ્વરભેદ પણ તુરત નાશ પામે છે. ૯ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**अगरुदेवदारुश्च दार्वीकाथःहतः स्वरः ॥**
**तैलाक्तं धारयेद्वक्रे खादिरं स्वरसंक्षये ॥ १० ॥**

અગર, દેવદાર અને દારૂ હળદર એઓનો ક્વાથ પીવામાં આવે તો સ્વરભંગ માટે હિતકારી છે. અથવા-તેલમાં પલાળી ખેરસારને મોહોડામાં રાખે તો સ્વરભંગ મટે છે. ૧૦ **અથવા—**

**पथ्याशुंठ्या युता वापि पिप्पल्यास्वरभंगहृत् ॥**
**मेदोभवेस्वराधाते कफवद्विधिरिष्यते ॥ ११ ॥**
**क्षयजः सन्निपातोत्थः स्वरभेदः प्रतिक्रियः ॥**
**दुग्धमुष्णंपिबेद्गव्यं स्वरभेदे सितायुतम् ॥ १२ ॥**

હરડે અને સુંઠ અથવા હરડે અને લીંડીપીપર એઓનું ચૂર્ણ સેવન કરવામાં આવે તો તેથી સ્વરભંગ મટે છે.

મેદથી ઉત્પન્ન થયેલા સ્વરભેદ માટે કફનાશક વિધિ ઉપયોગમાં લેવાથી વખતે આરામ થાય છે, પણ ક્ષયથી અને સન્નિપાતથી ઉત્પન્ન થયેલા સ્વરભેદ માટે ઉપાય જ નથી અર્થાત્ એ મટતા જ નથી.

સાકર સહિત કઢેલું ગાયનું દુધ પીવામાં આવે તો તેથી સ્વરભેદ મટે છે. ૧૧-૧૨ **અથવા—**

**कासे श्वासे च हिकायां क्षये प्रोक्तानि यानि तु ॥**
**घृतानि तानि योज्यानि भिषग्भिः स्वरसंक्षये ॥ १३ ॥**

જે જે ઘૃતાદિ પ્રયોગો ઉધરસ, શ્વાસ, હેડકી અને ક્ષય રોગોમાં કહેવામાં આવેલા છે તે તે પ્રયોગો વૈદ્યવરોએ સ્વરભેદ મટાડવા માટે યોજવા. ૧૩

---

## અરોચક નિદાન, લક્ષણ અને ચિકિત્સા.



### અરૂચિનું નિદાન તથા સંખ્યા સહિત સામાન્ય લક્ષણ.

( શાલિની-છંદ )

**दोषैः शोकक्रोधमोहाऽतिलोभत्रासैश्चित्तद्वेषिरूपान्नगंधैः ॥**
**ज्ञेयाःपञ्चारोचकामारुताद्यैःप्रत्येकंचागन्तुकाःसर्वशस्ते॥१॥**

વાયુ આદિ દોષોથી, શોકથી, ક્રોધથી, મોહથી, અત્યંત લોભથી, ભયથી, મનભંગ કરનારા ઔષધો અન્નો, રૂપો, અને ગંધોથી, અન્નાદિ ઉપર અરૂચિ—અણગમો થાય છે તે **અરોચક** કહેવાય છે. તે અરોચક વાયુથી થયેલ, પિત્તથી થએલ, શોકાદિ આગંતુક કારણોથી થયેલ અને ત્રણે દોષોથી થએલ એવી રીતે અરોચકના પાંચ ભેદ છે. ૧

### પાંચે પ્રકારના અરોચકનાં પૃથગ્ લક્ષણો.

( ઉપજાતિ-છંદ )

**कषायवक्त्रः परिहृष्टदन्तोवातात्तुपित्ताल्लवणश्चवक्त्रम् ॥**
**माधुर्यपैच्छिल्ययुतंमुखंस्यात् कफादहृद्याशुचिगन्धजाद्यैः ।२।**

જો વાયુથી અરૂચિ થયેલ હોય તો મોહોડું કષાયલું-તુરૂં અને દાંતો અંબાઈ જાય છે. જો પિત્તથી અરૂચિ થઈ હોય તો મોહોડું ( તીખું-ખાટું-દુર્ગંધવાળું ) સ્વાદ વગરનું થાય છે. જો કફથી અરૂચિ થઈ હોય તો કફને લીધે મોહોડું મીઠું ( તથા વિદાહ પામેલો કફ ખારો થઈ જવાને લીધે મોહોડું ખારૂં થઈ જાય છે. ) અને અંદરથી

મ્હોં તાંતણાવાળું (બાહાર સ્નિગ્ધ, ભારે અને દુર્ગંધયુક્ત) થાય છે. જો ખરાબ ગંધ વગેરેથી અરૂચિ થઇ હોય તો; અર્થાત્ અપ્રિય ભોજનોથી, અપ્રિય રૂપથી કે અપ્રિય ગંધથી કિંવા શોકથી, ભયથી, ક્રોધથી, અતિ લોભથી અને અપ્રિય વસ્તુઓથી અરૂચિ થઈ ગઇ હોય તો મોહોડું અવિકૃત રસવાળું—ગુણ સ્વભાવ રહિત, મોહ અને અતિ જડતા યુક્ત ગ્લાનિ થાય છે. અને જો ત્રિદોષથી અરૂચિ ઉત્પન્ન થએલ હોય તો અનેક રસના સ્વાદયુક્ત મોહોડું થઈ જાય છે. ૨॥

### અરોચકના ઉપચાર.

वैगुण्यमोहातिजडत्वयुक्तं त्रिदोषजेनैकरसंमुखंस्यात् ॥
अरोचकेवातभवेतुबस्तिः पित्तेविरेकोवमनंकफ..त्ये ॥३॥

( અનુષ્ટુપ-છંદ )

मनोहराणिं द्रव्याणि हर्षणंच मनोघ्नजे ॥
त्वगेलागरिचैर्युक्त मम्लिका गुडयोर्जलम् ॥ ४ ॥
अरोचकेषु सर्वेषु प्रशस्तः कवलग्रहः ॥
शुंठीरसश्च मधुना पीतोरोचकका सहा ॥ ५ ॥
पूर्वदेयंसदापथ्यं भोजने लवणार्द्रकम् ॥
अग्निसंदीपनं हृद्यं हिक्काकण्ठविशोधनम् ॥ ६ ॥

વાયુની અરૂચિ ઉપર ગુદામાં પિચકારી આપવી, પિત્તની અરૂચિ ઉપર જુલાબ, કફની અરૂચિ ઉપર ઉલટી અને આગંતુક કારણોથી થએલી અરૂચિ ઉપર મનને હરનારા પદાર્થો તથા મનમાં હર્ષ પેદા કરનાર પ્રકારો ઉપયોગમાં લેવા. અથવા—

તજ, એલચી અને મરી એઓના ચૂર્ણ સહિત સુંદર આમલી અને ગોળનું પાણી કરી તેના કોગળા જો મોહોડામાં વારંવાર કરવામાં આવે તો તેથી અરૂચિ માત્રનો નાશ કરે છે. **અથવા**—

સુંઠનો—આદાનો રસ મધમાં મેળવીને પીવામાં આવે તો હમેશાં અરૂચિ નાશ કરે છે. ( આ પ્રયોગ શ્વાસ, ઉધરસ, સળીખમ અને કફ એઓનો નાશ કરે છે. )

જમવા બેઠાં પેહેલા છોલેલા સુંદર આદાને સિંધાલુણ લગાડી નિરંતર ખાવામાં આવે તો સદા હિતકારક છે, જઠરાગ્નિને દીપન કરે છે, અને છાતિનું, જીભનું અને ગળાનું શોધન કરે છે. ૩-૬ **અથવા**—

( ઉપજાતિ છંદ )

**पलद्वयंदाडिमबीजचूर्णमष्टौसिताव्योषपलत्रयश्च ॥**
**त्रिजातकस्यापिपलंप्रयोज्यंचूर्णेप्रकुर्यात्सकलंविमर्द्यः ॥ ७ ॥**
**अरोचकंहंतिसपीनसंचहृद्यंतथावह्निविवर्धनन्तु ॥**
**तालीसचव्योषणविश्वसैंधवैस्तुल्यैकभागैःसकणाग्निजीरकैः ८**

( ઈન્દ્રવજ્ર-છંદ )

**त्वक्तिंतडीग्रन्थिक धान्ययुक्तरसैस्त्रिभागैर्बदराम्लवेतसैः॥**
**एलाब्ददीप्यासहितैः सचूर्णितैरंशश्चतुर्थः शुभदाडिमोद्भवः ९**
**सितार्द्धयुक्तोविहितोहिचूर्णो [illegible]सारुचिशूल[illegible]न॥**
**दुर्नामकण्ठोदरहृद्विकारान्जयेदयं खाण्डवचूर्ण उक्तः ॥१०॥**

દાડિમના દાણાનું ચૂર્ણ તોલા ૮, સાકર તોલા ૩૨, સુંઠ, મરી તથા લીંડીપીપર એ ત્રણ મળી તોલા ૧૨ અને

તજ, તમાલપત્ર, એલચી તથા નાગકેસર એ ચાર મળી તોલા ૪ એ પ્રમાણે ઉપરનાં ઓષડો લઈ એઓનું વસ્ત્ર-ગાળ ચૂર્ણ કરી ફાકવામાં આવે તો અરૂચિ માત્રનો નાશ કરે છે, તથા સળીખમ, ગ્લાનિ વા, છાતિની મુંઝવણને મટાડે છે અને જઠરાગ્નિને વધારે છે. **અથવા**–

તાલીસપત્ર, ચવક, મરી, સુંઠ, અને સિંધાલુણ એઓ સઘળાં સમાન લેવાં, તથા લીંડીપીપર, ચિત્રામૂળ, તજ, કોકમ, પીપરીમૂળ અને ધાણા એઓ પ્રથનાં ઓષડાં કરતાં બમણાં લેવાં, તથાં સુકાં બોર. અમ્લવેતસ, એલચી, મોથ અને અજમો એઓ ત્રણ ગણાં લેવાં અને દાડિમના દાણા ચાર ગણા લેવા. એ સઘળાનું ચૂર્ણ કરી તેના અરધા ભાગે સાકર મેળવી પછી તે ચૂર્ણનું સેવન કરવામાં આવે તો મંદાગ્નિ, ઉધરસ, અરૂચિ, શૂળ, ગોળો, ગુદાના મસા, ગળાના રોગ અને પેટના રોગ એઓ આ ખાંડવ નામા ચૂર્ણના સેવનથી નાશ થાય છે. ૭–૧૦

---

## ઉલટીનું નિદાન, લક્ષણ અને ઉપાય.

### ઉલટીનું નિદાન.

**अतिद्रवैः स्निग्धतरैरहृद्यैरसात्म्यजातैरपि भोजनैर्वा ॥**
**कृमिश्रमोद्वेगभयादजीर्णदत्यामदोषाच्च वमेत्तृषार्तः ॥१॥**

ઘણાજ પાતળા પદાર્થોના ભોજનોથી, અત્યંત સ્નિગ્ધ–ચિકણા ભોજનોથી, ન ગમે તેવાં ભોજનોથી, ન પચી શકે તેવાં કિંવા સમય વગરનાં ભોજનોથી વા

અહિત ભોજનોથી, કૃમીદોષથી, થાકથી, ઉદ્યોગથી, ભયથી, અજીર્ણથી અને આમથી તથા વાતાદિ દોષોના કોપથી, કે તરસના વેગથી—એઓથી ઉલટીનો રોગ થાય છે. ( સુગાંમણા પદાર્થોના દર્શન-શ્રમણ-ભક્ષણ સ્પર્શથી, બહુ ઉતાવળું જમવાથી, ગર્ભ રહેવાથી, અત્યંત જમવાથી વા ખારાં ભોજનોથી પણ ઉલટી થાય છે. ) ૧

## ઉલટીની સંખ્યા તથા પૂર્વરૂપ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**वातेन पित्तेन कफेन सर्वैर्बीभत्सदौर्गन्ध्यविलोकनाद्यैः ॥**
**ताश्छर्दयः पञ्चविधा हि पूर्वं हल्लासरोधोल्वणप्रसेकः ॥ २॥**

વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી અને ખરાબ કે દુર્ગન્ધવાળા પદાર્થોના દર્શન-સ્પર્શ-શ્રવણ-ભક્ષણથી એમ પાંચ પ્રકારથી ઉલટીનો રોગ થાય છે.

ઉલટી થવા પહેલાં મોળ આવે, ઓડકાર રોકાઈ જાય તથા મ્હોંમાં ખારૂં પાણી છુટે. ( અને અન્ન-પાન ઉપર અભાવો થાય છે. ) ૨

## પાંચ પ્રકારની ઉલટીના ભિન્ન ભિન્ન લક્ષણો.

**हृत्पार्श्वतोदःस्वरभेदकासैर्वाताद्भृतं छर्दयतीह दुःखं ॥**
**पित्तात्पिपासाभ्रममोहशोषाः पीतं वमेद्दुष्टतरं सदाहं ॥ ३ ॥**

( ઉપજાતિ-છંદ )

**कफात्प्रसेकारुचिगौरवार्तः स्निग्धं घनं वाल्पतरं वमेन्ना ॥**
**श्वासभ्रमोहारुचिदाहतृष्णासांद्रोष्णरक्तं वमनं त्रिदोषात् ॥४॥**

જે વાયુના સંબંધની ઉલટીવાળા માણસને છાતીમાં

તથા પડખાંઓમાં પીડા થાય છે. ઘાંટો બેસી જાય છે અને ઉધરસ આવ્યા કરે છે. જો પિત્તના સંબંધની ઉલટી-વાળો તરસથી, ભ્રમથી, મોહથી, અને શોષથી પીડાય છે તથા પીળી બળતરા સાથે ઉલટી કરે છે. કફના સંબંધની ઉલટીવાળો લાળથી, અરૂચિથી તથા ભારેપણાથી પીડાય છે અને ચીકણું, જાડું તથા થોડું ઓકે છે, ત્રિ-દોષના સંબંધની ઉલટીવાળો શ્વાસથી, પ્રમેહથી, અરૂચિથી, બળતરાથી તથા તરસથી વિશેષ પીડાય છે અને ઘાટું, ઉનું તથા લોહીવાળું વમન કરે છે. ૩—૪

## ઉલટીના ઉપચાર.

( ઇંદ્રવજ્રા-છંદ )

**छर्द्यामतंलंघनमेवपूर्वं संशोधनं वा कफपित्तजायाम् ॥**
**धान्याकविश्वादशमूलसिद्धान्यूषात्रसान्वातहरांश्चदद्यात्॥५॥**

સર્વ પ્રકારનો ઉલટીઓ ( આમાશયના ઉછાળાથી થાય છે માટે તેઓ )માં પ્રથમ લાંઘણ કરાવવું, અથવા કફને અને પિત્તને હરનારૂં સંશોધન કરાવવું. **અથવા** ધાણા, સુંઠ અને દશમૂળ એઓનાથી સિદ્ધ કરેલા વાયુને હરનારા યૂષો અને રસો પીવા આપવા. ૫ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**सैंधवेन घृतं पीतं वातछर्दिविनाशनम् ॥**
**ससैंधवघृतोहन्तिमुद्गामलकयो रसः ॥ ६ ॥**

સિંધાલુણને ઘી સાથે પીવામાં આવે તો વાયુના સંબંધની ઉલટી નાશ કરે છે. **અથવા** મગ અને આમ-

ળાનો યૂષ સિંધાલુણ તથા ઘી સાથે પીવામાં આવે તો ઉલટીનો નાશ કરે છે. ૬ **અથવા**—

**माषमुद्गमसुराणां यवागूर्वायवस्य च ॥**
**मधुयुक्तानिहन्त्याशु बहुपित्तोद्भवां वमिम् ॥ ७ ॥**

અડદ, મગ, મસૂર એઓની ખીચડી અથવા જવની થૂલી કરી તેમાં મધ મેળવી પીવામાં આવે તો પિત્તના સંબંધથી થનારી ભારે ઉલટીનો પણ તુરત નાશ કરે છે. ૭ **અથવા**—

**तप्तमृदुगोलल्लोष्ठोष्णांपिपासायांजलंहितम् ॥**
**धात्रीरसश्चंदनेन मधुयुक्तो हरेद्वमिम् ॥ ८ ॥**

લીંબડાના મૂળમાંની માટી અથવા લીંબડાનાં પાદડાં વાટી તેનો ગોળો કરી માટીમાં લપેટી લાલચોળ કરી તેથી પાણીને ઝામીને પીવામાં આવે તેથી અથવા લોઢાના ગોળાને તપાવી તેથી પાણી ઝામીને પીવામાં આવે તો તેથી તરશ વિશેષ લાગતી હોય તો તે મટે છે. **અથવા**—

આંબળાના રસમાં ચંદન અને મધ મેળવી પીવામાં આવે તો ઉલટીને મટાડે છે. ૮ **અથવા**—

( **શાર્દુલવિક્રિડીત-છંદ** )

**क्वाथः पर्पटजो निहन्तिमधुनायुक्तो वमिसज्वरां ॥**
**पथ्याचूर्णमिदंजयेद्बहुविधां छर्दिप्रसक्तांतथा ॥**
**छिन्नानिम्बपटोलजत्रिफलजक्काथोनिहन्यान्मधु**
**प्रक्षिप्तोनितरांवमिंसकलजांपित्तोत्तरांदुर्जयां ॥ ९ ॥**

ખડસલીયોનો કવાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો તાવ સહિત ઉલટીનો નાશ કરે છે. **અથવા**—

હરડેનું ચૂર્ણ ( કરી મધમાં કાલવી ) ઉપયોગમાં લે તો તેથી ( ગુદાના માર્ગ તરફ દોષો વળવાથી ) અનેક પ્રકારની ઉલટી બંધ થાય છે. **અથવા—**

ગળો, લીંબડો, કડવા પરવળ, અને ત્રિફળાં એઓ-નો કવાથ કરી તેમાં ( ટાઢો થયા પછી ) મધ મેળવી પીવામાં આવે તો તેથી સર્વ પ્રકારની તથા અધિક પિત્ત-વાળી આકરી-ન જીતાય તેવી ઉલટી પણ મટી જાય છે. ૯ **અથવા—**

( અનુષ્ટુપ છંદ )

**सिताचंदनमध्वाढयं लीढंवामक्षिकाशकृत् ॥**
**लाजसक्तून्पिबेद्वापिमधुसर्प्पिसितायुतान् ॥ १० ॥**

માખીની હઘાર કે સાકર, ચંદન અને મધ સાથે .લવીને ચાટવામાં આવે તો સર્વ પ્રકારની ઉલટી મટી જાય છે. **અથવા—**

ચોખાની ધાણીને—ચોખાના સાથવાને સાકર મધ અને ઘી સહિત ચાટવામાં આવે તો તેથી ઉલટીનો નાશ થાય છે. ૧૦ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**विडंगविश्वात्रिफलानलानांचूर्णनिहन्यान्मधुनाकपोत्थं ।**
**दुरालभाचूर्णमतिप्रशस्तंक्षौद्रेणयुक्तंकफवातहारि ॥ ११ ॥**

વાવડીંગ, સુંઠ, ત્રિફળા અને ચિત્રામૂળ એઓનું ચૂર્ણ કરી મધ સાથે ચાટવામાં આવે તો તેથી કફના સંબંધી થએલી ઉલટી નાશ કરે છે. **અથવા—**

જવાસાના ચૂર્ણને મધમાં કાલવીને ચાટવામાં આવે

તો તેથી કફ વાયુનો નાશ થાય છે એ માટે વાયુની ઉલટી સિવાય અન્ય સર્વ ઉલટીઓ મટાડવા માટે અતિ ઉત્તમ છે ૧૧ **અથવા—**

( અનુષ્ટુપ્-છંદ )

**मसूरसक्तवः पीताक्षौद्रदाडिमसंयुताः ॥**
**छर्दिं निवारयन्त्याशु वातपित्तकफोद्भवाम् ॥ १२ ॥**
**तंदुलोदकसम्पीतां मूर्च्छाछर्दिसमाक्षिका ॥**
**क्वाथोमधुयुतोहंतिगुडूच्याः श्रीफलस्यच ॥ १३ ॥**
**एलाब्दकेसरंलाजाःसारिवाचन्दनंतथा ॥**
**कोलमज्जालवंगानि कणाचूर्णसितोमधु ॥ १४ ॥**
**लीढमेतन्निहन्त्याशुदोषत्रयोद्भवाम् ॥**
**अश्वत्थवल्कलंदग्ध्वा सद्योनिर्वापयेज्जलम् ॥ १५ ॥**
**तज्जलंपीतमात्रंतुछर्दिंहन्यात्सुदुर्जयां ॥**
**कोलामलकमज्जानौपिप्पली माक्षिकाशकृत् ॥ १६ ॥**
**सितामधु युतोलीढंछर्दिमाशुव्यपोहति ॥**
**निम्बाम्रास्थिविनिर्युहः सितामधु समन्वितः ॥ १७ ॥**
**हन्तिछर्दिमतीसारं वैश्वानर इवाहुतम् ॥**
**बहुलांशूलहल्लासैः कृणिजांचविशेषतः ॥ १८ ॥**

મસૂરનો સાથવો દાડિમના રસની અને મધની સાથે પીવામાં આવે તો ત્રણે દોષના સંબંધવાળી ઉલટીનું નિવારણ કરે છે. **અથવા—**

ચોખાનું ધોવણ મધ સાથે પીવામાં આવે તો તેથી મૂર્છા અને ઉલટીનો નાશ કરે છે. **અથવા—**

ગળોનો કે બિલાંની છાલનો ક્વાથ કરી મધ નાખીને પીવામાં આવે તો તેથી ત્રિદોષની ઉલટી મટી જાય છે, **અથવા**–

એલચી, મોથ, નાગરકેસર, ચોખાની ધાણી, ઉપળસરી, સુખડ, કચુરો, બોરની મીંજો, લવીંગ અને લીંડીપીપર એઓનું ચૂર્ણ કરી સાકર અને મધ સાથે કાલવી ચાટવામાં આવે તો તેથી ત્રણે દોષથી ઉત્પન્ન થયેલી ઉલટીનો પણ તુરત નાશ કરે છે.

પીપળાનાં છોડીઆં બાળીને તેને તેજ વખતે પાણીમાં ઘોળી તે પાણીને પીવામાં આવે તો તેથી તુરતજ જીતાય તેવી ઉલટી પણ મટી જાય છે. **અથવા**—

બોરની મીંજો, આંબળાની મીંજો, લીંડીપીપર, માખીની હગાર, એઓના ચૂર્ણને મધ સાકર સાથે કાલવી ચાટવામાં આવે તો તેથી તુરત ઉલટી બંધ પડે છે. **અથવા**–

બીલીના ગર્ભનો અને આંબાની–કેરીની ગોટલીનો ક્વાથ કરી તેમાં સાકર મધ નાખી પીવામાં આવે તો તેથી અતિસાર, શૂળ, હુબકા કે મોળ અને કૃમિયો એટલા ઉપદ્રવ સહિત ઉલટી હોય તેનો જેમ અગ્નિની આહૂતીને બાળી ભસ્મ કરે છે તેમ અતિસાર, શૂળ, હુબકો કિંવા મોળ અને કરમિયા એટલા ઉપદ્રવો સહિત અથવા એટલા રોગો તથા ઉલટી થતી હોય તો ઘણું કરીને આ ક્વાથ જ આપવાથી નાશ થાય છે. ૧૨–૧૮

**हृद्रोगःकृमितुल्येनलक्षणेनचलक्ष्यताम् ॥**
**अति क्षीणस्यसंलग्नांपूयशोणितसंयुताम् ॥ १९ ॥**

## ઉલટીનું અસાધ્યપણું તથા ઉલટીના ઉપદ્રવો.

**सोपद्रवांचंद्रिकात्कामसाध्यां तां विनिर्दिशेत् ॥**
**तृष्णाश्वासोज्वरोहिक्काकासोवैस्वर्यमेवच ॥ २० ॥**
**तमकोहृद्रदश्चेतिज्ञेयाश्छर्देरुपद्रवाः ॥ २१ ॥**

જે ઉલટી છાતિનાં દરદ અને કૃમિરોગ જેવા લક્ષણોવાળી હોય તથા અતિ ક્ષીણ થએલા માણસને લાગુ પડી હોય, લોહીની તથા પરૂથી સંયુક્ત હોય, ઉલટીના ઉપદ્રવો સહિત હોય અને મોરપીંછના ચાંદલાના જેવી કાંતિવાળી હોય તો તે ઉલટી અસાધ્ય કહેવાય છે. ( ઉપર કહેલાં લક્ષણો ન હોય તો સાધ્ય સમજવી. )

તરસ, શ્વાસ, તાવ, હેડકી, ઉધરસ, ચિત્તનું વિકૃતપણું, અંધારાનું આવવું અને છાતિમાં દરદ થાય એટલા ઉલટીના ઉપદ્રવો જાણવા; અર્થાત્ ઉલટી સાથે આ ઉપદ્રવો દેખાવ આપે તો તે બહુ મહેનતથી મટે છે. ૧૯—૨૧

## તરસનું નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### તરસનું નિદાન.

( અનુષ્ટુપ-છંદ )

**बलक्षयश्रमभयैरत्युष्णैरतिसेवितैः ॥**
**कुपितं पित्तमूर्द्धतु वामकृज्जनयेत्तृषः ॥ १ ॥**

( મનુષ્યને પોતાના સ્થાનમાં જ એકઠું થએલું પિત્ત પોતાને—પિત્તને વધારનારા તીખા, ખાટા, તથા ) ઉષ્ણ પદાર્થોના અતિ સેવનથી પિત્ત કોપે છે ( અને પોતાના

સ્થાનમાં જ એકઠો થયેલો વાયુ ) ભયથી, શ્રમથી, અને બળનો ક્ષય કરનારાં ઉપવાસાદિથી વાયુ કોપે છે એવી રીતે કોપેલાં પિત્ત અને વાયુ ( એ બન્ને ઉંચે આવી તાળવાને દૂષિત કરીને ) ઉપરની તરસને ઉત્પન્ન કરે છે. ૧

## તરસનું લક્ષણ.

असकृद्यः पिबेत्तोयं तृप्तिर्नैवाधिगच्छति ॥
पुनः पुनः कांक्षति तं तृष्णार्दितमथादिशेत् ॥ २ ॥

વારંવાર પાણીનો શોષ પડે અર્થાત્ ઘડીએ ઘડીએ પાણી પીએ છતાં તરસ મટે નહીં અને ફરીફરીને પાણી પીવાની જ આકાંક્ષા થાય તેને તૃષા રોગ કહે છે. ૨

## તરસની સંપ્રાપ્તિપૂર્વક સંખ્યા.

( ઉપજાતિ–છંદ )

नरस्यपाण्यंघ्रियदृ[illegible]तस्सुदोषैर्भवतीहतृष्णा ॥
दोषैश्चतिस्त्रःक्षतजाचतृष्णाक्षयामभक्तप्रभवास्तुसप्त ॥३॥

મનુષ્યને વાણીનો ઉચ્ચાર કરનારાં વગેરે શ્રોતો–નાડિયો દૂષિત થઈ વાતાદિદોષાના સંબંધથી તરસને ઉત્પન્ન કરે છે. એ તરસ રોગના સાત પ્રકાર છે એટલે વાયુથી, પિત્તથી, કફથી ક્ષતથી, ક્ષયથી, આમથી અને ભોજનથી એમ સાત કારણોના લીધે તરસ વિશેષ લાગે છે. ૩

## વાયુથી થયેલી તરસનું લક્ષણ.

क्षामंमुखंशंखशिरःसुशूलंवातोद्भवायांशिशिरप्रवृद्धिः ॥
प्रलापमूर्च्छाभ्रमशोषदाहाःत्पित्तात्मिकायांमुखतिक्तताच ।४।

कफावृतेऽग्नौकिलबाष्परोधात्तृष्णाबलासेनभवेद्गुरुत्वं ॥
आलस्यनिद्रेमधुरत्वमास्येतयार्दितः शुष्यतिचातिमात्रं ॥५॥

વાયુથી તરસ ઉત્પન્ન થયેલી હોય તો મોહોડું પાતળું થઈ જાય છે, લમણાઓમાં તથા માથામાં શૂળ ચાલે છે, અને ટાઢા પાણીથી વા, શીતળ પદાર્થોથી વધે છે. પિત્તથી ઉત્પન્ન થએલી તરસ હોય તો બકવાદ, મૂર્છા, ભ્રમ, શોષ, બળતરા અને મોહોડામાં કડવો સ્વાદ રહે છે. કફથી ઉત્પન્ન થયેલી તરસ હોય તો જઠરાગ્નિની ઉષ્ણુતા (કફના કારણોથી કોપ પામેલા કફથી) ઢંકાઇ જવાના લીધે ઉષ્ણુતા રોકાતાં તે ઉષ્ણુતાથી જલનું વહન કરનારી નાડીયોનું શોષણુ થવાના કારણુથી કફની તરસ ઉત્પન્ન થાય છે તેથી તે તરસવાળાનું શરીર ઘણું દુર્બળ થાય છે, ભારેપણું થાય છે, આળસ વધે છે, નિંદ્રા વધે છે, અને મોહોડું મીઠું રહે છે. ૪–૫

(અનુષ્ટુપ-છંદ)

शोणितस्रावशूलाभ्यां क्षतस्य क्षतजा मताः ॥
क्षयजायां पिबेत्तोयं नशान्तिमधिगच्छति ॥ ६ ॥

શસ્ત્રાદિકના ઘા વાગવાથી લોહીનું વેહેવું અને શૂળ થાય છે તેથી તરસ લાગે છે તેને ક્ષતજા કહે છે. અને રસનો ક્ષય થતાં જે તરસ ઉત્પન્ન થાય છે તેને ક્ષયજા કહે છે. એ ક્ષયજાથી થએલી તરસમાં રાતદિવસ પાણી પીધા કરે તદપિ શાન્તિ થતી નથી. ૬

आमोद्भवा सर्वलिंगा हृच्छूलाग्निवधमदा ॥
स्निग्धाम्ललवणंभुक्तंसद्यस्तृष्णाकरं मतम् ॥ ७ ॥

આમથી ઉત્પન્ન થયેલી તરસ હોય તો તેમાં ત્રણે દોષનાં ચિન્હો હોય છે અને છાતિમાં શૂળ આવે છે, અગ્નિને મંદ કરી દે છે, અને સ્નિગ્ધ, ખાટા, ખારા, (તીખા અને ભારે) પદાર્થોના ખાવાથી તુરત જે તરસ ઉત્પન્ન થાય છે તે વારંવાર અને તુરત તરસ લાગ્યા કરે છે. ૭

## તરસના ઉપદ્રવો.

तृष्णयोपद्रवाः सप्त श्वासकासक्षयो ज्वरः ॥
बहिर्निर्गतजिह्वात्वंमोहोबाधिर्य्यमेव च ॥ ८ ॥

તરસના સાત ઉપદ્રવો છે એટલે શ્વાસ, ઉધરસ, ક્ષય તાવ, જીભનું બાહાર નિકળવું, મોહ, અને બેહેરાપણું એ સાત તરસના ઉપદ્રવો છે. (એ ઉપદ્રવો સહિત જે તરસ હોય તે મટવી મુશ્કેલ છે.) ૮

## કેવા તરસરોગી માટે ચિકિત્સા કરવી ?

सोपद्रवाम्परिहरेच्चिकित्सेन्निरुपद्रवाम् ॥
तृष्णप्रवृद्धौ मतिमान्त्रामयेत्तुकणाम्बुना ॥ ९ ॥

ઉપર કહેલા ઉપદ્રવો સહિત જેની તરસ હોય તેની ચિકિત્સા કરવી નહી પણ ઉપદ્રવો રહિત હોય તેની ચિકિત્સા કરવી. તેમ વિશેષ તરશ લાગતી હોય તો પણ સમજુ રોગીએ ટીપું ટીપું પાણી પીવું, પણ વિશેષ પાણી પીવું નહી. (તેમ પાણી પીવું બંધ પણ કરવું નહીં.) ૯

## તરસની ચિકિત્સા.

वातोद्भवायां तृष्णायां पानान्नंवातनुद्धितः ॥
स्वर्णरोप्यैरग्नितप्तैर्लोष्टैः कोष्णंजलं तथा ॥ १० ॥

વાયુ સંબંધી તરસ હોય તો વાયુને મટાડનારાં ઓષડો તથા અન્ન પાનોનો ઉપયોગ કરવો. તથા સોના, ચાંદી કે લોઢાને અગ્નિમાં તપાવીને તેથી ઝમેલું ઉનું પાણી પીવાના કામમાં લેવું તેથી વાયુની તરસ મટે છે. ૧૦

पित्ततृष्णापहं शीतं मधुरं तिक्तकं द्रवम् ॥
धान्यकोशीरकाश्मर्य्यद्राक्षामधुकचन्दनं ॥ ११ ॥
शर्करासहितं तोयं पित्ततृष्णापहं पिबेत् ॥
जीर्णभक्तः पिबेद्वाऽपि मधुनातन्दुलोदकम् ॥ १२ ॥

પિત્ત સંબંધી તરસ હોય તો ટાઢાં, મીઠાં અને કડવા પ્રવાહી પદાર્થો ઉપયોગમાં લેવા તથા ધાણા, કાળો વાળો, કાળા મરી, કાળી દ્રાખ, મહુડો વા જેઠીમધ, સુખડ અને સાકર એઓને પલાળી વાટી ને પાણી પીવામાં આવે તો તેથી પિત્તની તરસ મટી જાય છે. **અથવા**—

જુના ચોખાનું ધોવણ મધ નાખી પીવામાં આવે તો તેથી નિશ્ચે પિત્તની તરસ મટે છે. ૧૧-૧૨

तिक्तं द्रवं कटूष्णं च कफ तृष्णाहरं परम् ॥
जीरकार्द्रक शुंठीनां चूर्ण सौवर्चलान्वितम् ॥ १३ ॥
जलप्लुतंहरेतृष्णा हृद्यं मेध्यं सुगंधि च ॥
सुशीतंलाजमंडंवागुडक्षौद्रयुतम्पिबेत् ॥ १४ ॥
आर्द्रवस्त्रैस्तु शीतैश्च प्राकृतांगस्तृषाजयेत् ॥
वटप्ररोहमधुकं लाजाः कुष्ठंतथोत्पलम् ॥ १५ ॥
संचूर्ण्यगुटिका वक्रे धृता तृष्णातिनाशिनि ॥
द्राक्षामलस्यचगण्डुषधारणंमुखशोषहृत् ॥ १६ ॥

કફ સંબંધી તરસ હોય તો કડવા પ્રવાહી પદાર્થો, તીખા પદાર્થો અને ઉષ્ણ પદાર્થો સેવવાથી કફની તરસ રહે છે. **અથવા—**

જીરૂં, આદું, સુંઠ, અને સંચળ એઓનું ચૂર્ણ પાણીમાં ઘોળી પીવામાં આવે તો તેથી તરસ મટે છે. **અથવા—**

મનને પ્રસન્ન કરે તેવાં પદાર્થો સેવવાથી, અથવા-મદિરા પીવાથી, અથવા સુગંધદાર પદાર્થોના સેવવાથી **અથવા—**

ઘણોજ ટાઢો ચોખાની ધાણીનો મંડ ગોળ અને મધ સાથે પીવામાં આવે તો તેથી તરસ મટી જાય છે. **અથવા—**

સારા ટાઢા પાણીથી ભીજવેલું વસ્ત્ર ઓઢવાથી ( અથવા ભીનું કપડું પાથરીને સુવાથી ) તરસ મટે છે.

વડવાઇના અંકુરા, જેઠીમધ, ચોખાની ધાણી, ઉપલેટ અને ઉત્પળ જાતિનું કમળ એઓનું ચૂર્ણ કરીને અથવા ગોળી બનાવીને મોહાડામાં રાખવામાં આવે તો તેથી તરસને મટાડે છે. **અથવા—**

આમળાનો ગંડૂષ મોહોડામાં રાખવામાં આવે તો તેથી મોહાડામાં શોષ પડતો હોય તેને મટાડે છે. ૧૩–૧૬ **અથવા—**

**बीजपूरककपित्थदाडिमंलोध्रकंचबदरंपरिपिष्टम् ॥**
**लेपतः शिरसितत्क्षणमात्रंदाहशोषसहिततृषांजयेत् ॥१७॥**

બિજોરૂં, કોઠ, દાડિમ, લોદર અને બોર એઓનો માથા ઉપર લેપ કરવામાં આવે તો તુરત બળતરા અને શોષ સહિત તરસ હોય તેને પણ જીતી લે છે. ૧૭ **અથવા—**

( ઉપજાતી-છંદ )

रसस्यापानादसृजश्चपीडानिवारणाद्वाक्षतसंभवान्तु ॥
मांसोदकंवामधुकोदकंवाक्षीरोदकंसंजनयेत्क्षयोत्थां ॥१८॥

જખમથી થએલી તરસ માટે રસો પીવરાવવાથી વા, લોહી પીવરાવવાથી તેની પીડાનું નિવારણ થાય છે. **અથવા** માંસનું પાણી પીવરાવવાથી **અથવા** મીઠું પાણી પીવરાવવાથી **અથવા** દુધ સહિત પાણી પીવરાવવાથી રસના ક્ષયથી થએલી તરસ મટી જાય છે. ૧૮

( અનુષ્ટુપ-છંદ )

वचाबिल्वकषायेणजयेदामोद्भवांतृषाम् ॥
गुवन्नजामुल्लिखनैर्जयेत्सर्वकृतां तथा ॥ १९ ॥

આમથી પ્રકટ થએલી તરસ હોય તો વજ અને બિલાના ગર્ભનો ( અથવા અન્ય દીપન પદાર્થોનો ) ક્વાથ પીવામાં આવે તો તેથી આમની તરસ મટે છે.

ભારે-મોડા પચે તેવા ભોજન જમવાથી તરસ થઈ હોય તો કફને ઉખેડનારા પદાર્થોથી મટાડવી તથા ક્ષયથી થએલી તરસ વિના બાકી સર્વ પ્રકારની તરસને પણ એ પદાર્થોથી મટાડવી. ૧૯

रूक्षदुर्बलभीरूणांदुग्धं तृष्णां निवारणम् ॥
तृष्णांभुक्तेहिस्निग्धान्नेशमयेत्तांगुडाम्बुना ॥ २० ॥

લુખા શરીરવાળાની તથા દુર્બળ શરીરવાળાની અને બીકણ મનુષ્યની અર્થાત્ એ ત્રણ જણની તરસ દુધ મટાડી શકે છે એટલે દુધ પીવાથી મટે છે. **અથવા**—

સ્નિગ્ધ ભોજન—અન્નથી થએલી તરસ ગોળનું પાણી પીવાથી શાંત થાય છે. ૨૦

मद्यस्त्रीदाहमूर्च्छातृट्छर्दिभिः परिकर्षतिः ॥
पिबेयुः शीतलंतोयंरक्तापित्तमदात्यये ॥ २१ ॥
सात्म्यान्नपानभैषज्यै स्तृष्णां तस्य जयेत् पुनः ॥
तस्या जिताय मन्योऽपि व्याधिःशांक्यश्चिकित्सितम् २२

મદ્યના પીવાથી, સ્ત્રી પ્રસંગથી, બળતરાથી, મૂર્ચ્છાથી તરસથી અને ઉલટીથી અતિ દુઃખી થયેલા માણસોએ ટાઢું પાણી પીવું. રક્ત પિત્તમાં તથા મદાત્યયમાં હિતકારી અન્ન—પાનોથી કે હિતકારી ઓષડોથી તરસ મટાડવી; કેમકે તરસ મટી જાય તો પછી બીજા વ્યાધિની ચિકિત્સા થઇ શકે. ૨૧–૨૨

तृषार्तोलभतेमोहंमोहात्प्राणंविमुंचति ॥
तस्मात्सर्वास्ववस्थासु न कचिद्वारिवार्यते ॥ २३ ॥

તરસથી પીડાતા માણસને બેભાનપણું થાય છે અને બેભાનપણાથી પ્રાણ છૂટી જાય છે તે કારણ માટે કોઇપણ અવસ્થામાં કદિપણ પાણી પીવાની રોકાવટ—મના કરવી નહી (કેમકે પાણી વિના પ્રાણ તુરત પરલોકે પધારે છે.) ૨૩

---

## મૂર્ચ્છા—બેભાનપણાનું નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

### મૂર્ચ્છાની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

( ઉપજાતિ—છંદ )

विरुद्धदुष्टाशुचिभोजनस्य क्षीणस्यवेगाभिहतस्य पुंसः ॥
बाह्यान्तरेष्विन्द्रियधामसंस्थिता दोषा यदा मूर्च्छंति-
मानवस्तदा ॥ १ ॥

વિરૂદ્ધ, દુષ્ટ અને અપવિત્ર ભોજનના સેવનારને, ક્ષીણ થએલાને, મળ મૂત્રના વેગો રોકનારને, લાકડી વગેરેથી અભિઘાત પામેલાને જ્યારે મનના સ્થાનકરૂપ બાહારની અને અંદરની જ્ઞાનેંદ્રિયોમાં તથા કર્મેંદ્રિયોમાં દોષો પ્રવેશ કરે છે ત્યારે મનુષ્યને મૂર્ચ્છા આવે છે. (અર્થાત્ અધિકદોષવાળાને અને તમોગુણીને મૂર્ચ્છા વિશેષે કરીને થાય છે. ૧

## મૂર્ચ્છાનું લક્ષણ તથા સંખ્યા.

( અનુષ્ટુપ-છંદ )

संज्ञावहासु वाताद्यैर्नाडीषु पिहितास्वति ॥
तमोभ्युपैति सहसा नरः पतति काष्ठवत् ॥ २ ॥
मोहोमूर्च्छेतितांविद्या द्विज्ञेयाषड्विधा च सा ॥
दोषमद्यविषा सृग्भिः पोतं ता सु प्रभुःस्मृतम् ॥ ३ ॥

સંજ્ઞાને વેહેનારી નાડીઓ વાયુ આદિ દોષોથી પીડિત થતાં સહસા સુખના તથા દુઃખના જ્ઞાનને નષ્ટ કરનારો તમોગુણ પ્રાપ્ત થાય છે તેથી માણસ લાકડાની પેઠે (તુરત ભોંય ઉપર બેભાન થઈ) પડી જાય છે. તે રોગને મોહ અથવા મૂર્ચ્છા કહે છે.

આ મૂર્ચ્છા છ પ્રકારની છે એટલે વાયુથી, પિત્તથી, કફથી, મદિરાથી, ઝેરથી અને લોહીથી એમ છ પ્રકારથી મૂર્ચ્છા પ્રાપ્ત થાય છે અને મૂર્ચ્છા રોગમાં પિત્ત પ્રાધાન્યપણે હોય છે. ૨-૩

## મૂર્ચ્છાનું પૂર્વરૂપ.

हृच्छुलं जृम्भणं संज्ञानाशः पूर्वं प्रजायते ॥
कम्पोङ्गमर्दः कार्श्यंश्चमूर्छायेवातसंभवे ॥ ४ ॥

तृष्णातापार्दिताः पीताद्रक्तपिताकुलेक्षणः ॥
गुरुताहृदयोल्लासः प्रसेकः कफसंभवे ॥ ५ ॥
सर्वाकृतिः सन्निपातादपस्मार इवाऽपरः ॥
शीघ्रंसानाशयेत्प्राणान्तस्माद्यत्नेन साधयेत् ॥ ६ ॥
मद्याद्विलापसंयुक्तो नष्टविभ्रांतमानसः ॥
विषात्कंपो भवेतृष्णास्त्रावोनिद्रातमःक्लमः ॥ ७ ॥
वेदितव्यं तीव्रतरं यथास्वंविषलक्षणैः ॥
रक्तात्स्तब्धांगदृष्टिःस्यान्मूढोच्छ्वासश्चमूर्च्छितः ॥ ८ ॥

જે માણસને મૂર્ચ્છા થવાની હોય તેને મૂર્ચ્છા થયાં પેહેલાં છાતીમાં શૂળ આવે, બગાસાં આવે અને સંજ્ઞાનો નાશ થાય છે.

## પ્રત્યેક પ્રકારની મૂર્ચ્છાનાં પ્રથક્ લક્ષણો.

વાયુથી થએલી મૂર્ચ્છા હોય તો, અંગમાં ધ્રૂજારો કળતર અને શરીર દુબળું થઇ જાય છે. પિત્તથી થયેલી મૂર્ચ્છા હોય તો, તરસ લાગે, સંતાપથી પીડાય, ( આકાશને રાતું દેખતાં બેભાન થઇ જાય ) અને આંખ્યો રાતી તથા પિત્તથી વ્યાકુળ થઈ જાય છે. કફથી થએલી મૂર્ચ્છામાં છાતી ભારે થઈ જાય, હુબકો અથવા મોળ આવે છે. ત્રિદોષથી થએલી મૂર્ચ્છા હોય તો ઉપર કહેલાં સઘળાં ચિન્હો પ્રકટ હોય છે. અને એ મૂર્ચ્છા જાણે વાઇ આવી હોય તેની પેઠે મનુષ્યને તુરત મોટે ધુબાકે પાડી નાખે છે તેથી મોડું ચેતન થાય છે. એ મૂર્ચ્છા તુરત પ્રાણનો નાશ

કરે છે માટે એમાં યત્નવડે કરીને તરસને ધારણ કરવી યોગ્ય છે. મદ્યથી થયેલી મૂર્ચ્છા હોય તો વિલાપ કર્યા કરે છે અર્થાત્ મરજીમાં આવે તેમ લવ્યા કરે છે, સ્મૃતિ રહિત અને દોરી વગેરેને સર્પ વગેરે સમજે એવું વિભ્રાંત મન થઇ જાય છે. વિષથી થયેલી મૂર્ચ્છા હોય તો શરીર કંપે, તરસ લાગે, પરસેવો થાય, નિદ્રા આવે, અંધકાર ઉત્પન્ન થાય અને કલમ થાય છે. જે જે વિષનાં લક્ષણો તીક્ષણ કહેલ છે તે તે કરતાં પણ મદ્યનાં લક્ષણો તીવ્ર છે; પરંતુ જેથી મદ્યમાં અને વિષમાં સંજ્ઞા નાશ કરવાનો ધર્મ સમાન છે; પરંતુ લક્ષણો સમાન નથી. ( માટે જ જુદા ભેદ પાડેલા છે. ) લોહીથી થયેલી મર્ચ્છા હોય તો અંગ સ્તબ્ધ અને દૃષ્ટિ સ્થિર તથા શ્વાસ ગૂઢ થઇ જાય છે. ૪–૮

## સંન્યાસનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

अत्यंतः कुपितांदोषाश्चेष्टामाक्षिप्यदेहजाम् ॥<br>
सनश्यंति नरं क्षीणं सन्यासः साहि कथ्यते ॥ ९ ॥<br>
प्राणैर्वियुज्यते तेन काष्ठोभूतो मृतोपमः ॥<br>
अतः कुर्य्याद्भिषकसम्यकशीघ्रं सद्यः फलांक्रियां ॥१०॥

જ્યારે હૃદયમાં રહેલા વાતાદિ દોષો અત્યંત કોપે છે ત્યારે માણસને ચેષ્ટા રહિત કાષ્ઠની પેઠે સર્વ ક્રિયાઓથી રહિત અને મડદા જેવો પ્રાણ રહિત સમાન નિર્બળ માણસને મૂર્ચ્છિત કરી દે છે તેને **સન્યાસ** કહે છે. તે ઉપર વૈદ્યે સર્વ પ્રકારે તુરત ચમત્કૃતિ દર્શાવનારી ક્રિયાઓ

ઉતાવળથી ઉપયોગમાં લેવી. જો તેમ કરવામાં ન આવે તો તુરત તે માણુસ મરી જાય છે. ૯—૧૦

## મૂર્છાની ચિકિત્સા.

( ઇંદ્રવજ્રા–છંદ )

**शीतप्रलेपाव्यजनानिलाश्चहारावगाहामणयश्चसेकाः ॥**
**अन्नानिपानानिच शीतलानि हृद्यानिमूर्च्छास्वनिवारितानि ११**

ઉપર કહેલી સર્વ પ્રકારની મૂર્છાઓ ઉપર ટાઢા લેપ, પંખાના પવન, શીતળ જળમાં અવગાહન, ચંદ્રકાંત આદિ મણિઓના હાર, ટાઢાં પાણીનાં શિંચન અને ટાઢાં અર્થાત્ ઠંડક કરનારાં–શીતળ અન્ન પાનો એઓ સર્વ મૂર્છાનું નિવારણ કરનારા ઉપચાર છે. કારણ મૂર્છા માત્રમાં પિત પ્રાધાન્ય છે એમ અગાડી જે કહી ગયા છીએ એ માટે પિત્ત નિવારક શીતળ પ્રયોગો જ મૂર્છા માટે હિતાવહ છે. ૧૧ **અથવા—**

( અનુષ્ટુપ–છંદ )

**मधुरद्रवसंसिद्धं दुग्धं जांगलजा रसाः ॥**
**दाडिमं शालयो मुद्गाः पथ्यामूर्च्छासु सर्वदा ॥ १२ ॥**

મધુર વર્ગનાં ઔષધોમાં પકાવેલાં દુધો, દાડિમ સહિત જંગલ પ્રદેશના પ્રાણીયોના માંસોના રસાઓ, રાતા ચોખા અને મગ એટલા પદાર્થો મૂર્છાઓમાં સર્વદા ફાયદાકારક છે. ૧૨ **અથવા—**

( ઉપજાતિ–છંદ )

**जयेदभीक्ष्णंच शिरोविरेकैर्नस्यैः सुतिक्ष्णैर्वमनैस्तथान्यैः ॥**
**क्षुद्रामृतग्रंथिकानागराणां मूर्च्छाजयेद्दारुणकांकषायः १३**

વારંવાર શિરોવિરેચન ( જે દવા કરવાથી માથામાંનો બિગાડ નિકળી સાફ થાય તે ) લેવાથી; અથવા તીક્ષ્ણ નાસો લેવાથી અને વમન-ઉલટી ના કરવાથી અથવા ભોંરીગણી, ગળો, સુંઠ અને પીપરી મૂળ એઓનો કવાથ કરી પીવામાં આવે તો તેથી ભયંકર મૂર્ચ્છાઓને પણ જીતી લે છે. ૧૩ અથવા—

( અનુષ્ટુપ્-છંદ )

कोलमज्जोषणोशीर केशरं शीतवारिणा ॥
पीतं मूर्च्छां जयेल्लीढा कृष्णा वा मधुसंयुता ॥ १४ ॥

બોરનો ગર્ભ, મરી, વાળો અને નાગકેસર એઓને વાટી ટાઢા પાણીથી પીવામાં આવે તો તેથી મૂર્ચ્છા મટે છે.

અથવા લીંડીપીપરનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી મૂર્ચ્છા મટે છે. ૧૪

" पञ्चमूल कषायंच मधुनासितया पिबेत् ॥
ज्वरघ्नाश्चकषायाश्च तान्यथास्वंप्रयोजयेत् ॥ १५ ॥

" પંચમૂલીનો કાઢો કરી તેમાં મધ તથા સાકર નાખી, આ તાવનાશક કષાય છે છતાં પણ દોષબળ વિચારીને પીવામાં આવે તો તેથી મૂર્ચ્છા પણ મટે છે. " ( ગ્રન્થાંતરનો શ્લોક છે. ) ૧૫

रक्तजायांचमूर्च्छायामयमेवक्रियाविधिः ॥
पिबेन्मद्यंमद्यजायांविषघ्नंविषजासु च ॥ १६ ॥

રૂધિરથી મૂર્ચ્છા આવેલી હોય તો આવી જ ટાઢી ક્રિયાઓ કરવી. દારૂ પીવાથી મૂર્ચ્છા આવી હોય તો થોડો

સુંદર દારૂ ફરીને પીવો. (કિંવા સુખે નિદ્રા સેવવી.) અને વિષથી મૂર્ચ્છા આવી હોય તો વિષને નાશ કરનારાં ઉલટી થવાનાં ઓષડો ઉપયોગમાં લેવાં. ૧૬

## સન્યાસની ચિકિત્સા.

(વસંતતિલકા-છંદ)

धूमांजनप्रधमनान्यवपीडसूची निस्तोददाहकचलो मवि-
लुम्पनानि ॥ संदंशनानिदशनैः कपिच्छुघर्षैरेतद्धितंसकल-
मोहविनाशनाय ॥ १७ ॥

સન્યાસવાળા મનુષ્યને ઓષડોના ધુમાડા દેવાં, અંજનો આંજવાં, ઔષધોના ચૂર્ણને બે મોહોડાવાળી નળીમાં ભરી તેમાં મોહોડાની ફુંક મારીને તે ઔષધ નાકમાં ચઢાવી દેવું, કલ્કરૂપ કરેલા ઓષડોનો રસ નાકમાં નાખવો, અંગોમાં સોઇઓ ભોંકવી, નખના મધ્યમાં દાહની પીડા કરવી, કેશ તથા રૂવાટાં ચોંટવાં, દાંતથી બચકાં ભરવાં, અને કૌચની રૂવાડી શરીર ઉપર ઘસવી એ સર્વ ઉપાયો મોહ-સન્યાસની મૂર્ચ્છાના નાશ નિમિત્તે હિતાવહ છે. ૧૭

## ભ્રમની ચિકિત્સા.

(અનુષ્ટુપ-છંદ)

दुरालभाकषायं तु सघृतं भ्रमशान्तये ॥
धात्रीरसेन सिद्धं वा सर्प्पिः कल्याणकंपिबेत् ॥ १८ ॥

इतिश्री गो० वैद्यविनोदे स्वरभेदारोचक छर्दिमूर्च्छा-
निदान चिकित्सोल्लासः पञ्चमः ॥ ५ ॥

(જે રોગમાં જેમ ચાકડા કે ચકડોળ ઉપર ચઢે-

ળાને સઘળી વસ્તુઓ ફરતી દેખાય તેમ પોતાને સર્વ વસ્તુઓ ભમતી દેખાય અને પોતાનું શરીર પણ ભમતું દેખાય તેને ભ્રમ-ફેર ચકરી કહે છે.) ભ્રમવાળા મનુષ્યને રાતા ધમાસાનો કવાથ કરી તેમાં ઘી નાખી પીવામાં આવે તો તેથી ભ્રમ મટી જાય છે. અથવા—આમળાના રસથી પકાવેલું ઘી પીવામાં આવે તો તેથી અથવા કલ્યાણ નામનું ઘૃત પીવામાં આવે તો ભ્રમ મટી જાય છે. ૧૮

ઈતિશ્રી ગૌડવંશી અનંતભટના પુત્ર શંકરભટ વિરચિત વૈદ્યવિનોદ ગ્રંથ વિષે સ્વરભેદ, અરોચક, ઉલટી અને મૂર્છા વગેરે રોગોનાં નિદાન લક્ષણ યત્ન અલંકૃત પાંચમા ઉલ્લાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુજરાતી ભાષાંતર સંપૂર્ણ. ૫

---

# ઉલ્લાસ છઠ્ઠો.

---

## મદાત્યયનાં નિદાન, લક્ષણ અને ઉપચાર.

---

### મદ્યનો સ્વભાવ તથા મહિમા.

मद्यंतुविषवज्ज्ञेयं युक्तियुक्तं रसायनम् ॥
उभयोर्मोहहेतुत्वादयुक्त्या रोगकारकम् ॥ १ ॥

મદિરાને વિષ સમાન જ જાણવી; કેમકે વિષ અને મદિરા એ બન્ને મનુષ્યને મૂર્છા લાવનાર-સંજ્ઞાનો નાશ કરનાર અને રોગ કરનાર છે. પણ તે ક્યારે? જ્યારે વિષ અને મદિરા એ બન્ને યુક્તિયુક્ત સેવન કરવામાં આવે તો તે રસાયનરૂપ અર્થાત્ રોગ અને વૃદ્ધાવસ્થાનો નાશ

કરનાર તથા બળ–બુદ્ધિ–કાંતિ–આયુને આપનાર છે; પરંતુ જો યુક્તિ વગર એઓનું સેવન કરવામાં આવે તો તે ઉપર દર્શાવેલા અવગુણો કરે છે. ( એટલું જ નહીં પણ પ્રાણની હાનિ પણ કરે છે. ) ૧

## કેવી રીતે મદિરા પીવાય તો રસાયનરૂપ છે?

( ઉપજાતિ–છંદ )

**स्निग्धैस्तदन्नैर्विविधैश्चभक्ष्यैर्मांसैः प्रहृष्टेनचसेव्यमानम् ।**
**तेजोबलंविक्रमचित्ततुष्ठिप्राकाम्यतायुर्बलमादधाति ॥२॥**

ભાત તથા પાપડ વગેરે સ્નિગ્ધ અન્નોની સાથે, લાડુ તથા ગલેફાં વગેરે વિવિધ પ્રકારના ભક્ષ્યોની સાથે અને જુદા જુદા પ્રકારનાં શેકેલાં માંસોની સાથે પ્રસન્ન મનવડે ( ધીમે ધીમે અને પ્રકૃતિ દેશ કાળ વય સ્થાન વગેરેને અનુસરીને યોગ ગુણવાળી મદિરા, મદવંતી મનહર માનુનીના મોહક હાવભાવયુક્ત હાથથી ) પીવામાં આવે તો તેજ, બળ, પરાક્રમ, પ્રસન્નતા, પુષ્ટિ, કામવૃદ્ધિ અને આયુબળ એઓને આપે છે. ( વિશેષ ખુલાસા માટે સુશ્રુત અને વાગ્ભટ જુઓ. ) ૨

## મદિરા ક્યારે અવગુણ કરે છે?

( અનુષ્ટુપ્–છંદ )

**निरन्नं सेव्यमानं तद्विकारान्कुरुते बहून् ॥**
**पानाजीर्णं परमदमत्ययं प्राणविभ्रमम् ॥ ३ ॥**

મદિરા અન્ન વિનાની અને હમેશાં પીવામાં આવનારી અનેક પ્રકારના વિકારોને ઉત્પન્ન કરે છે એટલે

મદિરાથી મદાત્યય, પાનાજીર્ણ, પરમદ અને ઉગ્ર પાન-વિભ્રમ એ વિકારો ઉત્પન્ન થાય છે. ૩

## મદાત્યયનાં પૃથગ્ લક્ષણો.

पार्श्वशूलशिरः कंपहिक्काश्वासप्रजागरैः ॥
विद्याद्बहुप्रलापेन वातप्रायं मदात्ययम् ॥ ४ ॥

વાયુ સંબંધી મદાત્યય હોય તો પડખાંઓમાં શૂળ, માથામાં ધ્રૂજારી, હેડકી, શ્વાસ, ઉજાગરા અને બહુ બકવું એટલાં લક્ષણો ઘણું કરીને હોય છે. ૪

दाहज्वरातिसारैश्च पित्तप्रायं मदात्ययम् ॥
तन्द्रागौरवहृल्लासश्छर्दिभिः श्लेष्मिकं तथा ॥ ५ ॥
सर्वलिंगैस्त्रिदोषोत्थो विज्ञेयस्तु मदात्ययः ॥
आध्मानंवमनंदाहः पानाजीर्णस्य लक्षणम् ॥ ६ ॥
कम्पोंगगुरुता तन्द्रा तृष्णा परमदस्य च ॥
पित्तप्रकोपजनितं लक्षणतन्मदात्यये ॥ ७ ॥
द्वेषो न्नमद्ययोर्दाहः श्छर्दिः स्यात्पानविभ्रमे ॥
मूर्च्छाकफस्यसंश्रावोहृदिरुग्गात्रवेदना ॥ ८ ॥

પિત્ત સંબંધી મદાત્યય હોય તો બળતરા, તાવ અને અતિસાર એટલાં ચિન્હો ઘણું કરીને હોય છે. કફ સંબંધી મદાત્યય હોય તો ઘેન, ભારેપણું, મોળ–હુબકા અને ઉલટી એટલાં લક્ષણો હોય છે અને ત્રિદોષ સંબંધી મદાત્યય હોય તો ઉપર કહેલાં ત્રણે દોષોનાં લક્ષણો હોય છે.

પેટનું ચઢવું, ઉલટી અને બળતરા થાય તો તે લક્ષણ

પાનાજીર્ણનાં છે. અંગમાં કંપારો, ભારેપણું, ઘેન અને તરસ એટલાં લક્ષણો પરમદનાં છે. તે મદાત્યયમાં પિત્ત સંબંધી મદાત્યયના જેવાં જ લક્ષણો હોય છે.

અને દ્વેષ, ભ્રમ, મદ, બળતરા, ઉલટી, મૂર્છા, કફનું ગરવું, હૃદયમાં માથામાં તથા ગાભોમાં વેદના એટલાં લક્ષણો પાના વિભ્રમમાં હોય છે. ૫-૮

## મદાત્યય-આદિ વિકારોના હેતુઓ.

( ઇંદ્રવજ્રા-છંદ )

शोकोष्ण तप्तेन बुभुक्षितेन क्रुद्धेनचित्तेनपिपासितेन ॥
व्यायामभाराध्वहतेनमद्यं पीतंविकाराञ्जनयेद्धिघोरान् ।९।

શોકથી સંતાપ પામેલાએ, ઉષ્ણ ભોજન જમેલાએ, ભુખ્યાએ, ક્રોધ કરેલાએ, ભય પામેલાએ, તરસ્યાએ, કસરત કરનારાએ અને ભાર ઉપાડી ચાલનારાએ એટલા કારણોવાળાએ મદિરા પીધી હોય તો અનેક ઘોર વિકારોને જન્મ આપે છે. ૯

## મદાત્યયાદિની ચિકિત્સા.

( અનુષ્ટુપ-છંદ )

चकव्योष संयुक्तं मद्यं किञ्चिज्जलान्वितम् ॥
जीर्णमद्येतुदातव्यंवातपानात्ययापहम् ॥ १० ॥

સિંધવ, સુંઠ, મરી અને લીંડીપીપર એઓથી તથા પાણી સહિત મદિરા પ્રથમ લીધેલી મદિરા જીર્ણ થયા પછી દેવામાં આવે તો તેથી વાયુ સંબંધી મદાત્યય મટી જાય છે. ૧૦ અથવા—

अम्लस्निग्धोष्णलवणरसाजांगलजाःहिताः ॥
पानकानिचमद्यानि हन्युर्वातमदात्ययम् ॥ ११ ॥

જંગલ પક્ષીઓ—લાવાં, તેતર, કુકડો, મોર વગેરે પ્રાણીઓના માંસના રસો સાથે ખાટા, સ્નિગ્ધ, ઉષ્ણ અને ખારા પદાર્થો—મસાલાઓ વાયુના મદાત્યય માટે હિતાવહ છે, અને ગમે તે પ્રકારની મદિરા પણ વાયુ સંબંધી મદાત્યયનો નાશ કરે છે. ૧૧

पित्तोत्थेतुहितं मद्यंमधुरौषधसाधितम् ॥
उल्लिखेदथवामद्यंपिबेत्क्षुरससंयुतम् ॥ १२ ॥

પિત્ત સંબંધી મદાત્યય માટે મધુર ( દ્રાખ ફાલસાં સાકર મધ વગેરે ) પદાર્થોથી સિદ્ધ કરેલું મદ્ય પીવું. અથવા શેલડીના રસ સહિત મદિરા પીને ઉલ્લેખન કરવો. પિત્તને ઉખેડવું. ૧૨ અથવા—

मद्यंमृद्वादिकंपेयंमित्ते क्षौद्रसितायुतम् ॥
पानात्ययेकफोत्थेतुवमनं लंघनंहितम् ॥ १३ ॥

મધ તથા સાકર કે દ્રાખ વગેરેથી યુક્ત કરેલી મદિરા પીવી.

કફ સંબંધી મદાત્યય માટે જવના પદાર્થો, મગ, જાંગલ જીવોના માંસના રસોવાળા હિતકારી છે તથા ઉલટી કરાવનારાં દ્રવ્યોથી સંયુક્ત મદિરા પાઇને કફને ઉખેડવો અને શક્તિ પ્રમાણે લાંઘણો કરાવવી એ હિતકારી છે. ૧૩

यवान्नविकृतिर्मुद्गारसाजांगलजा हिताः ॥
सर्वज्ञभिषजा सर्वमेतत्कार्यं चिकित्सितम् ॥ १४ ॥
कुर्यात्क्षीरप्रयोगंतु त्यक्त्वामद्यं क्रमेण तु ॥
त्रिफलामधुनायोज्या रात्रौ प्रातर्गुडार्द्रकम् ॥ १५ ॥

ત્રિદોષ સંબંધી મદાત્યય હોય તો વૈદ્યોએ ઉપર કહેલી ત્રણે દોષોની ચિકિત્સાઓ ઉપયોગમાં લેવી. અથવા દુધ પાવું. અથવા ક્રમે કરીને કડુ સાથે મદિરા આપવી. અથવા ત્રિફળાનું ચૂર્ણ મધમાં કાલવીને રાત્રીએ ચટાડવું. અને પ્રાતઃકાળે આદાનો રસ અને મદિરા પાવી. ૧૪–૧૫

અથવા—

सौवर्चलंजीरकमम्लवेतसं सतिंतडीकंसममर्द्धभागं ॥
एलोषणंत्वक्चसितासमानंचूर्णंनिहन्यान्मदिराविकारान १६

સંચળ, જીરૂ, અમ્લવેતસ, અને કોકમ એટલાં સમાન ભાગે લેવાં તથા એઓના અરધા ભાગે એલચી, મરી અને તજ લેવાં તથા એ સર્વના સમાન ભાગે સાકર લઈ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને ફાકવામાં આવે તો તેથી સર્વ પ્રકારના મદિરાના વિકારોનો નાશ કરે છે. ૧૬

पानेजीर्णेभजेन्मद्यमतऊर्ध्वेविमार्गगे ॥
मदंकोद्रवजंहंतिकूष्मांडकरसो गुडः ॥ १७ ॥
मेषीदुग्धंसितायुक्तंहंतिधत्तूरजंमदम् ॥
पूगीफलंमदंहन्यादाशुःशंखोदकंशीतलम् ॥ १८ ॥
वन्यकरीषाघ्राणाद्वासितालवणभक्षणात् ॥
शर्कराकवलोहंति दुःसहां चूर्णजांरुजम् ॥ १९ ॥

હમેશાં પીધેલી મદિરા જીર્ણ થાય ત્યારે જ બીજી મદિરા પીવી યોગ્ય છે; કેમકે જો તે પહેલાં પીવામાં આવે તો તે મદિરા ઉપરના ભાગમાં રસને વેહવાવાળી નાડીઓના માર્ગને છોડીને અન્ય માર્ગમાં પ્રાપ્ત થાય છે.

## કોદરા આદિના મદની ચિકિત્સા.

કોદરા ખાવાથી મદ થયો હોય તો ગોળ સહિત કોળાનો રસ પીવામાં આવે તો તેથી તે મદનો નાશ કરે છે. ધંતુરાના પાન ફળ ખાવાથી મદ થયો હોય તો ઘેટીનું દુધ સાકર સાથે પીવું. સોપારીનો મદ ચઢયો હોય તો તૃપ્તિ થતાં સુધી પીવામાં આવેલું ટાઢું પાણી શમાવી દે છે. **અથવા** અડાયાં છાંણાને સુંઘવાથી **કિંવા** સાકર ને મીઠું ખાવાથી પણ સોપારીનો મદ ઉતરી જાય છે. **અથવા** સાકરનો કવલ લેવાથી પણ સોપારીનો મદ ઉતરે છે. ૧૭–૧૯

**सशर्करंघृतंहंतिगंधंमद्योद्भवंनृणां ॥**
**मदमूर्च्छापहंवापिसर्प्पिः कल्याणकं पिबेत् ॥ २० ॥**

મનુષ્ય જો મદિરા પીને તુરત ઘી સહિત સાકર ચાટે તો પ્રબળ શક્તિવાળી મદિરા કે મદિરાની ગંધ પણ તે માણસને ઉન્મત્ત કરતી કે કંટાળો આપતી નથી.

મદ અને મૂર્છાનો નાશ કરવા માટે કલ્યાણક નામનું ઘી પીવું. એ સર્વોત્તમ ઉપાય છે. ૨૦

## દાહ-બળતરાના પ્રકાર લક્ષણ અને ચિકિત્સા.

( દાહ રોગના સાત પ્રકાર છે એટલે પિત્તથી થનારો, રૂધિરથી થનારો, કોઠામાં રૂધિર ભરાઇ જતાં થનારો, મદ્યથી થનારો, તરસના રોકવાથી થનારો, ધાતુઓના ક્ષયથી થનારો અને મર્મમાં પ્રહાર લાગતાં થનારો એમ સાત પ્રકાર છે. )

### મદ્યથી થએલા દાહ વિષે શું કરવું ?

प्राप्य त्वचमपानोष्मापित्तशोणितमूर्छितः ॥
घोरंसजनयेद्दाहंभेषजं तत्र पित्तवत् ॥ १ ॥

ત્વચામાં પ્રાપ્ત થયેલી અને પિત્તે તથા રૂધિરે વધારેલી મદિરા પીવાથી થએલી ગરમી ભયંકર દાહને ઉત્પન્ન કરે છે. એ બળતરા માટે પિત્તના જેવી ચિકિત્સા કરવી. ૧

आरनालार्द्रवस्त्रेणच्छादयेच्च कलेवरम् ॥
तृष्णादाहोपशांत्यर्थंपाययेच्छिशिरं जलम् ॥ २ ॥

તરસ રોકવાથી ઉત્પન્ન થયેલા દાહની શાંતિ માટે આરનાલથી પલાળેલાં વસ્ત્ર વડે શરીરને ઢાંકવું, અથવા સુંદર ઠરેલું પાણી પીવું. ૨ અથવા—

लेपयेच्छतधौतेनघृतेनयवसक्तुभिः ॥
धात्रीदाडिमयुक्तैर्वा तथा चंदनसक्तुकैः ॥ ३ ॥

દાહને શાંત કરવા માટે સોવાર પાણીથી મથેલું-ધોએલું ઘી લઈ તેનો શરીરે લેપ કરવો. અથવા જવના સાથવાનો, અથવા જવના સાથવામાં આમળા અને દાડિમનો રસ મેળવી કે તેનો અથવા આંબળાં અને દાડિમ એ બેના

રસનો અને જવના સાથવા સાથે ચંદનનો શરીરે લેપ કરવો જેથી દાહ મટી જાય છે. ૩

## રુધિરથી ઉત્પન્ન થયેલા દાહ વિષે યત્ન.

सर्वदेहानुगं रक्तमुद्रिक्तं दहति ध्रुवम् ॥
ताम्रनेत्रश्च ताम्राभोवह्निनेव च कीर्यते ॥ ४ ॥

સર્વ દેહમાં રહેલું જે લોહી બહુ વધે ત્યારે બળતરાને પેદા કરે છે તેની લીધે તે માણસ જાણે અવશ્ય અગ્નિથી બળે છે, એવી પીડા થાય છે અને તે માણસની આંખ્યો રાતી તથા શરીરની કાંતિ પણ રાતી થાય છે. ૪

तस्यशाखाश्रयांज्ञात्वारोहिणींव्यधयेच्छिराम् ॥
द्रोणींविगाहयेत्पूर्णां चंदनोशीरवारिणा ॥ ५ ॥

એવા માણસની શાખાશ્રય રોહિણી નામની નાડીને વિંધવી અથવા ચંદન અને કાળાવાળાના સંયોગવાળા પાણીથી પુરી ભરેલી કોઠીમાં અવગાહન કરવું–બેસવું. ૫

निकृष्यवपतेजिव्हांशुष्कतालुगलौष्टकः ॥
पाययेच्छीतमंभस्तंशर्करांम्बुपयोऽथवा ॥ ६ ॥

દાહને લીધે જે માણસ જીભને બાહાર કાહાડી ન શકતો હોય તથા તાલવું, ગળું અને હોઠ જેના સુકાઈ જાય તો તે માણસને ટાઢું પાણી પાવું અથવા સાકરનું પાણી પાવું કે એકલું દુધ કિંવા સાકર ને દુધ પાવું જેથી પિત્તને જીતી લે છે એટલે દાહનો નાશ થાય છે. ૬ અથવા—

(શાર્દૂલવિક્રીડીત–છંદ)

शय्यापद्ममृणालपत्ररचिता नारी मनोहारिणी ॥
वापीशीतजलाहिमान्यजनजावाताजलस्राविणः ॥ ७ ॥

કમળપત્રોની પથારી, મનનું હરણ કરે તેવી સ્ત્રી, વાવડી વગેરે જળાશયો, ટાઢું પાણી કિંવા ગુલાબ જળ વગેરે ઠંડાં પાણીથી છાંટેલા ઝરતા પંખાનો પવન, ચંદનથી ચર્ચેલા હાર, મનોહર શબ્દો બોલનારા બાળકોની વાણી, સુંદર હવાદર ઘર, દુધ માંસના રસો અને અન્ય પણ અનેક પ્રકારના ટાઢા ઉપચારો દાહથી પીડાતા માણસને હિતકારી છે. ૭

हाराश्चंदनचर्चिताः कलरवा वाला गृहाः शोभनाः
क्षीरंमांसरसाहितान्बहुविधाश्चान्येपिदाहार्द्दिते ॥ ८ ॥

હે શ્રેષ્ઠ વૈદ્યો ! દાહ મટાડવા માટે પિત્તજ્વર ઉપર જેવી ક્રિયાઓ ઉપયોગમાં લેવામાં આવે છે તેવી જ શીતળ ક્રિયાઓ ઉપયોગમાં લેવી. ૮

દાહોનું અસાધ્યપણું.

( અનુષ્ટુપ-છંદ )

पित्तज्वरसमाकार्याचिकित्सातुभिषग्वरैः ॥
वर्जनीया प्रयत्नेन शीतगात्रस्य देहिनाम् ॥ ९ ॥

જેનાં ગાત્રો ટાઢાં હોય એવા માણસને ગમે તે પ્રકારનો દાહ થયો હોય તો પણ તે દાહને અસાધ્ય સમજી યત્ન વડે કરીને તે રોગીને ત્યજી દેવા અર્થાત તેની ચિકિત્સા કરવી નહીં. ૯

---

## ઉન્માદનાં નિદાન, લક્ષણ અને યત્ન.

### ઉન્માદનો અર્થ.

उन्मार्गसंस्थितवादोषाः कुपिता मदयन्ति यत् ॥
ज्ञेयोऽयं मानसो व्याधिरुन्माद इति कीर्तितः ॥ १ ॥

આ વ્યાધિમાં વૃદ્ધિ પામેલા દોષો માર્ગ છોડીને અવળે માર્ગને આશ્રિત થઇને ચિત્તને ભ્રમિત કરી નાખે છે તેથી આ રોગને ઉન્માદ કહે છે. આ રોગ મનને બગાડનારો રોગ છે માટે આ રોગને માનસિક રોગ જાણવો. ૧

## ઉન્માદનું પાસેનું નિદાન.

**दोषैः पृथक् समस्तैश्चदोषेण मानसेन च ॥**
**विषेणषड्विधो ज्ञेयो यथास्त्रं तत्र भेषजम् ॥ २ ॥**

અત્યંત કોપેલા વાયુથી, અત્યંત કોપેલા પિત્તથી, અત્યંત કોપેલા કફથી, અત્યંત કોપેલા ત્રિદોષોથી, મનના દુઃખથી અને વિષના સંયોગથી એમ છ પ્રકારના ઉન્માદ થાય છે. એ ઉન્માદોમાં તે તે પ્રકારને ઘટે તેવાં ઓષડને કરવાં. ૨

## ઉન્માદનાં દૂરનાં નિદાનો.

**विरुद्धाशुचिदुष्टान्नभोजनाद्धर्षणाद्गुरोः ॥**
**भयामनोभिधाताच्चविषमाचरणादपि ॥ ३ ॥**

વિરુદ્ધ (એક એકના સંયોગથી વિરોધકારક) ભોજનો, રજસ્વળા-ચાંડાળ આદિથી અપવિત્ર થયેલાં ભોજનો કે ઝેરથી મળેલાં દુષ્ટ અન્નોનાં ભોજનોના ખાવાથી તથા દેવ ગુરૂનાં તિરસ્કારથી, ભયથી (કે હર્ષથી) મનમાં બિગાડ થવાથી અને વિષમ આચરણો અર્થાત્ બળવાન્ સાથે કલેશ કરવા વગેરે વિષમાચરણથી અર્થાત્ એ હેતુઓથી ઉન્માદ-ગાંડાપણું ઉત્પન્ન થાય છે. ૩

( કાળના આવેશથી, ક્રોધના આવેશથી અને બહુ લોભથી પણ ઉન્માદ થાય છે એમ જેજ્જટનું માનવું છે. )

### ઉન્માદની સંપ્રાપ્તિ.

दोषाः प्रदुष्टा हृदयं प्रदूष्य पुरुषस्य च ॥
चेतः प्रदूषयन्त्याशुस्रोतः सुसमधिष्ठिताः ॥ ४ ॥

( અલ્પ સત્ત્વગુણવાળા મનુષ્યના વિરૂદ્ધ ભોજનાદિ ઉપર દર્શાવેલાં કારણથી ) દુષ્ટ થયેલા દોષો ( બુદ્ધિના સ્થાન રૂપ ) હૃદયને અને મનને દૂષિત કરી મનનું વહન કરનારાં ( હૃદયમાં રહેલાં ૧૦ ) સ્રોતોમાં રહીને તુરત માણસના ચિત્તને મોહિત કરી દે છે. ૪

### ઉન્માદનું સામાન્ય લક્ષણ.

शून्यंचेतोविभ्रमस्याच्चबुद्धेर्धैर्यत्यागोबद्धवाक्यंप्रलापः ॥
नेत्रेन्यर्थंव्याकुलेसंभवेतामेतच्चिह्नपूर्वमुन्मादरोगे ॥ ५ ॥

હૃદયનું સ્મૃતિ રહિતપણું-શૂન્યતા, બુદ્ધિનો છીપમાં રૂપું સમજવા વગેરે ભ્રમ-ચિત્તભ્રમ, અધીરતા, સંબંધ વગરનું બોલવું, લવારો અને નેત્રોનું અતિ વ્યાકુળપણું, એટલાં ચિન્હો હોય તો ઉન્માદ રોગ છે એમ ખાત્રીથી સમજવું. ૫

( શાર્દૂલવિક્રીડિત-છંદ )

अस्थाने स्मृतिहास्य भाष्यगणना वागंगविक्षेपकाः ॥
उन्मादे पवनात्मके बहुविधा भावाः प्रनृत्यादयः ॥
दाहस्तर्जननग्नभावबहुलालापाश्चकायोष्णता ॥
कांक्षाशीतजलाशनेष्यतितरांतृट्पीत्ततापैत्तिके ॥ ६ ॥

અવસર વિના વાતો યાદ કરવી, અવસર વિના હસવું, અવસર વિના બોલવું, અવસર વિના ગણુતરી કરવી કિંવા અવસર વિના અંગોને આમ તેમ નાખવાં અને અવસર વિના નાચવું, ગાવું, રોવું, ગાળો દેવી વગેરે અનેક પ્રકારની ચેષ્ટા કરવી એટલાં ચિન્હો જે ગાંડા માણુસમાં વિદ્યમાન હોય તો તેને વાયુ સંબંધી ઉન્માદ છે એમ જાણવું.

શરીરમાં બળતરાનું થવું, બીજાને ત્રાસ આપવો, નાગું થઈ જવું, ઘણો જ લવારો કરવો, કોપ કરવો, ઉષ્ણુતા થવી, ટાઢા પાણીની તથા ટાઢા અન્નોની ઈચ્છા થવી, બહુ જ તરસનું લાગવાપણું અને મોહડામાં પીવાપણું એટલાં લક્ષણો હોય તો પિત્ત સંબંધી ઉન્માદ જાણવો. ૬

( ઉપજાતી-છંદ )

नारीविविक्तप्रियताग्निमांद्यनिद्रावमिः श्लेष्मभवेचलालाः
सर्वाणिरूपाणिभवंतियत्रतत्सन्निपातप्रभवोतिघोरः ॥ ७ ॥

સ્ત્રીઓ ઉપર રૂચિ થવી, એકાંતમાં રહેવાની ઈચ્છા, થોડું બોલવું, ઉંઘ આવે, ઉલટી થાય અને કફ તથા લાળ મ્હોંમાંથી ગરે એટલાં લક્ષણો હોય તો કફનો ઉન્માદ જાણવો.

અને જે ઉન્માદમાં ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણો જણાતાં હોય તો તેને ત્રિદોષ જનિત–સન્નિપાતિક ભયંકર ઉન્માદ જાણવો. ૭

## મનના દુઃખથી થએલા ઉન્માદનું દૂરનું નિદાન.

( ઇંદ્રવજ્રા-છંદ )

चौरैर्नरेन्द्रैररिभिस्तथान्यैर्वित्रासितस्यक्षयतोधनानां ॥
गाढंक्षतेचेतसिरंतुमिच्छोर्जायेतनूनंमनसोविकारः ॥ ८ ॥

ચોરોએ, રાજાના માણસોએ, શત્રુઓએ કે બીજા લોકોએ ત્રાસ ઉપજાવવાથી અથવા ધનનો (કે પ્યારા મનુષ્યનો) નાશ–વિયોગ થવાથી માણસનું મન બહુ જ ઘાયલ થતાં અથવા જેને ન પામી શકાય એવી કોઈ પ્યારીની સાથે રતિ રમવાની ઇચ્છા થવાથી મન અતિ ઘાયલ થતાં મનમાં અવશ્ય વિકારો ઉત્પન્ન થાય છે. અર્થાત્ આવાં કારણોથી મનના દુઃખથી થનારો ઉન્માદ થાય છે. ૮

મનના દુઃખથી થનારા ઉન્માદનું લક્ષણ.

વિપરીત જ્ઞાનવાળો અથવા જ્ઞાનથી અત્યંત રહિત થયેલો પુરૂષ વિચિત્ર પ્રકારનું બોલે છે, મનમાં શુદ્ધ રહેલી વાતો પણ ખુલ્લી કરી દે છે, રૂવે છે અને અત્યંત મૂર્ખ માણસની પેઠે હસે ગાય કે વીપરીત ચેષ્ટા કરે તો મનના દુઃખથી થયેલો ઉન્માદ જાણવો.

### વિષથી ઉપજેલા ઉન્માદનું લક્ષણ.

(ઉપજાતિ–છંદ)

ब्रवीतिचित्रंचमनोगतंयद्धसत्यतोरोदतिचातिमूढः ॥
विषोद्भवस्याद्बलवाग्विहीनः श्मावाननोरक्ततरेक्षणश्च ।९।

બળતો નાશ, બોલવામાં અશક્ત, મોહોડાનું કાળું થઇ જવું અને આંખ્યો અતિ રાતિ થઈ જવી એટલાં લક્ષણો હોય તો વિષ ખાવામાં આવવાથી ઉન્માદ થયેલો છે એમ સમજવું. ૯

### ઉન્માદની ચિકિત્સા.

(ઇંદ્રવજ્રા–છંદ)

पूर्वंयोज्यंवातिकेस्नेहपानंपित्तोद्रिक्तेरेचनंक्षीरपानंवांविं
सम्यक्श्लेष्मकेवापिबस्तिः कार्यंतद्वत्खल्वपस्मार रोगे ॥

વાયુના ઉન્માદમાં પ્રથમ સ્નેહપાન કરાવીને, પિત્તના ઉન્માદમાં પ્રથમ રેચ આપીને કિંવા દુધ પાઇને અને કફના ઉન્માદમાં પ્રથમ ઉલટી કરાવીને પછી પીચકારી (બસ્તિ કર્મ) આપવા વગેરે ચિકિત્સાઓ કરવી. વાઈના રોગમાં દોષોને વસ્તિ ને કાંઇ ચિકિત્સા કહેવામાં આવશે તે સર્વ ચિકિત્સાઓ ઉન્માદમાં પણ કરવી. ૧૦ અથવા

( અનુષ્ટુપ-છંદ )

गुडेनकर्षभागंच चांगेरी रसकांजिकम् ॥
क्रमेणमथितम्पीतमुन्मादग्रहशान्तये ॥ ११ ॥

ચાર પાંદડાંવાળી લુણીનો રસ, કાંજી અને ગોળ સમાન ભાગે લઈ એઓને છાશમાં મથીને પીવામાં આવે તો તેથી ૩ દિવસમાં ઉન્માદ રોગ મટી જાય છે. ૧૧ અથવા—

रसंवाज्वालशाखायाः पिबेदुन्मादशान्तये ॥
नस्याभ्यंजनयोर्दद्यंतैलंसर्षपसम्भवम् ॥ १२ ॥

કાંસકીના ડાળનો રસ પીવામાં આવે તો તેથી ઉન્માદ મટે છે. અથવા સરસીયા ( સિદ્ધાર્થકવાદિ ) તેલનો નાસ અથવા અંજન કે માલેસ કરવામાં આવે તો તેથી પણ ઉન્માદ રોગ મટે છે. ૧૨ અથવા—

कटुतैलाक्तमुत्तानंबंधयित्वातपेन्यसेत् ॥
दर्शयेदद्भुतंकिंचिद्भयादिष्टविनाशनम् ॥ १३ ॥

ઉન્માદ રોગીને બાંધી સરસીયા તેલથી ખરડીને તડકામાં ચત્તો સુવાડવો. અથવા કાંઈક અદ્ભુતો દેખાડવાં.

અથવા એકદમ આંખ વીંચાઈ જાય તેવી વાતો કે શબ્દો સંભળાવવામાં આવે તો તેથી પણ ઉન્માદ મટે છે. ૧૩

तप्तैर्लोहैस्तैलजलैः कपिकच्छ्वाऽथवास्पृशेत् ॥
कशाभिस्ताडयित्वातुस्थापयेद्विजनेगृहे ॥ १४ ॥
शस्त्रहस्तैर्गजैः सिंहैः सर्पैश्चत्रासयेत्तथा ॥
सुप्तंसमंबहिर्नीत्वात्रासयेयुर्बुधाश्चतम् ॥ १५ ॥
सर्वतोविप्लुतंचेतितेनैवपरिशाम्यति ॥
सर्वदुःखभयेभ्योऽपिपरंप्राणभयम्महत् ॥ १६ ॥

તપાવેલાં તેલથી, લોઢાથી કે પાણીથી સ્પર્શ કરવો. અથવા શરીરમાં કૌવચનો સ્પર્શ કરવો. માણસ વિનાના ઘરમાં ઘાલી સારી પેઠે ચાબકા-નેતરની સોટીનો માર મારવો. અથવા હાથમાં શસ્ત્રોને ધારણ કરેલા મનુષ્યોથી, હાથીઓથી, સિંહોથી, જેના દાંત કાહાડી લીધેલા હોય તેવા સર્પોથી ઉન્માદ રોગીને ત્રાસ આપવો, અથવા તેને ગામ બાહાર લઇ જઈ ખૂબ બાંધીને તિરસ્કાર કરતાં કરતાં મારી નાખવાની ધાસ્તિ બતાવવી. આ પ્રમાણે ચોમેરથી ત્રાસ બતાવવો કેમકે તેથી ઉન્માદ રોગની શાંતિ છે. સર્વ પ્રકારનાં દુઃખો અને ભય કરતાં પ્રાણ ભય અવશ્ય મહા દુખકારી છે જેથી ભય લાગવાથી અને શરીર ઉપર દુઃખો પડવાથી પ્રાણ જવાની ધાસ્તી પેદા થાય છે અને એ ધાસ્તિથી ઉન્માદવાળાનું મન શાંત થાય છે. ૧૪-૧૬ અથવા

( ઇંદ્રવજ્રા-છંદ )

कुष्ठाश्वगंधैर्लवणामोदैर्द्वेजीरकेत्रीणिकटूनिपाठा ॥
मांगल्यपुष्पाणिसमानिचूर्णंकृत्वातुचूर्णेनवचोद्भवेन ॥१७॥

तुल्येनयुक्तंबहुशोरसेनतद्भावितंब्रह्मविनिर्मितायाः ॥
सर्प्पिर्मधुभ्यांचततो क्षमात्रलिह्यान्नरः सप्तदिनंहिताशी ।१८।

( ઉપજાતિ-છંદ )

समस्तमुन्मादगदंनिहंतिवातोद्भवान्सर्वगदान्प्रमेहान् ॥
सारस्वतंचूर्णमिदंविधात्राविनिर्मितंलोकहितायपूर्वम् ।१९।

ઉપલેટ, આસગંધ, સિંધાલુણ, અજમોદ, જીરૂં, શાહાજીરૂં, સુંઠ, મરી, લીંડીપીપર, કાળીપાટ, અને શંખાવલી એઓ સમાન ભાગે લઈ એઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણના બરોબર વજનનું ચૂર્ણ મેળવી તેને બ્રાહ્મીની રસની ( ૩ ) ભાવનાઓ દઈને સુકવી ચાળીને મધ અને ઘીમાં કાલવીને ૭ દિવસ લગી એક એક તોલા ભાર ચાટવામાં આવે તો સર્વ પ્રકારના ઉન્માદ રોગ, સર્વ પ્રકારના વાયુના રોગ અને સર્વ પ્રકારના પ્રમેહો એઓનો નાશ થાય છે. પૂર્વે દુષ્ટ બુદ્ધિવાળા માણુસો અને ગાંડા થયેલા સર્વ માણુસોના હિતને માટે આ **સારસ્વત ચૂર્ણ** નિર્માણ કરેલ છે. ( આ ચૂર્ણ માટે ભાવમિશ્ર ભલામણ કરે છે કે આ ચૂર્ણ ચાટવાનો અભ્યાસ રાખવાથી બુદ્ધિ, ધારણશક્તિ, ધૈર્યતા સ્મરણશક્તિ, સંપત્તિ અને કવિતા શક્તિ ઉત્તરોત્તર વધ્યા કરે છે. ) ૧૭-૧૯ **અથવા**

कटुत्रिकंहिंगुवचाशिरीषबीजंतथासैंधवसर्षपाश्च ॥
गोमूत्रपिष्टंनयनांजनंस्यादुन्माधचातुर्थकरोगहारि ॥२०॥

સુંઠ, મરી, લીંડીપીપર, હિંગ, વજ, સરસડીયાનાં બીજ, સિંધાલુણ અને સરસવ એઓને ગોમૂત્રમાં ઘુંટીને

તેનું આંખમાં અંજન કરવામાં આવે તો તેથી ઉન્માદ રોગ (વાઇ) અને ચોથીઓ તાવ એઓનો નાશ કરે છે. (આ પ્રયોગમાં કચ્ચાંના ગોળા, કડુ તથા ધોળા સરસવ નાખવા માટે પણ પૂર્વાચાર્યોની આજ્ઞા છે. આ **ત્ર્યૂષણાંજન** કહેવાય છે.) ૨૦ **અથવા—**

**फलत्रिकंरेणुकदेवदारुस्थिरानतंरात्रियुगंविशाला ॥**
**गोपीद्वयंचंदनपद्मकुष्टंनीलोत्पलैलाबहतीसमगा ॥ २१ ॥**
**तालीसपत्रंत्रुटताविडगंरुदंतिकाकेसरयष्टिकंच ॥**
**तत्पृष्टपर्णीसुमनोद्भवानि पुष्पाणिसर्वंसमकर्षभागं ॥ २२ ॥**
**चतुर्गुणेवारिणिमस्थमाज्यंविपाचयेत्प्रस्थमिदंगदेषु ॥**
**मन्दानलोन्मादगदेषुमेदाऽपस्मारपाण्डामयमूत्रकृच्छ्रं ।२३।**

હરડે, બેહેડાં, આંબળાં, રેણુકબીજ, દેવદાર, સાલપરપોટી, તગર વા અનંતમૂળ, હળદર, દારૂહળદર, ઇંદ્રવારૂણી, ધોળી ઉપળસરી, કાળી ઉપળસરી, ચંદન, પદ્મક, ઉપલેટ, નિલોત્પળ જાતનું કમળ, એળચી, મોહોટીરીંગણી, સમંગા (મજીઠ કે રીસામણી ?) તાલીસપત્ર, નસોતર, વાવડીંગ, રૂદ્રજટા, નાગકેસર, જેઠીમધ, પીઠવણી, અને લવિંગ એઓ સર્વેને એક એક તોલા ભાર લઈ એઓને સર્વના વજન કરતાં ચાર ગણા પાણીમાં કવાથ કરી તેમાં એક પ્રસ્થ (૬૪ તોલા) ગાયનું ઘી નાખી ઘી પકવવાની રીત પ્રમાણે પકાવી ધૃત સિદ્ધ કરી તેનો યોગ્ય માત્રાએ ઉપયોગ કરવામાં આવે તો તેથી ઉન્માદ રોગ, મંદાગ્નિ, પ્રમેહ, વાઇ, પાંડુરોગ અને મૂત્રકૃચ્છ એઓનો નાશ કરે છે. (આ **માનીય કલ્યાણ ધૃત** કહેવાય છે.) ૨૧–૨૩

## ભૂતથી કિંવા અન્ય ગ્રહ-દેવદોષથી થએલા ઉન્માદના ઉપચાર.

उन्मादकाले नियतो भूतोत्थं तमुदाहरेत् ॥
रिक्षजंबुककेशाश्च लशुनं शल्लकी वचा ॥ २४ ॥
हिंगुमूत्रंचवस्तस्य धूममस्य प्रयोजयेत् ॥
शीघ्रमेतेन शाम्यन्ति बलवन्तो महाग्रहाः ॥ २५ ॥

ભૂત વગેરેના વળગાડથી ઉન્માદ થયેલ હોય તો તેની શાંતિ માટે રીંછના વાળ, શીયાળના વાળ, સેઢાઈની સળી, લસણ, હિંગ, વજ અને બકરાનું મૂત્ર એઓનો ધૂપ કરવામાં આવે તો તેથી તુરત પ્રબળ વળગાડ પણ શાંત થાય છે. ૨૪—૨૫ અથવા

( શાર્દૂલવિક્રીડિત-છંદ )

कार्पासास्थि मयूरपिच्छबृहतीनिर्माल्यपिण्डीतकैस्त्वङ्मांसीवृषदंशविट्तुषवचाकेशाहिनिर्मोचकैः नागेंद्रद्विजशृंगहिंगुमरिचैस्तुल्यैस्तुधूपः कृतः स्कंदोन्मादपिशाचराक्षससुरावेशज्वरघ्नः कृतः ॥ २६ ॥

કપાસીયાની મીંજો, મોરપીંછના ચાંદલા, રીંગણીનાં ફળ, શીવનિર્માલ્ય, વાળ, તજ, જટામાંસી બીલાડીની હઘાર, ધાતનાં તુષ-ફોતરાં, વજ, માણસના માથાના વાળ, સાપની કાંચળી, ગાઈનાં શીગડાનો છોલ, હિંગ, અને મરી એઓ સમાન ભાગે લઇ તેનો ધૂપ બનાવી ધૂપ દેવામાં આવે તો તેથી સ્કંદાદિ ગ્રહ પીડા, ઉન્માદ, પિશાચ, રાક્ષસ તથા દેવના આવેશની પીડા અને તાવ એઓનો નાશ કરે છે. ૨૬

---

## વાઈનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### વાઈની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ સહ સંખ્યા.

( ઇંદ્રવજ્રા–છંદ )

हतःस्मृतिर्यः कुपितैश्चदोषैर्ज्ञेयोऽपस्मारगदश्चतुर्धा
हृत्कंपशून्यत्वतमःप्रवेशःप्रध्मानमूर्च्छाश्चभवंतिपूर्वम् ॥१॥

ચિંતા તથા શોક આદિથી કુપિત થએલા વાતાદિ-દોષો હૃદયના સ્રોતોમાં રહી સ્મૃતિને હણી નાખે છે તેને અપસ્માર–વાઇનો રોગ જાણવો. આ રોગના ચાર પ્રકાર છે, ( એટલે વાયુનો, પિત્તનો, કફનો અને ત્રિદોષનો એમ ૪ પ્રકારનો થાય છે. ) ૦॥

### વાઈનું પૂર્વ સ્વરૂપ.

જેને વાઈનો રોગ થવાનો હોય તેને રોગ થયા પેહેલાંથી હૃદયમાં કંપારો, હૃદયમાં શૂન્યતા, અંધારામાં પ્રવેશ, શરીરનું ધ્રૂજવું અને મૂર્છા એટલાં ચિન્હો થાય છે. ૧

### વાતાદિદોષોના અપસ્મારનાં પૃથગ્ ચિન્હો.

( શાલિની–છંદ )

फेनोद्वमीकंपिते वातिकेचपित्तेपीतंफेनवक्त्राक्षिरूपं ।
शुक्लःफेनः श्लेष्मजेशीतपांडुःसर्वैर्लिंगैर्जायते सान्निपातः २

વાયુ સંબંધી વાઈ હોય તો મોહોડામાંથી ફિણ સહિત ઉલટીનું થવું અને કંપારો થાય છે. પિત્ત સંબંધી વાઈ હોય તો, મોહોડામાંથી પીળા ફિણનું નિકળવું, મોહોડા ઉપર પીળાશ, નેત્રમાં પીળાશ, અને પીળાં રૂપો દેખવામાં આવે છે. કફ સંબંધી વાઈ હોય તો મોહોડામાંથી ધોળું

ફીણ નીકળે અને અંગ શીતળ રહે છે. અને ત્રિદોષ સંબંધી વાઈ હોય તો ઉપર કહેલાં સર્વ ચિન્હો થાય છે. ૨

### અપસ્મારનું અસાધ્યપણું.

( અનુષ્ટુપ-છંદ )

स्फुरणं [illegible]स्मिन्क्षीणतश्चलिते भ्रुवौ ॥
नयने विकृतेस्यातामसाध्यं तं विनिर्दिशेत् ॥ ३ ॥

જે વાઈવાળા રોગીના ગાત્રોમાં સ્ફુરણ થતું હોય, ક્ષીણતા થઇ હોય, આંખોની ભ્રમરો ચલિત થતી હોય, અને આંખો વિકૃત થતી હોય તો તે અસાધ્ય ચિન્હ સમજવાં અર્થાત્ એ વાઈવાળો રોગી મરી જાય છે. ૩

### અપસ્મારની ચિકિત્સા.

( સ્વાગતા-છંદ )

पंचकोलमरिचंसविडंगंपिप्पलीत्रिफलजीरकधान्यं ॥
सैंधवंविडयुतंचयवानीचूर्णमुष्णसलिलेननिपीतं ॥ ४ ॥

( ઉપજાતિ-છંદ )

हन्यादपस्मारकफानिलांश्चश्वासग्रहोन्मादविषाग्निमांद्यं ॥
कल्याणकंचूर्णमितिप्रसिद्धमर्शः सुसस्तंग्रहणीगदेच ॥५॥

પંચકોળ ( પીપરીમૂળ, લીંડીપીપર, ચવક, ચિત્રામૂળ, અને સુઠ ), મરી, વાવડીંગ, લીંડીપીપર, હરડે, બેહેડાં, આમળાં, જીરૂ, ધાણા, સિંધાલુણ અને બિડલુણ તથા અજમો એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે પીવામાં આવે તો આ કલ્યાણક ચૂર્ણ, વાઇ, કફ તથા વાયુ સંબંધી રોગો, શ્વાસ, ગ્રહથી થએલો ઉન્માદ, વિષદોષ, અગ્નિની-

મંદતા, ગૃહણી અને ગુદાના મસા એઓનો નાશ કરવા પ્રસિદ્ધિ પામેલું છે. ( કાંકચીયા અને શાહજીરૂ એ બે પદાર્થો ઉક્ત ચૂર્ણમાં ઉમેરવાં તથા દશમૂળના ચૂર્ણ સાથે કલ્યાણક ચૂર્ણ ખાવું જેથી હૃદયનો કંપારો, નેત્રની વ્યથા, પરસેવો અને હાથ–પગ વગેરેમાં શીતળપણું એઓનો નાશ કરે છે એમ **ભાવમિત્રનું** કહેવું છે. ) ૪–૫ **અથવા**—

ઉપલેટ, શંખાવળી અને વજ એઓને (સોળ રૂપિયાભાર લઈ કે ચોસઠ રૂપિયાભાર ) બ્રાહ્મીના રસમાં વાટી તે કલ્કથી પકાવેલા ( ગાયના ૬૪ રૂપિયાભાર જુના ) ઘીનો ઉપયોગ કરવામાં આવે તો તેથી પ્રબળ અપસ્માર ( તથા ઉન્માદ )નો નાશ કરે છે–મટાડે છે. **અથવા**—

**ब्राह्मीरसेकुष्टकशंखपुष्पीवचाभिराज्यंचसुसिद्धमेतत् ॥**
**जयेदपस्मारमुदग्रवेगंसंशेवनाद्वालशुनस्यकंदः ॥ ६ ॥**

લસણની કળીનો ( તેલ સાથે ) ઉપયોગ કરવામાં આવે તો તેથી પણ વાઈ આવતી મટે છે. ૬ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**गोमूत्रयुक्तसिद्धार्थैः प्रलेपोद्वर्तने हिते ॥**
**धूम्रतीक्ष्णाग्निनस्यानि दाहःसूच्या कपोलयोः ॥ ७ ॥**

સરસવ, સરગવો, અરલુખો અને અઘાડો એઓનું ચૂર્ણ કરી ગોમૂત્રમાં ઘુંટી તેનું શરીરે લેપન કે ઉવટણું કરવામાં આવે તો અપસ્માર રોગીને હિતકારી છે. **અથવા** તીક્ષ્ણ ધુવાડાના નાસો હિતકારી છે. અથવા સોય ઉની કરીને કપાળ ઉપર તેનો ડામ દેવામાં આવે તો તે પણ વાઈવાળાને ફાયદાકારક છે. ૭

पुष्पोद्धृतंशुनः पित्तमपस्मारघ्नमंजनात्, तदेवसर्पिषायुक्तं धूपनंपरमंस्मृतम् ॥

" પુષ્પ નક્ષત્રમાં ગ્રહણ કરેલા કુતરાના પિત્તોનું અપસ્માર રોગીના નેત્રોમાં અંજન કરવામાં આવે તો તેથી **અથવા** એ પિત્તાનો ઘી સહિત અપસ્માર રોગીને ધૂપ દેવામાં આવે તો તે પણ ઉત્કૃષ્ટ ઉપાય અપસ્મારનો નાશ કરનાર છે. " આ ગ્રંથાંતરનો શ્લોક છે. " ૮

---

## વાત વ્યાધિનાં નિદાન લક્ષણ અને ચિકિત્સા.

### વાત વ્યાધિઓની સામાન્યરીતે દૂરનાં નિદાનો-પૂર્વક સંપ્રાપ્તિ.

( રથોદ્ધતા-છંદ )

रुक्षशीतलघुभिश्चतिक्तकैर्लंघनंप्लवनमार्गचेष्टितैः ॥
क्रोधशोक भयवेगधारणैश्चिंतयाचकुपितोनिलोबली ॥१॥

( ઉપજાતી-છંદ )

स्रोतांसिरिक्तानिचपूरयित्वाकरोतिदेहेविविधान्विकारान् ।
एकांगजान्सर्वशरीरजांश्चतत्पूर्वरुपंकथितंतुतेषाम् ॥ २ ॥

( ઇંદ્રવજ્રા-છંદ )

व्यक्तंहितद्रूपमपायखांज्यंपंगुत्वकुब्जत्वशरीरशोषाः ।
गात्रस्यसंस्पन्दनसुप्ततेचग्रीवाक्षिबंधःकुपितेनिलेस्युः ॥ ३ ॥

અત્યંત થોડાં કિંવા અત્યંત રૂક્ષ-લુખાં અન્નો, અતિ ટાઢાં અન્નો, અતિ હલકાં અન્નો, અને તુરાં-તીખાં-કડવાં અન્નોના નાખવાથી, લાંઘણો-ઉપવાસોથી, પંથ કર-

વાથી, વનમાં રહેવાથી, ક્રોધથી, શોકથી, ભયથી, મળ-મૂત્રાદિના વેગોને અટકાવવાથી અને ચિંતા કરવાથી અર્થાત્ એ કારણો પૈકી કોઈ પણ કારણથી કિંવા અન્ય કારણોથી કોપ પામેલો બળવાન્ વાયુ શરીરની ખાલી પડેલી નસોમાં પ્રાપ્ત થઇને નસોના માર્ગને રૂંધી દઈને એક અંગમાં રહે-નારા અથવા આખા અંગમાં રહેનારા રોગોને જન્મ આપે છે. જે વ્યાધિનું જ્યાં લગી પ્રકટ રૂપ ન જણાય ત્યાં લગી તેને પૂર્વરૂપ માનેલ છે, પણ તે વાત વ્યાધિઓમાં પૂર્વ-રૂપ દેખાતાં જ નથી. એટલે તાવ વગેરેમાં જેમ પ્રકટ પૂર્વરૂપ હોય છે તેમ વાત વ્યાધિઓમાં નથી. જે પ્રકટ લક્ષણ છે તે લક્ષણ રૂપનાં છે. જુવો કે લુલાપણું, પાંગળા-પણું, શરીરનું શોષવું, ગાત્રોનું ધ્રૂજવું, ગાત્રોમાં ખાલીનું આવવું કિંવા જડતાપણું, ડોક અને આંખોનું બંધપણું કે વાંકાથવાપણું ઇત્યાદિ રોગો વાયુના કોપવાથી થાય છે. ૧-૩

## કેટલાક વાત વ્યાધિઓનાં પ્રકટ ચિન્હો.

पक्षाभिघातेनभवेत्प्रसुप्तःदेहार्द्धभागःशिशिरप्रबाधः ॥
वक्रीभवत्यूर्ध्वमुखंचयस्मिन्स्तमर्दितंव्याधिमुदाहरंति ॥४॥

પક્ષઘાતવાયુમાં અરધું અંગ જડ અને ટાઢું સ્પર્શ જ્ઞાન રહિત તથા કોઈ પણ કાર્યમાં કર્મ રહિત થઈ જાય છે. અર્દિત—અડદિવાયુમાં અરધું મોહોડું વાકું જ થઈ જાય છે. ૪

( ઉપજાતિ–છંદ )

कंठावरोधोधनुराकृतिःस्याध्धृदिव्यथादंतनिबंधनंच ॥
स्वस्यशोषः शिशिरस्यकांक्षायस्मिधनुर्वायुरुदाहृतःसः ५

જે વાયુ વ્યાધિમાં કંઠનો અવરોધ, કામઠા જેવી શરીરની આકૃતિ, હૃદયમાં વ્યથા, મોહોડામાં શોષ અને ટાઢા પદાર્થોનીજ વાંછના જણાય તેને ધનુર્વાયુ-તાણ કહે છે.

( ઇંદ્રવજ્રા-છંદ )

आक्षेपयत्याशु मुहुः शरीरमागत्यनाडीःपवनं प्रदुष्टः ॥
ज्ञेयस्तदाक्षे[illegible]कसंज्ञकोस्यवेगेगतेस्वास्वास्थ्यमुपैतिमर्त्यः ६

જે વાત વ્યાધિમાં કોપેલો વાયુ ઓચિંતો વારંવાર શરીરમાં સંચારણ કરી દેહને બહુ જ ડોલાવ્યા કરે છે તેને આક્ષેપક વાયુ કહે છે. તે વાયુનો વેગ મટી જવાથી મનુષ્ય પાછો સારો થઇ જાય છે. ૬

[illegible]तेदुष्टचलेच [illegible] त्रयोर्विग्रहहृदिव्यथास्यात् ॥
सर्वांग[illegible]रणंशरीरेपीडाभवेत्स्फोटनमस्थिसन्धौ ॥ ७ ॥

કોઠાનો આસરો કરી રહેલો વાયુ દુષ્ટ થવાથી મળ-મૂત્રનું રોકાણ, બદ અને હૃદયમાં વ્યથા થાય છે, અને સર્વાંગમાં રહેલો વાયુ દુષ્ટ થવાથી સર્વાંગમાં કંપારો, કિંવા ફરકવું, શરીરમાં પીડા અને હાડકાં તથા સાંધાઓમાં કળતર થાય છે. ( વાતવ્યાધિઓના ૮૦ પ્રકાર છે તે સર્વનો ખુલાસો મેળવવા માટે ચરક, સુશ્રુત અને વાગ્ભટ વગેરે ગ્રન્થોનું અવલોકન કરો. ) ૭

## વાતવ્યાધિઓની ચિકિત્સા.

( અનુષ્ટુપ-છંદ )

आदौसंशोध्यवातार्तंस्नेहपानंनियोजये[illegible] ॥
वर्तिर्ना वनम[illegible]गास्स्निग्धंवातामयापहम् ॥ ८ ॥

વાતવ્યાધિઓમાં પ્રથમ ઉલટી અને જુલાબ વગેરેથી વાતવ્યાધિવાળાના શરીરને શુદ્ધ કરવું. પછી વાતહર સ્નેહ માનોની યોજના યોજવી. બસ્તિકર્મ, તેલોનો માલેસ એઓ વાતવ્યાધિના નાશ કરનાર પ્રયોગ છે. ૮ **અથવા—**

( ઇંદ્રવજ્રા-છંદ )

**रास्नाशताह्वा सुरदारुकुष्टमाषाउमातैलवचाकुलत्थाः ॥**
**एतैः प्रदेहोऽनिलरोगिणांहि स्नेहैश्चतुर्भिर्दशमूलमिश्रैः ९**

રાસ્ના, વરીયાળી, દેવદાર, ઉપલેટ, અડદ, અળસી, તલ, તજ અને કળથી એઓનો લેપ કરવામાં આવે તો વાતવ્યાધિયોનો નાશ થાય છે.

**અથવા**-ઘી, તેલ, ચરબી, અને માંસપેસી એ ચારે સ્નેહોને દશ મૂળથી સિદ્ધ કરી તેનો ઉપયોગ કરવામાં આવે તો તેથી વાતવ્યાધિઓની શાંતિ થાય છે. ૯ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**उष्णैश्चमत्स्यादिकवेसवारैः स्वेदस्तथावातविनाशनःस्यात् ॥**
**फणिज्जकोत्थेनरसेनवातग्रस्तंप्रदेशंपरिलेपयेत्तु ॥१०॥**

ઉષ્ણઉપચાર, મત્સ્યાધિકોના રસો પીવા, વાતહર સ્વેદ અને વાતહર બફારા એઓ વાયુનો નાશ કરનારા છે. અથવા-ચોખા અફીણના તેલનો વાયુથી અકડાયેલા કે પકડાયલા ભાગ ઉપર લેપ કરવામાં આવે તો તેથી વાતવ્યાધિની શાંતિ થાય છે. ૧૦ **અથવા—**

**पलंरसोनस्य सुकुट्टितस्यसिंधुत्थसौवर्चलजीरकाणि ॥**
**कटुत्रिकंहिंगुसु[illegible]र्णंततच्छाणप्रमाणंपरिलोड्यसर्वं ॥११॥**

यथाग्निभक्षेत्खलुमासमेकंप्रातर्मनुष्योरुबुवारिणातत् ॥
निहंतिसर्वांगजमप्यशेषंपोतंकटीपृष्टगदार्दितानि ॥१२॥

ચાર તોલાભાર સુંદર લસણને કુટીને તે સાથે સિંધાલુણ, સંચળ, જીરૂં, સુંઠ, મરી, લીંડીપીપર અને શેકેલી હીંગ એઓનું ચૂર્ણ કરી તે ચૂર્ણને એક એક ટાંકભાર ખાનારની અગ્નિનું બળ તપાસી ૧ મહિના લગી પ્રાતઃકાળે એરંડાનો કવાથ સાથે ઉપયોગ કરવામાં આવે તો તેથી મનુષ્યના આખા અંગમાં વ્યાપેલા વાતવ્યાધિઓનો તથા કેડ પીઠ અને અડદીયા વા વગેરેનો નાશ કરે છે. ૧૧-૧૨

पिष्ट्वातिसूक्ष्मंलशुनंघृतेनविलिह्यहन्यात्पवनोत्थरोगान् ।
तथेन्द्रवीजाग्निमहौषधानांचूर्णंहरेद्वातभवान्विकारान् ।१३।

સારી પેઠે લસણની કળીયોને વાટી ઘીમાં કાલવીને ખાવામાં આવે તો તેથી વાતવ્યાધિઓનો નાશ કરે છે.

**અથવા**-હરડે, ઇંદ્રજવ, ચિત્રામૂળ, અને સુંઠ એઓનું ચૂર્ણ ખાવામાં આવે તો તેથી વાતવ્યાધિયોનો નાશ કરે છે. ૧૩ **અથવા**—

सहचरसुरदारुनागराणांकथितंजलंप्रपिबेद्धितैलमिश्रं ॥
पवनपरिहरागतिर्हियस्य प्रभवतिसप्तदिनैः सगन्तुमीशः१४

કાંટાસળીયો, દેવદાર અને સુંઠ એઓનો કવાથ કરી તેમાં તેલ મેળવીને પીવામાં આવે તો તેથી વાયુની પ્રબળતાથી જેના પગ અકડાઈ ગયા હોય અને હીંડાતું ન હોય તો તે રોગનો નાશ કરી ૭ દિવસમાં સારી પેઠે ચાલવાની શક્તિ પ્રાપ્ત કરે છે. ૧૪ **અથવા**—

( ઉપજાતિ-છંદ )

**प्रातः पिबेदार्द्रकजंरसंहितैलान्वितंवर्ध्मविकारशांत्यै ॥**
**क्राथो निपीतोदशमूलजातः सपुष्करोहिंगुयुतश्चलघ्नः ।१५।**

આદાનો રસ તેલ સાથે મિશ્ર કરીને પ્રભાતે પીવામાં આવે તો બદની શાંતિ થાય છે. અથવા–દશમૂળનો કવાથ કરી હીંગ અને પોકરમૂળ સહિત પીવામાં આવે તો શરીરમાં ફરતા વાત વ્યાધિનો નાશ કરે છે. ૧૫ **અથવા—**

**स्निग्धोष्णशीतैरपिरूक्षभोज्यैर्नवातजःशाम्यतियोविकारः ॥**
**ज्ञेयं प्रदुष्टंरुधिरंनरेणकुर्यात्स्रमोक्षणमत्रशीघ्रं ॥ १६ ॥**

જો સ્નિગ્ધ, ઉષ્ણ, શીતળ, લુખાં ભોજનો વગેરેથી પણ વાતવ્યાધિયો શાંત ન પામે તો તે મનુષ્યનું લોહી બગડયું છે એમ જાણી તુરત શીંગડીવતે કે અન્ય પ્રકારે લોહી કાહાડવાની–ફસ ખોલાવવાના વિધિ પ્રમાણે રક્ત મોક્ષ કરાવવું. ( લોહી કઢાવવાના વિધિ માટેનો ખુલાસો મેળવવા ભાવપ્રકાશ જુવો. ) ૧૬ **અથવા**

( શાલિની-છંદ )

**श्यामामूलंक्षीरपिष्टंनिपीतंवासायुक्तंनाशयेदूर्ध्ववातम् ।**
**सुप्तेवातेरक्तमोक्षंप्रकुर्याल्लेपंसिध्वागारधूमैः सतैलैः ॥१७॥**

શ્યામાનું મૂળ ( પીળા શીશમનું મૂળ–મૂળની છાલ ) અને અરડુસાનું મૂળ લઈ દુધ સાથે વાટી પીવામાં આવે તો ઉર્દ્ધવાત–ઉંચી ગતિએ દુઃખ દેનારો વાતવ્યાધિ મટી જાય છે, પણ જો શુદ્ધ વાતવ્યાધિ હોય તો લોહી કઢાવવું.

સરગવાનું મૂળ, ઘરનો ધુમસ અને તેલ એઓનો લેપ કરવો. ૧૭ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**प्रातः पिबेदुष्णजलेनयत्नाच्छिन्नामरीचंहृदयानिलघ्नं ॥**
**गुडेनवानागरदारुचूर्णंहृद्वातपीडांपरिपीडितस्तु ॥ १८ ॥**

હૃદયમાં પિડાકારક વાતવ્યાધિ હોય તો તે માટે ગળો અને મરીને ઉના પાણી સાથે ઘુંટીને પ્રભાતે યત્નવડે પીવાં જેથી હૃદયમાં પિડા કરતો વાયુ નાશ પામે છે.

**અથવા**—સુંઠનું કે દારૂહળદરનું ચૂર્ણ અથવા એ બન્નેનું ચૂર્ણ ગોળમાં મેળવી ખાવામાં આવે તો તે હૃદય વાતવ્યાધિની પીડાને મટાડે છે. ૧૮

( અનુષ્ટુપ-છંદ )

**सर्वांगजंशिरामोक्षैः श्रृंग्यैरेकांगजं जयेत् ॥**
**वमनंहन्तिनस्यंच वक्षःस्कंधत्रिकस्थितम् ॥ १९ ॥**

જો સર્વાંગ વાતવ્યાધિ હોય તો ફસ ખોલાવવી, એકાંગ વાતવ્યાધિ હોય તો શીંગડી મૂકાવવી. અને છાતિમાં ખભાઓમાં તથા ત્રણ હાડકાંના સાંધામાં-કેડના મણકામાં વાતવ્યાધિની પીડા હોય તો ઉલટીની ઔષધીઓ આપવી જેથી તે વાતવ્યાધિનો નાશ કરે છે. ૧૯

**रुणाद्धिकेवलोबस्तिवार्तंसर्वांगसंस्थितं ॥**
**बस्तिकुक्षि गुदस्थेतुतैलमेरंडजंपिबेत् ॥ २० ॥**

આખા અંગમાં ઘર કરી રહેલા વ્યાધિકારી વાયુને ફક્ત બસ્તિકર્મ જ રોકી શકે છે, પેઢુ, કુખ, ગુદા એઓમાં વાતવ્યાધિયો પીડા કરતા હોય તો એકલું એરંડીયું તેલ પીવું. ૨૦

**धनुर्वायुःशमंयातिसर्जतैलस्यमर्दनात् ॥**
**दशमूलकषायोवापानेनस्येचशस्यते ॥ २१ ॥**

સાજીના તેલનો માલેસ કરવાથી ધનર્વાયુ-તાણુ શમી જાય છે.

**અથવા**-દશમૂળનો કવાથ પીવાથી તથા તેનો નાશ લેવાથી પણ ધનુર્વાયુ મટે છે. ૨૧ **અથવા**-

**समुद्धरेत्सर्जतैलयंत्रेचनलिकाभिधे ॥**
**विमर्दनंतेनतनैापक्षाघातंविनाशयेत् ॥ २२ ॥**

નળીદ્વારાએં કાઢેલા સાજીના તેલનું મર્દન કરવાથી પંખીઘાત-પક્ષઘાત વાયુનો નાશ કરે છે. ૨૨ **અથવા**—

( ઇંદ્રવજ્ર-છંદ )

**पक्षाभिघातेकटुतुंबिबीजंतैलंतथानिंबफलोद्भवंच ।**
**गोमायुपारावतकुक्कुटानांपीतैःप्रलेपः प्रशमायवायोः २३**

પક્ષઘાત વાયુ માટે કડવી તુંબડીનાં બીજ, લીંબોલીની મીંજે, તેલ તથા શીયાળ, કબૂતર અને કુકડા એ ત્રણે પશુઓનો પિત્તો એઓનો લેપ કરવામાં આવે તો વાતવ્યાધિની શાંતી થાય છે. **તથા** કેડ, ઊરૂ, સાથળ, ભુજાઓ એઓમાં થતી વેદના અને ગ્રધસી વાયુ એઓને મટાડવા માટે પણ આ ઉપાય નિશ્ચે ઉત્તમ છે. ૨૩॥ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**कटयूरुजंघाभुजवेदनासुशस्तोनराणामपिगृध्रसीषु ।**
**तुरंगगन्धासितखंडयुक्ताघृतेनयुक्ताकटिकष्टहंत्री ॥२४॥**

આસગંધ અને ધોળી ખાંડ એઓને ઘી સાથે એકત્ર

કરી સેવવામાં આવે તો કેડમાં થતી વાયુની પીડાનો નાશ કરે છે. ૨૪ **અથવા—**

**फलत्रिकंनिंबफलत्वचश्चवासापटोलौकथितंचसर्वम् ॥**
**सकौशिकं रात्र्यवसानकाले पीतंभवेदर्दितहारिलोहम् ।२५।**

હરડે, બેહેડા, આમળાં, લીબડાની અંતરછાલ, અરડૂસો, કડવાં પરવળ, અને કુશ એઓનો કવાથ કરી પ્રાતઃકાળે પીવામાં આવે તો અડદીયા વાયુનો નાશ કરે છે. ૨૫ **અથવા**

( ઇન્દ્રવજ્રા-છંદ )

**कृष्णाजटानागरचव्यवह्निपाठाविडंगेंद्रयवैः सममांशैः ।**
**हिंगूग्रगन्धाद्विजयष्टिकांतिमातंगकृष्णातिविषान्वितैश्च ॥ २६॥**
**ससर्षपाजाजियुगाजमोदान्वितैः समस्तैस्त्रिफलाद्विभागा ।**
**एभिः समोगुग्गुलराज्य मिश्रोभुक्तोजयेत्पक्षभवानिलार्तिम् २७**

લીંડીપીપર, પીપરીમૂળ, સુંઠ, ચવક, ચિત્રામૂળ, કાળીપાટ, વાવડીંગ, ઈંદ્રિજવ, શેકેલીહીંગ, વજ, ભાંગ જેઠીમધ, ખૂપકળા, ગજપીપર, અતિવિષ, સરસવ, જીરૂ, શાહજીરૂ, અજમોદ એ સર્વ સમાન ભાગે લેવાં તથા ત્રિફળાં એ સર્વથી બમણાં લેવાં અને એ સર્વના બરોબર શોધેલો ભેસા ( પાડાની આખ જેવો-કાળો-ચળકતો અને નિર્મળ ) ગુગળ લેવો. ગુગળ સિવાય અન્ય પદાર્થોનું યથા વિધિએ ચૂર્ણ કરી ગુગળ સાથે કુટી એકત્ર કરી યોગ્ય માત્રાએ ગોળીઓ કરી વિધિ સહિત ખાવામાં આવે તો તેથી પક્ષઘાત વાયુનો નાશ થાય છે. ૨૬-૨૭" ( આ પાંચ શ્લોક ગ્રન્થાંતરના છે. ) **અથવા—**

स्थितोंस शेपवनः शिराश्चमकुंच्य यादथबाहुकंतु ॥
लंबलायाः कपिकच्छ निंबरसंपिबेद्वा विकारशांत्ये २८

અંશદેશમાં સ્થિત થએલો વાતવ્યાધિ નસોને અકડ કરી ભયંકર અપબાહુ કે જે હાથોને સુકાવી ક્રિયા રહિત કરી દે છે તે વાયુ રોગ માટે કાંસકીનું મૂળ અને કૌચનું મૂળ તથા લીંબડો એઓનો રસ પીવાથી એ ભુજાઓમાં થએલા વાતવ્યાધિના વિકારની શાંતી થાય છે. ૨૮ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**बलामूलभवः काथः सैंधवेन समन्वितः।**
**बाहुशोषगदंनस्याद्धन्यान्माषरसोऽथवा ॥ २९ ॥**

કાંસકીના મૂળનાં ક્વાથમાં સિંધાલુણ નાખીને સુંઘવામાં આવે તો તેથી બાહુશોષ વાતવ્યાધિ મટે છે. **અથવા** અડદના રસથી પણ બાહુ શોષ મટી જાય છે. ૨૯ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**धत्तूरतैलस्यविमर्दनेनशमंमयात्याश्वपबाहुकाख्यः ॥**
**हन्या द्विमार्थोनिलशत्रुतैलैःसजोंत्थतैलैरथतंदिनांते ॥३०॥**

ધંતુરાનું તેલ ચોળવાથી પણ અપબાહુક (હાથનું લાંબું ટુંકું ન થવું તે) વાતવ્યાધિ મટી જાય છે. અથવા એરંડીયાં તેલનો કે સાજીના તેલનો રાત્રે માલેસ કરવામાં આવે તો અપબાહુક વ્યાધિ શાંત થાય છે. ૩૦

( ઇંદ્રવજ્રા-છંદ )

**पितास्रयुक्तः पवनः मकुर्यात्पादे दाहंमसभंनराणां।**
**वातास्रजोजानुगतस्तुशोफोज्ञेयोनरैः क्रोष्टकशीर्षकस्तु ३१**

પિત્ત અને લોહીનો વાયુ સાથે સંયોગ થવાથી મનુષ્યોના પગનાં તળીઓમાં જે બળતરાને પેદા કરે છે તેને પાદદાહ વાતવ્યાધિ કહે છે. તથા વાયુથી અને લોહીથી ઢીંચણના વચમાં શીયાળીઆના માથા જેવો જે સોજો થાય તેને કોષ્ટુકશિર્ષ નામનો વાતવ્યાધિ કહે છે. ૩૧

(વસંતતિલકા-છંદ)

पिष्टैर्म[illegible]राद्विदलैः सुशीतवा रेलेपात्प्रशान्तिमुपया तिचपाददाहः
पादौमलिप्यमनुजोनवनीतकेन तत्प्राप्नुयातिदहनेपरितापशांतिम्

પાણીને ઉકાળી ટાઢું કરી તેથી વાટેલી મસૂરની દાળથી પગ ઉપર લેપન કરવામાં આવે તો પગની બળતરા મટી જાય છે. **અથવા**

પગ ઉપર માખણનું લેપન કરી અગ્નિવતે શેક કરવામાં આવે તો તેથી પગે થતી બળતરા મટી જાય છે. ૩૨ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

पाददाहेतुकुर्वीतवातरक्त चिकित्सितं ॥
गुडूचीत्रिफलाक्वाथंसपुरंक्रोष्टशीर्षके ॥ ३३ ॥

પગે થતી બળતરા માટે વાતરક્તમાં કહેલી ચિકિત્સાઓ ઉપયોગમાં લેવી.

ગળો, હરડે, બહેડાં અને આંબળાં એ ચારેનો ( ચાર તોલાભાર લઈ ચોસઠ તોલાભાર પાણીમાં ) ક્વાથ કરીને પછી તેમાંની આઠ તોલાભાર ઉનો ઉનો ક્વાથ લઈ તેની સાથે શોધેલો ગુગળ એક તોલાભાર પીવામાં આવે તો કોષ્ટુકશિર્ષ વાતવ્યાધિનો નાશ કરે છે. ૩૩ **અથવા**

**पिबेदैरण्डतैलं वा पयसाद्वृद्धदारुकम् ॥**
**पिबेत्तित्तरिमांसस्यरसं वा सपुरं पिबेत् ॥ ३४ ॥**

ચાર તોલા ગાયના દુધની સાથે એક રૂપિયાભાર એરંડીયું પીવું.

**અથવા** ગાયનું દુધ સોળ તોલાભાર લઈ તેમાં એક તોલાભાર વરધારાનું ચૂર્ણ નાખીને પીવું.

**અથવા** ગુગળની સંગાથે તેતરના માંસનો રસો પીવરાવવો તો કોષ્ટુકશિર્ષ વાતવ્યાધિ મટે છે. ૩૪

**आक्षेपकेशिरांविध्यकुर्याद्वातहरांक्रियां ॥**
**तीक्ष्णैः मधमनैर्नस्यैस्तथा संज्ञांसविंदति ॥ ३५ ॥**

આ ક્ષેપકવાયુ માટે નસને વિંધાવવી, **અથવા** વાયુ મટવાની ક્રિયાઓ કરવી. **અથવા** તીક્ષણ નામ આપવા જેથી સંજ્ઞા પ્રાપ્ત થાય છે.

**कपिकच्छुबलैरंडमाषनागरसाधितं ॥**
**पिबेत्ससैंधवं क्राथनासारंध्रेणमानवः ॥ ३६ ॥**
**पक्षाघातंनिहन्त्याशुशिरोरोगं हनुग्रहं ॥**
**अर्दितं संधिवातं चमन्यास्तंभसुदारुणम् ॥ ३७ ॥**

કૌચાં, કાંસકી, એરંડો, અડદ અને સુંઠ એઓથી સિદ્ધ કરેલો ક્વાથ સિંધાલુણ સહિત નાકેથી પીવામાં આવે તો પક્ષઘાત, શિરોરોગ, હનુગ્રહ, અર્દિત, સંધિવા અને ભયંકર મન્યાસ્તંભ એઓનો તુરત નાશ કરે છે. ૩૬-૩૭ **અથવા**

**रास्नापौष्करशिग्रुबिल्वदहनं सिंधूत्थगोक्षुरंकम् ।**
**पिष्ट्वापिप्पलिसंयुतंचलगदेपेयंसदासर्पिषा ॥ ३८ ॥**

રાસ્ના, પોકરમુળ, સરગવો, બિલી, ચિત્રામૂળ, સિંધાલુણ અને ગોખરૂ તથા લીંડીપીપર એઓને વાટીને ઘી સાથે પીવામાં આવે તો ચલિતવાયુનો નાશ કરે છે. ૩૮ **અથવા—**

**संपच्याथचतुर्गुणेनपयसावावाजिगंधायुतंसर्प्पिः ॥**
**पेयमसाध्यवातजगदेशुक्रक्षयेदारुणे ॥ ३९ ॥**

આસંગંધના ચૂર્ણને ચારગણા દુધસહિત ઘી પકાવીને તે ઘીનો ઉપયોગ કરવામાં—પીવામાં આવે તો તેથી અસાધ્ય વાતવ્યાધિ અને ઘોર વીર્યક્ષય એઓનો નાશ કરે છે. ૩૯ **અથવા—**

( સ્વાગતા-છંદ )

**शुद्धसूतमृतलोहगंधकंटंकणंचविषतालकताप्यम् ॥**
**त्र्यूषणारणिहरीतकिमुंडीचूर्णमत्रसकलंपरिमर्दः ॥ ४० ॥**

( ઉપજાતિ-છંદ )

**निर्गुंडिकायाः स्वरसेदिनैकंपचेत्तथामुंडिरसेदिनैकं ॥**
**जातोरसो वल्लमि तोगृहीतो हन्यादशेषात्पवनोत्थरोगान् ४१**

શુદ્ધ પારો, લોહભસ્મ, શુદ્ધ ગંધક, ફુલાવેલો ટંકણ, શુદ્ધ વછનાગ, શુદ્ધ હરતાલ, સુંઠ, મરી, લીંડીપીપર, અરણી, હરડે, સુંઠ એઓ સર્વનું યથાવિધિથી ચૂર્ણ કરી સર્વને ખરલમાં ૮ પોહોર નગોડના રસ સાથે ઘુંટવો. પછી વોહીયા કલ્હારના રસમાં ૮ પોહોર ઘુંટવો. આ

પ્રમાણે તૈયાર કરેલો રસ વાટી ચાળીને તેમાંથી ૧ વાલ જેટલો યોગ્ય અનુપાન સાથે સેવવામાં આવે તો તેથી વાતવ્યાધિઓ તથા પક્ષઘાત એઓનો આ સ્વચ્છંદ ભૈરવ રસ તુરત નાશ કરે છે. ૪૦-૪૧

### ગ્રધૃસી વાયુનું લક્ષણ અને પ્રકાર.

( અનુષ્ટુપ-છંદ )

पक्षाघातंनिहंत्याशुनाम्नास्वच्छंदभैरवः ॥
गृध्रसीमपबाहुं च क्रोष्टुशीर्षादि वै हरेत् ॥ ४२ ॥

( ઇંદ્રવજ્રા-છંદ )

पृष्टोरुजानुजघनंचपदंक्रमेणस्फिक्पूर्वकंकटितटंकिलगृध्रसीयं ।
गृह्णातिवेपथुगुरुत्वरुजातितोदैःप्रस्यंदतेमुहुरितिद्विविधामतासा॥

કુલાની સંધિયો, સાથળ, કેડ, વાંસો, ઢીંચણ, પીંડીઓ અને પગ એઓમાં સ્તબ્ધપણું વેદના અને સોયો ભોંકાયા જેવી પીડા થાય તથા કુલાના સંધિયો વગેરેની નસો વારંવાર કંપ્યા કરે તેને ગૃધ્રસી રોગ કહે છે. એમાં પણ વાયુએ કરેલી તથા વાયુ અને કફ એ બન્નેએ કરેલી એમ બે પ્રકારની ગૃધ્રસી છે. ૪૩

वातोद्भवायां गुरुवक्रमंगंजंघोरुजानुस्फुरणंचसंधौ ॥
संस्तब्धतावातबलासजायांतंद्रारुचिर्गौरववह्निमांद्यं ॥४४॥

વાયુએ કરેલી ગૃધ્રસી હોય તો સોયો ભોંકાયા જેવી પીડા, શરીર અત્યંત વાકું થાય, ગોઠણ, પીંડીયો અને સાથળના સાંધાઓમાં શિરાઓ ધ્રુજે છે તથા બહુ જ ઝલાયલાપણું થાય છે, અને વાયુ તથા કફ એ બન્નેએ કરેલી ગૃધ્રસી હોય તો, તેના શરીરમાં ભારેપણું અને અગ્નિની મંદતા થાય છે. ૪૪

## ગૃધ્રસીની ચિકિત્સા-ઉપાય.

( અનુષ્ટુપ-છંદ )

**दशमूलंगुडूचीं च बला रास्ना महौषधं ॥**
**रुवुतैलयुतं पीतं हन्याद्गृध्रसिखंजतां ॥ ४५ ॥**

( પ્રથમ વમન વિરેચનથી શરીરને શુદ્ધ કરી દીપ્ત અગ્નિવાળો થાય ત્યારે ) દશમૂળ, ગળો, કાંસકી, રાસ્ના અને સુંઠ એઓનો કવાથ એરંડી તેલ સાથે પીવામાં આવે તો તેથી ગૃધ્રસી અને લુલાપણાનો રોગ નાશ પામે છે. ૪૫ **અથવા—**

( શાલિની-છંદ )

**मेषीशृंगीगोक्षुरैरंडविल्व मूलं वेल्लंचोष्ट्रकंठंचसिंही ॥**
**क्वाथंपीत्वैरंडतैलेनयुक्तं हन्याद्वातंगृध्रसीरोगमुग्रम् ॥४६॥**

મરડાશીંગી, ગોખરૂ, એરંડમૂળ, બિલીનુંમૂળ, મરી, ઉટકંટાળો અને રીંગણી, એઓનો કવાથ કરી એરંડીયા તેલ સાથે પીવામાં આવે તો તે ઉગ્ર ગૃધ્રસી રોગને પણ હણી નાખે છે. ૪૬ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**गोमूत्रैरंडतैलाभ्यां कृष्णाचूर्णं पिबेन्नरः ॥**
**तेन प्रणाः श[illegible]यााते चिरोत्थोगृध्रसीगदः ॥ ४७ ॥**

ગાયના મૂત્રમાં એરંડીયું તેલ અને લીંડીપીપરનું ચૂર્ણ નાખી જે મનુષ્ય પીએ તેનાં લાંબા વખતનો ગૃધ્રસીરોગ ઘણું કરીને આ પ્રયોગથી શાંત થાય છે. ૪૭ **અથવા—**

( ઇંદ્રવજ્રા–છંદ )

एरंड बीजानिपचेच्चदुग्देतत्पायसंगृध्रसिरोगहारि ॥
सेफालिकापर्णभवःकषायःकृष्णायुतोगृध्रोसिरोगहन्ता४८

એરંડીના ગોળાઓને વાટી દુધમાં પકાવીને ( ખીર કરીને ), પીવામાં આવે તો તેથી ગૃધ્રસી ( તથા કેડનું શૂળ, સાથળના શૂળ, વાંસાનાં શૂળ, ત્રિકશૂળ, ગોળો અને ઉદાવર્ત્ત એટલા રોગો ) મટી જાય છે. **અથવા—**

નગોડના પાંનડાઓનો ( કોમળ અગ્નિથી પકાવેલો ) ક્વાથ લીંડીપીપરના પ્રતિવાસ સહિત પીવામાં આવે તો તેથી (અસાધ્ય) ગૃધ્રસીનો રોગ પણ મટી જાય છે. ૪૮ **અથવા**

બકાન લીંબડાના મૂળની અંતર છાલને પાણીમાં વાટીને પીવામાં આવે તો તેથી (અસાધ્ય) ગૃધ્રસી રોગ પણ મટી જાય છે.

( અનુષ્ટુપ–છંદ )

महानिंबस्यमूलंहिपीतं हन्याज्चगृध्रसीम् ॥
यदिनोपशमंयातिदहेत्पादकनिष्टिकाम् ॥ ४९ ॥

આ ઉપર કહેલા ઉપાયો કર્યાં છતાં પણ જો ગૃધ્રસી રોગ શાંત ન થાય તો પગની છેલી આંગળીને ડાંભી દેવી. ૪૯ **અથવા—**

द्वौप्रस्थौत्रिफलायास्तुप्रस्थमेकं तु गुग्गुलोः ॥
अपां द्रोणेस्थितंरात्रौवर्द्धशेषंपचेतु तत् ॥ ५० ॥
वस्त्रपूतंविधायाथ लोहभांडे पुनः पचेत् ॥
उत्तार्य दद्याद्रव्याणि पलार्द्धानि पृथक् पृथक् ॥ ५१ ॥
विडंगदंतीत्रिफला गुडूची त्र्यूषणंत्रिवृत् ॥
एकी कृत्य च तत्सर्वंगुटिकामक्षमात्रिकां ॥ ५२ ॥

**भक्षयित्वा प्रकुर्वीतयथेष्टंपानभोजनं ॥**
**सेव्यमानानिहंत्याशुगृध्रसीमुद्धृतामपि ॥ ५३ ॥**
**अर्दितंजठरंगुल्मं पांडुरोगमरोचकं ॥**
**प्लीहानांवातरक्तंचकंडुदद्रुश्चखंजतां ॥ ५४ ॥**
**सर्वरोगान्निहंत्याशुपथ्याख्योनामगुग्गुलः ॥ ५५ ॥**

એકસો અઠાવીસ તોલા ત્રિફળા તથા ૬૪ તોલા શુદ્ધ ગુગળ એ બંનેને ૨૦૪૮ તોલાભાર પાણીમાં રાતે ભીંજવી રાખવાં. પછી તેને અગ્નિદ્વારા અર્દ્ધાવશેષ પાણી રહે ત્યાં સુધી ઉકાળી કપડાથી ગાળી લઈ ફરીને લોખંડના વાસણમાં નાખીને અવલેહ રૂપ બને ત્યાં લગી પાક કરવો. પછી નીચે ઉતારીને તેમાં વાવડીંગ, નેપાળાનાં મૂળ, ત્રિફળાં, ગળો, સુંઠ, મરી, પિપર અને નસોતર, એટલા ઓષડોને બે બે તોલાભાર લઈ એઓનું ચૂર્ણ કરી અવલેહમાં એકત્ર કરી પછી એક એક તોલાભારની ગોળીઓ વાળવી. પછી યોગ્ય માત્રાએ તેનું મરજી મુજબ અન્નપાનો જમતાં છતાં પણ સેવન કરવામાં આવે તો અર્થાત કશી પણ ચરી ન પાળતાં છતાં પણ આ ગોળીઓ ખાવામાં આવે તો તેથી તુરત ગૃધ્રસી, અડદીયો વાયુ, પેટનાં દરદો, ગોળો, પાંડુરોગ, અરૂચિ, બરળ, વાતરક્ત, ચળ, દાદર, લુલાપણું એ સર્વ રોગોનો આ **પથ્યાદિ ગુગળ** નાશ કરે છે. **૫૦-૫૫ અથવા—**

**( ઉપજાતી-છંદ )**

**तैलंश्वदंष्ट्रास्वरसेनतुल्यक्षीराढकंपंचपला च शुंठी ॥**
**गुडस्यदैद्रशतिकादित्तौ ने सर्वंसमीकृत्यपचेद्धिवह्नौ ५६**

सिद्धंहरेद्‌गृध्रसिकंपवातंकटिग्रहंपृष्ठगदंचशोफं ॥
पाने चनस्येचहितंचबस्तौवंध्यापिपानाल्लभतेसपुत्रं ॥५७॥

ગોખરૂનો રસ અને તલનું તેલ સમાન લઈ તેને આઠગણા ગાયના દુધમાં નાખી તેમાં સુંઠ તોલા ૨૦ અને ગોળ તોલા ૮૦ ભાર નાખી સર્વને એકત્ર કરી અગ્નિદ્વારા પકવવાં. જ્યારે સર્વ રસ બળી જઈને ફક્ત તેલ રહેલું જ જણાય ત્યારે વસ્ત્રથી ગાળી લઇ તેને યોગ્ય માત્રાએ ઉપયોગ કરવામાં આવે તો તેથી ગૃધ્રસી, કંપવાયુ, કેડનું ઝલાવું, બરડાનાં દરદ, સોજ઼વા કે સોજો એટલા રોગોનો નાશ કરે છે. આ તેલ પીવામાં, નાશ લેવામાં અને પિચકારી મારવામાં વાપરવાથી હિતકારી છે. આ તેલના પીવાથી વાંઝણીને પુત્ર પ્રાપ્તિ થાય છે. ૫૬-૫૭

---

## વાતરક્તનાં નિદાન, લક્ષણ અને ઉપચાર.

### વાતરક્તની દૂરનાં નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

( ઇંદ્રવજ્રા-છંદ )

क्षारोष्णकट्‌वम्लविदाहितीक्ष्णैर्दध्यारनीलामिषमत्स्यमद्यैः ॥
पिण्याकनिष्पावकुलित्थमाषैर्हस्त्यश्वयानै रतिसेवितैश्च ॥१॥

ખારા, ઉષ્ણ, કડવા, ખાટા, બળતરા કરનારા અને તીખા આહારોના સેવવાથી, દહીંથી, આરનાળથી તથા વિષથી, માછલાંથી, મદિરાથી, તલના ખોળથી, અડદથી અને હાથી ઘોડા કે ઉંટ ઉપર બેસીને અતિ પંથ કરવાથી અર્થાત્ ઉપર કહેલાં કેટલાંક કારણોથી વાયુ અને કેટલાંક કારણોથી લોહી અથવા કેટલાંક કારણોથી

એ બન્ને તુરત દૂષિત થઇ જવાથી અર્થાત્ ઉપર કહેલાં કારણોથી સઘળું લોહી તુરત બગડી તે બગડેલું લોહી નીચે જઇને બન્ને પગમાં એકઠું થાય છે. એ લોહી નિદાનોથી દૂષિત થયેલા વાયુની સાથે મળેલું હોય છે અને તેમાં વાયુની પ્રબળતા હોય છે એટલા માટે આ રોગને વાતરક્ત (જેને હાલ રક્તપિત્ત-પત) કહેવાય છે. ૧-૧॥

## વાતરક્તનું પૂર્વરૂપ.

( શાલિની-છંદ )

दुष्टैवातेरक्तमाशुप्रदूष्येत्तत्माबल्या दुच्यतेवातरक्तम् ॥
मूलंधृत्वापादयोर्हस्तयोर्वा कृत्स्नंदेहं सर्पातेक्रुद्धमेतत् ॥ २ ॥
कंडूःपीडादर्शनंमंडलानांस्याद्वैवर्ण्यंवातरक्तस्यपूर्वम् ॥

જ્યારે વાતરક્ત થવાનું હોય ત્યારે પ્રથમથી શરીરમાં કૃશપણું થાય છે. સ્પર્શની ખબર પડતી નથી. સ્વભાવ ચીડીયો થઈ જાય છે, ચળ, પીડા ચકામાંનું દેખાવું અને ચામડીની કાંતિનો નાશ થાય છે.

( આ રોગમાં પરસેવો બહુ જ અથવા બિલકુલ ન થવાપણું હોય છે, જખમ થાય તો તેમાં ઘણી જ પીડા થાય છે, સાંધાઓમાં શિથિલતા, આલસ્ય, અંગોમાં જડતા, ફોલ્લીઓનું થવું, સાંધાઓમાં સોયા ભોંકાયા જેવી પીડા, અંગનું ફરકવું, મેદ, ભારેપણું, ગ્લાનિ તથા બળતરા થઇને વારંવાર મટી જવું વગેરે વગેરે લક્ષણો પણ પૂર્વ રૂપમાં હોય છે. ) ૨ ॥

## પૃથગ્ દોષોની અધિકતાવાળા વાતરક્તનાં લક્ષણો.

**वाताधिक्येशूलकं पैाशरीरे स्पर्शोद्विग्नौस्वापयुक्तौचपादैा ॥३॥**

વાતરક્તમાં વાયુની અધિકતા હોય તો, શૂળ, કંપારો, સોજો અને સ્પર્શ કરવાથી ઉદ્વિગ્ન ચિત્ર એટલાં લક્ષણો બન્ને પગમાં થાય છે. ૩

**पित्ताधिक्येदाहमोहौभृशोष्णं श्लेष्माधिक्येकंडुमंतौसशोफौ ॥**
**सर्वैर्दोषैः शोषितंचातिदुष्टंस्वं स्वंचिह्नं पादयोर्ज्ञेयमेतत् ॥४॥**

પિત્તની અધિકતા હોય તો, આકરો-સહન ન થાય તેવો દાહ બન્ને પગોમાં થાય છે. કફની અધિકતા હોય તો, મળ અને સોજા સહિત બન્ને પગો હોય છે અને ત્રિદોષની અધિકતા હોય તો ઉપર કહેલાં સર્વ ચિન્હો પગોની અંદર થાય છે એમ જાણી લેવું. ૪

( વાતરક્ત રોગ પગમાં જ થાય છે એમ જ નથી પણ પગના મૂળથી માંડીને અને કોઈ વખતે હાથના મૂળથી માંડીને કોપ પામેલું વાતરક્ત ચિકિત્સા રોગ મટવાના ઉપચારથી રહિત રહેનારાઓના શરીરમાં ધીરે ધીરે ફેલે છે. )

## વાતરક્તની ચિકિત્સા.

( અનુષ્ટુપ-છંદ )

**वातः शोणितिनंस्निग्धमादैा सम्यग्विरेचयेत् ॥**
**रक्तमोक्षं ततः कुर्याद्यथादोषबलावलं ॥ ५ ॥**

( ઉપજાતિ અને ઇંદ્રવજા-છંદ )

**पुराणगोधूमयवामकुष्टा [illegible]द्रामसूराश्वणकाश्वशालिः ॥**
**[illegible]पोदकीवास[illegible]ककाक माचीशतावरीतित्तिरि[illegible] ।६।**

**एतेप्रशस्ताः किलवातरक्ते दुग्धं सितासर्प्पिरपिप्रशस्तम् ॥**
**क्राथो वृषा रुग्वधकुंडलीनामैरंडतैलेनसमंनिपीतः ॥ ७ ॥**
**जयेदसृग्वातभवंविकारंसर्वांगजंशोफ सदाहयुक्तम् ॥**
**त्रिवृद्विदारीक्षुरजःकषायोऽथवागुडूच्यास्स्वरसोहितश्च॥८॥**

વાતરક્તવાળાને પ્રથમ સ્નેહપાન આદિથી સ્નિગ્ધ કરી સમ્યગ્ પ્રકારે વિરેચન આપવું અને રોગીના દોષોનું બરાબર વિચારીને વાયુનો વધારો ન થાય તેવી રીતે થોડું થોડું પણ ઘણીવાર લોહી કઢાવવું. ૫

વાતરક્તવાળાને જુના રાતા ચોખા, જુના ઘઉં, જુના જવ, મઠ, મગ, મસૂર, ચણા અને સાઠીચોખા, પોથી, બથળો, અઘેડી, શતાવરી એઓને–તેતર કે લાવાં વગેરે પક્ષી–એઓનાં શાક માંસના રસાઓ સાથે શેકીને આપવામાં આવે તો એ બધાં વાતરક્ત ઉપર ઉત્તમ ફાયદાકારક છે.

**અથવા**–દૂધ, સાકર અને ઘી એઓનું સેવન કરવું એ ઉત્તમ છે.

**અથવા**—અરડૂસો, ગળો અને ગરમાળો એઓનો ક્વાથ કરી એરંડીયા તેલ સાથે પીવો, તેથી વાતરક્તને જીતી લે છે અને સર્વ અંગમાં થયેલા સોજા બળતરા સહિત હોય તેનો પણ નાશ કરે છે. **અથવા**—

**અથવા**—નસોતર, ભોંયકોળું, અને ગોખરૂ એઓનો ક્વાથ કરી અથવા ગળોનો રસ કહાડીને પીવામાં આવે તો વાતરક્ત ઉપર હિતકારી છે. ૫–૮ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**तिस्रः पंचाथवापथ्याः पिष्ट्वा जगध्वागुडेनच ॥**
**पिबेच्छिन्नरुहाकाथं वातरक्तार्दितो नरः ॥ ९ ॥**

ત્રણ કે પાંચ હરડેઓનું ચૂર્ણ કરી ગોળ સાથે મેળવીને ગળોના કવાથ સહિત વાતરક્તથી પીડાતા મનુષ્યના પીવામાં આવે તો વાતરક્ત મટી જાય છે. ૯ **અથવા–**

**माहिषं नवनीतं तुगोमूत्रक्षीरसैंधवैः ॥**
**खलेनैकत्र संयोज्यवह्निना तापयेच्छनैः ॥ १० ॥**
**गात्रमुद्वर्त्तयेत्तेन देहस्फुटनशान्तये ॥**
**वातरक्ते हितो लेपो घृतसर्जरसेन वा ॥ ११ ॥**

ભેંસનું માખણ, ગોમૂત્ર, દુધ અને સિંધાલુણ એઓને ખરલમાં ઘુંટી એકત્ર કરી અગ્નિદ્વારા ધીમે ધીમે તપાવી શરીરે તેનું ઉવટાણું કરવામાં આવે તો શરીરનું ફાટવું શાંત થાય છે.

**અથવા**–ઘી અને રાળનો લેપ કરવા એ વાતરક્તવાળાને હિતકારી છે. ૧૦–૧૧ **અથવા—**

**गौरसर्षपकल्केन प्रलेपो वातरक्तनुत् ॥**
**लेपो वरुणशिग्रुत्थः कांजिकेन रुजापहः ॥ १२ ॥**

ધોળા સરસવનો કલ્ક બનાવી જાડો લેપ કરવામાં આવે તો તેથી વાતરકતની પીડા મટે છે.

**અથવા**–વરણો, અને સરગવો એઓનો કાંજી સાથે લેપ કરવામાં આવે તો તેથી વાતરકત મટી જાય છે. ૧૨ ( આ ઉપાય ઉત્તમ છે. )

( સ્રગ્ધરા છંદ )

मंजिष्ठारिष्ठवासत्रिफलदहनकंद्वेहरिद्रे गुडूची ॥
भूनिंबोरक्तसारः सखदिरकटुकाबाकुचीव्याधिघातैः १३
दूर्वानंताविशालाक्रमिरुपसहितैस्त्रायमाणैः सपाठैः ॥
पीतोहन्यात्समस्तान्सकलतनुगतान्वातरक्तप्रकोपान् १४

"મજીઠ, લીંબડો, અરડૂસો, હરડે, આમળાં, ચિત્રામૂળ, હળદર, દારૂહળદર, ગળો, કરીયાતું, રતાંજળી, ખેર, કડુ, માળવી બાવચી, પીલુડી, અનંતા (ધમાસો, ધરો, વઢવાડિયું.), ઈંદ્રવરણાનાં મૂળ, વાવડીંગ, ત્રાયમાણ અને કાળીપાડ, એઓનો કવાથ કરી પીવામાં આવે તો તેથી સઘળા પ્રકારનું વાતરક્ત અને આખા શરીરમાં ફેલાયલું હોય છતાં પણ તેનો નાશ કરે છે." ૧૩-૧૪ **અથવા-**

( અનુષ્ટુપ છંદ )

सारीवासर्जमंजिष्ठायष्ठीसिद्धैः पयोन्वितैः ॥
तैलपक्वं प्रयोक्तव्यं पिंडाख्यं वातशोणिते ॥ १५ ॥

ઉપલસરી રાળ, મજીઠ, જેઠીમધ અને મિણ એઓના કલ્કો નાખી ચોગણા દુધ સહિત તેલ પકાવીને તે તેલનો ઉપયોગ કરવામાં આવે તો તેથી વાતરક્તની પીડા મટી જાય છે. આ પિંડનામા તેલ કહેવાય છે. ૧૫

**વાતરક્ત રોગીને શું શું ન કરવા યોગ્ય છે?**

व्यायामं मैथुनं कोपमुष्णाम्ललवणं रसं ॥
दिवा स्वप्नमभिष्यन्दिगुर्वन्नं च विवर्ज्जयेत् ॥ १६ ॥

કસરત-થાક લાગે તેવી મહેનત, મૈથુન, ક્રોધ, ઉષ્ણ-ખાટાં તથા ખારા રસો, દિવસે સુંવું, શરદી કરનારા પદાર્થો, અને ભારે અન્ન એટલાંને તો અવશ્ય ત્યજી દેવાં.

## ઊરૂસ્તંભનું નિદાન, લક્ષણ અને યત્ન.

---

### ઊરૂસ્તંભનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો અને સંપ્રાપ્તિપૂર્વક લક્ષણો.

( ઇંદ્રવજ્રા–છંદ )

शीतोष्णशुष्क संगुरुद्रवान्नैः स्निग्धैस्तथास्वप्नसुजागरैश्च ।
आयामसंरंक्षोभयैरजीर्णैःसश्लेष्ममेदः पवनः प्रदुष्टः ॥ १ ॥
यदाभिभूये तरदोषमाममूरुद्वयंचेत्प्रतिपद्यतेहि ॥
अस्थीनिमध्येपरिपूर्यसंधीन् कफेनतेनोरुयुगंसुसीतम् ॥२॥
अचेतनंस्तब्धमतिव्यथंस्यात्सपादकृच्छ्रोद्वहनं प्रसुप्तं ॥
ध्मानांगमर्दज्वरवांतितंद्रास्तैमित्यमांद्यारुचिगौरवाणि ॥ ३ ॥

પુરેપુરૂં અન્ન મરચ્યું ન હોય તેમાં, શીત, ઉષ્ણ, સુકાં, ભારે, પાતળાં અને ચિકણાં અન્નોના ભોજનો કરવાથી, દિવસે સુવાથી અને રાતે ઉજાગરો કરવાથી, બહુ કસરત કરવાથી, કે પરિશ્રમથી કફ તથા મદસહિત વાયુ આમવાળા તથા અત્યંત એકઠા થયેલા કફને અને પિત્તને દૂષિત કરી સાથળમાં આવે છે અને સાથળમાં આવી અંદર વિંટાયલા કફથી સાથળનાં હાડકાંઓને પુરી દઈને સ્તબ્ધ કરી દે છે કે જેથી સાથળો અક્કડ, શૂન્ય, અત્યંત ભારે અને ઉછીના લીધેલ હોય તેમ ક્રિયા વિનાનાં થઈ જાય છે. આ રોગમાં મૂઢપણું, અંગોનું ભાંગવું, તાવ, ઉલટી, ઘેન, અંધારાં, અગ્નિની મંદતા, અરૂચિ અને ભારેપણું એટલાં લક્ષણો થાય છે. ૧–૩

तमूरुस्तंभमित्याहुराढयवातंतथापरे ॥
संस्थानेपीडनेगत्यांचलनेवाप्यनीश्वरः ॥ ४ ॥

આ રોગને કેટલાક પ્રાચીન રૂષિયો ઊરૂસ્તંભ કહે છે અને કેટલાક તેને આઢયવાત પણ કહે છે. આ રોગમાં હાલવા-ચાલવામાં પગો માંડ માંડ ઉપડી શકે છે તથા પગોને ભેગા કે લાંબા કરવામાં રોગી અશકત બની જાય છે. ૪

## ઊરૂસ્તંભની ચિકિત્સા-ઉપાય.

( શાલિની-છંદ )

रक्तस्रावंरेचनं बस्तिकर्म्मस्नेहंवांतिवर्जयेदाढ्यवाते ॥
रूक्षःस्वेदो लंघनं जीर्णशालिश्यामाकाद्याः कोद्रवोद्दालमुद्गराः ५
शस्तंमांसजांगलं [illegible]लकंवावृंताकं[illegible]कंनिम्बपत्रम् ॥
नद्यानीरेशीतलेतारयेच्चभूयोभूयः शीततोयंसरश्च ॥ ६ ॥

ઊરૂસ્તંભમાં લોહી કઢાવવું, જુલાબો આપવા, બસ્તિ-કર્મ-ગુદામાં પિચકારીનો ઉપયોગ કરવો, સ્નેહન અને ઉલટી કરાવવી એટલાંઓનો ત્યાગ જ કરવો; ( કેમકે એઓના કરવાથી ઉરૂસ્તંભનો ઉલટો પ્રકોપ થાય છે. ) એ માટે જ હમેશાં ઉરૂસ્તંભ માટે સ્વેદન, લંઘન અને રૂક્ષમતા કરનારી ક્રિયાઓ કરવી, અર્થાત્ આ રોગમાં વાયુનો બચાવ કરતાં આમ, મેદ અને કફ અધિક રોગને લીધે જે જે ઓષડો કફને શાંત કરનાર અને વાયુને દુષિત કરનાર ન હોય તેઓ જ કરવાં. રૂક્ષ ક્રિયા કરવી એમ ઉપર કહી ગયા છીએ પણ તેમાં પ્રથમ કફનો નાશ કરનારી અને પછી

વાયુનો નાશ કરનારી સમસ્ત ક્રિયાઓ કરવી. એમ સમજવું.) ઘી વિનાંના જાંગલ દેશનાં પ્રાણીઓનાં માસોની સાથે અને લુણ વિનાનાં હિતાવહ શાકોની સાથે જુના ચોખા, જુનો સામો, જુના કોદરા, જુની કોરડ, અને મગ એઓનું ભોજન કરવું શ્રેષ્ટ છે, તથા મૂળા, વંતાક, અથવા કે મૂળાનાં પાંદડા ઈત્યાદિકથી કરેલાં અને પાણીમાં તેલમાં ઘીમાં પકાવેલાં લુણ વિનાનાં શાકો ખવરાવવાં, રોગીને ટાઢાં પાણીવાળી સુંદર નદીમાં પ્રવાહની સામે ચલાવવો તરાવવો અને નિર્મળ તથા સ્થિર પાણીવાળા તળાવમાં વારંવાર ચલાવવો યા, વારંવાર શીતલ જળ આપવું. દાહ થતો હોય તો ક્ષારથી અને મૂત્રથી સંયુક્ત કરેલા પદાર્થોથી સ્વેદન કરવું, અને રૂક્ષ પદાર્થોથી સાથળોને ચોળવાં.

**અથવા** કરંજનાં ફળ (કરચાં) અને સરસવનો લેપ કરવો. ૫-૬

(ઉપજાતિ-છંદ)

**सत्कारमूत्रैः परिषेकउक्तो लेपः करंजोद्भसर्षपैश्च ॥**
**अर्कस्यमूलैरथवाप्रलेपः सवाजिगंधामरदारुणावा ॥ ७ ॥**

(અનુષ્ટુપ-છંદ)

**वल्मीकमृ[illegible]क्षौद्रसर्षपैर्निम्बपल्लवैः ॥**
**गाढमुत्सादनंकुर्यादूरुस्तंभे सवेदने ॥ ८ ॥**

**અથવા** આકડાનાના મૂળનો લેપ કરવો કિંવા તેથી સાથળોને ચોળવાં.

**અથવા** આસોદનાં મૂળીયાંઓથી **અથવા** દેવદારનાં મૂળીયાંઓથી સાથળોને ચોળવાં.

**અથવા** એ ઉપર કહેલા પદાર્થોને રાફડાની માટી, મધ, સરસવ અને લીંબડાના પાંદડાં એઓથી સંયુક્ત કરી વેદનાવાળા ઉરૂસ્તંભમાં મજબૂત રીતે સાથળોને ચોળવાં. ૭–૮ **અથવા**

( ઉપજાતિ–છંદ )

**पिप्पलीनागरंचव्यं गुग्गुलं चशिलाजतु ॥**
**उरुस्तंभेपिबेन्मूत्रैर्दशमूलरसेन वा ॥ ९ ॥**

લીંડીપીપર, સુંઠ, ચવક, ગુગળ અને શિલાજીત એઓમાંથી ગમે તે એક પદાર્થ દશમૂળના રસની સાથે અને મૂત્રોની સાથે પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભની પીડા મટી જાય છે. ૯

**श्रीवेष्टकंकेसरकुष्टदारुजलाश्वगंधा सरलाऽजगंधाः ॥**
**एभिः पचेत्सार्षपतैलमूरुस्तंभंजयेत्क्षौद्रयुतंनिपीतम् ॥१०॥**

લોબાન, નાગકેસર, દેવદાર, ઉપલેટ, વાળો, આસગંધ, સરલ જાતનો દેવદાર અને જંગલી તુલસી (આવચી બાવચી) એઓના કલ્ક–ચટણીથી પકાવેલું સરસીયું તેલ મધની સાથે યોગ્ય માત્રાથી પીવામાં આવે તો તેથી ઉરૂસ્તંભ મટી જાય છે. ૧૦ **અથવા**

**शेफालिकादलक्वाथं कणा युक्तं पिबेन्नरः ॥**
**कफघ्नं यच्च तत्सर्वमूरुस्तंभे प्रयोजयेत् ॥ ११ ॥**

નગોડના પાંદડાઓનો ક્વાથ લીંડીપીપર સહિત જે માણસ પીએ તે માણસનો સર્વ પ્રકારનો ઊરૂસ્તંભ વાયુ મટી જાય છે તથા કફનો નાશ કરે છે. ૧૧

---

## આમવાતનું નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

### આમવાતની નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

( ઇંદ્રવજા-છંદ )

**विरुद्धचेष्टस्यगतानलस्यसुस्निग्धमन्नंभजतोनरस्य ॥**
**आमः प्रदुष्टोधमनीःप्रपद्यवातेरितः संधिषुधावतीति ॥१॥**

દુધ માછલાં વગેરે કે જેઓનો મેલાપ થવાથી વિરોધી આહારો ગણાય છે તેવા આહાર કરનારનો, વિરૂદ્ધ ચેષ્ટા કરનારનો, મંદાગ્નિવાળો છતાં ખાવામાં લોલુપતા રાખનારનો અને સ્નિગ્ધ અન્ન જમીને કસરત-મહેનત કરનારનો વાયુ પ્રેરિત આમ કફનાં આમાશય અને સાંધાંઓ વગેરે સ્થાનોમાં જઈ પહોંચે છે. ( પિત્ત સ્થાનમાં આમ જાય તો પાકી જાય છે, પણ કફનાં સ્થાનકોમાં જવાને લીધે અત્યંત કાચો રહે તો ) એ આમ ધમનીઓના માર્ગોથી વહે છે. ૧

### વાયુની અધિકતાવાળા આમવાતનું ચિન્હ.

**मन्याकटीपृष्टकरांसगुल्फसंधीनविकुच्याथकरोति शोफं ॥**
**भृशंव्यथांवृश्चिकविद्धतुल्यांसआमवातः कथितोभिषग्भिः २**

સર્વ દરદોમાં ઘણોજ ખરાબ એ આમવાયુ ઉપર કહેલા કારણોથી કોપીને મન્યા નાડી, કેડ, પીઠ, હાથ, ઘુંટીયો ( કરોડનો મણકો-બરડાના ત્રણ હાડોની સંધી, અને સાથળ, માથું, ગોઠણ, પગ ) અને સાંધાઓ એઓમાં વ્યથાવાળા સોજાને ઉત્પન્ન કરે છે, દુષ્ટ થએલો આમ જે પ્રદેશ ભાગમાં જાય તે ભાગમાં જાણે વીંછીઓએ કરડેલો હોય તેમ અત્યંત પીડા થાય છે. તેને વૈદ્યોએ આમવાત કહેલ છે. ૨

## આમવાતની ચિકિત્સા.

( ઉપજાતિ-છંદ )

विरेचनस्वेदनलंघनानिकटूनितिक्तानिचदीपनानि ॥
रूक्षान्नपानानिचभोजनानिशस्तानिसर्वाणिकिलामवाते ३

આમવાત રોગીને ( અગ્નિને દીપ્ત કરનારા પદાર્થોના) રેચ આપવા. શેક કરવા, લંઘન કરાવવું, કડવા તથા તીખા પદાર્થો ખવરાવવા, દીપન અને રૂક્ષ-લુખાં અન્નપાનો કે ભોજનો આપવં, ( શેકના પદાર્થો કે ઉપર બાંધવાના પદાર્થો પણ ઘી તેલ વગર કે કોઇપણ તેવી ચીજના મેલાવટ વગર હોય તેવા લુખા જ ઉપયોગમાં લેવા.) એ સર્વ ઉપચારો આમવાત માટે ઉત્તમ ગુણકર્તા છે. ૩ **અથવા**

वचाशताह्वावरुणत्वचश्चपुनर्नवादारुशटीश्चदंष्टा ॥
प्रसारणी नागरकेतुमुंडीवरीफलंकांरिसूक्ष्मपिष्टम् ॥४॥
तेनोपनाहंचविधाय लेपंकुर्च्छामवातंचजयेदभिज्ञः ॥
वापंचकोलस्यकृतः कषायः पीतोजयेदुर्जयमामवातम् ॥५॥

વજ, વરીયાળી, વાયવરણાની છાલ, સાટોડી, દેવદાર, કચૂરો, ગોખરૂ, નારી, સુંઠ, ગોરખમુંડી-બોરીયો કવલ્હાર મિંઢળ અને વાટ-વરણાની છાશ, એઓને કાંજી કે છાશમાં વાટીને તેનો ઉપનાહ-બફારો અથવા લેપ કરવો. સુજ્ઞ વૈદ્ય કષ્ટે કરીને મટનારા આમવાતને પણ જીતે છે.

**અથવા—**

પંચમૂળનો કવાથ કરી પીવામાં આવે તો તેથી ન જીતાય તેવો પણ આમવાત જીતાય છે-મટે છે. ૪-૫

**અથવા—**

रसनामरदारुराजवृक्षात्रेकूटैरंड पुनर्नवामृतानाम् ॥
कथितंजलमामवातमेषांशमयेन्नागरकल्कमिश्रमाशु ॥६॥

રાસ્ના, દેવદાર, ગરમાળો, સુંઠ, મરી, લીંડીપીપર, એરંડો, સાટોડી અને ગળો એઓનો ક્વાથ કરી સુંઠના કલ્ક સાથે પીવામાં આવે તો તેથી તુરત આમવાત શમી જાય છે. ૬ અથવા—

( શાર્દૂલવિક્રિડિત-છંદ )

वह्निव्योषविडंगसैंधवघनत्वक्पत्रतालीसजं चव्यैलामरदारुकुष्ठरसनोशीरंयवानीद्वयम् ॥ रास्नागोक्षुर धान्यजीरकयवक्षाराजमोदावरीमूलंकारविकाशमंच सकलैस्तुल्योभवेद्गुलुः ७

( ઉપજાતિ-છંદ )

घृतेनसम्मर्द्य दृढं निधायस्निग्धेषुभाण्डेस्यततोक्षमात्राम् ॥
युंज्याद्यथेष्टाचरणोनरस्यादुष्टामवातंजयतिप्रसह्य ॥ ८ ॥
ख्यातः क्षितौगुग्गुलयोगराजः समस्तवातामयनाशनः स्यात् ॥
दुर्नाभगुल्मोदरमामवातंप्लीहाग्निमांद्यं जयतिव्रणंच ॥ ९ ॥

ચિત્રામૂળ, સુંઠ, મરી, લીંડીપીપર, વાવડીંગ, સિંધાલુણ, મોથ, તજ, તમાલપત્ર, તાલીસપત્ર ચવક, એલચી, દેવદાર, ઉપલેટ, કાળોવાળો, અજમો, રાસ્ના, ગોખરૂ, ધાણા, જીરૂ, જવખાર, અજમોદ, ત્રિફળાં, પીલુડી, અને સવાં એઓ સઘળાંને સરખે ભાગે લઈ એ સર્વના ચૂર્ણની બરોબર શોધેલો ગુગલ લેવો. ગુગલને ઘીવતે મર્દન કરી, કુટી ચૂર્ણ સાથે એક જીવ કરી રીઢા વાસણમાં તેની એક એક તોલાભારની અથવા બેહેડા પ્રમાણે ગોળીઓ વાળીને ચીકણા-રીઢા વાસણમાં

ભરી રાખવી. આમાંથી નિત્ય ૧ ગોળી કિંવા બહેડા પ્રમાણ કે રોગ બળ વિચારીને જે મનુષ્ય યથેષ્ટ આહાર વિહાર સહિત સેવન કરે તે અસહ્ય અને દુષ્ટ આમવાયુને જીતે છે. આ **યોગરાજ ગુગળ** સઘળા વાયુના રોગોના નાશ માટે પ્રખ્યાતિ પામે છે તથા ગુદાના મસા, ગોળો, ઉદરરોગ, બરલ, અગ્નિની મંદતા, અને ગડ-ગુંબડ-ઘા-ભારનીંગળ વગેરેનો નાશ કરે છે. ૭-૯ **અથવા—**

**पुनर्नवाच्छिन्नरुहाशताह्वामुंडीसठीदारुकनागराणाम् ॥**
**चूर्णानिहंन्यात्किलकांजिकेन दुष्टामवातंचिरगृध्रसींच १०**

સાટોડી, ગળો, વરીયાળી, બોરીયો કલ્હાર, કચૂરો, સુંઠ, દેવદાર અને લીંડીપીપર એઓનું ચૂર્ણ કરી કાંજી સાથે ફાકવામાં આવે તો સર્વપ્રકારનો આમવાયુ અને લાંબા વખતની ગૃધ્રસી એઓનો નાશ કરે છે. ૧૦ **અથવા—**

**रसोनस्यपलंहिंगुव्योषसैंधवं जीरकाः॥**
**सौचवर्चलंविडं कार्चपिष्टातैलेनमिश्रयेत् ॥ ११ ॥**
**कर्षकंभक्षयेत्मातरामवातार्दितोनरः ॥**
**एरंडतैलसंयुक्तांभक्षयेद्वाहरीतकी ॥ १२ ॥**

ચોખું ફોલેલું લસણ ચાર તોલાભાર, શેકેલી હીંગ, જીરૂ, સુંઠ, મરી, પીપર, સિંધાલુણ, સંચળ, અને બિડલુણ એઓને તેલમાં ઘુંટીને તેમાંથી ૧ તોલાભાર પ્રાતઃકાળે આમવાતથી પીડાતો મનુષ્ય ખાય તો આમવાત મટી જાય છે.

**અથવા**—એરંડીયા તેલ સાથે હરડેના ચૂર્ણનું સેવન કરવાથી આમવાત મટે છે. ૧૧-૧૨

## આમવાતવાળાને ત્યાગવા લાયક પદાર્થો.

अभिष्यंदकरायेचयेचान्येगुरुपिच्छिला ॥
वर्जनीयाःप्रयत्नेनह्यामवातार्दितैर्नरः ॥ १३ ॥

જે જે શરદી કરનારા પદાર્થો હોય તે, અને જે જે પદાર્થો ભારે તથા ચીકણાસવાળા છે તેઓનો પ્રયત્નપૂર્વક આમવાત પીડિત રોગીએ ત્યાગ કરવો, ( દહીં, માછલાં, દુધ, પોઈ, અડદનાં વડાં, અને અનૂપ દેશનાં પ્રાણીઓના માંસો એઓનો પણ ત્યાગ કરવો. ) ૧૩

---

## શૂળ રોગનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

### શૂળનું પાસેનું હેતુ.

( ઇંદ્રવજ્ર-છંદ )

शूलोष्टधाद्वंद्वपृथक्समस्तैरामेनदोषैरिहवायुरुग्रः ॥
व्यायामरूक्षाध्यशनाभिघातैर्वायुः प्रकुप्याशुकरोतिशूलं ॥१॥

શૂળરોગ આઠ પ્રકારનો છે—એટલે વાયુથી થયેલો, સામટા ત્રિદોષોથી થયેલો, આમથી થયેલો, વાયુકફથી થયેલો, વાયુપિત્તથી થયેલો અને પિત્તકફથી થયેલો એ આઠ પ્રકારનો છે. આ સર્વ શૂળોમાં ઘણું કરીને વાયુ ઉગ્રતા ધરાવે છે. અથવા એ સર્વ શૂળમાં વાયુનું શૂળ ઉગ્ર હોય છે.

## વાયુથી થતા શૂળનાં છેટેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

हृत्पार्श्वपृष्ठोदरबस्तिकुक्षौमुहुर्मुहुः शांतिमुपैतिकोपं ॥
कट्वम्लतीक्ष्णोष्णसुरादिभिश्च पित्तंप्रदुष्टंजनयेद्धिशूलं ॥२॥

કસરત-મહેનત કે કુસ્તીનો અતિયોગ થવાથી, અત્યંત રૂક્ષ પદાર્થોના સેવવાથી, જમ્યા ઉપર જમવાથી ( અતિ ટાઢું પાણી પીવાથી, અતિ ગાડી ઘોડા દોડાવવાથી, અતિ ઉજાગરા થવાથી, મકઈ, મગ, તુવર તથા કોદરા વગેરે વાતલ પદાર્થોના બહુ ખાવાથી, તુરા તથા કડવા રસોના સેવનથી, તુરત ઉગેલા વટાણા તથા ચણા વગેરે ધાન્યના ખાવાથી, વિરોધી ભોજનથી, સુકાં માંસ કે શાકોના ખાવાથી, મળમૂત્રાદિના વેગો રોકવાથી, અતિ શોક ઉપવાસ હસવા બોલવાથી ) અને ઠેકા વગેરેનો માર વાગવાથી વૃદ્ધિ પામેલો વાયુ હૃદયમાં, પડખાંઓમાં, પીઠમાં, પેટમાં, પેઢુમાં અને કુખમાં વાયુ તુરત શૂળને ઉત્પન્ન કરે છે તથા વારંવાર વાયુનો કોપ તથા શાંતિ થાય છે. ૧॥

## પિત્તથી થતા શૂળનાં છેટેનાં નિદાન તથા સંપ્રાપ્તિ અને લક્ષણ.

मध्यंदिनेकुप्यति चार्द्धरात्रेसस्वेदमूर्च्छावमिदाहयुक्तं ॥

કડવા, ખાટા, તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોના અતિ-સેવનથી તથા સુરા જાતની મદિરા પીવામાં આવવાથી

અથવા અન્ય પણ પિત્તને કોપાવનારાં અનેક કારણોથી પ્રકોપ પામેલું પિત્ત ( નાભિમાં ) શૂળને ઉત્પન્ન કરે છે. આ શૂળ મધ્યાન્હકાળમાં તથા અરધિરાતના સમયમાં ( ગ્રીષ્મ અને શરદ ઋતુઓમાં ) પરસેવો, મૂર્છા, ભ્રમ અને બળતરા એ લક્ષણો સહિત કોપે છે. ૨॥

## કફથી થતા શૂળનાં છેટેનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

किलाटमांसेक्षुपयोविकारैर्माषैस्तिलैः शूलकरः कफः स्यात् ३

हृल्लासकासारुचिसंप्रसेका भुक्तेतिमात्रंहिरुजोभवंति । ४ ।

જળમાં ઉત્પન્ન થએલા કમળકંદ આદિ પદાર્થોથી, માંસોથી, શેલડીથી, દુધના માવાથી કે દુધના પદાર્થોના વિકારથી, અડદના લોટ વગેરેથી અને તલની પુરી કે તલના વા અન્ય કફ કોપાવનાર પદાર્થોથી કોપેલો કફ શૂળને ઉત્પન્ન કરે છે. આ શૂળથી મોળ, ઉધરસ, અરૂચિ તથા ઉબકો એટલાં ચિન્હો પ્રકટે છે. આ શૂળ ખાધા પછી જ હમેશાં બહુ પીડા કરનાર થાય છે. ૩–૪

## ત્રિદોષ શૂળનું, દ્વિદોષશૂળનું અને આમથી થયેલા શૂળનું લક્ષણ.

सर्वदोषोत्थितः शूलः सर्वलक्षणसंयुतः ॥
द्विदोषलक्षणोपेतोविज्ञेयस्तुद्विदोषजः ॥ ५ ॥
स्तंभनाटोपहृल्लासैस्तैमित्यछर्दिगौरवैः ॥
कफस्यलिंगेन समंशूलमामोद्भवंस्मृतम् ॥ ६ ॥

સામટા ત્રણે દોષ કોપવાથી શૂળ થયું હોય તો ઉપર કહેલાં ત્રણે દોષોનાં શૂળોનાં સર્વ લક્ષણો સહિત હોય છે. અને જો બે બે દોષોના મેળાપથી થયેલું શૂળ હોય તો, તે તે બે બે દોષોનાં લક્ષણો સહિત શૂળ હોય છે. તથા કફ શૂળના જેવાં જેનાં લક્ષણો હોય, અને જેની સાથે ઝાડાનું રોકાણ, આફરો, મોળ, જાણે ભીના લુઘડાથી ઢંકાયેલું હોય એવી શરીરની સ્થિતિ, ઉલટી અને ભારેપણું એટલાં લક્ષણો હોય તે આમથી ઉત્પન્ન થયલું શૂળ સમજવું. ૫-૬

## શૂળની ચિકિત્સા.

**संपाचनस्वेदनलंघनानि सक्षारचूर्णाः फलवर्तयश्च ॥**
**वांतिविरेकोगुटिकास्तथैतसर्वेषु शूलेष्वनिवारितंहि ।७।**

પાચન, સ્વેદન, લંઘન, ક્ષારો, ચૂર્ણો, ગુદામાં દવાની વાટ નાખવી, ઉલટી, જુલાબ અને ગોળીઓ એ સઘળા પ્રકાર શૂળમાત્રને અવશ્ય નિવારણ કરે છે. ૭

**स्वेदैः स्नेह पायसैश्चवातशूलमुपाचरेत् ॥**
**तस्यशूलाभि पन्नस्यस्वेदएव सुखावहः ॥ ८ ॥**
**तिलानापिष्यगुटिकां विधायजठरोपरि ॥**
**भ्राम्यमाणातुस हंति शूलं परमदारुणम् ॥ ९ ॥**
**नाभिलेपाज्जयेच्छुलंमदनंकांजिकान्वितं ॥**
**स्नेहेनयुक्तः कौलत्थोहंतिशूलंसमीरजम् ॥ १० ॥**
**तथालींब रसोहिंग्व्योषसैंधवसंयुतः ॥**
**सौवर्चलंदाडिम रसैर्युक्तंशूल[illegible] ॥ ११ ॥**

**विश्वैरंडयवक्काथोर्हिंगुसौवर्चलेनच ॥**
**हिंगुपुष्करमूलाभ्यांयुक्तःशूलनिवारणं ॥ १२ ॥**

સ્નેહના તથા સ્વેદ–શેકના ઉપચારો કરવાથી **અથવા** ખીરના સેવનથી વાયુનું શૂળ મટે છે. **અથવા** વાયુના શૂળથી પીડિત મનુષ્યને શેક એ જ સુખકારી છે. **અથવા** તલને વાટી તેની ગોળી કરી પેટ ઉપર ફેરવવામાં આવે તો તેથી ભયંકર શૂળ પણ તુરત મટે છે. **અથવા**—

મીંઢળને કાંજીમાં વાટીને નાભિ–ડૂટી ઉપર ચોપડવામાં આવે તો તેથી શૂળ મટી જાય છે. **અથવા**—સ્નેહ ઘી સહિત કળશીનું સેવન કરવાથી વાયુના શૂળને હણી નાખે છે. **અથવા** લાવાના માંસનો રસો હિંગ, સુંઠ, મરી, લીંડીપીપર અને સિંધાલુણ સહિત પીવો. **અથવા** દાડિમના રસ સાથે સંચળ પીવો જેથી પિત્તનું શૂળ મટે છે. **અથવા** સુંઠ, એરંડો અને જવ એઓના કવાથમાં હિંગ અને સંચળ નાખીને પીવામાં આવે તો તેથી હિંગ અને પોકર મૂળના ચૂર્ણ સહિત એ જ કવાથનું સેવન કરવામાં આવે તો તેથી પિત્ત શૂળને મટાડે છે. ૮–૧૨ **અથવા**—

( ઉપજાતી–છંદ )

**पित्तेप्रशस्तः सलिलावगाहो भांडानि कांस्यानि जलप्लुतानि ।**
**निधाय शूलोपरिशीतलानि प्रशामयेच्छूलमदेह विज्ञः ॥ १३ ॥**

શીતળ પાણીમાં ફરવાથી કે શીતળ જળના સ્નાનથી **અથવા** કાંસાના વાસણમાં ટાઢું પાણી ભરીને જ્યાં પિત્ત

સંબંધી શૂળ આવતું હોય ત્યાં તે વાસણ મુકી રાખવામાં આવે તો તેથી વિષનું શૂળ તુરત શમી જાય છે. ૧૩

**અથવા—**

( અનુષ્ટુપ છંદ )

**पटोलेक्षुरसाद्यैश्चवामयेत्पित्तशूलिनम् ॥**
**पश्चाद्विरेचयेत्सम्यक्सितयात्रिवृतासह ॥ १४ ॥**

કડવાં પરવળ, અને શેલડીના રસ વગેરે પિત્તને શાંત કરનારા પદાર્થો પિત્તજનિત શૂળ રોગીને આપવા હિતકર છે; કેમકે તેથી ઉલટી થાય છે અને તે પછી નસોતર અને સાકરની ફાકી ફકાવવામાં આવે તો તેથી જુલાબ લાગે છે માટે એ ક્રિયાઓ ઉપયોગમાં લેવી. ૧૪

( ઉપજાતિ-છંદ )

**कफेप्रवाम्यशूलार्त्तमवश्यमुपवासयेत् ॥**
**लवण त्रितयंहिंगुपंचकोलयुतंपिबेत् ॥ १५ ॥**
**शंखस्यचूर्णं लवणंसहिंगुव्योषंसुखोष्णेनजलेनपीतं ॥**
**शूलंत्रिदोषं प्रभवंनिहंतिव्योषान्वितंदाडिमसैंधवंवा ।१६।**

કફ સંબંધી શૂળ રોગીને વમન કરાવીને અવશ્ય ઉપવાસ કરાવવો અને તેમાં સંચળ, સિંધવ અને બિડ-લુણ તથા હિંગ એઓને સુંઠ, પીપરીમૂળ, લીંડીપીપર, ચવક અને ચિત્રામૂળ એઓના ક્વાથ સાથે પીવામાં આવે તો તેથી **અથવા** શંખનો ચૂનો, સિંધાલુણ, હિંગ અને સુંઠ, મરી, લીંડીપીપર એઓના ચૂર્ણને નવશેકા પાણી

સાથે પીવામાં આવે તો તેથી કફથી થયેલું શૂળ મટી જાય છે.

ત્રિદોષથી થયેલા શૂળ ઉપર સુંઠ, મરી, લીંડીપીપર તથા સિંધાલુણને દાડિમ સહિત સેવવામાં આવે તો ત્રિદોષ જનિત શૂળનો નાશ કરે છે. ૧૫-૧૬ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**त्रिफलाचूर्णसंयुक्तं मंडूरंविलिहन्नरः ॥**
**मधुसर्प्पियुतं शीघ्रंशूलंहंतित्रिदोषजम् ॥ १७ ॥**

હરડે, બેહેડાં આમળાં એઓના ચૂર્ણ સાથે મંડૂરને મેળવી મધ અને ઘીમાં કાલવી ચાટવામાં આવે તો ત્રિદોષનાં શૂળનો તુરત નાશ કરે છે. ૧૭

**आमशूले च कर्तव्यं कफशूलविनाशनं ॥**
**चित्रकंग्रंथिकैरंडशुंठीधान्यजलं हितं ॥ १८ ॥**

આમ સંબંધી શૂળ હોય તો તેના માટે કફશૂળના નાશ સંબંધી જે ઉપચારો કહેલા છે તે ઉપચારો કરવા, **અથવા**–ચિત્રામૂળ, પીપરીમૂળ, એરંડમૂળ, સુંઠ અને ધાણા એઓનો ક્વાથ આમશૂળ માટે હિતકારી છે. ૧૮

( ઉપજાતિ-છંદ )

**एरंडसिंहद्वयमातुलुंगपाषाणभेदत्रिक बिल्वमूलैः ॥**
**कृतःकषायोरुबुतैलहिंगुक्षारैर्युतः शूलगदेषुपेयः ॥ १९ ॥**

એરંડાનું મૂળ, ભોરીંગણી, બીજોરૂં, પાષાણભેદ, ત્રિકટુ અને બિલીનું મૂળ તથા લાખ એઓનો ક્વાથ

એરંડીયા તેલ સાથે પીવામાં આવે તો તેથી શૂળ માત્ર મટી જાય છે. ૧૯

### હૃદય-શૂળનું લક્ષણ.

( અનુષ્ટુપ-છંદ )

हृदिस्थः कुरुतेशूलं मारुतोरसमूर्च्छितः ॥
सहृच्छूलइतिख्यातः परमुच्छ्वासरोधकः ॥ २० ॥

કફ તથા પિત્તે રોકેલો અને રસે વધારેલો હૃદયમાં રહેલો વાયુ જેથી શ્વાસ રોકાઈ જાય એવા શૂળને ઉત્પન્ન કરે છે તેને હૃદ્દિચ્છૂળ-છાતીમાંનું શૂળ કહે છે. ૨૦

### બસ્તિ-પેઢુના શૂળનું લક્ષણ.

वस्तिवंक्षणयोः शूलंसंरोधात्कुपितोनिलः ॥
वस्तिशूलइतिज्ञेयोवातविण्मूत्ररोधकः ॥ २१ ॥

વેગના રોકવાથી કુપિત થયેલો વાયુ મૂત્રાશયમાં ભરાઈ રહે છે તેથી મૂત્રાશયના માર્ગની નાડીઓમાં શૂળ થાય છે અને તેથી ઝાડો, પેસાબ તથા અધો વાયુ રોકાઇ જાય છે. તે શૂળને બસ્તિશૂળ જાણવું. ૨૧

### ભયંકર શૂળનાં ચિન્હો.

दक्षिणंकुक्षिमादायवामंवायत्प्रबाध्यते ॥
सर्वत्रभ्रमति क्षिप्रं न शांतिमधिगच्छति ॥ २२ ॥
पिपासावर्धतेतीव्रांभ्रमोमूर्च्छा च वेदना ॥
विट्शूलमेतद्विज्ञेयंभिषजादारुणंपरं ॥ २३ ॥

જમણા પડખાથી માંડીને ડાબા પડખા લગી જેનાથી વેદના થાય છે અથવા આખા શરીરમાં ફરતા અત્યંત

વેદના થાય, જરા પણ કળવળે નહીં, તરશ અત્યંત લાગે, ભ્રમ, મૂર્છા અને વેદના એટલાં લક્ષણો જેમાં હોય તેને વૈદ્યો દારૂણ-ભયંકર શૂળ કહે છે. ૨૨-૨૩

**ભયંકર શૂળના ઉપાય.**

( ઇંદ્રવજ્રા-છંદ )

**मद्येननित्यंतुरसोनकल्कंप्रातः पिबेद्वातकफोत्थशूली ॥**
**क्षीरोदकंपिप्पलिसैंधवाक्तंपीतंजयेदुर्जयमुग्रशूलं ॥ २४ ॥**

મદિરા સાથે લસણનો કલ્ક પ્રાતઃકાળે પીવામાં આવે તો વાયુ અને કફ સંબંધી શૂળ મટે છે. **અથવા** લીંડીપીપર અને સીંધાલુણ સાથે ક્ષીરોદક પીવામાં આવે તો ભયંકર અને ન જીતાય તેવું શૂળ પણ જીતી લે છે. ૨૪ **અથવા**

( વસંતતિલકા-છંદ )

**चूर्णंसमंरुचकहिंगुमहौषधाना मुष्णांबुनाकफसमीरणसंभवासु ।**
**हृत्पार्श्वपृष्टजठरार्तिविसूचिकासुपेयंतथा यवरसेनचविद्विबंधे।**

સિંધાલુણ ( સંચળ ) હિંગ અને સુંઠ એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે ફાકવામાં આવે તો કફ અને વાયુ સંબંધનું શૂળ તથા છાતીમાં, પડખામાં, પીઠમાં અને પેટમાં નિકળતાં શૂળ અને વિશુચિકા-કોલેરા એઓ મટે છે અને ઝાડાની અટકાયત હોય તો આ ચૂર્ણ જવના કવાથ સાથે પીવાથી ફાયદો થાય છે. ૨૫ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**गोमूत्रपाचितंतैलंहिंगुसैंधवसंयुतं ॥**
**नाभिस्थानेप्रदातव्यं हंति शूलं सुदुर्जयं ॥ २६ ॥**

હિંગ અને તેલને ગાયના મૂત્રમાં પકાવીને ડુંટીના આસપાસ લેપ કરવામાં આવે તો તેથી ન જીતાય તેવા શૂળનો નાશ કરે છે. ૨૬ **અથવા**

**सक्षारःशिग्रूकाथोमातुलुंगरसोथवा ॥**
**पीतोमधुयुतः पार्श्वकुक्षिहृद्बस्तिशूलनुत् ॥ २७ ॥**

ક્ષાર-જવખાર સહિત સરગવાનો કવાથ પીવાથી અથવા બીજોરાનો રસ મધ સાથે પીવાથી પડખાનું, કુખનું તથા પેઢુનું શૂળ મટી જાય છે. ૨૭

**वातेनिरूहोबस्तिश्च पित्तेक्षीरंविरेचनं ॥**
**कटुतिक्तकषायाश्चशूलेवांतिकफोद्भवे ॥ २८ ॥**

વાયુના શૂળ ઉપર નિરૂહબસ્તિ આપવી, પિત્તના શૂળ ઉપર દુધ પીવું તથા દુધ સાથે રેચનાં ઓષડો આપવાં અને વાયુ કફના શૂળ ઉપર કડવા, તીખા કવાથો આપવા. ૨૮

**यस्यनैवंप्रशांतिः स्याच्छृंगैलात्र्यूषणंहितं ॥**
**नारायणेनतैलेनबस्तिकर्म्महितंतथा ॥ २९ ॥**

આટલા ઉપાયો કરતાં છતાં પણ શૂળ શાંત ન થાય તો કાકડાશીંગી અને ત્ર્યૂષણ ( સુંઠ, મરી, પીપર ) એઓનું સેવન કરવું એ હિતાવહ છે. અથવા નારાયણ તૈલની બસ્તિ-ગુદામાં પિચકારી આપવી એ પણ હિતકારી છે. ૨૯

## પરિણામ શૂળનું લક્ષણ.

જે શૂળ ખાધેલું પચવાના સમયમાં ઉત્પન્ન થાય તેને પરિણામ શૂળ કહે છે.

## પરિણામ શૂળની ચિકિત્સા.

भुक्तेजीर्यतियच्छूलंतदेवपरिणामजं ॥
आकंठपाययेन्मद्यंक्षीरमिक्षुरसंरसं ॥ ३० ॥
मदनारिष्टजंक्काथं सम्यक्पश्चाच्चवामयेत् ॥
एरंडजेनतैलेनरेचनंपक्तिशूलनुत् ॥ ३१ ॥

મદ્યનો દુધનો તથા શેલડીનો રસ મિંઢળના ક્વાથની સાથે તથા લીંબડાના ક્વાથને મિંઢળના ક્વાથની સાથે ગળા સુધી પીવરાવી પછી ઉલટી કરાવવી. **અથવા** એરંડીઆ તેલનો જુલાબ આપવો જેથી પંક્તિશૂળ–પરિણામ મટી જાય છે. ૩૦–૩૧ **અથવા**

( ઇંદ્રવજ્રા–છંદ )

शंबूकजंभस्मकवोष्णकेनपीतंक्षणाद्धंतिहिपंक्तिशूलं ॥
कृष्णाभयाल्लोहभवंचचूर्णं लीढंनिहन्यान्मधुसर्पिषाथवा ३२

નાંની નાંની છીપલીઓની ભસ્મ ઉના પાણી સાથે પીવામાં આવે તો તુરત પંક્તિશૂળનો નાશ થાય છે. **અથવા** લીંડીપીપર, હરડે અને લોહનું ચૂર્ણ એઓની ભૂકીને મધ અને ઘીમાં કાલવી ચાટવામાં આવે તો પંક્તિ-શૂળનો નાશ કરે છે. ૩૨

( અનુષ્ટુપ–છંદ )

सजलंनालिकेरं तुसैंधवेनप्रपूरितं ॥
विपक्वं वह्निनासम्यक्पक्तिशूल निवारणं ॥ ३३ ॥

પાણીવાળા લીલા નાળીએરના ગોળામાં સારી પેઠે સિંધાલુણ ભરીને ( કપડા માટી કરીને અડાયાછાણાની )

અગ્નિથી પકાવવું. આ નાળીએરને ( પીપરના ચૂર્ણ સાથે ) ફાકવામાં આવે તો તેથી વાયુ, પિત્ત, કફ અને ત્રિદોષ સંબંધી પરિણામ શળનો નાશ કરે છે. ૩૩ **અથવા—**

( ઇંદ્રવજ્રા-છંદ )

**क्षौद्रंकपर्दविषसैंधवंचव्योषान्वितं पर्णरसैर्विमर्द्य ॥**
**गुंजैकमात्रोनिलजेविकारेपंक्तयाम शूलेगजकेसरीस्यात् ३४**

કોડીઓનો ચૂનો, શુદ્ધ વછનાગ, સિંધાલુણ અને વ્યોષ ( સુંઠ, મરી, પીપર ) એઓને નાગરવેલના પાનના રસની સાથે ઘુંટીને તેમાંથી એક રતીભાર ખાવામાં આવે તો આ પ્રયોગ વાયુવિકાર તથા પંક્તિશળ એઓ રૂપી હાથીનો નાશ કરવા સિંહ સમાન છે. ૩૪ **અથવા—**

( શિખારીણી-છંદ )

**वचाविश्वाजीरोषणगरलवाह्लीकदहनत्वचांकार्यावत्त्यश्च-णकतुलितामार्कवरसैः ॥ यथाभानोर्भासः स्तिमिरनिकरंकामि-नितथाहरंत्येताः शूलान्यखिलमनिला नाम सहितान् ॥ ३५ ॥**

વજ, સુંઠ, જીરૂં, મરી, ચિત્રમૂળ, કેસર, વછનાગ, અને તજ એઓને જળ ભાંગરાના રસ સાથે ઘુંટીને ચણા જેવડી ગોળીઓ વાળી ઉપયોગમાં લે તો જેમ સૂર્યનાં કિરણો અંધકારના સમૂહને હરે છે તેમ આ ગોળી સર્વ પ્રકારનાં શળોને અને વાયુના રોગોને હરે છે. ૩૫

**શૂળના ઉપદ્રવો.**

( અનુષ્ટુપ-છંદ )

**वेदनाचतृषामूर्च्छाअनाहो गौरवारुचीः ॥**
**कासश्वासौचहिक्काचशूलस्योपद्रवाः स्मृताः ॥ ३६ ॥**

વેદના, અત્યંત તરસ, મૂર્છા, મળબંધ-આફરો, ભારેપણું, અરૂચિ, ઉધરસ, શ્વાસ, ઉલટી અને હેડકી એ દશ શૂળના ઉપદ્રવો છે. ૩૬

---

## ઉદાવર્ત્તનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

### ઉદાવર્ત્તનાં છએનાં નિદાન, સંપ્રાપ્તિ તથા લક્ષણ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**रूक्षैः कषायैः कटुतिक्तशीतैर्विण्मूत्रवातादिकधारणैश्च ।**
**कोष्ठानुगोवायुरतिप्रवृद्धोमूत्रास्रमेदः कफविड्गहानि । १ ।**
**स्रोतांस्युदावर्तयतिप्रसह्यतस्मादुदावर्तमिदं वदंति ॥**
**हृद्बस्तिशूलैरतिपीडितस्तुविड्वातमूत्राणिभवंतिकृच्छ्रात् ॥ २ ॥**

કડવાં, તીખાં, લુખાં, તુરાં તથા શીતલ ભોજનથી અને મળ મૂત્રાદિક ( ચૌદ પ્રકાર ) ના વેગો રોકવાથી કોપ પામેલો કોઠામાં રહેલો વાયુ તુરત ઉદાવર્ત્તને ઉત્પન્ન કરે છે. વાયુ ઉંચે ઉંચે ભ્રમણ કરીને પોતાને ચલાવનારાં, મૂત્રને ( આસુને ) રક્તને, મેદને, કફને અને મળને ચલાવનારાં સ્રોતોને એકદમ રોકી દે છે અને વિષ્ટા વગેરેની અવળી ગતિ કરે છે પણ તેઓને નિચે ઉતારતો નથી એ કારણથી એને અસહ્ય ઉદાવર્ત્ત રોગ કહે છે. ઉદાવર્ત્તવાળા રોગીને પેડુમાં શૂળ, તથા હૃદયમાં શૂળ થવાથી અતિ પીડા થાય છે તેથી ઝાડો મૂત્ર અને અધોવાયુ એઓને પરાણે પરાણે બહુ મહેનતથી ઉતરવા દે છે અર્થાત્ એઓનું રોકાણ થાય છે. ૧-૨

## ઉદાવર્ત્તની ચિકિત્સા.

( અનુષ્ટુપ-છંદ )

उदावर्ते प्रयोक्तव्यमभ्यंगस्नेहरेचनम् ।
क्षारचित्रकहिंग्वऽम्लवेतसैर्भेदनं मतम् ॥ ३ ॥
करंजत्वक् फलंमूलंवल्मीकस्यचमृत्तिकां ॥
मूत्रेणपिष्ट्वासिद्धार्थमुदावर्तेप्रलेपनम् ॥ ४ ॥

ઉદાવર્ત્તવાળા રોગીને તેલનું મર્દન કરવું. સ્નેહ વિરેચન અર્થાત્ એરંડીયા, તેલ કે ઘી સાથે રેચક પદાર્થો આપવા. ક્ષાર, ચિત્રામૂળ, હિંગ, અને અમ્લવેતસ નામનું ખાટું લીંબુ એઓનો ઉપયોગ કરી મળને ભેદી નાખવો. **અથવા**—કરકચની છાલ, કચ્ચાંના ગોળા, કરકચનાં મૂળ અને રાફડાની માટી એઓને ગાયના મૂત્ર સાથે વાટી તેમાં સરગવાના મૂળનો કલ્ક મેળવીને લેપ કરવો. ૩-૪ **અથવા**

पथ्यामूत्रीयवक्षारंत्रिवृच्चूर्णघृतेन च ॥
पीतंजयेदुदावर्तं गुल्मानाहैरुपद्रुतम् ॥ ५ ॥

હરડે, નાની પીલુડી, જવખાર અને નસોતર. એઓનું ચૂર્ણ ઘી સાથે પીવામાં આવે તો ગુલ્મ અને આફરા વગેરેના ઉપદ્રવ સહિત ઉદાવર્તને જીતી લે છે. ૫ **અથવા**—

वर्तिं सुवर्तितां कृत्वा हिंगुमाक्षिकसैंधवैः ॥
घृताभ्यक्तां गुदे दद्यादुदावर्तहरां परां ॥ ६ ॥

હિંગ, સિંધાલુણ અને મધ એઓની ગોળ દીવટ કરીને ઘીથી ચોપડીને ગુદામાં ખોસવી. આ ઉદાવર્તને હરવા માટે પરમોત્કૃષ્ટ ઉપાય છે. ૬ **અથવા**—

हरीतकीवृद्धक्षारपीलुनीचूर्णमेकशः ॥
घृतेनपीतंहंत्याशु गगोदा-र्तवर्ध्मकम् ॥ ७ ॥

હરડે, નસોતર, જવખાર અને પીપર-એઓનું ચૂર્ણ ઘી સાથે પીવામાં આવે તો ઉદાવર્ત રોગને અને બદ એઓને હણી નાખે છે. ૭ **અથવા**—

सिता पलैकं त्रिवृता कणाकर्षःसुचूर्णितम् ॥
विलिहन्मधुना कर्षमुदावर्तात्प्रमुच्यते ॥ ८ ॥

સાકર તોલા ૪ ભાર તથા નસોતર, લીંડીપીપર એ બેનું ચૂર્ણ એક એક તોલો લઈ એઓનું ચૂર્ણ કરી તોલા ભાર મધમાં કાલવીને ચાટવાથી ઉદાવર્ત્ત રોગથી મુક્ત થાય છે. ૮

---

## અનાહનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

आमं पुरीषं निचितं विबद्धं दुष्टवायुना ॥
वर्धमानं यथा स्वं च तमानाहमुदाहरेत् ॥ १ ॥

આમ ( આહારનો નહી પાકેલો રસ ) અથવા વિષ્ટા ક્રમથી સંચય પામીને અને દુષ્ટ વાયુથી બંધાઈને કે સુકાઈને હમેશાની પેઠે ઉતરે નહીં તેને અનાહ—આફરો કહે છે. ૧

### અનાહ રોગ આમથી કે વિષ્ટાથી થએલો હોય તેનાં લક્ષણ.

आमाशयेशूलमथोहृदयस्तंभगौरवं ॥
भवेत्तु पक्वाशयजे श्वासो मूर्च्छा शकृद्वमी ॥ २ ॥

જો આમથી અનાહ થયો—આફરો ચઢયો—હોય તો

આમાશયમાં શૂળ, છાતીમાં જડતા, ભારેપણું ( સલીખમ, તરસ, માથામાં બળતરા, અને ઓડકારનું બંધ પડવું ) એટલાં ચિન્હો થાય છે, અને જો વિષ્ઠાના સંગ્રહથી આફરો ચઢયો હોય તો શ્વાસ, મૂર્ચ્છા અને ઝાડાની ઉલટીનું થવું એટલાં ચિન્હો થાય છે. ૨

## અનાહની ચિકિત્સા.

उदावर्ते तथानाहेविड्भ्रमिंपरिवर्जयेत् ॥
दीपनंपाचनंशस्तमानाहे बस्ति कर्म्म च ॥ ३ ॥

ઉદાવર્ત્તમાં અને અનાહમાં ઝાડાનું રોકાણ કરનારા તથા આમને ઉત્પન્ન કરનારા પદાર્થો કે આહાર-વિહારોનો ત્યાગ કરવો. એઓ માટે તો ફક્ત દીપન, પાચન યોગો શ્રેષ્ઠ છે. અને અનાહ માટે બસ્તિકર્મ ઉત્તમ છે. (ઉદાવર્ત્ત અને અનાહ એઓનાં કારણો અને કામો સમાન છે જેથી ઉદાવર્ત્તની ચિકિત્સાઓ અનાહમાટે ઉપયોગમાં લેવી યોગ્ય છે.) ૩

## ખાસ એકલા અનાહ માટેજ ચિકિત્સા.

त्रिवृत्कृष्णा हरीतक्यो द्विचतुः पंचभागिकाः ॥
गुटिका गुड तुल्यास्ताविड्विबंधगदापहाः ॥ ४ ॥

નસોતર બે ભાગ, લીંડીપીપર ચાર ભાગ, અને હરડે પાંચ ભાગ એઓની, તેઓના જેટલા વજનના ગોળમાં ગોળીયો કરીને ખાવામાં આવે તો તેથી આફરો–મળબંધનો રોગ નાશ થાય છે. ૪ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

हिंगूग्रगंधाविडशुंठ्यजाजीहरीतकीपुष्करमूलकुष्टम् ॥
यभागोत्तरंचूर्णित मेतदिष्टंगुल्मोदरानाहविषूचिकासु ॥५॥

હિંગ, વજ, બિડલુણ, સુંઠ, શાહજીરૂં, હરડે, પોકરમૂળ અને ઉપલેટ એઓને એક એકથી વધતા ભાગે લઈ એઓનું ચૂર્ણ કરી ફાકવામાં આવે તો તે ગુલ્મ-ગોળો, પેટના રોગ, આફરો અને વિષૂચિકા-કોલેરા એઓનો નાશ કરવા માટે હિતાવહ છે. ૫

---

## ગુલ્મ-ગોળાનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### ગુલ્મના પ્રકાર, સ્થાન તથા તેનાં લક્ષણો.

( શાલિની-છંદ )

दुष्टैर्दोषैरेकशः सर्वशश्चगुल्मः स्त्रीणांपंचमोरक्तजः स्यात् ॥
तस्यस्थानंपार्श्वहृन्नाभिवस्तिग्रंथिर्वृत्तोजायतेगुल्मसंज्ञः ॥१॥

( ઉપજાતિ-છંદ )

कृच्छ्रेणविण्मूत्रचलप्रवृत्तिराध्मानमन्नारुचिरूर्ध्ववातः ॥
अपक्तितृष्णांत्रविकूजनानिसर्वेषु गुल्मेषुचचिह्नमुक्तम् ।२।

વાતાદિદોષો દુષ્ટ થવાથી એટલે વાયુથી થયેલો, પિત્તથી થએલો, કફથી થએલો, ત્રિદોષથી થયેલો અને રક્ત દોષથી થએલો એમ ગુલ્મના પાંચ પ્રકાર છે. એ પૈકી ચાર ગુલ્મ તો પુરૂષો અને સ્ત્રીઓ એ બન્નેને થાય છે, પણ પાંચમો રક્ત ગુલ્મ તો સ્ત્રીઓને જ થાય છે. ગુલ્મનાં સ્થાન પડખાં, હૃદય, ડુંટી, પેઢુ એટલાં ગુલ્મને

રહેવાનાં કે થવાનાં ઠેકાણાં છે, એ સ્થાનકોમાં ગોળ ગાંઠ જે થાય છે તેને ગુલ્મ એવી સંજ્ઞા આપેલ છે, ગુલ્મ રોગમાં મહા મહેનતે ઝાડો તથા પેસાબ ઉતરે છે, આફરો, અન્ન ઉપર અરૂચિ, ઉર્દ્ધવાત, અપચો, તરસ અને પેટમાં ગગડાટ શબ્દ થવો સર્વ ગુલ્મમાં હોય છે. ૧-૨

## પ્રત્યેક ગુલ્મનાં પૃથગ્ લક્ષણો.

( અનુષ્ટુપ છંદ )

**जीर्णेन्ने जायते कोपो भुंक्त शांतिश्चलात्मके ॥**
**पित्तगुल्मेज्वरस्तृष्णा शूलं जीर्यति भोजने ॥ ३ ॥**
**कफगुल्मे गात्रसादहृल्लासरुछर्दिगौरवम् ॥**
**त्रिदोषजे महच्छूलं दाहस्तृष्णा बलक्षयः ॥ ४ ॥**

ભોજન પચ્યા પછી દરદનો બહુ વધારો થાય અને ભોજન કર્યા પછી દરદ નરમ પડી જાય તે વાયુનો ગુલ્મ જાણવો. તાવ, તરસ, અને ભોજન પચવાના વખતે ભારે શૂળ આવે તે પિત્તનો ગુલ્મ જાણવો. ગાત્રોમાં ગ્લાનિ, મોળ, ઉલટી અને ભારેપણું થાય એ કફનો ગુલ્મ જાણવો. અને મહા પીડાકારી શૂળ, દાહ, તરસ એટલાં લક્ષણો થાય અને બળનો નાશ થાય તે સામટા કોપેલા ત્રણે દોષનો ગુલ્મ જાણવો. ૩-૪

## ગુલ્મની ચિકિત્સા.

**वातानुलोमनंस्निग्धमुष्णंबृंहणदीपनं ॥**
**लंघनं रक्तमोक्षश्च स्वेदः शस्तोहिगुल्मिनां ॥ ५ ॥**

વાયુ એ સઘળા ગુલ્મોનું મૂળ છે અર્થાત્ સર્વ

ગુલ્મમાં મુખ્ય વાયુનો અંશ હોય છે માટે પ્રથમ વાયુને સમન કરે તેવા તથા સ્નિગ્ધ, ઉષ્ણ, વૃંહણ તથા દીપન ઉપચારો કરવા. **અથવા** લંઘન, લોહી કઢાવવું, સ્વેદ વિધિએ સર્વ ચિકિત્સા ગુલ્મ રોગીને હિતકારી છે. ૫ **અથવા—**

**केतकी संभवः क्षारः खर्जिकाकुष्ठसंयुतः ॥**
**तैलेन पीतः शमयेद्गुल्मंपवनसंभवम् ॥ ६ ॥**

કેતકીનો ખાર, સાજી અને ઉપલેટ એઓને એકત્ર કરી તેલમાં નાખીને પીવામાં આવે તો વાયુનો ગુલ્મ શમી જાય છે. ૬ **અથવા—**

**त्रिफलांबुत्रिवृच्चूर्णपित्तगुल्मेपिबेन्नरः ॥**
**कफजेजीर्णमद्येनपंचमूलीजलंपिबेत् ॥ ७ ॥**

નસોતરનું ચૂર્ણ ત્રિફળાના ક્વાથ સાથે પીવામાં આવે તો તેથી પિત્તનો ગુલ્મ મટી જાય છે. **અથવા—**

જુનું મદ્ય કે પંચ મૂળનો ક્વાથ પીવામાં આવે તો તેથી કફનો ગુલ્મ મટી જાય છે. ૭ **અથવા—**

( વસંતતિલકા-છંદ )

**हिंग्वाम्लवेतसवचाविजयायवानीक्षारैः ससैंधवविडैर्विहितंहिचूर्णम् ॥ पीतंजयेत्सपदिकोष्ण जलेन सर्वान्गुल्मान्प्रभूतवमनारुचिमांद्यशूलान् ॥ ८ ॥**

હિંગ, અમ્લવેતસ, વજ, હરડે, અજમો, જવખાર, સિંધાલુણ અને બિડલુણ એઓનું ચૂર્ણ કરી ઉના પાણી

સાથે પીવામાં આવે તો તુરત સર્વ પ્રકારનો ગુલ્મ રોગ, ઉલટી, અરૂચિ, અગ્નિમંદતા અને શૂળ એઓને જીતી લે છે. ૮

( અનુષ્ટુપ-છંદ )

वर्चोवातनिरोधे तु सामुद्रार्द्रकसर्षपैः ॥
विधायपानेदातव्यावर्तिर्वामरिचोत्तरा ॥ ९ ॥

જો વાયુનો અટકાવ થયો હોય તો સમુદ્રલવણ-દરીયાઈ મીઠું, આદુ, સરસવ અને મરી એઓની દીવટ બનાવીને ગુદા મધ્યે ખોસવામાં આવે તો ગુલ્મ મટે છે. ૯ **અથવા—**

( શાર્દૂલવિક્રિડિત-છંદ )

हिंगुत्र्योष[redacted]म्लवेतसशठीधान्याजगंधाजयापाठातिंतिडिकाजमोददहनक्षारद्वयंदाडिमं ॥ चव्यंग्रंथिकपौष्कराणिहपुषासौवर्चलंसैंधवं पिष्ट्वालुंगरसेनजीरकविडं तद्भावयेत्सप्तधा १०

प्रातःकर्षमितंविगृह्यगुटिकां गुल्मानशेषाञ्जयेच्छूलानाहगरोदरारुचिवमिप्लोहाग्नि मांद्यानिच ॥ सर्जिक्षारपलंगुडोद्विपलिकस्तत्राजगंधापलं चूर्णं पीतमिदंजलेनसकलान्गुल्मान्मशूलान् जयेत् ॥ ११ ॥

હીંગ, સુંઠ, મરી, પીપર, વજ, અમ્લવેતસ, કચૂરો, ધાણા, આપચીઆપચી, ભાંગ કિંવા હરડે, કાળી, પાડ, કોકમ, અજમોદ, ચિત્રામૂળ, જવખાર, સાજીખાર, દાડિમ, ચવક, પીપરામૂળ, પોકરમૂળ, છીણીનાં મૂળ, સંચળ, સિંધવ, એઓનું ચૂર્ણ કરી બીજોરાના રસની, જીરાના ક્વાથની અને બિડલુણના રસની સાત સાત ભાવનાઓ

આપી સારી પેઠે ઘુંટી તેની ગોળીઓ વાળી તેમાંથી પ્રાતઃકાળે એક તોલા ભાર સેવન કરવામાં આવે તો સર્વ પ્રકારના ગુલ્મ, શૂળ, આફરો, વિષ, ઉદરરોગ કિંવા જળોદર, અરૂચિ, ઉલટી, બરલ, અને અગ્નિમંદતા એઓનો નાશ કરે છે.

સાજીખાર તોલા ૪, ગોળ તોલા ૮ અને આપચી-આપચી તોલા ૪; એઓના ચૂર્ણને પાણી સાથે પીવામાં આવે તો તેથી સર્વ પ્રકારના ગુલ્મ અને મૂળ એઓને જીતે છે. ૧૦-૧૧

## ૨૪૩૫ રૂધિરથી-રક્તથી ઉત્પન્ન થયેલા ગુલ્મનું નિદાન તથા લક્ષણ.

( અનુષ્ટુપ-છંદ )

नवप्रसूतायानारीगर्भंवाविसृजेदतौ करोति
गुल्मंसरुजंवायुः संगृह्य शोणितम् ॥ १२ ॥
यः स्पन्दतेपीडितश्चगर्भलक्षणसंयुतः ॥
चिकित्स्येद्दशमेमासेगुल्मोज्ञेयः स रौधिरः ॥ १३ ॥

જે સ્ત્રી તાજી સુવાવડી છતાં અહિત આહાર-વિહાર કરે અથવા તે સ્ત્રી પોતાને કસુવાવડ એટલે નવમા મહીનાથી પેહેલા પ્રસવ થયા છતાં અહિત આહાર-વિહાર કરે અથવા જે સ્ત્રી રજસ્વળા હોય તે વખતમાં અહિત-ગેરફાયદા કરનાર આહાર-વિહાર કરે તે સ્ત્રીનાં રૂધિર-લોહીનું ગ્રહણ કરીને વાયુ ગર્ભાશયમાં ગોળી જેવા ગુલ્મને ઉત્પન્ન કરે છે. એ ગુલ્મ વ્યથા-પીડાવાળો ( બળતરાવાળો અને

પિત્તથી થયેલા ગુલ્મના જેવાં લક્ષણોવાળો ) હોય છે. આ ગુલ્મના પ્રભાવથી ગર્ભની પેઠે ફરકવાપણું, અટકાવનું ન દેખાવું, સ્તનની ડીટડીઓ કાળી થવી, ભાવો અભાવો થવો અને મોહાડાનું પીળાપણું પડવું વગેરે વગેરે જે જે ગર્ભનાં લક્ષણો હોય છે તે તે સર્વ ચિન્હો સહિત હોય છે. આ ગુલ્મની દશમાસ વીતી ગયા પછી ગુલ્મને જુનો જાણી ચિકિત્સા કરવી; કેમકે તેમ કરવાથી ગર્ભાશયને નુકશાન થતું નથી તથા સુખસાધ્ય ગણાય છે. આ ગુલ્મને (કેટલાએક તરૂણી ગુલ્મ તથા ) રક્ત ગુલ્મ કહે છે. ૧૨-૧૩

## રક્ત ગુલ્મની ચિકિત્સા.

**शताह्वाचिरबिल्वत्वक्दारु भार्ङ्गीकणोद्भवम् ॥**
**चूर्णपीतंजयेद्गुल्मंतिलक्काथेन संयुतं ॥ १४ ॥**

વરીયાળી, કરકચના ઝાડની છાલ, દારૂ હળદર, ભારંગી અને લીંડીપીપર એઓનું ચૂર્ણ તલના કવાથ સહિત ૩ દિવસ પીવામાં આવે તો તેથી રૂધિર સંબંધી ગુલ્મ મટી જાય છે. ૧૪ **અથવા—**

( ઇંદ્રવજ્રા-છંદ )

**क्काथस्तिलानां त्रिदिनं निपीतोभारंगिविश्वामगधामरीचैः ॥**
**तारुण्यभावेऽपिगतेपिनार्य्याः पुष्पंप्रनष्टंप्रकटीकरोति ॥ १५ ॥**

તારંગી, સુંઠ, લીંડીપીપર અને મરી એઓનું સેવન કરવામાં આવે તો, તારૂણ્ય અવસ્થા ગયા પછી પણ ઋતુ આવતું બંધ પડયું હોય તો આ પ્રયોગથી ફરીને આવે છે. ૧૫

---

## હૃદ્રોગનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### હૃદ્રોગનું સંપ્રાપ્તિપૂર્વક લક્ષણ.

( અનુષ્ટુપ-છંદ )

**दुषयित्वा रसं दोषा विगुणा हृदयं गताः ॥**
**हृदि बाधां प्रकुर्वन्ति हृद्रोगं त प्रचक्षते ॥ १ ॥**

દુષ્ટ થયેલો વાયુ આદિ દોષો હૃદયમાં રહી રસને દૂષિત કરીને હૃદયમાં–છાતિમાં પોતાના ભેદને લીધે અનેક પ્રકારની પીડાને ઉત્પન્ન કરે છે એ હૃદ્રોગ કહેવાય છે. ૧ (આ રોગમાં જાણે હૃદય ભાંગી જતું હોય તેવી પીડા થાય છે.)

### હૃદ્રોગનું દૂરનું નિદાન તથા સંખ્યા.

( શાર્દૂલવિક્રિડીત-છંદ )

**चिंतावेगविनिग्रहश्रमभयाघातःप्रसंगादिभिःहृद्रोगः कफवात पित्तक्रमिभिः सर्वैः पृथक्पंचधा ॥ सस्त्रावारुचिगौरवाग्निसदनं-श्लेष्मोद्भवेहृद्भवेदवातोत्थेहृदयंप्रतुद्यतितरांनिर्मथ्यते पोड्यते ।२।**

**तृष्णादाहमदभ्रमक्लमरुजः स्वेदश्चपितोद्भवे । पांडुत्वं गुरु-गौरवंच हृदयेदोषत्रयोत्थे भवेत् ॥ उत्क्लेदः क्रमिजेरुचिभ्रम-मदौनिष्ठीवनंमांद्यता हल्लासो वमनं ज्वरः क्रमिमदस्तीव्रार्ति-शोषान्वितः ॥ ३ ॥**

ચિંતાથી, મળ–મૂત્ર આદિના વેગોને અટકાવવાથી, શ્રમથી, ભયથી, અભિઘાત માર વાગવાથી અને રાજસેવા–રાજભય વગેરેના નિરંતર ચિંતનથી, વાત સંબંધી, કફ

સંબંધી, પિત્ત સંબંધી, ત્રિદોષ સંબંધી અને કૃમિના કારણથી એમ પાંચ પ્રકારનો હૃદ્રોગ થાય છે.

**પાંચે પ્રકારનાં હૃદ્રોગનાં લક્ષણો.**

કફ સંબંધી હૃદ્રોગ હોય તો કફનો સ્રાવ, અરૂચિ, ભારેપણું અને અગ્નિનું મંદપણું એટલાં લક્ષણો થાય છે. વાયુ સંબંધી હૃદ્રોગ હોય તો, હૃદય જાણે વ્યથાના લીધે સોયોથી ભોંકાતું હોય, વલોવાતું હોય, અને ચીરાતું હોય તેમ વ્યથા થાય છે. પિત્ત સંબંધી હૃદ્રોગ હોય તો તરસ, બળતરા, મદ, ભ્રમ, ગ્લાનિ, પિડા અને પરસેવો એટલાં લક્ષણો થાય છે. ત્રિદોષના સંબંધવાળો હૃદય હોય તો, પાંડુપણું, અને શરીર વિશેષ ભારે જણાય છે અને એ શિવાય ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણો પણ વિદ્યમાન હોય છે. અને કૃમિજન્ય હૃદ્રોગ હોય તો જાણે ઉલટીની તૈયારી હોય એવું હમેશાં રહે છે. અરૂચિ, ભ્રમ, મદ, વારંવાર થુંકવાપણું, અગ્નિની મંદતા, મોળ, ઉલટી, તાવ, વગેર મેહેનતે થાક લાગવાપણું, આકરી પીડા અને શોષ એટલાં લક્ષણો હોય છે. ૨-૩

**હૃદ્રોગની ચિકિત્સા.**

( ઉપજાતિ-છંદ )

**सपुष्करैः शुंठि वचायवानीपलाशपूतीकसटीसुराह्वैः ॥**
**काथस्त्वजाजी लवणप्रयुक्तोहृद्रोगमाशुप्रतिहंतिपीतः ॥४॥**

પોકરમૂળ, સુંઠ, વજ, અજમો ખાખરાનું મૂળ, કરકચ મૂળ, કચૂરો, અને દેવદાર એઓનો કવાથ જીરા અને સિંધાલુણ સહિત પીવામાં આવે તો તેથી તુરત હૃદ્રોગનો નાશ કરે છે. ૪

**कफोद्भवेच्छर्दनलंघनानि कुलित्थधान्यानि रसोयच्चान्नम् ॥**
**सग्रंथिकैलाहपुषाप्लीढाहृद्रोगगुल्मौत्वरितंनिहंति ॥५॥**

કફથી થયેલો હૃદ્રોગ હોય તો લંઘનનો તથા ઉલટીનો પ્રયોગ યોજવો, કળથી વગેરે ધાન્યો અને રસાયન રૂપ ઓષડોનો ઉપયોગ કરવામાં આવે તો ઉત્તમ છે. **અથવા—**

પિપરીમૂળ, એલચી, અને અતિ વિષ એઓને ખાવાથી હૃદ્રોગ અને ગુલ્મ એ બન્નેને તુરત હણી નાખે છે. ૫

**पित्तोद्भवेक्षौद्रसितासमेताद्राक्षाचपित्तापहमन्नपानम् ॥**
**हरीतकीवासितयाजलेनपिबेच्चतिक्तांमधुयष्टिकांवा ॥६॥**

પિત્તથી થયેલો હૃદ્રોગ હોય તો સાકર અને મધ સાથે કાળી દ્રાખનું સેવન કરવામાં આવે તો, **અથવા** પિત્તને હરનારાં અન્ન પાનો સેવવામાં આવે તો, **અથવા** હરડેનું ચૂર્ણ સાકરના પાણી સાથે પીવામાં આવે તો, **અથવા** કડુ અને જેઠીમધ સાકરના પાણી સંગાથે પીવામાં આવે તો તેઓથી પિત્ત સંબંધી હૃદ્રોગ મટે છે. ૬

**त्रिदोषजेलंघनमन्नपानंहितंचसर्वेषुतदेवदेयं ॥**
**कृमिजेहृद्रोगेसम्पाचनंलंनमन्नपानम् ॥ ७ ॥**

ત્રિદોષજનિત હૃદ્રોગ હોય તો લંઘન, હિતકારી અન્નપાનો આપવાં. **અથવા** સર્વ હૃદ્રોગમાં હિતકારી અન્નપાનો આપવાં, અને કૃમિજનિત હૃદ્રોગ હોય તો પૂર્વ વિધિ પ્રમાણે જ પાચન, લંઘન અને પાચક લંઘનરૂપ અન્નપાનો આપવાં. ૭ **અથવા—**

**हिंगूग्रगंधाविड्शुंठ्यजाजीकुष्टाभयाच्चित्रकयाचशूकम् ॥**
**पिबेत्ससौवर्च्चल[illegible]ष्करादयंयवांभसाशूलहृदामयघ्नं ॥८॥**

હિંગ, વજ, બિડલુણ, સુંઠ, જીરૂ, ઉપલેટ, હરડે, ચિત્રામુળ, જવખાર, સંચળ, અને પોકરમૂળ એઓના ચૂર્ણને જવના પાણી સાથે પીવામાં આવે તો તેથી શુળ સહિત હૃદ્રોગનો નાશ કરે છે. ૮ **અથવા—**

( ગિતી-છંદ )

**गोधूमककुभचूर्णच्छागीपयोगव्यसर्पिषापकम् ॥**
**मधुशर्करासमेतं जयति च हृद्रोग मुद्धतं पुंसाम् ॥ ९ ॥**

ઘઉંના તથા આસંદરાના ચૂર્ણને બકરીના દુધમાં તથા ગાયના ઘીમાં પકાવી મધની તથા સાકરની સંગાથે ખાવામાં આવે તો તેથી મનુષ્યોનો બહુ વધી ગયેલો હૃદ્રોગ શાંત થઇ જાય છે. ૯

**इ० वै० वि. शूलप० शूलानाहोदाव.गु.हृ.चि. षष्ठो० ॥६॥**

ઇતિશ્રી અનંત ભટના પુત્ર શંકરભટ વિરચિત વૈદ્ય વિનોદ નામા ગ્રંથ વિષે શીળ, અનાહ, ઉદાવર્ત્ત, ગુલ્મ, હૃદ્રોગ, નિદાન, લક્ષણ, ચિકિત્સા સહ છઠ્ઠા વિલાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુર્જર ભાષાંતર સંપૂર્ણ.

---

# ઉલ્લાસ સાતમો.

## મૂત્રકૃચ્છ્રનું નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

### મૂત્રકૃચ્છ્રનું નિદાન સંખ્યા તથા સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ.

( ઉપજાતી-છંદ )

व्यायाममत्स्याध्यशनादजीर्णप्रसंगतीक्ष्णौषधिमद्यपानात् ॥
स्युर्मूत्रकृच्छ्राणिनृणांतथाष्टौदोषैः पृथक् द्वंद्वसमस्तवातैः ॥१॥
दोषायदाकोपमुपेत्यबस्तौमूत्रस्यमार्गंपरिपीडयंति ॥
तदानरोमूत्रयतीहकृच्छ्रात्तन्मूत्रकृच्छ्रंप्रवदंतिवैद्याः ॥ २ ॥

અતિ કસરતના કરવાથી, માછલાનો ખોરાક વિશેષ ખાવાથી, જમ્યા ઉપર ફરી જમવાથી, અજીર્ણથી, તીક્ષ્ણ પદાર્થોવાળા ઓષડોનું અતિ સેવન કરવાથી અને તીક્ષ્ણ કે લુખી મદિરાના પીવાથી અથવા બહુજ નાચવાથી અને બહુ ઘોડા વગેરે ઉપર સ્વારી કરીને દોડવાથી માણસોને આઠ પ્રકારનાં મૂત્રકૃચ્છ્રો થાય છે. એટલે વાયુથી થએલ, પિત્તથી થએલ, કફથી થએલ, ત્રણ દોષોથી થયેલ, બે બે દોષોથી થએલ અને કોઈ પણ પ્રકારનો માર વાગવાથી થએલ એમ આઠ પ્રકારનાં થાય છે. પોતપોતાના નિદાનોથી કોપ પામેલો એક એક મળ અથવા તેવી રીતે કોપ પામેલા સઘળા મળો મૂત્રાશય–પેઢુમાં કુપિત થઈને જ્યારે મૂત્રના માર્ગને દબાવે છે–પીડે છે ત્યારે માણુસ ઘણા કષ્ટથી મૂત્ર કરી શકે છે તેને વૈદ્યો મૂત્રકૃચ્છ્ર નામનો રોગ કહે છે. ૧–૨

## મૂત્રકૃચ્છ્રોનાં પૃથગ્ પૃથગ લક્ષણો.

तीव्रारुछोवंक्षणबस्तिमेंद्रेकृच्छ्रेणमूत्रंभवतीहवातात् ॥
पित्तात्सरक्तंसरुजंसदाहंकफात्सपिच्छंगुरुताचलिंगे ॥३॥
सर्वाणिरुपाणिचसन्निपातादाघाततोमूत्रनिरोधशूलम् ।
तदाश्मरीरोगसमानलिंगंमूत्रंसृजेद्रक्तमथापिशुक्रम् ॥४॥

વાયુના સંબંધવાળું મૂત્રકૃચ્છ્ર હોય તો સાથળના તથા ઇંદ્રિના વચલા સંધિ ભાગમાં, મૂત્રાશયમાં તથા ઇંદ્રિમાં અતિ આકરી પીડા થાય છે અને વારંવાર જરા જરા મૂત્ર ઉતરે છે. પિત્તના સંબંધવાળું મૂત્રકૃચ્છ્ર હોય તો લોહીવાળું, પીડાવાળું અને બળતરાવાળું (પીળું) મૂત્ર પરાણે પરાણે ઉતરે છે. કફના સંબંધવાળું મૂત્રકૃચ્છ્ર હોય તો (મૂત્રાશયમાં તથા) ઇંદ્રિમાં ભારેપણું (સોજાસહિત) અને ચીકણાશવાળું મૂત્ર ઉતરે છે. ત્રિદોષના સંબંધવાળું હોય તો ઉપર કહેલાં ત્રણે દોષોમાં સર્વ ચિન્હો તેમાં પ્રગટ હોય છે. બે બે દોષોના સંબંધવાળું મૂત્રકૃચ્છ્ર હોય તો બે બે દોષોના લક્ષણો હોય છે અને કોઇ પણ પ્રકારે માર મૂત્રેંદ્રિય ઉપર વાગવાના સંબંધવાળું મૂત્રકૃચ્છ્ર હોય તો મૂત્રનું રોકાણ થાય છે. લિંગ તથા પેઢુમાં શૂળ નીકળે છે અને પથરી રોગના જેવાં લક્ષણો થાય છે તથા મૂત્ર રાતું કે ધોળા રંગનું હોય છે. ૩-૪

## મૂત્રકૃચ્છ્રની ચિકિત્સા.

सस्वेदनाभ्यंजनबस्तिसेकस्नेहोपनाहासुरसाः रसाश्चशस्ताः
काथोमृतानागरवाजिगंधात्रिकंटकानांचलमूत्रकृच्छ्रे ५

વાયુથી થએલા મૂત્રકૃચ્છ્ ઉપર સ્વેદન-બફારો, અભ્યંગ (તેલમર્દન) કરાવવો, નિરૂહરબસ્તિ તથા ઉત્તરબસ્તિ દેવી, મૂત્રાશય ઉપર યોગ્ય ઔષધનું બંધારણ બાંધી શેક આપવો, ઘી આદિથી સિંચન કરાવવું અને વાયુને હરનારા પદાર્થોથી પકાવેલા રસો પીવરાવવા એજ હિતાવહ છે. અથવા ગળો, સુંઠ, આસગંધ, અને ગોખરૂ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો વાયુના સંબંધનું મૂત્રકૃચ્છ્ મટી જાય છે. ૫

**पयोविरेकाः शिशिराः प्रदेहाः सेकावगाहाः किलपित्तकृच्छ्रे।**
**दार्वीनिशैर्वारुकबीजयष्टीचूर्णपिबेत्तंदुलधावनेन ॥ ६ ॥**

પિત્તથી થયેલા મૂત્રકૃચ્છ્ ઉપર દુધ સહિત રેચ આપવા, ઠંડા લેપોનો થર કરવો, રોગીના શરીર ઉપર પાણી વગેરે ટાઢા પદાર્થોનું સિંચન કરાવવું અથવા ટાઢા પાણીથી ( શીતળ પદાર્થોથી ) કોઠી ભરીને તેમાં રોગીને અવગાહન કરાવવું ( ફેરવવો કે બેસાડવો. ) અર્થાત્ પિત્તશામક સમસ્ત ઉપાયો યોજવાની યોજના કરવી.

**અથવા—**

દારૂ હળદર, કાકડીનાં બીજ અને જેઠીમધ એઓના ચુર્ણને ( ચોખાના ધોવણમાં વાટીને ) ચોખાના ધોવણ સાથે જ પીવામાં આવે તો પિત્તનું મૂત્રકૃચ્છ્ મટી જાય છે. ૬

**અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**दार्वीधात्रीरसो हंति मधुना पित्तकृच्छ्रकं ॥**
**[illegible] त्वग्मधुश्वेत तृणोद्भवम् ॥ ७ ॥**

ए तत्सिद्धंपयः पेयंकाथो वा हंति शोणितं ॥
कफकृच्छ्रेयवान्नं च वमनं स्वेदनं मधु ॥ ८ ॥
गोमूत्रेण सुराभिर्वा कदलीस्वरसेन वा ॥
सूक्ष्मंपिष्यत्रुटिंपीत्वाकफकृच्छ्रं विनाशयेत् ॥ ९ ॥

દારૂ હળદર આમળાના રસમાં કિંવા આમલીના રસમાં વાટીને તેમાં મધ નાખીને પીવામાં આવે તો પિત્તના મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે, **અથવા** ડાભ, કાસડો, પાન બાજરીયું, શેલડી અને રાતા ચોખા એ પાંચે તૃણ–ઘાસનાં મૂળ કે જે તૃણ પંચમૂળ કહેવાય છે તેનાથી સિદ્ધ કરેલું દુધ અથવા એઓનો કવાથ પીવામાં આવે તો લોહી સહિત પિત્તનાં મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે.

કફથી થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર જવનું ભોજન, વમન, સ્વેદન તથા મધ એઓનો ઉપયોગ કરવો અથવા–ગાયના મૂત્રમાં કે દારૂમાં અથવા કેળના રસમાં નાહની એલચી-ઓને વાટીને પીવામાં આવે તો તેથી કફનું મૂત્રકૃચ્છ્ર મટે છે. ૭–૯

मूत्रकृच्छ्रे त्रिदोषोत्थे यवक्षारगुडो हितः ॥
मूत्रकृच्छ्रेऽभिघातोत्थे क्रिया वातहरी मता ॥ १० ॥
मंथंपिबेद्वा ससितं शृतं गव्यं घृतं तथा ॥
धात्रीरसं चेक्षुरसं मधुयुक्सर्वकृच्छ्रकै ॥ ११ ॥
कुंकुमंकेशरंक्षारः कर्षगुडपलं तथा ॥
अंबुनालोडितं पीतं सर्वकृच्छ्र हरं परम् ॥ १२ ॥

ત્રિદોષથી થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર જવખાર અને ગોળનું સેવન કરવું હિતકારક છે.

અભિઘાતથી થયેલા મૂત્રકૃચ્છ્ર ઉપર વાયુને હરનારી ક્રિયાઓ કરવી. **અથવા** સાકર મધ અને ગાયના ઘી સહિત મધ પીવું. **અથવા** ઉકાળેલું દુધ મધ સહિત પીવું. **અથવા** અરધો અરધ સાકર સહિત ઉષ્ણ કરેલું દુધ પીવું. **અથવા** આમલીનો કે આમળાનો કિંવા શેલડીનો રસ એઓને એકઠા કરી મધ મેળવીને પીવામાં આવે તો તેથી રતાશવાળું તથા લોહીવાળું મૂત્ર પડતું હોય તે, તથા સર્વ મૂત્રકૃચ્છ્ર શાંત થાય છે.

કેશર, નાગકેસર અને જવખાર એઓને એક તોલાભાર લઇ ચાર તોલાભાર ગોળ સહિત પાણી સાથે ઘુંટીને પીવામાં આવે તો સઘળા મૂત્રકૃચ્છ્રોનો નાશ કરે છે. ૧૦-૧૨

( ઉપજાતિ-છંદ )

**हरीतकीगोक्षुरराजवृक्षपाषाण भृद्धन्वयवासकानां ॥**
**क्वाथंपिबेन्माक्षिकसंप्रयुक्तंकृच्छ्रेसदाहेसरुजेविबंधे ॥१३॥**

" હરડે, ગોખરૂ, ગરમાળો, પાષણભેદ ( કે શિલાજીત ? ) અને જવાસા એઓનો ક્વાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો બળતરા સહિત સઘળા પ્રકારના મૂત્રનું રોકાણ મટી જાય છે. ૧૩ **અથવા**—

( વસંતતિલકા-છંદ )

**एलाश्मभेदकशिलाजतुपिप्लीनामुर्वीवारुबीजलवणोत्तम कुंकुमानां ॥ चूर्णानितंदुलजलैर्लुलितानिपीत्वाप्रत्युग्र मृत्युरपि- जीवति मूत्रकृच्छ्री ॥ १४ ॥**

એલચી, પાષાણભેદ, શિલાજીત, લીંડીપીપર, કાકડીનાં બીજ, સિંધાલુણ અને કેસર એઓના ચૂર્ણને ચોખાના ધોણમાં ઘોળીને પીવામાં આવે તો જેને મરણ નજીકમાં આવ્યું હોય એવો મૂત્રકૃચ્છ્રનો રોગી પણ રોગ રહિત થઇને અવશ્ય જીવતો રહે છે. ૧૪ **અથવા**--

( અનુષ્ટુપ-છંદ )

**अयोरजः श्लक्ष्ण चूर्णं मधुना सह योजितं ॥**
**मूत्रकृच्छ्रं निहंत्याशु त्रिभिर्लेहैर्न संशयः ॥ १५ ॥**

લોઢાના ચૂર્ણને ઝીણું વાટીને તેને મધમાં કાલવીને ૩ દિવસ લગી ચાટવામાં આવે તો તેથી તુરત જ મૂત્રકૃચ્છ્ર મટી જાય છે, એમાં સંશય નથી. (આ ગ્રન્થાંતરના શ્લોકો છે.) ૧૫

### મૂત્રઘાત થવાનાં કારણો.

**रौक्ष्याद्वेगविघाताद्वामायो मूत्रस्य धारणात् ॥**
**जायंतेकुपितैर्दोषैर्मूत्राघातास्तुदारुणा ॥ १६ ॥**

શરીરના રૂક્ષપણા વગેરેથી અથવા મૂત્ર આદિના વેગોને રોકવાથી અથવા ઘણું કરીને મૂત્ર આદિના રોગોને રોકવાથી દોષોનો કોપ થતાં (વાત કુંડલિકાદિ તેર પ્રકારના) ભયંકર મૂત્રઘાત રોગ થાય છે. ૧૬

### મૂત્રઘાતના ઉપાય.

**संस्वेदनंस्नेहनं च हितं स्नेहविरेचनं ॥**
**दद्यादुत्तरबस्तिं वा मूत्राघाते सवेदने ॥ १७ ॥**

વેદનાવાળો મૂત્રઘાત હોય તો સ્વેદન તથા સ્નેહ

કર્યા પછી સ્નેહવાળા પદાર્થોનો રેચ આપવો, અને ઉત્તર બસ્તિઓ આપવી. ૧૭ **અથવા**—

( ઉપજાતિ-છંદ )

**गोधाविनिमूल कृतः कषायः सर्पिः पयोगोरससंप्रयुक्तः॥**
**भिनत्यवश्यंबहुकालजातं मूत्रस्यसंघातमतीव रुद्धं ॥ १८ ॥**

કાળી મુસળીનાં મૂળીયાં ( ૪ તોલા ભાર ) લઈ કવાથ કરી તેમાં ગાયનું ઘી, દુધ અને છાશ મેળવી પીવામાં આવે તો તેથી રોકાઈ ગએલા જથ્થાને તુરત ભિન્ન કરી દે છે અથવા વાયુની અતિ પ્રબળતાથી મૂત્રના રોકાણને તુરત મટાડે છે. ૧૮

---

## પથરી રોગની વ્યાખ્યા.

### પથરીની સંપ્રાપ્તિ.

**वायुर्बस्तिगतंशुक्रं कफ पित्तं च शोषयेत् ॥**
**अश्मर्याः क्रमशो वृद्धिः गोपितेष्विवरोचना ॥ १ ॥**

જ્યારે વાયુ મૂત્રાશયમાં રહેલા વીર્યસહિત મૂત્રને અથવા પિત્ત સહિત કફને સુકાવી સુકાવે છે ત્યારે અશ્મરી-પથરી ઉત્પન્ન થાય છે કે જે પથરી જેમ ગાયના પિત્તામાં ગોરોચન વૃદ્ધિ પામ્યે જાય તેમ ક્રમે કરીને વૃદ્ધિ પામ્યે જાય છે. ૧

### પથરીનું સામાન્ય લક્ષણ.

( શાલિની-છંદ )

**पूर्वेनाभौसेवनी बस्तिशीर्षेपीडाधिक्यं मूत्रकृच्छ्रंज्वरः स्यात् ॥**
**गा[redacted]तत्तयाशीर्णधारंमूत्रं गच्छेत्स्वमल्पं मुहुश्च ॥ २ ॥**

પથરી થઈ હોય તો પેહેલાં નાભિમાં, સીવનીમાં અને નાભિથી નીચેના પ્રદેશ-પેઢુના ઉપરના ભાગમાં અત્યંત પીડા થાય છે. મૂત્રકૃચ્છ્ર થાય છે, તાવ આવે છે, અને પથરીથી મૂત્ર માર્ગ રોકાઇ જવાથી કિંવા મૂત્રને વહન કરનારાં શ્રોતોનો રોધ થતાં મૂત્રની ધાર વચમાં ત્રુટી જાય છે અને વારંવાર થોડું થોડું મૂત્ર ઉતરે છે. ૨

## પથરીની ચિકિત્સા.

( અનુષ્ટુપ છંદ )

**तिलतैलेनसंयुक्तंधात्रीपल्लवजं रसं ॥**
**प्रातः पिबेत्पुमान्यस्तुसोऽश्मरीदारुणां जयेत् ॥ ३ ॥**

આંમલીના કે આમળાના રસમાં તલનું તેલ નાખીને પ્રાતઃકાળ જો પુરૂષના પીવામાં આવે તો ઘોર પથરીને જીતી લે છે. ૩ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**गुडेनयुक्तारजनीसुचूर्णितातुषाम्बुनाहंतिमहाश्मरोगम् ॥**
**यद्वायवक्षारगुडप्रयुक्तः कूष्माण्डमज्जोत्थरसोनिहंति ॥४॥**

હળદરનું ચૂર્ણ ગોળ સાથે મેળવીને તુષોદકની સાથે પીવામાં આવે તો મહાન્ પથરીનો પણ નાશ કરે છે. **અથવા—**

કોળાના ગર્ભના રસમાં જવખાર તથા ગોળ મેળવીને પીવામાં આવે તો પથરી તથા વીર્યની પથરી અને કાંકરી એઓનો નાશ થાય છે. ૪ **અથવા—**

**सहिंगुतैलंसघृतंचगव्यंपीतंजयेच्छुक्रजमूत्रदोषम् ॥**
**द्राक्षासिताक्षौद्रयुतानिहन्यादुग्धं च कृच्छ्रं गुडयुक्तमुष्णं ।५।**

હિંગ અને તૈલ તથા ગાયનું ઘી અને હિંગ એઓનું પાન કરવામાં આવે તો વીર્યની પથરી અથવા વીર્યજન્ય મૂત્રદોષને જીતે લે છે. કાળી દ્રાખ, સાકર અને મધ એઓનું તથા દુધ સહિત એઓનું સેવન કરવામાં આવે તો કિંવા દુધને ગોળ સહિત ઉકાળીને પીવામાં આવે તો તેથી પથરીનો નાશ કરે છે. ૫ **અથવા—**

**क्षौद्रेणहन्याद्बृहती रसो वा पीतोश्मरीदारुणमूत्रकृच्छ्रं ॥**
**गुडेनयुक्तोवरुणत्वचा वा काथोजयेदश्मरिबस्तिशूलम् ॥६॥**

મોટી રીંગણીનો રસ મધ સાથે પીવામાં આવે તો ભયંકર પથરી અને મૂત્રકૃચ્છ એ બન્ને મટી જાય છે. અથવા વાયવરણાની છાલના કવાથમાં ગોળ નાખીને પીવામાં આવે તો તેથી પથરી અને બસ્તિ–પેઢુમાંનું શૂળ નાશ થાય છે. ૬ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**पुराणसर्पिषा पीतं कुंकुमं हंति शर्करां ॥**
**गुडद्विगुणित क्षारो हन्यादश्मरिकृच्छ्रकम् ॥ ७ ॥**

જુના ઘી સાથે કેસર પીવામાં આવે તો મૂત્રમાંની કાકરીનો નાશ કરે છે અથવા જવખારને બમણા ગોળ સાથે મેળવીને તેનો ઉપયોગ કરવામાં આવે તો તેથી પથરી અને મૂત્રકૃચ્છ્રનો નાશ કરે છે. ૭ **અથવા—**

**गोक्षुरैरण्डपत्राणि शिलाभिद्वरुणत्वचः ॥**
**नागरं च कृतः काथः सक्षौद्रोऽश्मरिनाशनः ॥ ८ ॥**

ગોખરૂ, એરંડાના પાદડાં, શિલાજીત વા પાષાણભેદ,

વાયવરણાની છાલ અને સુંઠ એઓનો ક્વાથ કરી ટાઢો થયા પછી દોષના પ્રમાણ પ્રમાણે તેમાં મધ મેળવી પીવામાં આવે તો તેથી પથરીનો નાશ થાય છે. ૮

---

## પ્રમેહનું નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

---

### પ્રમેહનાં દૂરનાં કારણો તથા સંપ્રાપ્તિ અને પાસેનાં હેતુઓ.

---

( અનુષ્ટુપ-છંદ )

आस्यासुखंस्वप्नसुखंनवान्नंगुडवैकृतं ॥
दधिदुग्धं च कफकृत्सर्वंमेहस्यकारणम् ॥ १ ॥
मेदोमांसं च क्लेदं च कफो बस्तिगतो यदा ॥
प्रदुष्यकुरुतेमेहानुष्णेः पित्तं तथैव च ॥ २ ॥
तथाधातून्संप्रदुष्यप्रमेहान्कुरुतेनिलः ॥
देहेचिक्कणतापूर्वंदाहः स्यात्पाणिपादयोः ॥ ३ ॥

બેસી રહેવાનું સુખ, નિંદ્રાનું સુખ, નવાં અન્નો, નવાં પાનો, ગોળના વિકારો અને દહી, દુધ, વગેરે કફ્કારી ચીજો ( એઓ )ના અતિ સેવનથી સર્વ પ્રમેહને પ્રકટ થવાનાં કારણો છે. અર્થાત્ એઓથી પ્રમેહ રોગ થાય છે. કફ મૂત્રાશયમાં રહેલા મેદને, માંસને અને કચ-કચતા ભાગને-ક્લેદને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરે છે. અથવા ઉષ્ણ પદાર્થોથી વૃદ્ધિ પામેલું પિત્ત પણ સૌમ્ય ધાતુ કફ વગેરેનો ક્ષય થતાં એજ મેદ આદિ પદાર્થોને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરે છે, અને રસાદિ સર્વ

ધાતુઓ ક્ષીણ થતાં વાયુ પણ પ્રમેહનું સંપાદન કરનારા ધાતુઓને દૂષિત કરીને પ્રમેહોને ઉત્પન્ન કરે છે.

## પ્રમેહોનું પૂર્વ રૂપ.

પ્રમેહ થવાનો હોય ત્યારે શરીર ચીકણું રહેવા લાગે છે, અથવા ચીકણાશપણું થાય છે. તથા હાથમાં તથા પગમાં બળતરા થાય છે ( અને દાંતે મેલનો વધારો તરસનું વિશેષ લાગવું તથા મ્હોંમાં મીઠાશ રહે છે. ) ૧-૩

## પ્રમેહો ( વિશ પ્રકારના છે તેઓ )નાં નામોની નોંધ.

उदग्मेहस्तथाचेक्षुसांद्रमेहःसुराभिधः ॥
पिष्ट प्रेमेहे शुक्राख्ये सीकताशीकतः शनैः ॥ ४ ॥
लालाप्रमेहस्तथाक्षारोनिलमेहोथकालकः ॥
हरिद्रमेहमांजिष्ठोरक्तमेहस्तथापरः ॥
षोडशोऽथर्वशामेहोमज्जामेहस्तुकीर्तितः ॥
क्षौद्रमेहश्चहस्ती च मेहानां विंशतिस्तथा ॥ ५ ॥

ઉદક પ્રમેહ ૧, ઇક્ષુ પ્રમેહ ૨, સાંદ્ર પ્રમેહ ૩, સુરા પ્રમેહ ૪, પિષ્ટ પ્રમેહ ૫, શુક્ર પ્રમેહ ૬, શિકતા પ્રમેહ ૭, શીત પ્રમેહ ૮, શનૈ પ્રમેહ ૯, લાલા પ્રમેહ ૧૦ ( એ દશ પ્રમેહ કફથી ઉત્પન્ન થનારા છે. ) ક્ષાર પ્રમેહ ૧૧, નિલ પ્રમેહ, ૧૨, કાલક ૧૩, હારિદ્ર પ્રમેહ ૧૪, માંજીષ્ટ પ્રમેહ ૧૫, રક્ત પ્રમેહ ૧૬, (આ છ પ્રમેહો પિત્તથી ઉત્પન્ન થનારા છે.) વસાં પ્રમેહ ૧૭, મજ્જા પ્રમેહ ૧૮, ક્ષૌદ્ર પ્રમેહ ૧૯, અને હસ્તિ પ્રમેહ ૨૦ આ પ્રકારે ૨૦ પ્રમેહો છે. ૪-૫

## કફ, પિત્ત અને વાયુજનિત મેહના ઉપદ્રવો.

( ઉપજાતી-છંદ )

**कासाविपाकारुचिवांति निद्राःसपीनसाः स्युः कफजेप्रमेहे ॥**
**दाहव्यथामेहन बस्तिमध्ये तृष्णाज्वरः पित्तभवे प्रमेहे ॥६॥**

કફના પ્રમેહોમાં ઉધરસ, ખાધેલા અન્નનું પાકવાપણું, અરૂચિ, ઉલટી, ઊંઘ અને સળેખમ એટલાં ઉપદ્રવો થાય છે. ( અને વાયુના પ્રમેહોમાં બળતરા, મૂત્રાશયમાં (તથા ઇંદ્રિયમાં) વ્યથા, તરસ અને તાવ એટલા ઉપદ્રવો હોય છે. (અને વાયુના પ્રમેહોમાં ઉદાવર્ત્ત, કંપારો, છાતિનું ઝલાઈ જવું, ચપળતા, શૂળ, શોષ, શ્વાસ અને ઉધરસ તથા નિદ્રાનો નાશ એટલા ઉપદ્રવો હોય છે. ) ૬

### પ્રમેહનું અસાધ્યપણું.

**कालेनयातामधुमेहतां ते भवंत्यसाध्याहितदाप्रमेहाः ॥**
**मधुमेहंचतंविद्यात्प्रायोमध्विवमेहति ॥ ७ ॥**

સઘળા પ્રકારના પ્રમેહો જો લાંબા વખત સુધી ચિકિત્સા કરવામાં ન આવે તો મધુમેહ રૂપ થઇ જાય છે અને મધુમેહ રૂપ થઇ જાય ત્યારે અસાધ્ય થાય છે. મધુમેહ ઘણું કરીને મધ જેવા થાય છે. ૭

( અનુષ્ટુપ-છંદ )

**आरोग्यंहितदाज्ञेयं यदा मूत्रमनाविलं ॥**
**कुलत्थयव गोधूमचणकाढककोद्रवाः ॥ ८ ॥**
**जांगलंतक्तिशाकानिहितामुद्राश्च शालयः ॥**
**आदौप्रमेहेष्वखिलेषु शस्तं प्रच्छर्दनंवस्तिविरेचनेच ॥९॥**

( પ્રત્યેક પ્રમેહમાં મૂત્રનો રંગ તથા મૂત્રની વાસના અને મૂત્રની ગતિ પોતપોતાના નામ પ્રમાણે હોય છે

અર્થાત્ હાલ પ્રમેહ હોય તો મૂત્ર કાળું, હારિદ્રક પ્રમેહમાં હળદર જેવું, શનૈઃ પ્રમેહમાં મૂત્રનું ધીરે ધીરે ઉતરવું અને ઇક્ષુ પ્રમેહ હોય તો શેલડીના રસ જેવું મીઠું ઝાઝું મૂત્ર ઉતરે છે ઇત્યાદિ ઇત્યાદિ.)

## પ્રમેહ મટયાનાં લક્ષણ.

જ્યારે પ્રમેહ રોગીનું મૂત્ર નિર્મળ એટલે ડોહોળાપણ વિનાનું ચીકાશ રહિત મૂત્ર જણાજ ત્યારે જ પ્રમેહ રોગ મટી ગયો એમ જાણી લેવું.

## પ્રમેહની ચિકિત્સા.

પ્રમેહ રોગીને કળથી, જવ, ઘઉં, ચણા, તુવર, કોદરા મગ અને રાતા કે સાઠી ચોખા એ સર્વ જુનાં હોય તે અને જંગલ પ્રદેશનાં પક્ષિઓના માંસો, કડવાં શાકો એટલા પદાર્થો ખાવા એ હિતકારક છે. પ્રમેહવાળાને પેહેલાં સર્વ પ્રમેહમાં ઉલટી અને રેચ થાય તેવા ઉપાયો આપવા એજ ઉત્તમ છે. ૮-૯ **અથવા**—

(ઉપજાતિ-છંદ)

**फलत्रिकंदारुनिशांसमुस्तां निःक्काथ्यपेयं मधुनाकफोत्थे ॥**
**पटोलनिंबामलकामृतानांकाथोहितःपित्तभवे प्रमेहे ॥ १० ॥**

હરડે, બેહેડાં, આંબળાં દારૂહળદર અને મોથ એઓનો ક્વાથ મધ સંગાથે પીવામાં આવે તો કફ સંબંધી પ્રમેહો મટે છે. કડવાં પરવળ, લીંબડાની અંતરછાલ, આમળાં અને ગળો એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો પિત્ત સંબંધી પ્રમેહો માટે હિતકારક છે. ૧૦

( ઇંદ્રવજ્રા-છંદ )

श्लेष्मांतकक्काथनिषेवणेनरक्तप्रमेहः समुपैतिशांतिम् ॥
क्षौद्रेणपीतः स्वरसोगुडूच्या धात्रीरसोवारजनीविमिश्रः ॥११॥

સેલવટનો કવાથ કરીને પીવામાં આવે તો તેથી રક્ત પ્રમેહની શાંતિ થાય છે. **અથવા** ગળોનો સ્વરસ મધ સાથે પીવામાં આવે તો **અથવા** આમળાનો રસ હળદરના ચૂર્ણ સહિત પીવામાં આવે તો પ્રમેહ મટી જાય છે. ૧૧

**અથવા—**

( ઉપજાતિ-છંદ )

फलत्रिकंवाश्मजतुप्रधानंक्षौद्रेणलीढंविनिहंतिमेहान् ॥

( વંશસ્થ-છંદ )

विडंगवह्निनत्रिफलाकटुत्रिकंभूनिंबरास्नासुरदारुमुस्तकं ॥ १२
सठीकणाग्रंथिकधातुमाक्षिकं क्षारोगजाह्वाद्विनिशं पटुत्रिकम्॥

( ઉપજાતિ-છંદ )

धान्यंसहाचातिविषाचसर्वंपृथक्पृथक्कर्षमितंत्रिचूर्ण्य ॥१३॥
पलानि शुद्धस्य पुरस्य चाष्टौ शिलाजतु स्याच्चपलत्रिकंहि
पलद्वयंलोहरजः पलैकंवंश्याः सितायास्तु चतुः पलानि ॥१४॥
त्रिवृत्त्रिकुंभत्रिसुगंधिकानां पृथक्पलंसर्वमिदंविमर्द्य ॥
कर्षप्रमाणागुटिकाविधेयाचंद्रप्रमेयंविनिहंति मेहान् ॥
प्राप्तानसाध्यत्वमथोकुपथ्यैररोचकच्छर्दनशूलयुक्तान् ॥१५

( અનુષ્ટુપ-છંદ )

ग्रंथिमेहनजंकुष्टंवृद्धिं मंत्रांडजांतथा ॥
कामलापांडुकुष्ठानि प्लीहोदरभगंदरान् ॥ १६ ॥

( શાલિની-છંદ )

**श्वासंकासंनेत्ररोगाग्निमांद्यंमूत्राघातंदारुणंमूत्रकृच्छ्रं ॥**
**शूलाध्मानावश्मरीरोगमुग्रं हंन्यादुग्राञ्छुक्ररोगांस्तथैव॥१७**

( અનુષ્ટુપ-છંદ )

**वंध्यानांपुत्रजननी रजोदोषनिबर्हणी ॥**
**इयंरसायनवरा गुटिका संप्रकीर्तिता ॥ १८ ॥**

હરડે, બેહેડાં આપવાં અને શિલાજીત (શુદ્ધ કરેલો) એઓનું ચૂર્ણ મધમાં કાલવી ચાટવામાં આવે તો પ્રમેહનો નાશ કરે છે. **અથવા**--

વાવડિંગ, ચિત્રામૂળ, હરડે, બેહેડાં, આંબળાં, સુંઠ, મરી, લીંડીપીપર, કરીયાતું, રાસ્ના, દેવદાર, મોથ, કચૂરો, વજ, પીપરીમૂળના ગંઠોડા, સોવનમાખી, જવખાર, સાજીખાર, ગજપીપર, હળદર, દારૂ હળદર, સિંધાલુણ, સંચળ, બિડલુણ, ધાણા, અને અતિ વિષ એ સઘળાં એક એક તોલા ભાર લેવાં. શુદ્ધ કરેલો ગુગળ ૩૨ તોલા, શિલાજીત ૧૨ તોલા, લોહભસ્મ ૮ તોલા, વંશલોચન ૪ તોલા, અને સાકર ૧૬ તોલા તથા નસોતર, નેપાળાનાં મૂળ, તજ, તમાલપત્ર, એલચી, એ સઘળાં ચાર ચાર તોલાભાર લેવાં. આ સર્વને યથાયોગ્ય વિધિ પ્રમાણે ચૂર્ણ કરી સર્વને એકત્ર કરી એક એક તોલાભારના વજનથી ગોળીઓ વાળી તેને યોગ્ય અનુપાન સાથે ખાવામાં આવે તો તેથી (ઘી અને મધ સહિત સેવવામાં આવે તો પ્રમેહ રોગ) કુપથ્યોએ કરીને જેનો પ્રમેહ રોગ અસાધ્ય થઇ

ગયો હોય અરૂચિ ઉલટી તથા શૂળ મુકત હોય છતાં પણ તેવા પ્રમેહો, મેહજન્ય ગ્રંથિની પીડા અંત્રવૃદ્ધિ, અંડ-વૃદ્ધિ, કમળો, પાંડુરોગ, કોઢ, બરલ, ઉદરરોગ, ભગંદર, શ્વાસ, ઉધરસ, આંખના રોગ, અગ્નિની મંદતા, મૂત્રઘાત, દારૂણ મૂત્રકૃચ્છ્ર, શૂળ, આફરો, પથરીનો ઉગ્રરોગ અને પુરૂષોનો શુક્રરોગ એઓનો નાશ થાય છે. વાંઝણી પુત્રને જન્મ આપે છે તથા સ્ત્રીઓના રજના દોષનો નાશ કરે છે. આ **ચંદ્રપ્રભા ગોળી** ઉત્તમ રસાયનરૂપ શ્રેષ્ઠ ગુણકર્તા છે. ૧૧॥-૧૮ **અથવા—**

**महानिंबस्य बीजानांषट् च निष्काः सुपेषिताः ॥**
**पलं तंदुलतोयस्य घृतं निष्कद्वयं तथा ॥ १९ ॥**
**एकीकृत्य पिबेत्सर्वं हन्ति मेहं पुरातनं ॥**

બકાન લીંબડાના ફળોની મીંજો ૬ ટાંક લઈ સારી પેઠે વાટીને તેમાં ૪ તોલાભાર ચોખાનું ધોવણ, અને ઘી ટાંક ૨ ભાર લઈ એ સર્વને એકત્ર કરી પીવામાં આવે તો લાંબા વખતનો-જુનો પ્રમેહ હોય તો પણ તેનો નાશ કરે છે. ૧૯॥ **અથવા—**

**मृताभ्र सूतकं तुल्यं धात्रीफलनिजद्रवैः ॥ २० ॥**
**सप्ताहं भावयेत्स्वल्पैरसोयं हरिशंकरः ॥**
**माषमात्रांवटीं खादेत्सर्वमेह प्रशांतये ॥ २१ ॥**

શુદ્ધ અભ્રક ભસ્મ, શુદ્ધ પારો અને શુદ્ધ મોરથુથુ એઓને આમળાના રસની કિંવા આમલીના ફળના રસની સાત ભાવનાઓ આપી ખરલમાં સારી પેઠે ઘુંટીને તેની

એક એક માસા (૮ રતી) ભારની અથવા અડદના જેટલી ગોળી વાળી તેઓનું સેવન કરવામાં આવે તો સર્વ પ્રમેહો શાંત થાય છે. આ **હરિશંકર રસ** કહેવાય છે. ૨૦-૨૧ **અથવા-**

**रसगंधकयोः पिष्टंतत्समं धूर्तबीजकं ॥**
**मर्दितंधूर्ततैलेन कामिनीमद धूनकः ॥ २२ ॥**
**वल्लोस्य सितायुक्तः सर्वान्मेहान्निकृतंति ॥**
**द्रावणो मैथुने स्त्रीणांसेवनाद्वीर्यदाढर्यकृत् ॥ २३ ॥**

શુદ્ધ પારો અને શુદ્ધ ગંધકની કાજળ કરીને તે કાજળના સમાન ધંતુરાનાં બીજ શુદ્ધ કરેલા હોય તે લઇ કાજળને અને ધંતુરાના બીજોને ધંતુરાના તેલમાં જ ચુંટીને એક વાલ પ્રમાણે સાકર સહિત એ રસનું પુરૂષને સેવન કરવામાં આવે તો મદવંતી કામિનીનો મદ મર્દન કરે છે તથા સર્વ પ્રમેહોનો નાશ કરે છે. તેમજ સંગમ સમય સ્ત્રીઓને દ્રવિભૂત કરનાર છે માટે વીર્યને દૃઢ કરવાને માટે આ **કામિની મદભંજન** રસનું અવશ્ય સેવન કરવું. ૨૨-૨૩ **અથવા--**

( ઇંદ્રવજ્રા-છંદ )

**प्रातः पिबेत्पुष्करमूलचूर्णपथ्यांचरात्रौमतिधस्त्रमति ॥**
**तस्यप्रमेहाः प्रलयंप्रयांतिपापानि शंभोः स्मरणाद्यथार्थात् २४**

જો પુરૂષ પ્રાતઃકાળે પોકર મૂળનાં ચૂર્ણનું અને રાતે હરડેનું નિરંતર સેવન કરે તો જેમ શિવજીના સ્મરણથી પાપોનો નાશ થાય છે તેમ પ્રમેહોનો નાશ થાય છે. ૨૪ **અથવા--**

( ઉપજાતિ-છંદ )

**वितुन्नकंजीरकयुग्ममिश्रंभुक्तंहरेत्पित्तविकारमेहान् ॥**
**पलंतिलानामशितंप्रभातेनिहंतिमेहंबहुमूत्रतां च ॥ २५ ॥**

ધાણાજીરૂં, શાહજીરૂં અને સાકર એઓના સેવનથી પિત્તવિકારના સંબંધવાળા પ્રમેહોનો નાશ કરે છે. **અથવા**–

પ્રભાત સમય કાળા તલ ૪ તોલા ભાર લઇને ફાકવામાં આવે તો પ્રમેહ અને મૂત્ર વારંવાર થયા કરતું હોય એઓનો નાશ કરે છે. ૨૫ **અથવા**—

**लिह्याद्भस्मापि बंगस्य मधुमेहविनाशनं ॥**
**अथवा बीजकाष्ठस्यक्वाथं बोलयुतंपिबेत् ॥ २६ ॥**

બંગની ભસ્મ (રોગ અને રોગીનાં બળને અનુસરીને) મધ સાથે ચાટવામાં આવે તો તેથી પ્રમેહનો નાશ કરે છે. **અથવા** વીજાબોળનું બિબલાનું લાકડું વીજાબોળના ક્વાથ સહિત પીવામાં આવે તો તેથી પ્રમેહનો નાશ થાય છે. ૨૬

## પ્રમેહ રોગીને ત્યજવા યોગ્ય પદાર્થો.

**सौवीरकं सुरा तक्रं दधि क्षीरं घृतं गुडं ॥**
**अम्लेक्षुरसपिष्टान्नातपमांसानि वर्जयेत् ॥ २७ ॥**

સૌવીર, મદિરા, છાશ, દહીં, ઘી, ગોળ, તેલ, ખાટા પદાર્થો, શેલડીનો રસ, લોટનાં અન્નો, અને અનૂપ ( જળ પ્રાય) દેશનાં પ્રાણીઓનાં માંસો એઓને પ્રમેહવાળા રોગીએ ત્યજી જ દેવાં. ૨૭

**પ્રમેહથી થતી દશ જાતિની ફોડલીઓનાં નામો.**

**प्रमेहीणां प्रजायंते पीठिकासर्वसंधिषु ॥**
**सराविका कच्छपिकाजालनी विनतालजी ॥ २८ ॥**
**मसूरिकासर्षपिका पुत्रिणीसविदारिका ॥**
**विद्रधिश्चेतिपिडका ॥ प्रमेहो पेक्षया दश ॥ २९ ॥**

પ્રમેહ રોગવાળાઓ ( પ્રમેહ રોગ થયાં છતાં પણ તેને મટાડવાને બેદરકાર રહે તો તેથી ) સાંધાઓમાં, મર્મ સ્થળોમાં અને ઘણા માંસવાળા વિભાગોમાં દશ જાતિની ફોડલીઓ થાય છે. અને ક્રમવાર શરાવિકા ૧, કચ્છપિકા ૨, જાલિની ૩, વિનતા ૪, અલજી ૫, મસૂરિકા ૬, સર્ષપિકા ૭, પુત્રિણી ૮, વિદારિકા ૯ અને વિદ્રધિ ૧૦ આ દશ પ્રકારની થાય છે. ૨૮–૨૯

**इतिश्री गौडवंशोतंश श्रीमदनंतभट्टात्मज भट्टशंकर विरचिते वैद्यविनोदे मूत्रकृच्छ्र, मूत्राघात, अश्मरी, प्रमेह निदान चिकित्सापूर्वक सप्तमोल्लासः ॥**

ઇતિશ્રી ગૌડવંશી અનંતભટના રચેલા વૈદ્યવિનોદ નામના ગ્રંથ વિષે મૂત્રકૃચ્છ્ર, મૂત્રઘાત, પથરી અને પ્રમેહનાં નિદાન લક્ષણ યત્ન અલંકૃત સાતમા ઉલ્લાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુર્જર ભાષાંતર સંપૂર્ણ.

---

# ઉલ્લાસ આઠમો.

---

## મેદરોગનું નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### મેદ થવાનાં કારણો.

मधुरान्नदिवास्वप्नश्लेष्मलाहारसेविनः ॥
अव्यायामादधिस्नेहैः प्रायो मेदोभिवर्धते ॥ १ ॥

મધુર અન્નોથી, દિવસે સુવાની આદતથી, કફકારી આહારોનું સેવન કરવાથી, કસરત, મહેનત વગેરે નહી કરવાથી, દહી વગેરે મધુર રસોના સેવનથી અને ઘી વિગેરે સ્નેહોના સેવનથી ઘણું કરીને મેદ વધે છે. ૧

### મેદરોગમાં પેટ વધવાનું કારણ અને મેદની વૃદ્ધિની સંપ્રાપ્ત.

मेदस्तु सर्वं भूतानामुदरेष्वस्थिषु स्थितः ॥
अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत् ॥ २ ॥
मेदसावृतमार्गत्वात्पुष्यंत्यन्येन धातवः ॥
मेदस्तु चीयते तस्मादशक्तः सर्वकर्मसु ॥ ३ ॥

" મેદ પ્રાણી માત્રના પેટમાં અને હાડકાંઓમાં રહેલું જ છે એટલા માટે મેદની વૃદ્ધિવાળા માણસનું ઘણું કરીને મેદજ વધે છે-વધી જાય છે. મેદથી માર્ગો રોકાઈ જવાને લીધે બીજી ધાતુઓને પોષણ મળતું નથી તેથી મેદ વધતું જાય છે કે જેથી માણસ સઘળાં કામોમાં અશક્ત થઈ જાય છે. ૨-૩ " ( આ બે ગ્રન્થાતરના શ્લોક છે. )

## મેદની વૃદ્ધિની ચિકિત્સા.

( ઉપજાતિ-છંદ )

कुलत्थमुद्गायवशालयश्चव्यायामचिन्ताश्रममैथुनानि ॥
क्षौद्रंतथाजागरणानिवस्तिर्मेदस्विनोसेव्यमिदंसदावै ।४।

મેદની વૃદ્ધિવાળા મનુષ્યે હમેશાં કળથી, મગ, જવ, અને ( જુના ) ચોખા એઓનું તથા કસરત, ચિંતા, શ્રમ, મૈથુન, મધ, ઉજાગરા અને બસ્તિ કર્મ એઓનું સેવન કર્યા કરવું. ૪ **અથવા**–

विडंगधात्रीफलनागराणिक्षारोयवालोहरजो मधूकम् ॥
चूर्णानिहन्यान्मधुनावलीढंमेदोविवृद्धिं क्रिमिजांश्च रोगान्।५।

વાવડીંગ, આમળાં, સુંઠ, જવખાર, ગજવેલની ભસ્મ જેઠી મધ અને જવ એઓના ચૂર્ણને મધમાં કાલવીને ચાટવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિ અને કૃમિ જનિત રોગ એઓનો નાશ કરે છે. ૫ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

क्षारमेरंडपत्रस्य भक्तमंडेन यः पिबेत् ॥
हिंगुयुक्तं निहंत्याशु मेदोवृद्धिं नरस्तु सः ॥ ६ ॥

એરંડના પાંદડાંનો ખાર–રાખ હિંગ સહિત ચોખાના મંડ સાથે પીવામાં આવે, **અથવા** હિંગ સહિત એરંડ પત્રની રાખ પીવામાં આવે તેમ તે ઉપરના જાડા રગડા સહિત ભાત ખાવામાં આવે તો તેથી મેદની વૃદ્ધિનો તુરત નાશ કરે છે. ૬

( ઉપજાતિ-છંદ. )

**शीतांबुना क्षौद्रमतिप्रभाते संसेवितं स्थौल्यनिवारणं स्यात् ॥**
**यवान्नमंडोघृतमुष्णपेयापीताहिमेदोगदनाशनाः स्युः ॥७॥**

શરીરના મેદથી થયેલા જાડાપણાંના નિવારણ માટે ટાઢા પાણી સાથે મધ પ્રભાત સમય પીવું. **અથવા** જવનો મંડ કે રાંધેલા અન્ન ઉપરનો જાડો રગડો ઊનો ઊનો પીવામાં આવે તો તેથી તુરતજ મેદ રોગનો નાશ થાય છે. ૭ **અથવા**—

( ઇંદ્રવજ્રા-છંદ )

**श्रीवासशैलेयकदारुकौंती स्पृक्काब्दकुष्ठागरुकेसराणि ॥**
**त्वक्पत्रपुष्पाणि तथालवंगंधत्तूरपत्रस्यरसेन मर्द्यम् ॥ ८ ॥**
**उद्वर्तनंगाढमतिप्रयुक्तंस्थौल्यादिरोगंविनिहंत्यवश्यं ॥ ९ ॥**

લોબાન, શિલાજીત, દારૂહળદર કિંવા દેવદાર, રેણુક-બીજ નામનો સુગંધી પદાર્થ, કપુરી મધુરી, મોથ, ઉપ-લેટ, અગર, નાગકેસર, તજ, તમાલપત્ર, જાવંત્રી અને લવિંગ એઓને ધંતુરાના પાંદડાના રસમાં સારી પેઠે ઘુંટીને તેથી સારી પેઠે શરીરને ચોળવામાં આવે તો તેથી જાડા-પણાદિ રોગોનો અવશ્ય નાશ કરે છે. ૮-૯

( અનુષ્ટુપ-છંદ )

**वासकस्वरसोलेपाच्छंखचूर्णसमन्वितः ॥**
**बिल्वपत्ररसो वापि गात्रदौर्गंध्यनाशनः ॥ १० ॥**

અરડૂસાનાં પાંદડાના રસમાં શંખનું ચૂર્ણ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી અથવા-બીલીના પાંદડાંઓના

રસમાં શંખનો ભૂકો વાટીને તેનો શરીરે લેપ કરવામાં આવે તો તેથી શરીરનું પરસેવાથી થતું દુર્ગંધપણું મટી જાય છે. ૧૦ **અથવા—**

**अलंबुषायाश्चूर्णं वा निपीतं कांजिकैः सह ॥**
**दौर्गंध्यं नाशयत्याशु दुष्टमेदोभ वंनृणाम् ॥ ११ ॥**

ગોરખચુંડી, બોરીઆ કલ્હારનું ચૂર્ણ કરી કાંજીની સાથે પીવામાં આવે તો તેથી માણસોનું શરીરનું મેદથી થયેલું દુર્ગંધપણું તુરત મટી જાય છે. ( આ અનુભવસિદ્ધ ઉપાય છે. ) ૧૧

**शिरीषंलोध्रकोशीरपत्रलामज्जकेसरैः ॥**
**उद्वर्तनंहरेत्स्थौल्यंस्वेददौर्गंध्यनाशनम् ॥ १२ ॥**

સરસડીયો, લોદર, પીળોવાળો, તમાલપત્ર, પીળોવાળો અને નાગકેસર એઓના ચૂર્ણનું શરીરે ઉવટણું કરવામાં આવે તો સ્થૂલતાથી થતો ગંધાતો પરસેવો અથવા સ્થૂલતા અને પરસેવાની દુર્ગંધિનો નાશ થાય છે. ૧૨

**हस्तपादौस्थिते स्वेदे गुग्गुलुः पञ्चतिक्तकः ॥**
**योज्योहिभिषजानित्यंमेदोवृद्धिहरः परम् ॥ १३ ॥**

હાથે તથા પગે પાણી બહુજ વળતું હોય તો પંચતિકત નામના પકાવેલા ઘીનો અને શુદ્ધ ગુગળનો વૈદ્યોએ નિત્ય અવશ્ય ઉપયોગ કરવો જેથી મેદની વૃદ્ધિને તથા હાથે પગે વળતા પાણીનો ઉત્તમ પ્રકારે નાશ કરે છે. ૧૩

---

# પેટના રોગોનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

## પેટના રોગોનું નિદાન.

( ઉપજાતિ-છંદ )

मंदेऽनलेऽजीर्णसमुद्भवः स्या त्तस्मादजीर्णान्मलसंचयश्च ॥
तेनप्रकोपंसमुपेत्य दोषा निहत्यवह्निं जठराणि कुर्युः ॥ १ ॥

જેનો જઠરાગ્નિ મંદ થઈ ગયો હોય તેને અજીર્ણની ઉત્પત્તિ થાય છે અને અજીર્ણ થવાથી મળતો સંગ્રહ થાય છે અને એ મળતા સંગ્રહથી વાતાદિ દોષો કુપિત થઇને જઠરાગ્નિને બગાડી નાખીને પેટના રોગોને ઉત્પન્ન કરે છે. અર્થાત્ સઘળા રોગો અગ્નિ મંદ થવાથી જ થાય છે; પરંતુ પેટના રોગો તો વિશેષે કરીને મંદાગ્નિથી જ થાય છે. ૧

## પેટના રોગોના પ્રકાર તથા તેઓનું ચિન્હ.

दोषैः पृथक् सम्मिलितैश्च बद्ध क्षतोदकप्लीहभिरष्टतानि ॥
आध्मानमालस्यमशक्तिसादविड्रोधितृऽदाहगदाहिपूर्वं ॥२॥

વાયુથી થનારો વાતોદર, પિત્તથી થનારો પિત્તોદર, કફથી થનારો કફોદર, ત્રિદોષથી થનારો સન્નિપાતોદર, ગુદાના રોગથી થનારો બદ્ધગુદોદર, આંતરડું ઘવાવાથી થનારો ક્ષતોદર, પેટમાં પાણીનો જમાવ થવાથી થનારો જલોદર અને બરલ વધવાથી થનારો પ્લીહોદર એ રીતે આઠ પ્રકારના પેટના રોગ હોય છે. એ સઘળા ઉદર રોગોમાં પેટનું ચઢવું–આફરો, આલસ્ય, ચાલવામાં અશક્તિ, અગ્નિનું નબળાપણું, બંધકોષ, ગ્લાનિ અને બળતરા એટલાં લક્ષણો હોય છે. ૨

## આઠે પ્રકારના ઉદરરોગનાં પૃથગ્ ચિન્હો.

वातोदरेपादकरेषुनाभ्यांशोफोंगमर्दारुचिगौरवाणि ॥
पित्तोदरेदाहमदातिसार भ्रमज्वरास्तृट्कटुतामुखेस्युः ॥३॥
श्लेष्मोदरेगौरवमंगसादःश्वासोरुचिः पीनसकासशोफाः ॥
दुष्टांबुदूषीविषसेवनाद्वाविण्मूत्ररोधादि गरप्रदात् ॥४॥
दोषाःप्रदुष्टाजठरंप्रकुर्युर्दूष्योदरं सर्व भवं वदंति ॥
निरेतिकृच्छ्रेणगुदाद्विडल्पंहृन्नाभिमध्येजठरस्यवृद्धिः ॥५॥
वृद्धोदरंवृद्धगुदंतदेत्क्षतोदरंशल्यशराभिघातैः ॥
तस्मात्क्षतांत्रात्स्रवणंगुदेःस्यान्नाभेर धस्तदुदरस्यवृद्धिः ॥६॥
त्रांतोविरक्तोप्यनुयासितोवायः स्नेहपीतःसलिलंसुशीतं ।
पिबेत्ततस्यस्यजलावहेषुस्रोतः सुदुष्टेषुजलोदरंस्यात् ॥ ७ ॥
भृशोन्नतंस्निग्धविवृत्तनाभिप्रपूर्णमम्भोभिरिवायतंतत् ॥
यथादृतिःक्षुभ्यतिकंपतेचजलोदरंशब्दयुतंतथास्यात् ॥ ८ ॥
विदाह्यभिष्पंदिभिरन्नपानैर्नरस्यप्रदुष्टंरुधिरंकफश्च ॥
प्लीहाभिवृद्धिंकुरुतेयतस्तत्प्लीहोदरंवृद्धिमुपैति वामे ॥ ९ ॥

વાતોદર હોય તો પગોમાં, હાથોમાં, નાભિમાં (અને પેટમાં ) સોજો હોય છે. અંગોનું તુટવું, અરૂચિ અને ભારેપણું હોય છે. પિત્તોદર હોય તો બળતરા, મંદ, અતિસાર ભ્રમ, તાવ, તરશ અને મોહોડામાં કડવાશ હોય છે. કફોદર હોય તો, અંગોમાં ભારેપણું, શ્વાસ, અરૂચિ, સળીખમ, ઉધરસ અને સોજા હોય છે. દુષ્ટ પાણીના પીવાથી દૂષિવિષ ( અગ્નિ વગેરેથી ઉપઘાત થવાને લીધે ઓછા

પ્રભાવવાળાં થયેલાં ઝેર )ના ખાવાથી ખરાબ ચાલની સ્ત્રીઓ પુરૂષને વશ્ય કરવાની ઈચ્છાએ પુરૂષને બલાડાની વિષ્ઠા, મૂત્ર તથા વાળ ( નખ ) આદિથી ( અથવા રજસ્વલાપણાનાં લોહીથી ) યુક્ત કરેલાં અન્ન ખવરાવવાથી, શત્રુઓના સંયોગથી થયેલા ઝેરો ખવરાવવાથી ( અથવા એવાં જ ઝેરી પત્ર ફળ જળના સંયોગથી કોપ પામેલું લોહી અને ) કોપ પામેલા દોષો તુરત ત્રિદોષનાં ચિન્હોવાળો બહુ ભયકારી ઉદરરોગને ઉત્પન્ન કરે છે તેને દૂષ્યોદર અથવા સન્નિપાતોદર કહે છે. બદ્ધગુદોદર હોય તો, કષ્ટ સાથે થોડો થોડો ગુદાદ્વારા ઝાડો ઉતરે અર્થાત્ માંડ માંડ થોડો થોડો ઝાડો ઉતરે અને હૃદયના તથા નાભિના મધ્યભાગમાં પેટનો વધારો થાય તેને વૃદ્ધોદર તથા વૃદ્ધગુંદ–બદ્ધગુદોદર કહે છે.

અન્ન સાથે ખાવામાં આવી ગયેલા કે બીજી કોઇ રીતે પેટમાં જઈ પોહોંચેલા કાંટા કાંકરાદિ શલ્યોથી આંતરડું ભેદાઈ જતાં તે આંતરડામાંથી નીકળેલો પાણી જેવો શ્રાવ પાછો ગુદામાંથી શ્રવે અને નાભિથી નીચેના ભાગમાં પેટ વધે ( સોયાં ભોંકાયાની વ્યથા અને જાણે ચીરાઇ જતું હોય એમ લાગે ) તેને ક્ષતોદર કહે છે. ( આને કોઈ ગ્રન્થકારો પરીસ્રાવ્યુદર કહે છે અને ગણદાસ વૈદ્ય તો તેને છિદ્રોદર કહે છે. )

ઉલટી કરીને કે રેચ લઈને અથવા અનુવાસન બસ્તિ લઇને કિંવા સ્નેહપાન કરીને જે મનુષ્ય ટાઢું પાણી પીએ તેનાં પાણીનું વહન કરનારાં સ્રોતો દૂષિત થાય છે અને તે સ્રોતો દૂષિત થતાં જળ રાંધેલા અન્નમાં નાખેલા ઝાઝા

થીની પેઠે બહાર નીકળીને પેટમાં આવે છે. તથા પેટમાં આવીને ગુદામાંથી બાહાર નીકળે છે તેને દકોદર–જળોદર કહે છે, કે જેથી પેટ અત્યંત ઉંચું, ચીકણાપણાવાળું, પેટ ઉથલેલી નાભિવાળું, પાણીથી ભરેલ હોય તેમ પાણીના આમ તેમ પ્રસરણવાળું, અંદર પાણીના હાલવાને લીધે પાણીથી ભરેલી પખાલની પેઠે ક્ષોભ પામતું તથા બાહાર હાલતું અને શબ્દ સહિત હોય છે. તેને જલંધર પણ કહે છે.

બળતરા કરનારાં અને શરદી કરનારાં અન્ન પાનોના કરવાથી મનુષ્યનું દુષ્ટ થએલું લોહી તથા કફ બરલની વૃદ્ધિ કરે છે તેથી તેને પ્લીહોદર કહે છે એ બરલ ડાબા પખડામાં વધે છે તેથી પેટ પણ ડાબા પડખે જ વધે છે. ૩-૯

## ઉદરરોગની ચિકિત્સા.

( શાલિની-છંદ )

स्नेहःस्वेदो रेचनं बस्तिकर्मयोज्यंपूर्व्वंवातपित्तोदरेषु ॥
भोज्यंदेयंदीपनंवालघुस्याद्गोधूमावैशालयःषष्टिकाश्च ॥१०॥

વાતોદર તથા પિત્તોદર માટે સ્નેહ, સ્વેદન, રેચ અને બસ્તિ કર્મ એઓની પ્રથમ યોજના યોજવી. અને દીપન ગુણવાળાં કે હલકાં ભોજનો આપવા અર્થાત્ ઘઊં તથા સાઠીચોખા આપવાં. ૧૦ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

एरंडतैलंपयसामूत्रमिश्रंनिहंतिवातोदरशोफशूलं ॥
गोमूत्रसिद्धास्त्रिफलारसोवाक्वाथोनिहन्यादुदरंजलोवा ॥११॥

એરંડીયું તેલ દશમૂળના કવાથ સાથે પીવામાં આવે તો તેથી વાતોદર, સોજો અને શૂળ એઓનો નાશ કરે છે. ૧૧ અથવા

तत्रौष्ट्रकंदुग्धमतःमच्छस्तमाजंपयोवाजठराणिहन्यात् ॥१२॥

દશમૂળનો કવાથ ગાયના મૂત્રની સાથે પીવામાં આવે તે તથા ત્રિફળાના રસથી સિદ્ધ કરેલ ગોમૂત્ર પીવામાં આવે તો ઉદરરોગ માટે શ્રેષ્ઠ છે; કેમકે વાતના ઉદર-રોગનો નાશ કરનાર છે. ૧૨

( અનુષ્ટુપ-છંદ )

पित्तोदरविनाशाय पंचमूलीसुतं पयः ॥
पित्तोदरे घृतं पेयं मधुरं द्रव्यसाधितम् ॥ १३ ॥

પિત્તોદર માટે પંચમૂળીનો કવાથ પીવો. **અથવા**—પિત્તોદર માટે મધુર દ્રવ્યોના જળથી સિદ્ધ કરેલું ઘૃત પીવું. ૧૩

एरंडतैलसक्षारंपीतंहंतिकफोदरं ॥
व्योषयुक्तंकुलत्थांबुपयोवाभोजनेहितम् ॥ १४ ॥
रोहीतक हरीतक्योः कल्कं मूत्रेण भावितं ॥
पीतंसर्वोदराण्याशुप्रमेहार्शः कृमीन्जयेत् ॥ १५ ॥

કફોદર માટે એરંડીયું તેલ જવખાર સહિત પીવામાં આવે તો કફોદરનો નાશ કરે છે.

સુંઠ, મરી અને લીંડીપીપર યુક્ત કળથીનું પાણી **અથવા** દુધ ભોજનમાં હિતકારી છે. **અથવા**—રોહીડો, અને હરડે એઓનો કલ્ક ગાયના મૂત્રથી સિદ્ધ કરેલ

પીવામાં આવે તો તેથી સર્વ પ્રકારના ઉદરરોગ, પ્રમેહો, ગુદાના મસા અને કૃમીયો એઓને જીતી લે છે. ૧૪-૧૫

**विरेकास्थापने स्वेदः सर्वेषु जठरेषु च ॥**
**माषंशाकंतिलान्पिष्ठंविदाहीनि गुरुणि च ॥ १६ ॥**
**व्यायामाध्वदिवास्वापात्तोयपानं विवर्जयेत् ॥**
**जठराणामलाढ्यत्वाद्बहुशः शोधनंहितं ॥ १७ ॥**

સર્વ પ્રકારના ઉદરરોગોમાં રેચ અને સ્વેદ આસ્થાપન બસ્તિ એઓ હિતકારી છે, પણ માંસ, શાક તલ, અહિતકારી, બળતરા કરનાર અને ભારે પદાર્થો તેમજ કસરત-પંથ, દિવસે સુવું અને વિશેષ પાણી પીવું એઓનો ઉદરરોગીએ ત્યાગ કરવો. જઠર-ઉદરરોગોમાં મુખ્યત્વે કરીને પેટમાં મળનો સંગ્રહ હોય છે માટે મળનું શોધન કરે તેવા પ્રયોગો વિશેષે કરીને ઘણીવાર યોજવા એ હિતકારી છે. ૧૬-૧૭ **અથવા**—

એરંડીયું તેલ દુધ અથવા પાણી કે ગોમૂત્ર સાથે પીવામાં આવે તો પેટના રોગોનો નાશ કરે છે. **અથવા**

( ઇંદ્રવજ્રા-છંદ )

**एरंडतैलं पयसा जलेनमूत्रेणपीतजठरंनिहंति ॥**
**ज्योतिष्मतीतैल मिदं तथैव सर्वोदराणां प्रशमार्थमुक्तम् १८**

માલકાંકણીનું તેલ પણ એ જ પ્રકારે પેટના રોગોની શાંતિને માટે પીવું. ૧૮ **અથવા**-

**कंकुष्ठचूर्णसंसेव्यं जलेनोष्णोनमानवः ॥**
**अष्टाभ्यो जठरेभ्यश्च शीघ्रं ज्योद्विमोक्षणं ॥ १९ ॥**

કંકુષ્ટ ( પીળીઓ )નું ચૂર્ણ ઉના પાણી સાથે જો મનુષ્યના પીવામાં આવે તો આઠે પ્રકારના ઉદર રોગોથી તુરત મુક્ત કરી દે છે, ૧૯ **અથવા—**

( શાર્દૂલવિક્રિડિત-છંદ )

**वातेसिंधुकणायुतंसमरिचं पित्तेसिताढयंकफे व्योषाजाजियवानिकाग्निहपुषायुक्तं चतक्रंपिबेत् ॥ क्षारव्योषकसैंधवान्वितमिदंतत्सन्निपातोदरेदीप्याः सैंधवजीरकाग्निहपुषायुक्तं च बद्धोदरे ॥ २० ॥**

( ઉપજાતિ-છંદ )

**क्षतोदरेमाक्षिक पिप्पलीभ्यांतक्रंपिबेद्रोगनिवारणाय ॥**
**जलोदरेचापिपिबेच्च तक्रं सक्षारकं सैंधवत्र्यूषणंच ।२१।**

વાયુના ઉદરરોગમાં સિંધાલુણ, મરી અને લીંડીપીપર સહિત ગાયની સુંદર છાશ પીવી. પિત્તોદરમાં સાકર સહિત છાશ પીવી. કફોદરમાં સુંઠ, મરી, લીંડીપીપર, યવાન, ચિત્રામૂલ અને છીણીનાં મૂલ એઓના ચૂર્ણથી યુક્ત કરેલી છાશ પીવી, સન્નિપાતોદરમાં જવખાર, સુંઠ, મરી, લીંડીપીપર અને સેંધવ સહિત છાશ પીવી, બદ્ધ, ગુદોદરમાં અજમો, સિંધાલુણ, જીરૂં, ચિત્રામૂળ અને છીણીનાં મૂળ એઓના ચૂર્ણ સહિત છાશ પીવી, ક્ષતોદરમાં મધ અને લીંડીપીપરના ચૂર્ણ સહિત છાશ પીવી, જલોદરમાં જવખાર, સિંધાલુણ, સુંઠ, મરી, લીંડીપીપર એઓના ચૂર્ણ સહિત ઘાટી છાશ રોગ નિવારણના માટે રોગ મટે ત્યાં લગી પીવી. ૨૦—૨૧ **અથવા—**

( અનુષ્ટુપ છંદ )

**सैंधवंचार्कपत्राणिपयःस्नुह्यावंपाचितं ॥**
**मस्तुनापरोगीतंप्लीहानंहंति दारुणं ॥ २२ ॥**

સિંધાલુણ, આકડાનાં પાદડાં અને થોરનું દુધ એઓને પકાવીને—બાળીને પછી તે રાખ મધની સાથે કાલવીને ચાટવામાં આવે તો ભયંકર બરલનો પણ નાશ કરે છે. ૨૨ **અથવા—**

**शाल्मलीकुसुमं स्विन्नं निशि पर्य्युषितंतथा ॥**
**तिक्ताचूर्णेनसंयुक्तंमद्यात्लीहप्रशांतये ॥ २३ ॥**

શીમળાના પુલોને બાફી વા ધુંટી તેમાં કડુના ચૂર્ણ સહિત રાત્રિએ પીવામાં આવે તો તુરત બરલનો અવશ્ય નાશ કરે છે. ૨૩

**चव्य चित्रकसंयुक्तं प्रातरुत्थाय यः पिबेत् ॥**
**तस्यनश्यंति सर्वाणि जठराणि न संशयः ॥ २४ ॥**

જે માણસ ચિત્રામૂળની સાથે ચવકનું ચૂર્ણ મેળવીને પ્રાતઃકાળે ઉઠીને પીએ તો તેના સર્વ પ્રકારના ઉદર રોગો નાશ પામે છે એમાં સંશય નથી. ૨૪ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**स्नुह्यर्कदुग्धैर्लवणानि पंचविभावयेत्सप्तदिनं ततस्तैः ॥**
**प्रपूर्यवज्रीशकलानिवह्नौपचेद्धियामंपुटपाकरीत्या ॥२५॥**
**सुशीतमाकृष्य[illegible]चूर्णितंतत्कर्षप्रमाणं परिभक्षणीयम् ॥**
**अ[illegible]दरेपंचाविधेचग[illegible]ल्मेशूलेवि[illegible]च्यांस्वयथौमतुन्यां ॥२६॥**

સંચળ, સિંધવ, બિડલુણ, દરીયાઈ મીઠું અને મીઠું એઓને થોરના દુધની સાત ભાવના-પટ દઈને પછી થોરનાં ડીડલાંમાં તે પંચલુણને ભરીને પુટપાકની રીતિ પ્રમાણે તેને પકવીને સારી પેઠે ટાઢા થાય ત્યાર પછી તેનું ચૂર્ણ કરી તેને એક તોલાભાર ખાય તો આઠ પ્રકારના ઉદરરોગ, પાંચે જાતના ગુલ્મ, શૂલ, કોગળીયું, સોજો અને પ્રતુની નામનો વાયુરોગ, એઓનો નાશ થાય છે. ૨૫-૨૬ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**यवक्षारःप्लीहहरः पलाशक्षारसंयुतः ॥**
**कन्यारसो निशाचूर्णयुक्तःप्लीहापचीहरः ॥ २७ ॥**

ખાખરાનો ખાર જવખાર સહિત ખાવાથી **તથા** કુમારાપાઠાનો ગર્ભ હળદર સહિત પીવાથી બરલ અને અપચી ( ન પાકે તેવી જાતિનો ગ્રંથિ ) એઓનો નાશ કરે છે. ૨૭ **અથવા—**

**प्लीहहाशरपुंखायाः कल्को मूत्रेण सेवितः ॥**
**प[illegible]ाम्रस्य रसो हंतिप्लीहानं मधुसंयुतः ॥ २८ ॥**

સરપંખાનો કલ્ક લઈ ગાયના મૂત્ર સાથે પીવામાં આવે તો **તથા** પાકી કેરીયોનો રસ મધ સાથે પીવામાં આવે તો બરલનો નાશ કરે છે. ૨૮ **અથવા—**

( ઉપજાતી-છંદ )

**पलद्वयं भानुपयः पलानि स्नुहीपयः षट्त्रिवृताचपथ्या ॥**
**कंपिल्ल दंतीगिरीकर्णिकाग्निश्यामास्तथाशंखिनिनीलिनीच २९**
**[illegible]त्येकमेषांतुपलंप्रमाणंविपाचयेत्प्रस्थमिदंघृतं च ॥**
**चतुर्गुणंवारिचसंप्र[illegible]रूपकाशनैर्बिंदु[illegible]म् ॥ ३० ॥**

कोष्ठेतिदुष्टेजठरेसशोफे भगंदरे गुल्मगदेचदुष्टे ॥
बिंदूनपिबेद्यावतएवतावद्वारान्विरेकाश्चभवंति पुंसः ॥ ३१ ॥

( અનુષ્ટુપ-છંદ )

एतद्बिंदुघृतंनामयेनाभ्यक्तोविरच्यते ॥
प्लीहनाशकरी सर्वाक्रियायकृति चेष्यते ॥ ३२ ॥

આકડાનું દુધ ૮ તોલા, થોરનું દુધ ૪ તોલા, તથા નસોતર ૨૪ તોલા અને હરડે, કપીલો, નેપાળા ઝાડનાં મૂળીયાં, ગરણી, ચિત્રામૂળ, કાંગ, શંખાવળી અને કમલિની-પોયણાં એઓ પ્રત્યેક ૪-૪ તોલાભાર લઈ એઓને અગ્નિદ્વારાએ ૬ તોલા ઘીની અંદર પકાવવાં તેમાં ઔષધોથી ચારગણું પાણી નાંખવું અને ધીમા ધીમા તાપથી પકાવવું (જ્યારે પાણી દુધ બળી જઈને માત્ર-એકલું ઘીજ બાકી રહ્યું જણાય ત્યારે તેને વસ્ત્રગાળ કરી લઈને સુંદર પાત્રમાં ભરી લેવું ) દુષ્ટ કોઠાવાળાને, સોજા સહિત ઉદર રોગીને, ભગંદરવાળાને ગુલ્મવાળાને આ બિંદુઘૃતનાં જેટલાં ટીપાં આપવામાં આવે તેટલા જ જુલાબ લાગે છે. આ બિંદુઘૃતને પીવાથી તથા તેનો શરીરે માલેસ કરવાથી પણ રેચ લાગે છે.

બરલને મટાડવાની જે જે ક્રિયાઓ છે તે તે યકૃતોદરમાં પણ યોજવી ( બરલ ડાબી બાજુએ હોય છે અને યકૃતની ગાંઠ જમણી બાજુએ (પેટમાં) હોય છે. માત્ર સ્થાન ફેર હોવાથી નામ ભેદ નિરાળા છે પણ ક્રિયા સમાન છે. )
૨૯-૩૨ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**पुनर्नवानिंबपटोलशुंठीतिक्तामृतादार्व्यभयाकषायः ॥**
**सर्वांगशोफोदरकासशूलश्वासान्वितं पांडुगदंनिहंति ॥ ३३ ॥**

સાટોડીનાં મૂળીઆં, લીંબડાની અંતરછાલ, કડવાં પરવળ, સુંઠ, કડુ, ગળો, દારૂ હળધર અને હરડે એઓનો ક્વાથ પીવાનાં આવે તો આખા શરીરે ફેલાયલા સોજા કિંવા સોફોદર, ઉધરસ, શૂળ, શ્વાસ અને પાંડુરોગ એઓનો નાશ કરે છે. ૩૩ **અથવા—**

**देवदारुपलाशार्कराजपिप्पलीशिग्रुभिः ॥**
**शाश्वगंधैः सगोमूत्रर्लेपः स्यादुदरापहः ॥ ३४ ॥**

"દેવદાર, ખાખરો, આકડો, ગજપીપર, સરગવો, આસગંધ એઓનો ગાયના મૂત્ર સાથે ( ઘુંટીને ) પેટ ઉપર લેપ કરવામાં આવે તો તેથી ઉદરરોગોનો નાશ થાય છે. ૩૪.

**पक्षादूर्ध्वं बद्धगुदं सर्वजातोदकं तथा ॥**
**जन्मनैवोदरं सर्वं प्रायःकृच्छ्रतमं मतम् ॥ ३५ ॥**

**ઉદરરોગોનું કષ્ટસાધ્ય અને અસાધ્યપણું.**

બદ્ધગુદોદર એક પખવાડીયા ઉપર ચાલે તો ઘણું કરીને તે માણસને મારી નાખે છે. સઘળા ઉદર રોગોમાં જો પાણી ઉત્પન્ન થયું હોય તો તે પણ ઘણું કરીને રોગીને મારી નાખે છે. ઘણું કરીને સઘળી જાતિના ઉદર રોગોને કષ્ટસાધ્ય વિશેષ મહેનતે મટે તેવા માનેલ છે. ૩૫

# સોફ-સોજાનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

## સોજાની નિદાન તથા સંપ્રાપ્તિપૂર્વક સંખ્યા.

( ઉપજાતિ-છંદ )

क्षाराम्लतीक्ष्णोष्णविरुद्धदुष्टगरोषसृष्टान्ननिषेवणेन ॥
वायुःप्रदुष्टःकफपित्तरक्तान्यानीयदुष्टानिबहिःशिरासु ॥१॥
ऊर्ध्वंव्रजंत्वक्पिशिताश्रयंचशोफंप्रकुर्य्याद्घनमुन्नतं हि ॥
दोषैःपृथक्द्वंद्वसमस्तघातैस्तथाविषैःशोफगदाभवंति ॥२॥

ખારા પદાર્થોનું ખાટા પદાર્થોનું, તીક્ષ્ણ પદાર્થોનું, ઉષ્ણ પદાર્થોનું, વિરોધી પદાર્થોનું, દુષ્ટ પદાર્થોનું, અને ઝેરથી મિશ્રિત પદાર્થોનું અતિસેવન કરે તેથી દુષ્ટ થયેલો વાયુ, દુષ્ટ થએલા લોહી કે, દુષ્ટ થયેલા પિત્તને તથા દુષ્ટ થયેલા કફને બહારની શિરાઓમાં લઇ જઈ અને પોતે તેઓથી રોકાઇને ચામડીમાં, તથા માંસના આસરાવડે રૂધિરના, પિત્તના તથા કફના સમુદાયથી ઘાટા પાણીવાળી જે ઉંચાઈને ઉત્પન્ન કરે છે તેને સોજા કહે છે. એ સોજા વાયુથી, પિત્તથી, કફથી, બે બે દોષોના મેળાપથી; ત્રિદોષથી, અભિઘાન-પ્રહાર વાગવાથી અને વિષના સ્પર્શ કે સેવનથી ( શોફ રોગ ) થાય છે. ૧-૨

( **त्वकमांस सांश्रयं** " આ પદથી એમ અર્થ સૂચવેલ છે કે-વ્રણશોથ કે જે શોથનો જ ભેદ છે તેને પણ અહીં સામેલ ગણેલ છે કારણ કે વ્રણશોથ ચામડીનો અને માંસનો જ આશ્રય કરનાર છે. )

## સોજાનાં સામાન્ય લક્ષણ.

સોજા આવતાં જ પ્રથમ શરીરમાં ભારીપણું અંગોમાં ભીનાશ, અંગમાં–સોજા થવાના સ્થળે ઉંચાઈપણું, સોજા થવાના સ્થળે ઉનાશ, શિરાઓનું પાતળાપણું એટલાં સોજાનાં સામાન્ય લક્ષણો હોય છે.

## વાતાદિ દોષોના કારણોથી થયેલા સોજાઓનાં પૃથક્ લક્ષણો.

**पूर्वंभवेद्गौरवमंगसादने सोत्सेधमूष्मा च शिरातनुत्वं ॥**
**प्रसुप्तिहर्षार्तियुतोहिवातात्पित्ताचशोफोभृशदाहपाकः ॥ ३ ॥**
**कफात्स्थिरः पांडुररोचकान्वितोद्वाभ्यां समस्तैश्चविमिश्रलिंगः४**

( અનુષ્ટુપ-છંદ )

**[illegible]देच्छेदभेदेन क्षतेनघातज स्मृतः ॥**
**सविषप्राणिदंष्ट्रादिभल्लाताद्यैर्विषोद्भव ॥ ५ ॥**

વાયુના સંબંધવાળા સોજામાં અંગમાં બેહેરાશ–ખાલીનું ચઢવું તથા રૂવાડાંનું ઉભું થવું અને પીડાયુક્ત હોય છે. પિતના સંબંધવાળા સોજામાં અત્યંત બળતરા સાથે પાકવાપણું હોય છે. કફના સંબંધવાળા સોજામાં સ્થિરપણું પાંડુવર્ણયુક્ત ત્વચા અને અરૂચિ હોય છે, બે બે દોષોના સંબંધવાળા સોજાઓમાં બે બે દોષોનાં ચિન્હો અને ત્રિદોષના સંબંધવાળા સોજામાં ત્રણ દોષનાં ચિન્હો હોય છે. ( શસ્ત્રાદિના છેદન ભેદન કે ઘા વગેરેથી ) તથા ભિલામાં કે કૌચના અભિઘાત સબંધી સોજો થાય છે તેને અભિઘાતજ શોથ કહે છે. ( તેમાં ઘણું કરીને પિત્તના સંબંધ-

વાળા સોજાનાં લક્ષણો હોય છે. ) અને ઝેરી પ્રાણીઓના મળ મૂત્રાદિથી કે, તેઓના સ્પર્શથી, દાઢોના વાગવાથી, નખોના વાગવાથી, ( તથા ઝેરી વનસ્પતિના સ્પર્શથી કે તેની હવાના સ્પર્શથી ) ભિલામા વગેરે ઝેરી પદાર્થોના ખાવાથી કે કૌચ વગેરેના સ્પર્શથી વિષજનિત સોજો ( કુણો લટકતો ચલનવાળો તુરત થનારો અને બહુ વેદનાવાળો ) થાય છે. ૩–૫

## સોજાની ચિકિત્સા.

वातोद्भवे पिबेत्पूर्वं मासार्द्धं त्रिवृतां तथा ॥
तैलमैरंडजं वापि स्वेदाभ्यंगाश्च योजयेत् ॥ ६ ॥

વાયુજન્ય સોજો હોય તો પ્રથમ એક પખવાડીયા લગી નસોતર પીવી અથવા એરંડીયું તેલ પીવું. અથવા સ્વેદ–બફારો આપવો અને તેલનો માલેશ કરવો. જેથી વાયુ સંબંધી સોજો મટે છે. ૬

પિત્તજન્ય સોજો હોય તો નસોતર, ગળો, હરડે, બેહેડાં અને આમળાં એઓનો કવાથ પીવો.

( ઉપજાતિ–છંદ )

त्रिवृद्गुडूचीत्रिफला कषायं पिबेत्तथापित्तकृतेचशोफे ॥
गव्येनमूत्रेण फलत्रिकंतुपीतंकफोत्थंश्वयथुंनिहन्यात् ॥७॥

કફજનિત સોજો હોય તો ગાયના મૂત્ર સાથે હરડા, બેહેડાં અને આમળાનો કવાથ કરીને પીવો, જેથી કફ સંબંધી સોજાનો નાશ કરે છે. ( અથવા વૃષણમાં થયેલો વાયુ સંબંધી સોજો પણ મટે છે. ) ૭

બે બે દોષના સંબંધવાળા સોજા હોય તો બે બે **દોષના** ઉપચારો મિશ્ર કરી ઉપયોગમાં લેવા **અર્થાત્** સર્વ ક્રિયાઓ મિશ્રપણે કરવી અને ત્રિદોષજન્ય સોજા હોય તો ત્રણે દોષોની ચિકિત્સાનો ઉપયોગ કરવો. **અથવા—**

( અનુષ્ટુપ છંદ )

**मिश्रेमिश्रक्रमंकुर्यात्सर्वजे सर्वमेव च ॥**

**शिग्रुत्वक् कणासिद्धापिण्याकोवाप्रलेपनम् ॥ ८ ॥**

સરગવાની છાલ, લીંડીપીપર અને તલનો ખોળ એઓને પાણી સાથે વાટી, ઉનો કરીને લેપ કરવામાં આવે તો તેથી સોજા મટે છે. ૮ **તથા**

( ઉપજાતિ--છંદ )

**कणागजाह्वारजनीसपाठानिर्दग्धिकानागरमूलमुस्तं ॥**

**कटुत्रिकंजीरकवह्नितिक्तं चूर्णंनिहन्याच्छ्वयथुंत्रिदोषं ।९।**

ગજપીપર, હળદર, કાળીપાડ, ભોરીંગણી, સુંઠ, પીપરીમૂળ, મોથ, ત્રિકટુ, જીરૂં, ચિત્રામૂળ અને કડુ એઓનું ચૂર્ણ ફાકવામાં આવે તો તેથી ત્રિદોષજનિત સોજાનો નાશ કરે છે. ૯

( અનુષ્ટુપ-છંદ )

**कुर्यादागंतुजे शोफे सेकलेपादिशीतलं ॥**

**भल्ला तकभवं शोफं सतिला हंति मृत्तिका ॥ १० ॥**

**यष्टीदुग्धतिलैर्लेपो नवनीतयुतो हरेत् ॥**

**भल्लातक भवं शोफं चूर्णं शा[illegible]य च ॥ ११ ॥**

આગંતુજ—પરતંત્ર કારણોથી થએલા સોજા ઉપર સેંચન, લેપ કે જે જે પ્રયોગો કરવા તે તે સર્વ શીતળ

કરવા. ભિલામાના લાગવાથી કે ખાવાથી સોજો થયો હોય તો તલ અને કાળીમાટિનો લેપ કરવામાં આવે તો ભિલામાના સોજાનો નાશ કરે છે. **અથવા**-જેઠીમધ, દુધ, તલ અને માખણ એઓનો લેપ કરવામાં આવે તો તેથી ભીલામાનો સોજો મટી જાય છે. **અથવા** સાલીયા નામના ઝાડનાં પાંદડાંના ચૂર્ણથી પણ ભીલામાનો સોજો મટી જાય છે. ૧૦-૧૧

(ઇંદ્રવજ્રા-છંદ)

**पथ्यामृतावह्निमहौषधानांदार्वीनिशादारुपुनर्नवानां ॥**
**क्वाथंपिबेत्पादकरोदरस्थेवक्त्राश्रितेसर्वभवेचशोफे ॥१२॥**

હરડે, ગળો, ચિત્રામૂળ, સુંઠ, દારૂહળદર, હળદર, દેવદાર, અને સાટોડીનું મૂળ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તે પગમાં, હાથોમાં, પેટમાં તથા મોહોડામાં તથા સર્વ શરીરમાં સોજા ફેલાયલ હોય તદપિ તેનો નાશ કરે છે. ૧૨ **અથવા—**

**निशाद्वयंचंदनयुग्मलोध्रंपुनर्नवोशीररसांजनानि ॥**
**मूर्वाशिवागौरिकपद्मकानीलेपोहितः सर्वभवेहिशोफे ।१३।**

હળદર, દારૂહળદર, સુખડ, રતાંજલી, લોદર, સાટોડી, કાળોવાળો-ખસ, રસવંતી ( દારૂ હળદરનો શીરો ) મોરવેલ-પીલુંડી, હરડે, સોનાગેરૂ અને પદ્મક એઓનો લેપ સર્વ પ્રકારના સોજાઓ ઉપર હિતકારી છે. ૧૩ **અથવા-**

**सेकस्तथानिंबपुनर्नवार्ककाथेनसर्वानपिदंतिशोफान् ॥**
**सुखोष्णगो: त्रकृतोहिसेकोरसोहितो: लकपत्रजोवा ।१४।**

લીંબડો, સાટોડી, અને આકડો એઓનો કવાથ કરી તેથી સોજા ઉપર સેંચન-શેક કરવામાં આવે તો સર્વ પ્રકારના સોજાનો નાશ કરે છે. અથવા-ગોમૂત્રને થોડુંક ઉનું કરી તેથી સોજાની ઉપર સેંચન કરવામાં આવે તો અવશ્ય સોજો મટી જાય છે. અથવા-મૂળાના પાંદડાંઓનો રસ પણ સોજો મટાડવા માટે હિતકારી છે. ૧૪ **અથવા-**

**पुनर्नवासर्षपदारुशुंठीशिग्रूश्चपिष्टामृदुकांजिकेन ॥**
**लेपात्ततोहंतिसमस्तशोफंविभीतकानांफलमज्जतोवा १५**

સાટોડી, સરસવ, દેવદાર, સુંઠ અને સરગવો એઓને કાંજી સાથે ઘુંટીને જરા ગરમ કરીને લેપ-ચોપડવામાં આવે તો તેથી સર્વ પ્રકારના સોજાનો નાશ કરે છે. અથવા બેહેડાની ચીજો, તે પાણી સાથે વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી પણ સર્વ સોજા મટી જાય છે. ૧૫ **અથવા-**

( અનુષ્ટુપ-છંદ )

**गोमूत्रसिद्धं मंडूरं लिह्यात्क्षौद्रेण शोफवान् ॥**
**पुराणयवशाल्यन्नभोजनं शोफिनां हितं ॥ १६ ॥**

ગોમૂત્રથી સિદ્ધ કરેલા મંડૂરને મધમાં કાલવીને ચાટવામાં આવે તો સમગ્ર પ્રકારના સોજા મટી જાય છે. ૧૫ા

## શોથ રોગીને કરવા અને ન કરવા લાયક નિયમો.

**पिष्टान्नं लवणं मद्यं दि[illegible]न्नमजांगलं ॥**
**पयोदधि गुडं तैलं वर्जयेच्छोफवानगुरून् ॥ १७ ॥**

જુના ચોખા તથા જુના જવ, વગેરેનું ભોજન સોજા-વાળા રોગીને હિતાવહ છે, પણ દળેલાં ભારે અન્નો, લવણ,

મદિરા, દિવસે સુવું, જાંગલ પ્રાણીયોનાં માંસો, દુધ, દાહે, ગોળ અને ભારે પદાર્થો એઓને શોફવાળા રોગીએ ત્યાગ કરવો. ૧૭

**गुडार्द्रकं हरेच्छोफं गुडश्यामा गुडाभया ॥**
**गुडशुंठी पृथक्कर्षंवृद्ध्यारवादेत्पलत्रयं ॥ १८ ॥**
**पक्षंवामासमेकं वा शोफान्हंति सुदारुणान् ॥**
**जीर्णज्वरार्शोग्रहणीश्वासारोचकपीनसान् ॥ १९ ॥**

ગોળ અને આદું **અથવા** ગોળ અને નસોતર **અથવા** ગોળ અને હરડે, **અથવા** ગોળ અને સુંઠ એઓમાંથી ગમે તે એક પ્રયોગનું નિત્ય એક એક તોલો વધારતાં બાર તોલા સુધી ચઢીને તે પ્રમાણે એક પખવાડીયા કે મહિના લગી ખાવામાં આવે તો તેથી ભયંકર સોજાનો રોગ જીર્ણ-જ્વર, ગુદાના મસા, ગ્રહણી, શ્વાસ, અરૂચિ અને સળીખમ (ગળાના રોગ, મોહોડાના રોગ, અને કફ તથા વાયુ સંબંધી બીજા પણ રોગો) એઓનો નાશ કરે છે. ૧૮–૧૯

## અંડવૃદ્ધિનાં નિદાન લક્ષણ ચિકિત્સા.

### વધરાવળની અંડવૃદ્ધિ તથા અંત્રવૃદ્ધિની સંપ્રાપ્તિ.

**वायुश्चाधोगतःक्रुद्धः शौफशूलकश्चरन् ॥**
**प्राप्य वंक्षणतो मुष्कौ धमनीं फलकोशयोः ॥ १ ॥**
**प्रपीड्यकुरुते वृद्धिं महती फलकोशयोः ॥**
**अंडवृद्धिस्तु सा ज्ञेया भाराध्वागविवर्त्तनैः ॥ २ ॥**
**वातलैरन्नापानाद्यैः क्षोभितः पवनो यदा ॥**
**अथांत्रंद्विगुणीकृत्यस्वनिवेशादधो नयेत् ॥ ३ ॥**

कुर्य्याद्वंक्षण संधिस्थ मंत्रग्रंथिनिभं तदा ॥
प्रपीडितोतंःस्वनवान्वायुर्याति पुनश्चसः ॥ ४ ॥
मुष्कौःप्रध्मापयन्नेति सांत्रवृद्धिरुदीरिता ॥
रूक्ष्णकृष्णारुणशिरातंतुजालगवाक्षितं ॥ ५ ॥

નીચી ગતિવાળો વાયુ કોપ પામીને શૂળ તથા સોજાને ઉત્પન્ન કરી કુખમાં સંચાર કરતો અંડની સંધિનાં પ્રદેશમાં બન્ને વૃષણોમાં આવીને ફળકોશના ચારે તરફ વહેવાવાળી ધમનીયો-નાડીઓને પ્રપીડિત કરીને બન્ને અથવા એક અંડમાં વૃદ્ધિને કરે છે. તેને અંડવૃદ્ધિ જાણવી અર્થાત્ પોતાનાં કારણોથી કોપ પામેલો વાયુ વૃષણોમાં (કોથળીમાં) રહી (સાથળ અને પેડુના વચ્ચેની જગ્યા કે જ્યાં બદ થાય છે તે) રસ્તે વૃષણમાં ભરાઈ પછી તેમાંની ગોળીયો સાથે સબંધ ધરાવનારી વૃષણની શિરાઓ-નસોને દુષ્ટ કરીને રોકીને વૃષણોની ગોળીયોની તથા ચામડીની વૃદ્ધિ કરે છે તેને અંડવૃદ્ધિ-કુરંડરોગ-વધરાવળ કહે છે.

## અંત્રવૃદ્ધિ-અંતરગલ થવાનાં કારણો તથા સંપ્રાપ્તિ સહિત લક્ષણ.

બહુ ભાર ઉપાડવાથી, બહુ પંથ કરવાથી, અંગોને વાંકી રીતે મરડવાથી, વાત કુપિત થાય તેવાં અન્નપાનોના અતિ સેવનથી (મળ-મૂત્રના વેગોને રોકવા, અતિ બળવાન સાથે કુસ્તિ કરવાથી, કઠણ ધનુષ્યને ચઢાવવાથી, મળ-મૂત્રને કરાંઝીને પ્રવર્ત્તાવવાથી, તથા ટાઢા પાણીમાં ડુબકીઓ મારવાથી) ઈત્યાદિ ક્ષોભકોથી ક્ષોભ પામેલો-

દૂષિત થઇને ચલિત થયેલો વાયુ જ્યારે નાહના આંતરડાના ભાગને દૂષિત કરીને તેના ઠેકાણાથી નીચે લઈ જાય છે ત્યારે તે વાયુ પોતે વૃષણના સાંધામાં ગાંઠા જેવા સોજાને ઉત્પન્ન કરે છે, તેને અંત્રવૃદ્ધિ કહે છે. (એ વધરાવળને મટાડવા જો કાળજી ન રાખીએ તો પેટ ચઢી આવે છે. વધેલા વૃષણોમાં પીડા થાય છે અને શરીર ઝલાઈ ગયા જેવું લાગે છે.) આ વધરાવળને જો હાથવડે દબાવવામાં આવે તો અવાજ કરીને અંદર પેસી જાય છે અને દબાણથી છોડી દઇએ તો પાછી ફુલી જાય છે. એ અંત્રવૃદ્ધિમાં લુખાશ, કાળાશ, લાલાશ એવી નાડીના તંતુઓની જાળ હોય છે. ૧–૫

વધરાવળની ચિકિત્સા.

**एरंडतैलंतत्रादौमासैकंपयसा पिबेत् ॥**
**मंडादिक्रमदीप्ताग्निबस्तिभिस्समुपाचरेत् ॥ ६ ॥**

વધરાવલવાળાને પ્રથમ એરંડીયું તેલ અને દુધ એક મહિના લગી પીવામાં આવે તો આ વાયુ સંબંધી વધરાવળ મટી જાય છે. અથવા મંડ વગેરે ક્રમથી અગ્નિને દિપ્ત કરીને બસ્તિ કર્મની ક્રિયા કરવી. ૬ અથવા—

**गुग्गुलं रुबु तैलं च गोमूत्रेण पिबेन्नरः ॥**
**अण्डवृद्धिं निहंत्याशु सशूलां चिरकालजां ॥ ७ ॥**

એરંડીયું તેલ અને ગુગળ એઓને મિશ્રિત કરી ગાયના ઝરણની સાથે પીવામાં આવે તો તેથી લાંબા વખતની વાયુસબંધી વધરાવલ શૂળ સહિત હોય તો તુરત મટી જાય છે. ૭

**चंदनं कमलोशीरं पद्मकं मधुकं तथा ॥**

**क्षीरपिष्टः प्रलेपस्स्याद्दाहशोफरुजा हरः ॥ ८ ॥**

રતાંજળી, નિલકમળ, વાળો, પદ્મક અને જેઠીમધ એઓને દુધમાં વાટીને ચોપડવામાં આવે તો તેથી પિત્ત સંબંધી વધરાવળના સોજાની તથા બળતરાની પીડા મટી જાય છે. ૮ **અથવા**—

**पंचवल्कलचूर्णेन सघृतेन विलेपनं ।**

**तेषां क्काथेन शीतेन कर्तव्यं परिषेचनम् ॥ ९ ॥**

પંચવલ્કલના ચૂર્ણને ઘી સહિત વધરાવળ ઉપર ચોપડવામાં આવે તો તથા તેનો કવાથ કરી ટાઢો થયા પછી તેનું સેંચન કરવું તો પણ પિત્ત સંબંધી વધરાવળ મટી જાય છે. ૯ **અથવા**—

( ઉપજાતિ-છંદ )

**पुनर्नवैरंडफलंतिलाश्चपिष्टारनालेनजवस्यचूर्णम् ॥**

**लेपोसुखोष्णोविनिहंतिवृद्धिंतथावचासर्षपकल्कलेपः १०**

સાટોડી, એરંડાના ગોળા અને તલ એઓને આરનાલના રસમાં વાટીને તેમાં જવનું ચૂર્ણ મેળવીને તેને ગરમ કરી તેનો વધરાવળ ઉપર સહેવાય તેવો ગરમ લેપ કરવામાં આવે તો વધરાવળનો નાશ કરે છે. **અથવા**—વજ અને સરસવના કલ્કનો વધરાવળ ઉપર લેપ કરવો જેથી વધરાવળનો સોજો મટી જાય છે. ૧૦ **અથવા**—

( અનુષ્ટુપ-છંદ )

**रास्नाःतैरंडबलायष्टीगोक्षुरसाधितः ॥**

**क्काथोहंत्यांत्रवृद्धिं रुबुतैलसमन्वतः ॥ ११ ॥**

રાસ્ના, ગળો, એરંડમૂળ, કાંસકી, જેઠીમધ અને ગોખરૂ એઓનો વિધિપૂર્વક ક્વાથ કરીને એરંડીયું તેલ નાખીને પીવામાં આવે તો અંત્રવૃદ્ધિનો નાશ કરે છે. ૧૧ **અથવા—**

**तैलं नारायणंयोज्यं पानाभ्यंजनबस्तिषु ॥**
**आर्द्रकंकट्फलंचापित्वन्त्रवृद्धिनिवृत्तये ॥ १२ ॥**

નારાયણ તેલની પીવામાં, ચોળવામાં અને બસ્તિમાં યોજના કરવી, **અથવા**–આદુ અને કાયફળ એઓને અંત્રવૃદ્ધિની નિવૃત્તિના માટે સેવન કરવાં. ૧૨

### બધ્મ–બદનું નિદાનપૂર્વક લક્ષણ.

**गुर्वन्नसेवनात्क्रुद्धो दोषो वंक्षणसंधिगः ॥**
**करोति ग्रंथिवच्छोफं तं वध्मेति विनिर्दिशेत् ॥ १ ॥**

ભારે અન્નના (તથા અત્યંત શરદી કરનાર દહીં જેવા પદાર્થો વગેરેના અને સુકાએલા ગંધાતા માંસના) અતિ સેવનથી કુપિત થયેલો દોષ સાથળના સાંધામાં ગાંઠા જેવા સોજાને ઉત્પન્ન કરે છે. તેને બધ્મ–બદ કહે છે. (આ રોગમાં–સોજાથી, તાવથી, શૂળ અને શરીરમાં ગ્લાનિ બહુ જ થાય છે.) ૧

### બદના ઉપાય.

**रुबुकतैलेन संभ्रष्टःपथ्याकल्कःकणान्वितः ॥**
**सैंधवेन समायुक्तो वध्मरोगहरः परः ॥ २ ॥**

હરડેનો સારી પેઠે કલ્ક કરી તેને એરંડીઆ તેલમાં શેકી પીપળના તથા સિંધાલુણના ચૂર્ણથી મિશ્રિત કરીને

ખાવામાં આવે તો તેથી બધ્મ-બદનો રોગ અવશ્ય મટી જાય છે. ૨ **અથવા—**

**गोमूत्रेणाविदुग्धेनकल्कोवा दारुकस्य च ॥**
**सुखोष्णोलेपतेशस्तोवर्ध्मशूल हरः परं ॥ ३ ॥**

ગાયના મૂત્ર સાથે અથવા ગાડરના દુધ સાથે દારૂ હળદરનો કલ્ક થોડો ઉનો કરીને તેનો સ્હેવાય તેવો લેપ કરવામાં આવે તો બદ અને તેમાં આવતા સણકા અવશ્ય મટી જાય છે. ૩

**इति गौ० वै० विनोदे उदरशोफवर्ध्मनिदान चि. उल्लासः।८।**

ઇતિશ્રી ગૌડવંશી અનંતભટના પુત્ર શંકરભટના રચેલા વૈદ્યવિનોદ ગ્રન્થ વિષે ઉદર રોગ, સોજા અને વૃદ્ધિ રોગનું એઓનાં નિદાન, લક્ષણ અને માત્ર અલંકૃત આઠમા ઉલ્લાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુર્જરી ભાષાંતર સંપૂર્ણ.

---

# ઉલ્લાસ નવમો.

---

## ગલગંડાનાં નિદાન, લક્ષણ અને ઉપચાર.

### ગલગંડની સંપ્રાપ્તિપૂર્વક-ગલસુણાનું લક્ષણ.

**कफवातौगलेदुष्टौ मेदः शोणितमास्थितौ ॥**
**कुर्वाते ग्रंशि[illegible]ं मुष्कवल्लंबते तु यः ॥ १ ॥**
**महान्वायदिवा ह्रस्वोगलगंडंतथादिशेत् ॥**
**[illegible]: मपाकः स्यात्तथापारुष्य संयुतः ॥ २ ॥**

મેદ અને લોહીના આશ્રયથી ગળામાં રહેલા કફ અને વાયુ દુષ્ટ થયા ગ્રંથિને-સોજાને ઉત્પન્ન કરે છે. અને તે વૃષણની પેઠે ગળે લટકતો હોય છે તે સોજો મોટો હોય કે ન્હાનો દઢ અને અવિચલ હોય એ ગલગંડ કહેવાય છે. આ ગલગંડ લાંબો વખત ગયા પછી અર્થાત બહુ મોડો વધે છે તથા બહુ મોડો પાકે છે અને તેમાં કઠોરતા પણ હોય છે. ૧-૨

### ગલગંડની ચિકિત્સા.

**मूलकस्य च बोजानि शणबीजातसीयवान् ॥**
**सिद्धार्थशिग्रुबीजानि तक्रेणाम्लेन पेषयेत् ॥ ३ ॥**
**गंडमाला ग्रंथिगंडा विलयं यांति लेपनात् ॥**
**क्राथोवरुणमूलस्यमधुयुक्तोनिवारयेत् ॥ ४ ॥**

મૂળાનાં બીજ, શણનાં બીજ, અળશી, જવ, સરસવ અને સરગવાનાં બીજ એઓને ખારી કે ઘાટી છાશમાં વાટીને તેનો જાડો લેપ કરવામાં આવે તો તેથી ગળગંડ, ગંડમાળ, ગ્રંથિઓ, એઓ મટી જાય છે. **અથવા**-વાયવરણાના મૂળનો કવાથ કરીને તેમાં મધ નાંખીને ( એકવારજ ) પીવામાં આવે તો તેથી ગળગંડ મટી જાય છે. ૩-૪ **અથવા**-

**पीतातंदुलतोयेतुकांचनारत्वचस्तथा ॥**
**शुंठीयुक्ता गंडमालागंडेनिवारिका ॥ ५ ॥**

કાંચનાર વૃક્ષની છાલને સુંઠ સહિત ચોખાના ધોવણની સાથે ( એકવારજ ) પીવામાં આવે તો તેથી ગંડમાળ ગલગંડનું નિવારણ કરે છે. ૫ **અથવા**—

पिष्टातंदुलतोयेन राजवृक्षसिफांदृढं ॥
गलगंडंगंडमालांहन्तितत्स्थान लेपनः ॥ ६ ॥

ગરમાળા અને વરીયાળી એઓને ચોખાના ધોવણ સાથે ખુબ વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી ગલગંડ અને ગંડમાળ એઓનો નાશ કરે છે. ૬ **અથવા–**

हिंस्रावचाग्नित्रिफलामृतापिप्पलिदारुकैः ॥
मार्कवस्वरसेसिद्धंतैलंमधुयुतंतथा ॥ ७ ॥
लेपतोनस्यतोवापिगलगंडंनिवारयेत् ॥

હિંસ્રા ( હાડીયા કરસણ ) વજ, ચિત્રામૂળ, હરડે, બેહેડાં, આમળાં, ગળો, લીંડીપીપર તથા દારૂહળદર એઓનો કવાથ અને જળભાંગરાનો રસ જેઓ વડે સિદ્ધ કરેલું તેલ મધ સાથે લેપવાથી અથવા તે તેલનો નાસ લેવાથી અવશ્ય ગળગંડને મટાડે છે. ૭॥

### ગંડમાળનું લક્ષણ.

कोलास्थलककर्कोमानैर्मन्यागलेतथा ॥ ८ ॥
कक्ष्यांसवंक्षणेमेदः कफाभ्यांमदपाकतः ॥
स्याद्गंडमालाबहुभिर्गंडैस्तेग्रंथयश्चिरात् ॥ ९ ॥

વડબોર જેવડા કે આંમળાં જેવડા અથવા નાહના બોર જેવડા, ઓડમાં, ગળામાં, બગલમાં અને સાથળોનાં મૂળમાં ( ખભામાં ) કફ અને મેદના લીધે ઘણા ગાંઠાઓ થયા હોય એ ગંડમાલા–કંઠમાળા કહેવાય છે. આ ગાંઠાઓ મોડા અને થોડા થોડા પાકે છે. ૮–૯

### અપચિનું લક્ષણ.

अवा:पाकाः केचितु स्रवंति प्रभवंति च ॥
सैवापचीतिकथिताचिरकालानुबंधनः ॥ १० ॥

ગંડમાળના ગાંઠાઓમાં કેટલાક ગાંઠાઓ પાકીને સ્રવતા હોય, કેટલાએક મટી જતા હોય અને કેટલાએક નવા થતા હોય તથા તે ગાંઠાઓની આવી સ્થિતિ લાંબા વખત લગી રહે તો કેટલાક વૈદ્યો ગંડમાળને જ "અપચી" કહે છે. ૧૦

### ગંડમાલાની તથા અપચીની ચિકિત્સા.

सर्षपान्निंबपत्राणि दग्धाभलातकानिच ॥
छागमूत्रेण संपिष्टमपचीघ्नंपलेपनं ॥ ११ ॥

સરસવ, લીંબડાનાં પાંદડાં અને ભીલામાં એઓને બાળીને બકરાના મૂત્રમાં ઘુંટીને તેનો લેપ કરવામાં આવે તો તે અપચિનો નાશ કરે છે. ૧૧ **અથવા**—

अलंबुषादलोद्भूतस्वरसार्द्धंपिबेत्पलम् ॥
अपच्यांगंडमालायांकामलायांचगंडके ॥ १२ ॥

ગોરખમુડી બોરીયા કલ્હારનાં પાંદડાઓનો સ્વરસ બે તોલા ભાર પીવામાં આવે તો અપચિ, ગંડમાલા, કમળો અને ગાંઠો એઓ મટી જાય છે. ૧૨ **અથવા**

चंदनंचवचा पथ्यालाक्षाकटुकरोहिणी ॥
तैलमेभिःसृतंपी तंसमूलामपचीहरेत् ॥ १३ ॥

રતાંજલી, વજ, હરડે, લાખ અને કડુ એઓના

ક્વાથથી પકાવેલું તેલ-ચંદનાદિ તૈલ કહેવાય છે. આ તૈલ પીવામાં આવે તો તેથી અપચી મૂળ સહિત મટી જાય છે. ૧૩ **અથવા—**

**मधुनासघृतः पीतःक्काथोवरुणमूलजः ॥**
**चिरोत्थितांगंडमालामपचींनाशयेद्रुतम् ॥ १४ ॥**

મધ સહિત વરણાના મૂળનો ક્વાથ પીવામાં આવે તો ઘણા વખતથી થએલ ગંડમાલા અને અપચીનો તુરત નાશ કરે છે. ૧૪ **અથવા—**

**कांचनारत्वचंपिष्टापिबेत्तंदुलवारिणां ॥**
**पलार्द्धवापलंवापिमुच्यतेगंडमालया ॥ १५ ॥**

કાંચનાર વૃક્ષની છાલ બે તોલાભાર અથવા ૪ તોલા ભાર લઇને ચોખાના ધોવણમાં ઘુંટીને પીવામાં આવે તો ગંડમાલના રોગથી મુક્ત થાય છે. ૧૫ **અથવા—**

**भानुदुग्धंजयापुष्पंतैलंलाक्षारसंसमं ॥**
**एभिःसप्तदिनैर्लिप्तागंडमालाशमंव्रजेत् ॥ १६ ॥**
**छछुंदर्यास्तुतैलेनलिप्तानाशंव्रजेदियं ॥ १७ ॥**

આકડાનું દુધ, જયા(અરણી, કિંવા હરડે)નાં પુલ, તૈલ અને લાખ, તથા પારો એઓ સર્વ સરખા ભાગે લઈ તેઓને શરીરે સાત દિવસ લગી ચોળવામાં આવે તો ગંડમાળા શમી જાય છે. અથવા છછુંદરનું તૈલ અર્થાત્ તુરતના મરી ગયેલા છછુંદરાને તૈલમાં પકાવી તે તૈલનું મર્દન કરવાથી ગંડમાલાનો નાશ થાય છે. ૧૬

## ગ્રંથિનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### ગ્રંથિનું લક્ષણ.

( ઇંદ્રવજ્રા-છંદ )

**मेदोस्रमांसानिशिरा प्रदूष्य वातादयो विग्रथितंचशोफं ॥**
**कुर्वंतिवृत्तोन्नतमेनमाहुर्ग्रंथिंबुधामंदविपाकमेव ॥ १७ ॥**

વાયુ, પિત્ત, કફ, મેદ અને શિરાઓ એઓ માંસને તથા લોહીને દૂષિત કરી–વૃદ્ધિ કરીને જે ઉંચા, ગોળાકાર ગાંઠારૂપ સોજાને ઉત્પન્ન કરે છે તેને પંડિતો ગ્રંથિ કહે છે. આ ગ્રંથિ ઘણી મુદતે પાકે છે. ૧૭

### અર્બુદનું ( રસોળીનું ) સંપ્રાપ્તિ પૂર્વક સામાન્ય લક્ષણ.

( અનુષ્ટુપ-છંદ )

**गात्रदेशेक्वचिद्दोषामूर्च्छिता मांसशोणितं ॥**
**संदूष्यकुर्व्वतेवृत्तंमांसोच्छ्रायंतदर्बुदं ॥ १८ ॥**

કોપ પામેલા દોષો શરીરના કોઇ પણ ભાગમાં માંસને અને લોહીને દૂષિત કરીને ( ગોળ આકારવાળી, સ્થિર, થોડી પીડાવાળી, ગ્રંથિના કરતાં મોટી, ઘણી ઉંડી પેઠેલી, ભારે મૂળવાળી, લાંબે કાળે વધનારી અને લાંબા કાળે પણ ન પાકનારી ) માંસની ઉંચાઇને ઉત્પન્ન કરે છે તેને અર્બુદ–રસોળી કહે છે. ૧૮

### માંસથી થએલા અર્બુદની સંપ્રાપ્તિ.

**महामूलंमंदरुजंग्रंथितुल्यंघनोन्नतं ॥**
**मुष्टिकाष्टैमहाराद्यैर्मांसं दुष्टमवेदनं ॥ १९ ॥**

મુષ્ટિના પ્રહાર વગેરેથી અંગ પીડિત થતાં વાયુથી

દુષ્ટ થયેલું માંસ વેદના વગરના ઉંડા મૂળવાળા, મંદ-પીડાવાળા, ગ્રંથિના સમાન, કઠણ અને ઉંચા સોજાને તુરત ઉત્પન્ન કરે છે તેને માંસાર્બુદ કહે છે. ૧૯

### અર્બુદોનો પાક નહી થવાનું કારણ.

**शोफं संजनयेच्छीघ्रं तदुक्तं मांसजार्बुदं ॥**
**कफमेदोबहुत्वाच्चमपाकंयातिनार्बुदं ॥ २० ॥**

સઘળા પ્રકારના (વાયુથી, પિત્તથી, કફથી, લોહીથી, માંસથી અને મેદથી એમ છ પ્રકારના છે તે) અર્બુદો કફની તથા મેદની અધિકતાવાળા (અને વિશેષે કરીને દોષોની સ્થિરતાવાળા તથા ગાંઠારૂપ હોય છે) તેથી (સ્વભાવે કરીનેજ) પાકતા નથી. (અને પાકે છે તો બહુ જ થોડા પાકે છે.) ૨૦

### ગ્રંથી અને અર્બુદની ચિકિત્સા.

**मूलकक्षारसंयुक्ता स्वर्जिका शखचूर्णकं ॥**
**एषांहिविहितोलेपोनिहंतिग्रंथिमर्बुदं ॥ २१ ॥**

મૂળાની ભસ્મ, સાજીખાર અને શંખનું ચૂર્ણ એઓને વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી ગ્રંથિ તથા અર્બુદનો નાશ કરે છે. ૨૧ **અથવા**

(ઇંદ્રવજ્રા-છંદ)

**दंत्याग्निभल्लातकभानुवज्रीदुग्धंगुडःकासिसमंचसर्वं ॥**
**पिष्ट्वामलेपोविहितोनराणांविद्रावयेद्ग्रथिमतिप्रवृद्धं ॥२२॥**

નેપાળાના મૂળીનાં, ચિત્રામૂળ, ભિલામાં, આકડાનું દુધ, થોરનું દુધ, ગોળ અને હિરાકસી એઓ સઘળાં

ઓષડો સમાન લઈ એઓનો લેપ કરવામાં આવે તો મનુષ્યના અતિ વધિ પડેલા ગ્રંથિ પણ નાશ પામે છે. ૨૨

उपाचरोद्विद्रधिवत्प्रच्छन्नादिभिरर्बुदं ॥
क्षाराग्निभ्यांदहेद्वापिस्वेदैर्नानाविधैर्जयेत् ॥ २३ ॥
नाडयास्वेदंविधायास्त्रंशृंगेणबहुशोहरेत् ॥
सर्जरसः प्रियंगुश्च गुग्गुलुर्यष्टिकाह्वयं ॥ २४ ॥
सूक्ष्मीकृतंप्रलेपेनहंतिसर्वार्बुदानितु ॥
हरिद्रालोध्रपत्तंगगृह धूममनः शिलाः ॥ २५ ॥
मधुप्रगाढोलेपोयंमेदोर्बुदहरः परः,
स्नेहीगंडीरकास्वेदो नाशयेदर्बुदानिच ॥ २६ ॥
लवणेनाथवास्वेदःसीसकेन तथैवच ॥
हरिद्रामूलकक्षारः शंखचूर्णसमन्वितः ॥ २७ ॥
सप्तरात्रप्रयोगेणलेपः सिध्मार्बुदापहः ॥
उपोदिकाकांजिकतत्रपिष्टातयोपनाहंलवणेनसार्द्धं ॥२८॥

અર્બુદના માટે વિદ્રધિના જેવા ઉપચાર પાટા વગેરેના કરવા. ક્ષારથી અને અગ્નિ કે ચિત્રામૂળથી દગ્ધ કરવા **અથવા** નાડીમાં સ્વેદ વિધિ કરીને **અથવા** શિંગડીથી વિશેષ લોહી કાહાડીને અને શસ્ત્ર ક્રિયાવડે કરીને અર્બુદોનો નાશ કરવો. **અથવા** કાળ, કાંગ, ગુગળ, જેઠીમધ, એઓને સૂક્ષ્મ વાટીને તેનો લેપ કરવામાં આવે તો સર્વ પ્રકારના અર્બુદોનો નાશ કરે છે. **અથવા** હળદર, લોદર, પતંગ, ઘરના ધુવાડાની ધુંસ અને મણશીલ એઓના ચૂર્ણને મધમાં કાલવીને તેનો લેપ કરવામાં આવે તો

એથી થએલો અર્બુદનો અવશ્ય નાશ થાય છે. **અથવા** થોર અને કણેરનો સ્વેદ આપવામાં આવે તો અર્બુદનો નાશ થાય છે. **અથવા** લૂણ મીઠાનો સ્વેદ **અથવા** સીસાનો સ્વેદ **અથવા** હળદર, મૂળાની ભસ્મ અને શંખનો ભૂકો એઓનો સાત રાત્રિ લગી લેપ કરવામાં આવે તો અવશ્ય સિદ્ધ કોઢ અને અર્બુદ એઓનો નાશ થાય છે **અથવા** ઉપોદિકાને કાંજીમાં ઘુંટીને પછી તેમાં સિંધાલુણ અરધ ભાગે કે ૧॥ ભાગે નાખીને તેનો ઉપનાહ લેવામાં આવે તો દિનપ્રતિદિન દુષ્ટ અર્બુદો કે જે મર્મસ્થાનોમાં થએલા હોય તેવાઓનો પણ નાશ કરે છે. ૨૩—૨૮॥ **અથવા**

**दुष्टार्बुदानांप्रशमायकुर्याद्दिनेदिने रात्रिषु मर्मजानां ॥**
**शिग्रुमूलकयोर्बीजं रक्षोघ्नं सुरसंयवं ॥ २९ ॥**
**अश्वमारंचसंपिष्यतक्रैर्लेपार्बुदार्दिजित् ॥ ३० ॥**

સરગવાનાં બીજ, મૂળાનાં બીજ, સરસવ, તુલસી, ઇંદ્રિયવ અને કણેરનાં મૂળીયાં એઓને ભેંશની છાશમાં વાટી તેનો લેપ કરવામાં આવે તો અર્બુદરોગની પીડા મટી જાય છે. ૨૪

## શ્લીપદ નિદાન લક્ષણ તથા ચિકિત્સા.

---

### શ્લીપદનું દૂરના નિદાનપૂર્વક સામાન્ય લક્ષણ.

**मेदोमांसाश्रयं शोफ पादयोश्लीपदः वदेत् ॥**
**पुराणोदकभूयिष्ठा सर्वर्तुषुचशीतलाः ॥ १ ॥**

**येदेशास्तेषु जायंते श्लीपदानि विशेषतः**
**गुरुत्वं च महत्वं च श्लीपदेषु कफाद्भवेत् ॥ २ ॥**

મેદ અને માંસના આશ્રયથી પગોમાં જે સોજો થાય છે તેને અર્થાત્ સાથળોના મૂળમાં થયેલો તાવવાળો અને અત્યંત પીડાવાળો જે સોજો ક્રમે કરીને પગમાં પહોંચ્યો હોય તે સોજો શ્લીપદ-હાથીપગો રોગ કહેવાય છે. એ રોગ જે દેશોમાં જુનું પાણી ઘણું (ભરાઈ) રહેતું હોય, અને સર્વ ઋતુઓમાં શીતળતા રહેતી હોય તે દેશોમાં વિશેષ કરીને (અને બીજા દેશોમાં પણ) શ્લીપદો કરીને થાય છે. શ્લીપદરોગમાં ભારેપણું અને મોહોટાપણું થવું એ કફવિના સંભવતું જ નથી અર્થાત્ એ કફના ઉત્કર્ષથીજ થાય છે. ૧—૨

## શ્લીપદની ચિકિત્સા.

( ઉપજાતિ-છંદ )

**संस्वेदनाभ्यंजनलंघनैश्चविरेचनैरक्तविमोक्षणैश्च ॥**
**रूक्षैस्तथाचोष्णहरैः प्रलेपै रुपाचरेत्श्लीपदमेवमादौ ॥३॥**

સ્વેદનોથી, અભ્યંજનોથી, બંધનોથી, વિરેચનોથી અને લોહી કઢાવવાથી તથા કફનો નાશ કરનારા ઉષ્ણ લેપો શ્લીપદરોગમાં કાયમ ઉપયોગમાં લેવા. ૩ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**गोमूत्रेणं पिबेन्मासं तैलमैरंडसंभवं ॥**
**यद्वा गुल्मोपरि शिरा व्यंधयेच्चतुरांगुलां ॥ ४ ॥**

ગાયનું ઝરણ એરંડીયા તેલ સાથે એકત્ર કરીને એક માસ લગી પીવામાં આવે તો તેથી, **અથવા—**

શિરા વિંધવામાં આવે તો તેથી શ્લીપદ રોગ મટી જાય છે. ૪ **અથવા—**

**कासमर्दशिफाकल्कंगव्येनाज्येनयः पिबेत् ॥**
**श्लीपदंसत्वरंतस्यनाशमायातिचाद्भुतं ॥ ५ ॥**

કાસંદરોની શિખાનો કલ્ક કરી તેને ગાયના ઘી સાથે પિવામાં આવે તો શ્લીપદરોગીનો શ્લીપદ તુરત નાશ થાય છે એ અદ્ભુત પ્રકાર છે. ૫ **અથવા—**

**पथ्याकल्कंपिबेद्वापिगोमूत्रेणगुडूचेकां ॥**
**विश्वौषधंसर्षपदेवदारुशिग्रुंश्चमूत्रेणविपिष्यलेपः ॥ ६ ॥**

હરડેનો કલ્ક ગોમૂત્ર સાથે પીવામાં આવે તો તેથી અથવા ગોમૂત્ર સાથે ગળો પીવામાં આવે તો તેથી સુંઠ, સરસવ, દેવદાર અને સરગવો એઓને ગાયના મૂત્ર સાથે ઘુંટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી. અને સાટોડી, સરસવ અને સુંઠ એઓનો (કલ્ક કરી તેમાં કાંજી નાખીને) લેપ કરવામાં આવે તો દુષ્ટ શ્લીપદ રોગ પણ તુરત મટી જાય છે. ૬ **અથવા—**

**दुष्टंजयेत्श्लीपदमासुयद्वापुनर्नवासर्षपसुंठिलेपः ॥**
**पिबेत्सर्षपतैलंतुश्लीपदानां निवृत्तये ॥ ७ ॥**
**सप्ततांबूलपत्राणां कल्कं तप्तेन वारिणा ॥**
**हरिद्रां गुडसंयुक्तां गोमूत्रेण पिबेन्नरः ॥ ८ ॥**

સરસીયું તેલ શ્લીપદ રોગની નિવૃત્તિના માટે પીવું. અથવા સાત નાગરવેલનાં પાન લઈ તેનો કલ્ક કરી (તેમાં સેંધવ નાખીને) ઉના પાણી સાથે પીવો. અથવા હળદરને

તથા ગોળને મિશ્રિત કરીને ગોમૂત્રમાં ઘોળીને પીવામાં આવે તો તેથી એક વર્ષથી થએલું શ્લીપદ દાદર અને કોઢ એઓનો વિશેષ કરીને નાશ થાય છે. ૭-૮॥ **અથવા—**

**वर्षोत्थं श्लीपदं हन्तिदद्रुंकुष्टं विशेषतः ॥**

**वृद्धदारुकचूर्णवामूत्रंसोवीरकादिभिः ॥ ९ ॥**

**यवान्नंकटुतैलंकूर्ममांसंचतंजयेत् ॥**

**श्लीपदानां प्रशांत्यर्थंप्रशांतौदादमग्निना ॥ १० ॥**

વરધારાનું ચૂર્ણ સોવીરકાદિથી પીવામાં આવે તો તેથી અથવા અજમો કે યવનાપદાર્થો અને સરસીયું તેલ અને કાચળાનું માંસ એઓના ઉપયોગથી શ્લીપદને જીતાય છે. ૯—૧૦

## વિદ્રધિનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

---

### વિદ્રધીનું સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણ અને સંખ્યા સહ પૃથગ્ લક્ષણો.

**त्वग्रक्तमेदः पिशितानिदुष्टाःदोषाःप्रदुष्यास्थिसमाश्रिताहि ।**

**शोफंशनैः संजनयंतिघोरंवृत्तंरुजावंतमथायतंवा ॥ १ ॥**

**सविद्रधिःषड्विधमेवदोषैःपृथक् समस्तैः क्षतशोणिताभ्यां ॥**

**कृष्णारुणोवाभृशवेदनःस्याद्वातोद्भवोविद्रधिरुच्छ्रितश्च ।२।**

**श्यावोदाहज्वरयुतोविद्रधिःपित्तसंभवः ॥**

**शरावसदृशः स्निग्धो विद्रधिः कफसंभवः ॥ ३ ॥**

**घटालो विषमः पाक विद्रधिः सन्निपातिकः ॥**

**ज्वरस्तृष्णाचदाहश्चक्षुतोत्थेविद्रधौभवेत् ॥ ४ ॥**

અસ્થિઓમાં રહેલા અને અત્યંત વૃદ્ધિ પામેલા દોષો ચામડીને, લોહીને અને મેદને દૂષિત કરીને ધીરે ધીરે નાહાના તથા ગોળ લાંબા મોટા મૂળવાળા ભયંકર સોજાને ઉત્પન્ન કરે છે તેને વિદ્રધિ કહે છે. અને તે છ પ્રકારનો છે, એટલે વાયુનો, કફનો, પિત્તનો, ક્ષતનો અને લોહીનો એ રીતે છ પ્રકારના છે. ( સર્વ વિદ્રધિઓનાં સામાન્ય લક્ષણ એક જ છે. ) વાયુ સંબંધી વિદ્રધિ હોય તો કાળો તથા રાતો, ક્ષણમાં મોટો અને ક્ષણમાં ન્હાનો, અને અત્યંત વેદનાવાળો ઉંચો હોય છે. પિડા સંબંધી વિદ્રધિ હોય તો કાળાશવાળો, બળતરા અને તાવથી મુક્ત હોય છે. કફ સંબંધી વિદ્રધિ શરાવલા જેવો અને ચીકણો હોય જેનું નિયમ વગર લાંબી મુદતે પાકવાપણું હોય છે. ક્ષીત સંબંધી વિદ્રધિ હોય તો, તરસ અને બળતરા થાય છે. લોહી સંબંધી વિદ્રધિ હોય તો વ્યથાવાળો, બળતરા અને તાવવાળો હોય છે. ૧–૪॥

**સ્થાનના ફેરફારથી ચિન્હોનો ફેરફાર જાણવા માટે અભ્યંતરના વિદ્રધિઓની વ્યાખ્યા.**

व्यथादाहज्वरकरोरक्त विद्रधिरुच्यते ॥
पृथकसंभूयवादोषाउच्छ्रिताग़ुल्मरूपिणम् ॥ ५ ॥
वल्मीकवत्समुन्नद्धमंतः कुर्वंतिविद्रधिं ॥
देवास्तम्मुखेनाभ्यांकुक्षौवंक्षणयोस्तथा ॥ ६ ॥
वुक्कयोः फ्लीह्नियकृतिहृदयेक्लोम्निवातथा ॥
तेषांःक्तानिलिंगानिबाह्यविद्रधिलक्षणैः ॥ ७ ॥

જુદા જુદા અથવા સામટા મળીને કોપ પામેલા દોષો ગુદાની અંદર, પેડુના અગ્ર ભાગમાં નાભિની અંદર પેટમાં સાથળના સાંધાઓની અંદર, બગલોની અંદર, બરલની અંદર, જમણા પડખાની ગાંઠની અંદર, હૃદયની અંદર અથવા તરશ લાગવાના સ્થાનની અંદર રાફડા જેવા ચોમેર ઉંચા અને ગુલ્મ જેવા રૂપવાળા વિદ્રધિને ઉત્પન્ન કરે છે. એ વિદ્રધિઓનાં લક્ષણો બાહારના વિદ્રધિઓના લક્ષણો ઉપરથી સમજી લેવાં. ૫–૭

## વિદ્રધિઓના શ્રાવના માર્ગો.

ડુંટીથી ઉપરના ભાગોમાં થએલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો શ્રાવ મોહોડામાંથી થાય છે. અને ડુંટીથી નીચેના ભાગોમાં થયેલા અંદરના વિદ્રધિઓ પાકે ત્યારે તેઓનો શ્રાવ ગુદામાંથી થાય છે, અને ડુંટીમાં થયેલો અંદરનો વિદ્રધિ પાકે ત્યારે તેનો શ્રાવ તો મોહોડું તથા ગુદા એ બન્નેમાંથી થાય છે. ૭॥

## વિદ્રધિઓનું સાધ્યપણું વગેરે.

नाभेरुपरिजाः पक्का यांत्यूर्द्धमितरेत्वधः ॥
अधःस्रुतेषुजीवेत्तुस्रुतेरूर्द्धनजीवति ॥ ८ ॥
त्हन्नाभि[illegible]येषुतेषुभिन्नेषुबाह्यतः ॥
जीवेत्कदाचित्पुरुषो नेतरेषु कथंचन ॥ ९ ॥

વિદ્રધિયો ગુદામાંથી સ્રવતા હોય તો માણુસ જીવે છે પણુ જો મોહોડામાંથી સ્રવતા હોય તો માણુસ જીવતો નથી. નાભિ હૃદય અને મૂત્રાશય એ સ્થાનકો વગરના અન્ય સ્થળોમાં થયેલા વિદ્રધિયો જો બાહાર ફુટે તો

માણસ કદાચ જીવે છે પણ એ વિદ્રધિઓ બાહાર ન ફુટે તો માણસ કદી જીવતો નથી કેમકે તે મર્મ સ્થળો છે માટે. ૮-૯

## વિદ્રધિઓની ચિકિત્સા.

जलौकःपातनंरक्तंसर्वस्मिन्नेवविद्रधौ ॥
मृदुर्विरेकोलघ्वन्नंस्वेदःपित्तोत्तरं विना ॥ १० ॥
अपक्वेविद्रधौयुंज्याद्व्रणशोफवदौषधं ॥ ११ ॥

( ઉપજાતિ-છંદ )

स्वेदोपनाहायवशिग्रूमूल गोधूममुद्गैश्चघृतेनयुक्तैः
लेपाविधेयास्त्वथवीक्षणेनविलीयतेविद्रधिरोगएषः॥१२॥

સઘળા પ્રકારના વિદ્રધિઓની ઉપર જળો લગાડવી, કોમળ વિરેચન દેવું અને લંઘન કરવું એ સારૂં છે. પિત્તની અધિકતાવાળા વિદ્રધિ વિના બીજા વિદ્રધિઓની ઉપર સ્વેદન કરવું એ પણ સારૂં છે. જે વિદ્રધિ પાકેલો ન હોય તેની ઉપર વ્રણસંબંધી સોજાનું ઔષધ કે જે હવે પછી કહેવામાં આવશે તેની યોજના કરવી. **અથવા**—સ્વેદ ઉપનાહ તથા જવ, સરગવાનું મૂળ, ઘઊં, મગ એઓનું ઘી સહિત લેપન કરવામાં આવે તો તેથી ક્ષણવારમાં વિદ્રધિ રોગ નાશ પામે છે. ૧૦-૧૨ **અથવા**—

पुनर्नवानागरदारुपथ्याद्विपंचमूलैश्चकृतःकषायः ॥
सगुग्गुलुरेरंडतैलमिश्रःपीतोजयेन्मारुतविद्रधिंच ॥१३॥

સાટોડીનું મૂળ, સુંઠ, દેવદાર અથા દારૂ હળદર, હરડે અને બન્ને જાતનાં પંચમૂળ ( દશમૂળ ), એઓનો કવાથ કરી તેમાં શોધેલો ગુગળ અને એરંડીયું તેલ એ બન્નેને

મેળવીને પીવામાં આવે તો વાયુનો વિદ્રધિ મટી જાય છે. ૧૩ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**प्रलेपःक्षीरसंपिष्टैर्मधुकोशोरचंदनैः ॥**

**पैत्तिकेविद्रधौ कार्यः शतधौतघृतेनच ॥ १४ ॥**

( ખીરકાકોલી ), જેઠીમધ, વાળો અને રતાંજલિ એઓને દુધમાં વાટીને ( ઘી નાખીને ) જાડો લેપ કરવામાં આવે તો તેથી અથવા કાંસાના વાસણમાં સો પાણીથી ધોએલા ઘીનું લેપન કરવામાં આવે તો તેથી પિત્ત સંબંધી વિદ્રાધનો નાશ થાય છે. ૧૪ **અથવા—**

**पिबेद्वा त्रिफलाक्वाथंत्रिवृत्कल्काक्षसंयुतं ॥**

**गोशकृन्मूत्रसिकतालोहैः संस्वेदनं हितं ॥ १५ ॥**

ત્રિફળાનો ક્વાથ કરી તેમાં નસોતરનો કલ્ક નાખીને પીવામાં આવે તો તેથી પિત્ત સંબંધી વિદ્રધિ મટી જાય છે, અથવા ગાયનું છાણ, રેતી ( અથવા ઇંટનો ભૂકો ) અને લોઢાનું કીટું એઓને ગાયના મૂત્ર સાથે વાટીને જરા ઉંના કરીને તેનો લેપ કરવામાં આવે તો એ સ્વેદ નથી કફ સંબંધી વિદ્રધિ મટી જાય છે. ૧૫ **અથવા—**

**दशमूलीकषायो वाप्रशस्तः श्लेष्मविद्रधौ,**

**हिंगुसैंधवकाशीसशिलाजतुसमन्वितः ॥ १६ ॥**

**रुणस्यत्वचांक्वाथःजयेदंतरविद्रधिं ॥ १७ ॥**

( ઉપજાતિ-છંદ )

**हरीतकीसैंधवधातुकीनांरजोघृतक्षौद्रयुतंनिहंति ॥**

**अंतर्भवंविद्रधिमुग्रशोफं समाक्षिकंहंसिचशिग्रुमूलं ॥१८॥**

દશમૂળનો ક્વાથ કરીને પીવે તો કફના વિદ્રધિ માટે સારૂં છે. વાયવરણાના છાલનો ક્વાથ કરીને તેમાં હિંગ, સૈંધવ, હિરાકસી અને શુદ્ધ શિલાજીત એઓનું ચૂર્ણ નાખીને પીવામાં આવે તો તેથી અંદરના વિદ્રધિઓ મટી જાય છે. અથવા–હરડે, સૈંધવ, ધાવડીનાં ફુલ એઓનું ચૂર્ણ ઘી અને મધ સાથે સેવન કરવામાં–કાલવીને ચાટવામાં આવે તો અંદરના વિદ્રધિઓ ઉગ્ર સોજા સહિત હોય તેઓનો પણ નાશ કરે છે. **અથવા** સરગવાના મૂળનેજ પાણીથી ધોઇને પાણીથી વાટી વસ્ત્રથી ગાળીને તેનો રસ મધની સાથે પીવામાં આવે તો અંદરનો વિદ્રધિ મટી જાય છે. ૧૬–૧૮

( અનુષ્ટુપ-છંદ )

**विद्रध्योःकुशलःकुर्याद्रक्तांगंतुनिमित्तयोः ॥**
**पित्तविद्रधिवत्सर्वाःक्रियानिरविशेषतः ॥ १९ ॥**
**रक्तचंदनमंजीष्टा निशामधुकगैरिकेः**
**क्षीरेणविद्रधौलेपो रक्तागंतुनिमित्तके ॥ २० ॥**

લોહી સંબંધી વિદ્રધિ થયો હોય અથવા આગંતુક વિદ્રધિ થયો હોય અથવા જખમાદિ નિમિત્તથી વિદ્રધિ થયા હોય તો વૈદ્યે તેના ઉપર પિત્ત સંબંધીની વિદ્રધિની સર્વ ક્રિયાઓ ઉપયોગમાં લેવી. તથા રતાંજલિ, મજીઠ, હળદર, જેઠીમધ અને સોનાગેરૂ એઓને દુધમાં વાટીને તેઓનો લેપ કરવો. ૧૯–૨૦ **અથવા—**

**दंतीचित्रकगोदंतचिरबिल्वाश्वमारकान् ॥**
**अम्ल पिष्टाल्लिहेद्विद्वान्सशोफं पक्कमानतं ॥ २१ ॥**

નેપાળાના ઝાડનું મૂળ, ચિત્રામૂળ, ગોદંત ( ગાયનો દાંત કે ગોદંતી હરતાલ ? ), કરકચનું મૂળ, અને કણેર મૂળ એઓને ખાટા પદાર્થમાં વાટીને લેપ કરવામાં આવે તો સોજા સહિત પાકેલો વિદ્રધિ પણ મટી જાય છે. ૨૧ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**द्विपंचमूलीत्रिफलाकुलत्थत्रिवृद्यवैर्भूर्जसशिग्रुयुक्तैः ॥**
**तैलंतिलैरंडजमेतदेभिः सिद्धंहितंविद्रधिगुल्मशूले ॥२२॥**

નાનાં પંચમૂળ તથા મોટાં પંચમૂળ, હરડે, બેહેડાં, આમળાં, કળથી, નસોતર, જવ અને ભોજપત્ર તથા સરગવો એઓનો તલ સહિત તેલ અને એરંડ તેલ સાથે સિદ્ધ કરીને ઉપયોગ કરવામાં આવે તો વિદ્રધિ શૂળ અને ગુલ્મ એઓના માટે હિતાવહ છે. ૨૨

---

## વ્રણ-ગડ-ગુંબડ-ઘાનાં નિદાન લક્ષણ અને ચિકિત્સા.

### વ્રણની ભેદ સહિત ઉત્પત્તિ.

**शरीरागंतुभेदेन विज्ञेयो द्विविधो व्रणः ॥**
**दोषैराद्यस्तयोरन्यः शस्त्रादिक्षतसंभवः ॥ १ ॥**

વ્રણના બે પ્રકાર છે એટલે શારીરિક વ્રણ અને આગંતુક વ્રણ એમ બે વિભાગ છે. તેમાં શારીરિક વ્રણ વાત, પિત્ત, કફ, ત્રિદોષ, તથા લોહી એઓના દૂષિતપણાથી ( પાંચ પ્રકારના ) વ્રણો થાય છે અને આગંતુક વ્રણ શસ્ત્ર પ્રહાર કે અન્યપ્રહારથી ક્ષત-વ્રણ થાય છે, ( એટલે સર્વ મળીને વ્રણના છ પ્રકાર છે. ) ૧

## વાતાદિ વ્રણનાં લક્ષણો.

( શાલિની-છંદ )

**वाते तोदः श्यामता स्फोटनं स्यात्पित्तात्तृष्णामोहदाहज्वरास्युः**
**स्निग्धःपांडुःश्लेष्मणोथव्रणःस्याद्रक्ताद्रक्तंस्त्रावस्तोददाहः २**

વાયુના વ્રણમાં સોયાના ભોંકાવા સમાન પીડાનું થવું, શ્યામતા તથા લબકાર કિંવા કળતર થાય છે. પિત્તના વ્રણમાં તરસ, મોહ, બળતરા અને તાવ હોય છે. કફના વ્રણમાં સ્નિગ્ધતા અને પાંડુતાપણું હોય છે અને લોહી સંબંધી વ્રણમાં લોહીનું વહેવું અને બળતરા હોય છે. ૨

## દુષ્ટ વ્રણનાં અને શુદ્ધ વ્રણનાં લક્ષણો વિષેની ભિન્નતા.

( ઉપજાતિ-છંદ )

**दुष्टेव्रणेशोणितपूतिपूयस्त्रावश्चशोथोभृशगंधतास्यात् ॥**
**शुद्धेव्रणेपूर्वविपर्ययःस्यादतास्तथाक्लेदविवर्जिताःस्युः ॥३॥**

દુષ્ટ-ખરાબ વ્રણ હોય તો તેમાં લોહિનું અને ગંધાતિ રસીનું ઝરવું થાય છે, અને તેમાં સોજો તથા અત્યંત દુર્ગંધ હોય છે. અને શુદ્ધ વ્રણ હોય તો એ ઉપર કહેલાં લક્ષણો હોતાં નથી અર્થાત્ તેથી વિપરીત લક્ષણો હોય છે અને રસી-ક્લેદથી વર્જીત હોય છે. ૩

## વ્રણની ચિકિત્સા.

( અનુષ્ટુપ-છંદ )

**व्रणो बंधेन मृदुतां याति शुद्ध्यति रोहति ॥**
**तस्माद्यत्नेन मतिमान्पट्टबंधं च कारयेत् ॥ ४ ॥**

વ્રણ ઉપર પ્રથમ પાટો બાંધવો એ સહુથી સરસ

ઉપાય છે; કેમકે પાટો બાંધવાથી વ્રણમાં કોમળતા થાય છે, અને શોધન થાય છે એટલા માટે મતિમાન્ વૈદ્યોએ યત્નપૂર્વક (બહુ પોચો પણ નહી તેમ બહુ કઠણ પણ નહી પરંતુ જેવો સુખ ઉપજે તેવો) પાટો બાંધવો. ૪

**कुर्याद्विलेपनंपूर्वंद्वितीयमवसेचनं ॥**
**तृतीयमुपनाहंच चतुर्थी पाटन क्रियां ॥ ५ ॥**

વ્રણમાં પ્રથમ (સોજાને ઓછો કરે તેવો લેપ કરવો) સોજાને ચોળીને કરમાવી નાખવો. પછી સોજાની ઉપર ક્વાથ વગેરેથી સેંચન કરવું, પછી સોજાની ઉપર થોડાં થોડાં ઉનાં ઓષડો લુગડાથી બાંધીને બાફ દેવો. પછી યોગ્ય પ્રકારે પાટો બાંધવો. વળી સોજાને ક્વાથ વગેરેથી સાફ કરવા. અને પછી તેમાં ભીં આવે તેમ કરવું એમ છ પ્રકાર કરવા. (અન્ય ગ્રંથકારોએ અગીયાર પ્રકાર કહેલ છે. સુશ્રુતે તો તે ઉપર ૬૦ ઉપક્રમો કહેલા છે પણ તે તે ક્રમ તે તે ગ્રંથોથી જાણી લેવા.) ૫ ॥

**पंचमंशोधनंषष्ठंरोपणंक्रमइष्यते ॥**
**व्रणोवातभवेत्कार्योलेपः शाखोटकत्वचः ॥ ६ ॥**

વાયુ સંબંધી વ્રણ ઉપર શાખોટક વૃક્ષની છાલનો લેપ કરવો. પિત્ત સંબંધી વ્રણ ઉપર ખરો, નાળીયર (બરૂનાં મૂળીયાં) જેઠીમધ અને રતાંજળી એઓનો લેપ કરવો. કફસંબંધી વ્રણ ઉપર સરલ (દેવદાર), આવચી-બાવચી, કાળું નસોતર, મેઢાશીંગી અને આસોંદ એઓનો લેપ કરવો. ૬ **અથવા—**

( ઇંદ્રવજા-છંદ )

लेपोहितःपित्तकृचतेदूर्वानालीकयष्टीमधुचंदनैश्च ॥
लेपःकफोत्थेसरलाजगंधाकालाजसुंगीहयगंधिकाभिः ॥७॥

ઉંબરો, પીપળો, પીપર, વડ અને નેતર એઓની છાલોને વાટીને તેનો ઘી સહિત લેપ કરવામાં આવે તો આગંતુક વ્રણ, લોહીસંબંધી વ્રણ અને પિત્ત-સંબંધી વ્રણ મટી જાય છે. ૭

औदुंबराश्वत्थवटीवटानांसवेतसंवल्कलमम्बुपिष्टं ॥
लेपःप्रयोज्यःसघृतोव्रणेचह्यागंतुकेरक्तभवेचशोफे ॥ ८ ॥

( અનુષ્ટુપ-છંદ )

विधिर्विषघ्नोविषजेपित्तघ्नोवाहितोविधिः ॥
स्निग्धाम्ललवणोर्वातेपित्तशीतःपयोयुतः ॥ ९ ॥
क्षारमूत्रयुतःकोष्णःकफेस्निग्धस्वशांतये ॥
कठिनानांचशोफानांदारुणानांरुजावतां ॥ १० ॥
स्वेदंविधायपाकार्थंकुर्याच्छोणितमोक्षणं ॥
अंतःपूयेषुरोगेषुभेदनंशस्तमुच्यते ॥ ११ ॥

વિષજન્ય વ્રણ ઉપર વિષને હરનારાં ઔષધોની ક્રિયા કરવી. અથવા તે ઉપર પિત્ત નાશ કરનારી ક્રિયાઓ કરવી. વાયુ સંબંધી સોજા ઉપર સ્નિગ્ધ, ખાટા અને લવણ એવા પદાર્થોનાં તે ઉપર સિંચનો કરવાં. પિત્ત સંબંધી સોજા ઉપર શીતલ ઔષધો અને દુધ એઓનો ઉપયોગ ( સિંચન ) કરવો. કફ સંબંધી સોજા ઉપર ક્ષાર મૂત્ર યુક્ત ઉષ્ણ પદાર્થોનો ઉપયોગ કરવો જેથી

કફના ચિકણાપણાની શાંતિ થાય છે. ભયંકર અને કઠણ પીડાવાળા સોજાને પકવવા માટે સ્વેદવિધિ કર્યા પછી લોહી કઢાવવું, પરૂ ભરાયલા વ્રણને ચીરવાંજ સારાં કહેલ છે. ૮-૧૧

कपोतकंककगृध्राणांविड्क्षारोविदारणम् ॥
अत्यर्थकठिनेशोफेहस्तिदंतप्रलेपनं ॥ १२ ॥

હોલાની, કંકપક્ષીની તથા ગરધેલની એઓની અઘાર અને ક્ષાર એઓ વ્રણને પકવીને ફોડી નાખવામાં અતિ ઉપયોગી છે.

વ્રણ બહુ જ કઠણ હોય તો હાથીના દાંતને ઘસીને તેનો ( એક બિંદુ જેટલો ) લેપ કરવો જેથી કઠીણ સોજો પણ અવશ્ય ભેદાઈ જાય છે. ૧૨ **અથવા—**

यवगोधूममाषाणांचूर्णलेपः प्रशस्यते ॥
नचापिमुखमालिंपेत्तेनदोषः प्रसिच्यते ॥ १३ ॥
ततःप्रक्षालयेत्काथैःपटोलीनिंबपत्रजैः ॥
त्रिफलाखदिरोदार्वीन्यग्रोधादिर्हितःसदा ॥ १४ ॥

જવ, ઘઊં અને અડદ એઓના લોટની લુપરીઓ-પોલ્ટીસો બાંધવાથી પણ સોજો દબાઈ જાય છે, હમેશાં લેપ કરતી વખતે ગુમડાનું મ્હોં જ્યાં થવાનું જણાતું હોય તે ભાગને ખુલ્લો રાખીને આસપાસ લેપ કરવો; કેમકે એમ કરવાથી વ્રણની અંદરના દોષો સ્રવી જાય છે. અર્થાત સોજાને દબાવવા માટે જે લેપ કે પોલ્ટીસ લગાડેલ હોય તે સુકાવા દેવો પણ મુખને ખુલ્લું રાખીને લગાડવો. ર

પછી ( એટલે ગુંબડું ફાટયા પછી ) કડવા પરવળ અને લીંબડાના પાંદડાં એઓનો કવાથ કરીને તેથી વ્રણને ધોઈ સાફ કરવો, ( આ કવાથ સર્વ વ્રણો ઉપર ઉપયોગી ) **અથવા**–ત્રિફળા, ખેર, દારૂહળદર અને વડ એઓના કવાથથી પણ વ્રણોને સાફ કરવામાં સદા હિતકારી છે. ૧૩–૧૪ **અથવા**—

**एकं वा सारिवामूलं मधुना व्रणशोधनं ॥ १५ ॥**

એકલું ઉપલસરીનું મૂળ મધસહિત લેપન કરવામાં આવે તો સઘળા વ્રણોનું શોધન કરે છે. ૧૫ **અથવા**—

( ઉપજાતી-છંદ )

**निशायुगंसैंधवनिंबपत्रमधूकयष्टीत्रिवृतातिलाश्च ॥**
**एभिःप्रपिष्टैर्घृतयुक्तलेपःसर्वव्रणेशोधनरोपणश्च ॥ १६ ॥**

હળદર, દારૂહળદર, સિંધાલુણ, લીંબડાનાં પાંદડાં. જેઠીમધ, નસોતર અને તલ એઓને વાટી ઘી સાથે મેળવીને ચોપડવામાં આવે તો તેથી સર્વ પ્રકારના ગડ-ગુંબડ-ઘા સાફ થઇ જાય છે અને અંકુર રૂઝ પણ લાવે છે. ૧૬ **અથવા**—

( અનુષ્ટુપ છંદ )

**सूक्ष्ममुखानव्रणानवर्त्याशोधयेत्संधिमर्मजान् ॥**
**निंबपत्रघृतक्षौद्रदार्वीमधुकसंयुता ॥ १७ ॥**

લીંબડાનાં પાંદડાં ( ના કલ્કની દીવટ અથવા ), દારૂહળદર, જેઠીમધ, ઘી અને મધ સહિત કલ્ક કરી તેની બત્તિ કરી ઝીણા મોહોડાવાળા વ્રણોમાં તથા સાંધાઓમાં

અને મર્મ સ્થાનોમાં થયેલા વ્રણોમાં ખોસવામાં આવે તો તેથી વ્રણો સાફ થઈ જાય છે. ૧૭ **અથવા—**

તલના કલ્કની દિવટ કિંવા કલ્ક ઉપયોગમાં લેવામાં આવે તો તે સર્વ પ્રકારના વ્રણોને સાફ કરે છે અને રૂઝ પણ લાવે છે.

**वर्तिस्तिलानांकल्कोवाशोधयेद्व्रणरोपणः ॥**
**निर्वापणंघृतक्षौद्रेछिन्नदग्धव्रणोष्मणां ॥ १८ ॥**
**रसेन वहुपुत्र्यायाःसेकंकुर्यान्मुदुर्मुहुः ॥**
**तिलाः पयः सिता क्षौद्रं तैलंमधुक चंदनं ॥ १९ ॥**
**लेपनं शोफ रुग्दाह युक्तान्निर्वापयेद्व्रणान ॥**
**करंजारिष्टनिर्गुडीरसो हन्यात् क्रमीनव्रणे ॥ २० ॥**

શસ્ત્રના વાગવાથી કે અન્ય કોઈ પ્રહારના વાગવાથી ઘા થયો હોય તેમાં તથા દાઝયાથી ચાંદી પડી હોય તેમાં ઘી અને મધ ભરવું. **અથવા—** બહુપુત્ર્યાના ( શતાવરી કે ભોંયઆંબલીના ) રસથી વારંવાર શેક કરવો. **અથવા,** તલ, દુધ, સાકર, મધ, તેલ, જેઠીમધ અને રતાંજલી એઓનો લેપ કરવામાં આવે તો પીડા અને બળતરા સહિત વ્રણનો સોજો મટી જાય છે. **અથવા** કરકચના ઝાડનું મૂળ, લીંબડો અને નગોડ એઓના રસનો લેપ કરવામાં આવે તો વ્રણમાં જીવાત પડેલ હોય તેનો નાશ કરે છે. ૧૮–૨૦ **અથવા**

**सुरसादिरसैर्लेपो लेपनं लशुनैन च ॥**
**निंबपत्रवचाहिंगुसर्पिर्लवणसर्षपैः ॥ २१ ॥**

धूपनंक्रमिरक्षोघ्नंव्रणकंडूरुजापहं ॥ २२ ॥

( ઉપજાત-છંદ )

कपोतकानांचशुनश्चशीर्षससैंधवंचित्रकमूलमिश्रं ॥
तदश्वलिंगस्यरसेनपिष्टंव्रणप्रलेपाज्जननंहिरोम्णां ॥२३॥

( અનુષ્ટુપ-છંદ )

मनःशिला च मंजिष्ठा सलाक्षा रजनीद्वयं ॥
प्रलेपः सघृतःक्षौद्रःस्तद्विशुद्धिकरंपरम्ः ॥ २४ ॥

સુરસાદિ ગણના રસોનો લેપ કરવાથી **અથવા** લસણનો લેપ કરવાથી **અથવા** લીંબડાનાં પાંદડાં, વજ, હીંગ, ઘી, સિંધાલુણ અને સરશવ એઓની ધુવાડી આપવામાં આવે તો વ્રણમાં પડેલી જીવાત, વ્રણની રૂક્ષતા, વ્રણમાંની વલુર અને પીડા એઓનો નાશ કરે છે. **અથવા** હોલાનું મસ્તક, લસણ, સિંધાલુણ અને ચિત્રામૂળ એઓને અશ્વલિંગના રસમાં ઘુંટી તેઓનો વ્રણ ઉપર લેપ કરવામાં આવે તો વ્રણ મટીને ફરી તે જગ્યોએ વાળને ઉગાડે છે. ૨૧—૨૪ **અથવા**—

अयोरजः सकासीसं त्रिफला कुसुमानि च ॥
प्रलेपः कुरुतेकार्ष्णसद्य एव नवत्वचि ॥ २५ ॥

મણશિલ, મજીઠ, લાખ, હળદર અને દારૂહળદર એઓનું ચૂર્ણ કરી તેને મધથી તથા ઘીથી કાલવીને ચોપડવામાં આવે તો તેથી વ્રણના સ્થળની ચામડીનો રંગ શરીરની ચામડીના સમાન કરી દે છે. ૨૫ **અથવા**—

पूतिगंधान्विवर्णाचमहास्रावान् महारुजः ॥
व्रणान्शुद्धानविज्ञायशोधनैः समुपाचरेत् ॥ २६ ॥

લોઢાનો ભૂકો, હીરાકસી, હરડે બેહેડાં, આમળાં અને લવીંગ એઓનો લેપ કરવામાં આવે તો તુરત વ્રણની જગ્યોએ નવી ચામડી લાવે છે. ૨૬

जीर्णशाल्योदनं स्निग्धमम्लमुस्तं द्रवोत्तरं ॥
भुंजानोजांगलैर्मांसैः शीघ्रं व्रणमपोहति ॥ २७ ॥

તે વ્રણમાંથી ખરાબ ગંધ આવતો હોય, ખરાબ વર્ણ જણાતો હોય, તેમાંથી પરૂ બહુ જ નીકળતું હોય અને વેદના વિશેષ થતી હોય તો તેને અશુદ્ધ વ્રણ સમજીને તેનું શોધન કરવાના ઉપચારોથી શોધન કરવાં. ૨૭

### વ્રણવાળાને ભોજન દેવા વિષે.

तंदुलीयकजीवंतीसुनिषणकवास्तुकैः ॥
बालमूलकवार्ताकपटोलैः कारवेल्लकैः ॥ २८ ॥
सदाडिमैः सामलकैर्घृतभृष्टैः ससैंधवैः ॥
अन्यैरेवंविधैर्वापिमुद्गादीनां रसेन वा ॥ २९ ॥
व्रणेश्वयथुरायासात्सच रागश्च जागरात् ॥
तौचरुक्चदिवास्वापात्तेचमृत्युश्चमैथुनात् ॥ ३० ॥

જાંગલ દેશનાં પ્રાણીઓનાં માંસોના રસાઓ, તાંદળજો, મીઠી ડોડી, બથવો, સુનિસરણક, નાહના મૂળ, રીંગણાં, પરવળ, કારેલાં, દાડિમ તથા આમળાં એઓને ઘીમાં શેકી સિંધાલુણ નાખીને એઓની સાથે અથવા એવા ગુણોવાળા બીજા પદાર્થોની સાથે અથવા મગ વગેરેના રસની સાથે

જરા ઉનો, સ્નિગ્ધ અને પાતળો જુના રાતા ચોખાનો ભાત ખાવામાં આવે તો તેથી વ્રણ તુરત મટી જાય છે. ૨૮-૩૦

## વ્રણવાળાને ત્યજવા યોગ્ય કામો.

सद्यः क्षतंव्रणं वैद्यः सशूलं परिषेचयेत् ॥
यष्टीमधुकमिश्रेणनाऽतिशीतेनवारिणा ॥ ३१ ॥

વ્રણ થયા છતાં જો પરિશ્રમ-મહેનત કરવામાં આવે તો સોજો ચઢે છે, ઉજાગરો કરવામાં આવે તો સોજો ચઢે છે તથા રતાશ પણ થાય છે, દિવસે સુવામાં આવે તો સોજો રતાશ અને પીડા એ ત્રણે થાય છે અને મૈથુન કરવામાં આવે તો સોજો, રતાશ, પીડા અને મૃત્યુ એ ચારે થાય છે. ૩૧

## આગંતુક વ્રણની ચિકિત્સા.

कषया मधुराः शीताः क्रियाः सर्वाः प्रयोजयेत् ॥
क्रुद्धेसद्योव्रणेयुंज्याद्र्द्धंचाधश्चशोधनं ॥ ३२ ॥
लंघनंचबलंज्ञात्वा भोजनंचास्रमोक्षणं ॥
अतिनिःस्रुतरक्तस्तुकदुष्णंशोणितंपिबेत् ॥ ३३ ॥
रक्तक्षयात्तत्ररुजः करोतिपवनोभृशं ॥
स्नेहपानंपरिषेक लेपः स्वेदोपनाहकम् ॥ ३४ ॥
कुर्वीतस्नेहबस्तिचमारुतघ्नौषधैर्भिषक् ॥
सद्योव्रणानां सप्ताहं पश्चात्पूर्वोक्तमाचरेत् ॥ ३५ ॥
सद्योव्रणेघृतक्षौद्रसेचनंकोष्णमिष्यते ॥
आमाशयस्थे रुधिरेवमनं पथ्यमुच्यते ॥ ३६ ॥

શૂળસહિત આગંતુક વ્રણ (શસ્ત્રઅસ્ત્રથી શરીર ભેદાતાં–છેદાતાં–ઘવાતાં ને ઘા–ગુમડ થાય તે) ઉપર વૈદ્યે જેઠી-મધથી મિશ્ર કરેલા ઉના ઘીનું સેવન કરવું. આગંતુજ વ્રણોની ઉપર સઘળી કષાયલી, મધુર અને શીતળ ક્રિયાઓ કરવી. આગંતુજ વ્રણ કોપ પામ્યો હોય તો ઉલટીથી તથા રેચથી શરીરને સાફ કરવું. બળનો વિચાર કરીને લાંઘણ પણ કરાવવું. યોગ્ય ભોજનો દેવાં અને યોગ્ય લાગે તો લોહી પણ કઢાવવું. લોહી હદ કરતાં વધારે નીકળે તો થોડું ગરમ લોહી પીવું. લોહીનો ક્ષય થવાથી વાયુ અત્યંત પીડાને ઉત્પન્ન કરે છે. જો એમજ બન્યું હોય તો સ્નેહપાન કરવું. સેચન કરવું, લેપ કરવો, ઉપનાહ સ્વેદ કરવો, સ્નેહની પિચકારીઓ મારવી અને વાયુનો નાશ કરનારાં ઔષધો કરવાં. આગંતુજ વ્રણોની ઉપર પ્રથમ સાત દિવસ લગી તો ઉપર કહી તે ક્રિયાઓ કરવી અને પછીથી પ્રથમ વ્રણ ચિકિત્સામાં જે ઉપાય કહી ગયા છીએ તે ક્રિયાઓ આદરવી. ૩૨–૩૬

पक्काशयस्थदेयं च विरेचनमसंशयं ॥
काथोवंशत्व गैरंडम्वदंष्ट्रांष्मभिदा कृतः ॥ ३७ ॥
हिंगुसैंधवसंयुक्तकोष्ठस्थंस्त्रावयेदसृक् ॥
यवकोलकुलत्थानांनिर्मलेनरसनच ॥ ३८ ॥
भुञ्जीतान्नंयवागूंचापिबेत्सैंधवसंयुताम् ॥ ३९ ॥

( શાર્દુલવિક્રિડીત–છંદ )

जातीनिंबपटोलपत्रकटुकादार्वीनिशासारिवामंजिष्ठा ॥
भय सिक्थतुल्यमधुकैर्नक्ताह्वबीजैःसमैः ॥ ४० ॥

આગંતુજ વ્રણો ઉપર ઘી, મધ ઉનાં કરીને સેવન કરવાં, જો રૂધિર આમાશયમાં રહ્યું હોય તો ઉલટી કરાવવી એ હિતકારી છે અને પકવાશયમાં રહ્યું હોય તો અવશ્ય જુલાબ દેવો. **અથવા** વાંસની છાલ, એરંડો, ગોખરૂ અને પાષાણભેદ એઓનો ક્વાથ કરી તેમાં હિંગ, સિંધાલુણ નાખીને પીવામાં આવે તો કોઠામાં રહેલું લોહી ઝરી જાય છે.

આગંતુજ વ્રણવાળાને જવ, મીઠાં મોટાં બોર અને કળથી એઓના સ્નેહ વિનાના રસની સંગાથે અન્ન જમવું. **અથવા** સિંધાલુણ નાખીને યવાગૂ (પાતળી થૂલી) પીવી. ૩૭–૪૦

**सर्पिः सिद्धमनेकसूक्ष्मवदनाममर्माश्रिताःस्राविणो ॥**
**गंभीराः सरुजोव्रणाः सगतिकाः शुद्ध्यंतिरोहंतिच ॥४१॥**

ચંબેલીનાં પાદડાં, લીંબડાનાં પાંદડાં, કડવા ઘોલાનાં કે કડવાં તુરીયાનાં પાંદડાં, કડુ, દારૂહળદર, હળદર, ઉપલસરી, મજીઠ, હરડે, મીણ, શોધેલું મોરથુથું, જેઠીમધ અને કરંજનાં બીજ (કચ્ચાં ?) એઓને સરખે ભાગે લઈ તેઓનો કલ્ક કરી તેથી પકાવવામાં આવેલું **જીત્યાદિ ઘૃત** કહેવાય છે. આ ઘીનાં લગાવવાથી ઝીણા છીદ્રવાળા, મર્મ સ્થળોમાં રહેલા સ્રાવવાળા, ઊંડા, વેદનાવાળા અને અંગોમાં ગતિ કરનારા વ્રણો સાફ થઇ જાય છે અને ભોં–રૂઝ આવી જાય છે. ૪૧ **અથવા**––

**(ઉપરના પાઠમાં મીણને પ્રથમથીજ ઘીમાં નાખવાનું કહ્યું છે તદપિ વૃદ્ધ વૈદ્યોની અને ગુરૂપરંપરાની રીતિ પ્રમાણે જીત્યાદિ ઘૃત તૈયાર કરી રહ્યા પછી જ તેમાં મીણને નાખવું).**

( વસંતતિલકા-છંદ )

जातीपटोलपिचुमंदकरंज पत्रे तिक्तानिशाद्वयजमधूककरं बीजैः ॥ पथ्याकणाकमललोध्रकपद्मकैश्चस्फोताजबीजगदसिक्थ कतुत्थकैश्च ॥ ४२ ॥

एभिः समैस्तुतिलतैलमिदंविपक्वं शस्तंव्रणेषु सकलेषुचकुष्ठ रोगे ॥ दद्रूविसर्पविषकीटकसर्पदष्टेसद्यःक्षतेषुनखदंतभवक्षतेषु ४३

( અનુષ્ટુપ-છંદ )

मर्दनार्थमिदं तैलं हितं शोधनरोपणं ॥
शस्त्रप्रहारविद्धेषु दुष्टमांसे प्रशस्यते ॥ ४४ ॥

ચંબેલીનાં પાંદડાં, કડવા ઘોલાનાં કે કડવાં તુરીયાનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, કરકચનાં પાંદડાં, કડુ, હળદર, દારૂહળદર, કરંકચના ગેળા, જેઠીમધ, હરડે, લીંડીપીપર, નીલું કમળ, લોધ્ર, પદ્મક, અરાતા આકડાંનાં મૂળ, ઉપલેટ, મીણુ અને મોરથુથું એટલાં ઓાષડોને સમાન ભાગે લઈ તેઓનો કલ્ક કરીને તલના તેલમાં પકાવીને ઉપયોગ કરવામાં આવે તો સર્વ પ્રકારના વ્રણોને મટાડવા સારૂં છે તેમ જ કોઢ, દાદર, વિસર્પ, ઝેરી જીવડાઓના ડંખનું ઝેર, સાપનું ઝેર, નખ દાંત વગેરેથી થએલાં આગંતુજ વ્રણો અને શસ્ત્રઅસ્ત્રાદિના પ્રહારથી થયેલા વ્રણો એઓને મટાડવા આ જીત્યાદિ તેલનો માલેસ કરવામાં આવે તો તે વ્રણોને શુદ્ધ કરે છે, તેમાં જલ્દી ભોંય લાવે છે. શસ્ત્રપ્રહારથી કે તીરભાલા વગેરેથી વિંધાઈ જવાથી જે વ્રણ થયેલા હોય તેથી દુષ્ટ માંસ થાય છે તેને કાહાડી નાખવામાં પણ આ તેલ ઉપયોગી છે. ૪૨-૪૪

( ઉપજાતિ-છંદ )

फलत्रिकंव्योषविडंगमुस्तामृतापटोलीहपुषाविशालाः ॥
निशाद्वयंपौष्करचव्यवह्नि क्षारोविडंसैंधवतुंवरूणि ॥४५॥

( ઇંદ્રવજ્રા-છંદ )

सौवर्चलंग्रंथिकदेवदारुमातंगकृष्णाश्चशमंनिचूर्ण्य ॥
तस्माच्चचूर्णाद्विगुणःपुरः स्यात्कोलप्रमाणागुटिकाविधेया ४६
साभक्षिताक्षौद्रयुतानिहन्याद्दुष्टव्रणान्कासभगंदरांश्च ॥
अनाहमुन्मादकमंत्रवृद्धि मष्टोदराण्यश्मरिमूत्रकृच्छ्रं ॥४७॥

( અનુષ્ટુપ-છંદ )

सप्तविंशतिकोनामगुग्गुलुर्व्रणनाशनः ॥
अथवा त्रिफलायुक्तोगुग्गुलुर्व्रणनाशनः ॥ ४८ ॥

## સદ્યવ્રણોની ચિકિત્સા.

હરડે, બેહેડાં, આંબળાં, સુંઠ, મરી, લીંડીપીપર, વાવડીંગ, મોથ, ગળો, કડવાં પરવળ, હોંશ, ઇંદ્રવારૂણી હળદર, દારૂહળદર, પોકર મૂળ, ચવક, ચિત્રામૂળ, જવખાર, બિડલવણ, સિંધાલુણ, તુંબડ, સંચળ, પિપરીમૂળ, દેવદાર અને ગજપીપર એઓ સર્વને સરખે ભાગે લઇને તેઓનું ચૂર્ણ કરીને તેથી બમણો શુદ્ધ ગુગળ મેળવીને તેની બોર જેવડી ગોળીઓ વાળી મધસહિત ખાવામાં આવે તો દુષ્ટ વ્રણો, ઉધરસ, ભગંદર, આફરો, ઉન્માદ, અંત્રવૃદ્ધિ, આઠે પ્રકારના ઉદરરોગ, પથરી, મૂત્રકૃચ્છ્ર એઓનો આ **સપ્ત વિંશતિ ગુગળ** નાશ કરે છે. **અથવા** હરડે, બેહેડાં અને

આંબળાં સહિત શોધેલા ગુગળને સેવવામાં આવે તો વ્રણોનો નાશ કરે છે. ૪૫-૪૮

### અગ્નિ વગેરેથી બળેલાના ભેદ તથા ચિકિત્સા.

व्रणःप्लुष्टादिभेदेनवह्निदग्धश्चतुर्विधः ॥
प्लुष्टेवह्निप्रतपनंकार्यमुष्णंतथौषधं ॥ ४९ ॥
दुर्दग्धेतुक्रियांकुर्याच्छीतामुष्णां ततः पुनः ॥
घृत लेपनसेकांस्तुशीतान्येवास्य कारयेत् ॥ ५० ॥
अतिदग्धे विशीर्णानि मांसान्युधृत्यशीतलां ॥
क्रियाकुर्याद्भिषक्पश्चाच्छालितंदुलकंदलैः ॥ ५१ ॥
तिंदुक्यास्त्वक्कषायैर्वाघृतमिश्रैः प्रलेपयेत् ॥
सम्यग्दग्धेतुगोक्षीरीप्लक्षचंदनगैरिकैः ॥ ५२ ॥
सामृतैः सर्पिषा युक्तैरालेपं कारयेद्भिषक् ॥ ५३ ॥

દુષ્ટવ્રણાદિ ભેદોએ કરીને અગ્નિદગ્ધના ૪ પ્રકાર છે. અર્થાત્ અગ્નિથી દાઝેલાના પુષ્ટ-પ્લુષ્ટ, દુર્દગ્ધ, સમ્યક્દગ્ધ અને અતિદગ્ધ એમ ચાર ભેદ છે તે પૈકી પુષ્ટદગ્ધ માટે તો ગરમ ઔષધો કરવાં, દુર્દગ્ધ ઉપર શીતળ ક્રિયાઓ કર્યા પછી ગરમ ક્રિયાઓ કરવી; પરંતુ તેના ઉપર જો ઘી ચોપડવું હોય તો ટાઢું જ ચોપડવું. અને જે રેડવું એ પણ ટાઢું જ રેડવું. અતિદગ્ધથી જો માંસ વિંખાઈ ગયું હોય તે માંસને કાહાડી નાખીને પછી શીતળ ક્રિયાઓ કરવી અને તદનંતર વૈદ્યે રાતા ચોખાનું ચૂર્ણ ભભરાવવું. અથવા ટીંબરૂની છાલના ચૂર્ણને ઘીમાં વાટીને ચોપડવું.

અથવા તેનો કવાથ કરીને તેમાં ઘી મેળવીને ચોપડવું જેથી આરામ થાય છે. સમ્યગ્દગ્ધ હોય તો વંશલોચન, પીપળો, રતાંજલિ, સોનાગેરૂ અને ગળો એઓને વાટી ઘીમાં મેળવીને ચોપડવા. ૪૯-૫૩

( શાર્દૂલવિક્રિડીત-છંદ )

अंतर्द्धमकुबेरको दहनजं लेपान्निहंतिव्रणमश्वत्थस्यविशुष्क वल्कलकृतं चूर्णं तथा गुंठनात्॥ अभ्यंगान्विनिहंतितैलमखिलंगंड्र-पदैः साधितंपिष्ट्वाशाल्मलिमूलकं जलागतालेपात्तथावालुका ॥५४

( અનુષ્ટુપ-છંદ )

यवभस्मयवक्षारो तैलाक्तौ संप्रलेपनात् ॥
हरतः शिखिदाहोत्थं व्रण दाहं च तत्क्षणात् ॥ ५५ ॥

અગ્નિથી દાઝેલા ભાગમાં બળતરા થતી હોય તો કુબેર ( તૂણી ) ને અંતર્ધૂમ કરીને તેની રાખ લેપવામાં આવે તો તેથી પણ વ્રણનો નાશ થાય છે. **અથવા**— પીપળાના સુકાં છોડીઆંનું ચૂર્ણ કરીને તેને ચોપડવામાં આવે તો તેથી પણ વ્રણનો નાશ થાય છે. **અથવા**— ગંડપદથી સિદ્ધ કરેલું તલનું તેલ ચોળવામાં આવે તો સર્વ પ્રકારના વ્રણો મટે છે. **અથવા**—શીમળાનાં મૂળી-આનું મૂળ તથા માટીને પાણી સાથે ઘુંટી તેનો લેપ કરવામાં આવે તો વ્રણો મટી જાય છે. **અથવા**—જવની રાખને અથવા જવખારને તેલ સાથે ચોપડવામાં આવે તો અગ્નિથી દાઝેલા વ્રણની બળતરાને તુરત હરી લે છે. ૫૪-૫૫ **અથવા**—

**सुधा पुरातनी दग्धा वारिणा परिपेषिता ॥**
**लेपेनै तैलदग्धस्य विस्फोटव्याधिनाशिनी ॥ ५६ ॥**

જુની છોને કિંવા જુના ચૂનાને બાળીને પાણીમાં વાટીને ચોપડવામાં આવે તો ઉકળતા તૈલથી દાઝેલ હોય તેના વ્રણોની વ્યાધિનો નાશ કરે છે. ૫૬

**स्नुह्यर्कक्षीरसिक्तनगव्यंसर्पिर्निषेचयेत् ॥**
**शैलूषत्रिफलादार्वीक्राथोरोचनयायुतः ॥ ५७ ॥**
**अक्षिजेषुचकर्तव्यमनेनाश्चोतनंहितं ॥**
**मधुच्छिष्टंसमधुकंलोध्रंसर्ज्ज रसं तथा ॥ ५८ ॥**
**मंजिष्ठाचंदनमूर्वापिष्टासर्पिर्विपाचयेत् ॥**
**सर्वेषामग्निदग्धानां व्रणरोपणमुत्तमम् ॥ ५९ ॥**

થોરનું કે આકડાનું દુધ આંખમાં પડી ગયું હોય તો, ગાયનું ઘી આંખમાં નાખવું-સેંચવું. અથવા, શૈલૂષ (પીળી) હરડે, બેહેડાં, આંબળાં, દારૂ હળદર અને ગૌ-લોચન એઓનાં કવાથનાં, આંખને બે આંગળીઓ વડે (દરદીની આંખને) ઉઘાડી રાખીને તેમાં યોગ્ય વિધિ યુક્ત ટીપાં નાખવામાં આવે તો તે હિતકારક છે. **અથવા** મીણ, જેઠીમધ, લોદર, રાળ મજીઠ, ચંદન, પીલુડી, એ-ઓને ઘુંટીને ગાયના ઘીમાં પકાવીને ઉપયોગમાં લેવામાં આવે તો ચારે પ્રકારના દગ્ધ વ્રણોને રૂઝ લાવવા અતિ ઉત્તમ ઉપાય છે. (આ **સિકથાદિ ઘૃત** કહેવાય છે.) ૫૭-૫૯ **અથવા—**

**दग्धव्रणरुजास्राव दाहविस्फोटनाशनं ॥ ६० ॥**

કડવા તુરીયાના કે કડવા પરવળના ક્વાથથી અને કલ્કથી પકાવેલું સરસીયું તેલ દાઝયાથી થએલા વ્રણને, વેદનાને, સ્રાવને, બળતરાને અને ફોલ્લાઓને નષ્ટ કરે છે. ૬૦ ( આ **પટોલાદિ તૈલ** કહેવાય છે. )

### વ્રણગ્રંથીનો ઉપાય.

**कंपिल्लकंविडंगानित्वचोदार्व्यास्तथैवच ॥**
**पिष्टतैलंचपक्तव्यं व्रणग्रंथिहरं परं ॥ ६१ ॥**

કપિલો, વાવડીંગ અને દારૂહળદરની છાલ એઓને વાટી કલ્ક કરી પકાવવામાં આવેલું તેલ વ્રણગ્રંથોને મટાડે છે એમાં સંશય નથી. ૬૧

### વ્રણરોગીને ત્યજવા યોગ્ય પદાર્થો.

**अत्यम्लंदधिशाकंचमांसमानूपवारिजं ॥**
**क्षीरं गुरूणिचान्नानि व्रणितः परिवर्ज्जयेत् ॥ ६२ ॥**

અતિ ખાટા પદાર્થો તથા ખાટું દહીં, ખાટાં શાક, જળપ્રાય દેશનાં અથવા જળનાં પ્રાણીઓનાં માંસો, દુધ અને ભારે અન્નો એઓનો વ્રણવાળાએ ત્યાગ કરવો. ૬૨

**इति गौ० वैद्य विनोदे गलगंडगंडमालार्बुदश्लीपद विद्रधि आगंतुकव्रण निदान चिकित्सा नवमोल्लासः ॥ ९ ॥**

ઇતિશ્રી ગૌડવંશીય અનંતભટના પુત્ર શંકરભટ્ટ વિરચિત વૈદ્યવિનોદ વિષે ગલગંડ-ગંડમાલ-અર્બુદ, શ્લીપદ વિદ્રધિ આગંતુક વ્રણાદિયુક્ત પૂર્ણચંદ્રકૃત નવમા ઉલ્લાસનું ગુજરાતી ભાષાંતર સંપૂર્ણ. ૯

---

# ઉલ્લાસ દશમો.

## ભગ્નનું નિદાન, લક્ષણ અથવા ચિકિત્સા.

### ભગ્નના પ્રકાર તથા લક્ષણો.

भग्नंसमासद्विविधंकांडेसंधौ तथैव च ॥
सर्वास्ववस्थास्व सुखंभग्नकांडेन जायते ॥ १ ॥
पीड्यमानेभवेच्छब्दः शूलंस्पर्शासहिष्णुता ॥
संधिभग्नेभवेच्चिन्हंस्वयथुर्वेदनानिशिम् ॥ २ ॥

ભગ્નના સંક્ષેપથી બે પ્રકાર છે. એક કાંડભગ્ન અને બીજું સંધિભગ્ન (સાંધાના અસ્થિનાં એક ભાગમાં જે ભગ્ન થયું હોય તે કાંડ ભગ્ન અને બે અસ્થિઓની સાંધવાની જગ્યામાં ભગ્ન થયું હોય તે સંધિભગ્ન કહેવાય છે.) કાંડભગ્નમાં કોઈપણ અવસ્થામાં ચેન-સુખ પડતું નથી, દબાવતાં શબ્દ થાય છે, શૂળો નીકળે છે, સ્પર્શનું ન ખમી શકાય એટલાં ચિન્હો થાય છે અને સંધિભગ્નમાં સોજો અને પીડા એ રાતે વિશેષ હોય છે. ૧-૨

### ભગ્નની ચિકિત્સા.

भग्नंविदित्वास्थिनिषेचयेच्चजलेनशीतेनतरस्यपूर्वम् ॥
पंकेनवालेपनमेवकार्यंविबंधनंतच्चकुशान्वितंस्यात् ॥ ३ ॥
उदुंबराश्वत्थपलाशवंशकदंबसर्जार्जुनवेतसानां ॥
त्वाग्भिः [illegible] दृढंप्रशस्तंनिबंधनंपट्टमुपर्युदाहृतं ॥ ४ ॥

હાડકું ભાગ્યું જાણવામાં આવે કે પહેલાં ટાઢા

પાણીની ધાર સેંચન કરીને કાદવનો લેપ કરવો અને પછી પાટો બાંધીને તેના ઉપર પાટીઓ બાંધવી. ૩ **અથવા**

ઉંબરો, પીપળો, ખાખરો, વાંસડો, કદંબ, રાળનાં ઝાડ અને આસંદરો (કે સાદડ) અને નેતર એઓની છાલો લાવીને તેઓની પાટા ઉપર વીંટવાની પાટીઓ બનાવી રાખવી. (પાટાની ઉપર પાટીઓ વતે જે બંધ બાંધવો તે સખત પણ બાંધવો નહી તેમ ઢીલો પણ બાંધવો નહી અર્થાત્) તેઓનો યથાવિધિથી મધ્યમ પ્રકારનો પાટો બાંધવો એજ ઉત્તમ છે. ૩-૪

सप्तसप्तदिनाच्छोतेघर्मेमुचेत्त्र्यहात्त्र्यात् ॥
सामान्येपंचपंचाहाद्भग्नंदोषवशेन च ॥ ५ ॥
मजिष्ठा मधुकंयष्टीलेपनं चांबु पेषितम् ॥
शतधौतघृतोर्मिश्र शालिपिष्टप्रलेपनात् ॥ ६ ॥
अभिघातभवारोगाः शोफाः यांति शमंक्षणात् ॥
न्यग्रोधादि कषायंतुसुशीतंपरिषेचयेत् ॥ ७ ॥
पंचमूलीकषायंवा क्षीरंदद्यात्सवेदने ॥
मासंमांसरसःक्षीरं सर्पिर्यूष सतीनजः ॥ ८ ॥
बृंहणंचान्नपानंचदेयंभग्नायजानता ॥
सघृतंगव्यदुग्धंतुमधुरौषधसाधितम् ॥ ९ ॥
द्राक्षयाशीतलंयुक्तंप्रातर्भग्नेपिबेन्नरः ॥
रसोनमधुलाक्षाज्यसिताकल्कसमन्वितम् ॥ १० ॥
भवेत्संधानमचिराच्छिन्नभग्नच्युता स्थिषु ॥
चूर्णपुरेणसंयोज्यघृतेनार्जुनलाक्षयोः ॥ ११ ॥

**भग्नसंधानमायाति लीढं क्षीरघृताशिना ॥**
**आभाचूर्णमधुयुतमस्थिभंगेऽथवा पिबेत् ॥ १२ ॥**

શીતકાળમાં સાત સાત દિવસે, ઉષ્ણ કાળમાં ત્રણ ત્રણ દિવસે અને સાધારણ કાળમાં પાંચ પાંચ દિવસે પાટો છોડવો, **અથવા** તે ભગ્ન થયું હોય તેના દોષને અનુસરીને પાટો છોડવાના દિવસો મુકરર કરવા.

મજીઠ અને મહુડાં ( કિંવા જેઠીમધ સહિત ) એઓને પાણીમાં વાટીને તેનો ભગ્નની ઉપર લેપ કરવો, **અથવા**— રાતા ચોખાનો લોટ કરી તેમાં સોવાર પાણીથી ધોએલું ઘી મેળવીને તેનો પણ લેપ કરવો જેથી ભગ્ન મટે છે, અને અભિઘાતજનિત સોજો હોય તે પણ આ પ્રયોગથી તુરત સમી જાય છે. **અથવા**—ન્યગ્રોધાદિ (વડ આદિ) ગણનો ક્વાથ કરીને સારી પેઠે ટાઢો પાડયા પછી તેથી ભગ્નની ઉપર સેંચન કરવું. ભગ્નમાં પીડા થતી હોય તો પંચમૂળનો ક્વાથ કરી તેમાં દુધ નાખીને તેથી સેંચન કરવું **અથવા**—માંસ, માંસનો રસો, દુધ, ઘી અને વટાણાનો યૂષ તથા ધાતુઓને પુષ્ટ કરે તેવાં અન્ન પાનો દેવાં. (જેથી સાંધાઓ જુદા પાડવાને લીધે થયેલી ગ્લાનિ અવશ્ય મટે છે.) **અથવા** ઘીસહિત પહેલ વેતરી ગાયના દુધમાં જીવનીય ગણનાં ( મધુર ) ઔષધો નાખીને પકાવી ટાઢું થયા પછી તેમાં લાખનો રસ નાખીને તેને પ્રાતઃકાળે પીવું. **અથવા** લસણ, મધ, લાખ અને ઘી તથા સાકર એઓનો કલ્ક ખાવામાં આવે તો છેદાઈ ગયેલાં તથા જોડાઈ ગએલાં કિંવા ખસી ગએલાં હાડકાંઓ તુરત

સંધાઇ જાય છે. **અથવા** આસંદરાનું કિંવા સાદડનું તથા લાખનું ચૂર્ણ કરી તેને ઘીથી અને ગુગળથી મેળવીને ચાટવામાં આવે અને દુધ તથા ઘી જમવામાં આવે તો ભાંગી ગયેલું હાડ પણ તુરત સંધાઈ જાય છે. **અથવા** બાવળનાં ચૂર્ણને મધ સાથે કાલવીને ત્રણ દિવસ લગી પીવામાં આવે તો તેથી હાડવજ્ર જેવું અત્યંત મજબૂત થઈ જાય છે. ૫—૧૨ **અથવા**—

**आभाफलत्रिकव्योषैः सर्वै रेतैः समां शकैः ॥**
**तुल्यं गुग्गुलुनायोज्यं भग्न संधिप्रसादनम् ॥ १३ ॥**

બાવળ, હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, અને લીંડીપીપર એ સઘળાંઓને સમાન ભાગે લઇ તે સર્વના જેટલા વજનના શોધેલા ગુગળમાં મેળવીને તેનો ઉપયોગ યોગ્ય પ્રકારે કરવામાં આવે તો તેથી ભાંગેલા સાંધાઓ સંધાઈ જાય છે. ( આ **આભા** ગુગળ કહેવાય છે. ) ૧૩

## ભગ્નવાળાએ શું શું કીરી પાળવી?

**लवणं कटुकक्षार मुष्णमत्यल्पमैथुनं ॥**
**व्यायामं नैव सेवेत भग्नो रूक्षान्नमेव च ॥ १४ ॥**

ખારાં, તીખા, ક્ષાર, ઉષ્ણ તથા અતિ ખાટા પદાર્થો તેમજ મૈથુન દંડ–કસરત કુસ્તિ અને લુખાં અન્ન એટલા પદાર્થો જેનું કોઈ પણ સ્થળનું હાડ ભાગ્યું હોય તેવા મનુષ્યે ન સેવવા. ૧૪

---

# નાડીવ્રણ–ભરનીંગળનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

---

## નાડીવ્રણનો સંપ્રાપ્તિપૂર્વક શબ્દાર્થ.

पक्व व्रणमुपेक्षेत बहुपूयसमन्वितं ॥
अभ्यंतरं प्रविशति स्थानं पूयो विदार्य तत् ॥ १ ॥
गतिस्तस्यातिगमनान्नाडीवद्व हतेसदा ॥
तेन नाडीमता सा तु व्रणोनाडीव्रणः स्मृतः ॥ २ ॥

જે મૂર્ખજન ઘણા પરૂવાળા પાકેલા વ્રણને કાચો જાણીને તેનું મોહોડો ન કરાવે. કિંવા ભરાયલી રસીવાળા પાકેલા વ્રણને કાચો જાણીને તેને શોધન પદાર્થોથી સાફ ન કરાવે અને અહિત આહાર–વિહાર કરે તે મનુષ્યનું પરૂ તે પછી ચામડીને, માંસને, શિરાઓને, સ્નાયુને, સાંધાઓને, અસ્થિઓને, કોઠાને, તથા મર્મસ્થળોને છિદ્ર-વાળાં કરીને તેઓની અંદર પેસી જાય છે. અંદર ઘણા દૂર સુધી પેસી જવાને લીધે તે પરૂ હમેશાં સ્રવ્યા કરે છે. એ વ્રણ વાંસની પોલી નળીની પેઠે પરૂને વહ્યા કરે છે એટલા માટે તેને નાડીવ્રણ–ભરનીંગળ કહે છે. ૧–૨

## નાડીવ્રણની ચિકિત્સા.

( સ્વાગતા–છંદ )

सैंधवज्वलनभानुमरीचं मार्कवेभरजनीद्वयमेभिः ॥
सिद्धतैलमिदमाशुनिहन्याद्दूरगामपिकफानिलनाडीं ॥३॥

સિંધાલુણ, ચિત્રામૂળ, આકડો, મરી, જલભાંગરો, હળદર અને દારૂહળદર એઓના કલ્કથી પકાવેલું તેલ

સિંધવાદ્ય તૈલ કહેવાય છે. એ તૈલથી ભરનીંગળને તૃપ્ત કરવામાં આવે તો કફ સંબંધી તથા વાયુ સંબંધી નાડીવ્રણ બહુ દૂર સુધી પોહોંચેલો હોય તો પણ તુરત મટી જાય છે. ૩ **અથવા—**

( અનુષ્ટુપ છંદ )

**क्षौद्रसैंधवयोर्वर्ति नाडीव्रणहरास्मृता ॥**
**दुष्टव्रणे यद्विहितं सेव्यमानं गतिं हरेत् ॥ ४ ॥**

સિંધાલુણને મધમાં વાટીને તેથી ખરડેલી સુતરની દીવટ ખોસવામાં આવે તો નાડીવ્રણ મટી જાય છે. **અથવા** દુષ્ટવ્રણની ઉપર જે તૈલ કહેવામાં આવેલ છે તેનું સેવન કરવાથી પરૂની ગતિ તુરત હણાઇ જાય છે. ૪ **અથવા—**

**कर्च्रूरकस्य स्वरसे कटुतैलं विपाचयेत् ॥**
**सिंदूरकल्कितं नाडी दुष्टव्रणविसर्पनुत् ॥ ५ ॥**

કચૂરાના સ્વરસમાં સિંદૂરનો કલ્ક નાખીને પકાવેલું સરસીયું તૈલ નાખવામાં આવે તો તેથી નાડીવ્રણ, દુષ્ટવ્રણ, અને રતવા મટી જાય છે. ૫

## નાડીવ્રણની ચિકિત્સા માટે વિશેષ સૂચના.

**कृशदुर्बलभीरूणां नाडीं मर्माश्रितामपि ॥**
**क्षारसूत्रेण तां छिन्द्यान्न शस्त्रेण कदाचन ॥ ६ ॥**

જે નાડીવ્રણવાળો કૃશ, દુર્બળ તથા બીકણ હોય તથા મર્મ સ્થળોમાં થયેલ હોય તેવા નાડીવ્રણ રોગીને ક્ષારમાં ભીંજાવેલા દોરાથી નાડીવ્રણને છેદવો પણ શસ્ત્રવતે કદાપિ છેદવો નહીં. ૬

---

## ભગંદરનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### ભગંદરનું સ્વરૂપ તથા તેના પ્રકાર.

गुदस्यद्व्यंगुलेक्षेत्रेपार्श्वतः पिटिकार्तिकृत् ॥
भिन्नोभगंदरोज्ञेयः स च पंचविधो मृतः ॥ १ ॥

ગુદાની બાજુમાં બે આંગળ જેટલા વિભાગમાં પીડાકારી અને ફાટેલી ફોડલી થાય છે એ ભગંદર કહેવાય છે. વાયુથી થનારો, કફથી થનારો, પિત્તથી થનારો, ત્રણે દોષથી થનારો અને શલ્યથી થનારો એમ ભગંદરના પાંચ ભેદ છે. ૧

( ઉપજાતિ-છંદ )

रूक्षैः कषायैरधिकोति निलो गुदप्रदेशेपिडिकांकरोतियाम् ॥
उपेक्षणात्पाकमुपैति दारुणं रुजाविभिन्नारुणफेनवाहिनी २ ॥
तत्रागमोमूत्रपुरीषरेतसांव्रणैरनेकैः शतपोनकं वदेत् ॥
पित्तंप्रदुष्टांपिटिकां गुदस्थां करोतिरक्तां भृशकोपनैश्च ३ ॥
साशीघ्रपाकाहिमपूतिवाहंभगंदरंचोष्ट्रशिरोधरंतम् ॥
श्वेतावभासःकठिनोतिकंडूर्भगंदरःस्रावयुतःकफात्स्यात् ४ ॥
पिडिकागोस्तनाकारावहुस्रावरुजान्विता ॥
शंबुकावर्तवन्नाडी शंबूकावर्तको मतः ॥ ५ ॥

( અનુષ્ટુપ-છંદ )

छत्राकृतिर्वायुगता वर्द्धते ह्यनपेक्षणात् ॥
क्रमयस्तत्रजायन्ते विदार्य्यंच प्रकुर्वते ॥ ६ ॥

ભગંદરની નિરૂક્તિ માટે સુશ્રુતજીએ કહેલ છે કે—

"**तेतु भगगुद बस्तिप्रदेशदारणाच्च भगदराइत्युच्यन्ते**—ગુદા અને ગુદાની બસ્તિને વિદિર્ણ કરીને જે ફોડલી ઉત્પન્ન થાય છે તે ભગંદર કહેવાય છે." જ્યાં લગી કાચી હોય ત્યાં લગી ફોડલી અને જ્યારે પાકે ત્યારે તે ભગંદર ગણાય છે. ભોજ સંહિતામાં તો એમ લખેલ છે કે "**भगपरिमममंताच्चगुदबस्तितथैवच भगवद्दरवेद्यस्मात्स्माद्ज्ञेयोभगंद्दरः**—ગુદાને અને ગુદાના બસ્તિ ભાગની ચોમેર સ્ત્રીની જનનેંદ્રિયના સમાન વિદીર્ણ કરે છે તેને ભગંદર કહે છે."

## પાંચે પ્રકારના ભગંદરનાં નામો તથા તેઓનાં લક્ષણો.

રૂક્ષ પદાર્થોથી તથા તુરા પદાર્થોથી, અધિક કોપેલો વાયુ ગુદાના વિભાગમાં ફોડલીને ઉત્પન્ન કરે છે. એ ફોડલીની ચિકિત્સા ન કરવામાં આવે તો ભયંકર રીતે પાકે છે, વ્યથા કરે છે, ભેદાઇને રાતાં ફીણોનું વહન કરે છે, અને તેમાં મળ-મૂત્ર તથા વીર્ય આવે છે. આમાં ઝીણાં ઝીણાં મોહોડાવાળા અનેક વ્રણો થાય છે તેમને તેથી ચાલણીના જેવો દેખાવ થાય છે માટે શતમોનક-ચાલણી નામનો વાયુ સંબંધી ભગંદર કહેવાય છે.

પિત્તકારક પદાર્થોના ખાવાથી પિત્તને પ્રકોપ પામીને ગુદાની બાજુના પ્રદેશમાં રાતી ફોડલીને ઉત્પન્ન કરે છે, એ ફોડલી તુરત પાકે છે અને પાકીને ઊંટના જેવા દુર્ગંધનું વહન કરે તે પિત્ત સંબંધી ઉષ્ટ્રગ્રીવ નામનો ભગંદર કહેવાય છે.

જે ભગંદર ફોડલીપણાની સ્થિતિમાં ધોળા વર્ણવાળો હોય, કઠીણ હોય, ખરજવાળો હોય, અને ઘાટા સ્રાવવાળો હોય ( મંદ પીડા અને નિરંતર સ્રવતો હોય ) તે કફ સંબંધી પરિશ્રાવી નામનો ભગંદર કહેવાય છે.

જે ફોડલી ગાયના આંચળ જેવી હોય, ઘણા પ્રકારના સ્રાવવાળી અને વિવિધ વેદનાસહિત હોય તથા તેના સ્રાવનો માર્ગ શૃંખલાના આંટા જેવો હોય તે ત્રિદોષ સંબંધી શંબૂકાવર્ત્ત નામનો ભગંદર કહેવાય છે.

કાંટા વગેરેથી, નખથી કે ખરજ ખણવાથી અભિઘાત ( ઘા ) થતાં ગુદાની બાજુમાં ફોડલી થાય છે, એ ફોડલી વધે છે, ફાટી જાય છે, ઉપાય ન કરવાથી તેમાં કીડાઓ પડે છે, તે અનેક છીદ્રો પાડે છે તેથી અનેક માર્ગોથી શ્રાવ થાય છે તે શલ્ય સંબંધી ઉન્માર્ગિ નામનો ભગંદર કહેવાય છે. ૩–૬॥

## ભગંદરોનું સાધ્યાસાધ્યપણું.

**व्रणैर्बहुमुखैर्मार्गं तमुन्मार्गं भगंदरं ॥**
**सर्वे भगंदरा दुःखा घोरासाधयतांमताः ॥ ७ ॥**

સઘળા ભગંદરો દુઃખદાતા અને ભયંકર તથા કૃચ્છ્ર સાધ્ય છે પરંતુ ત્રિદોષજનિત અને શલ્યજનિત ભગંદર તો અસાધ્ય જ છે. ૭

## ભગંદરની ચિકિત્સા.

**उपाचरेत्तांपिडिकां यथापाकं न गच्छति ॥**
**खुखोष्णधूमसेकाद्यैर्लेपैश्च विविधैस्तथा ॥ ८ ॥**

ભગંદરની ફોડલી જે ઉપાયો કરવાથી પાકે નહી તે ઉપાયો કરવા, શોધન, લોહી કઢાવવું અને સેક વગેરે ઉપચારો તથા વિવિધ પ્રકારના લેપો કરવામાં આવે તો તે ફોડલી પાકે જ નહીં. ૮

पिडिकानामपक्वानां शुंठोछिन्ना पुनर्नवा ॥
वटपत्रेष्टिकां पिष्टालेपः शस्तोभगंदरे ॥ ९ ॥

જ્યાં લગી ભગંદરની ફોડલી ન પાકી હોય ત્યાં લગી સુંઠ, ગળો, સાટોડી, વડનાં પાંદડાં, અને ઈંટ એઓને સારી પેઠે વાટીને તેઓનો લેપ કરવો તે ફોડલી ઉપર લેપ કરવો એ ઉત્તમ છે. ૯

पक्वानां पाटनं क्षारं वह्निदाहादिकं क्रमं ॥
विधाय व्रणवत्कार्यं यथा दोषं यथा बलं ॥ १० ॥

જે ફોડલી પાકી ગઈ હોય તેને શસ્ત્રવતે ફાડી નાખવાની, ક્ષાર મુકવાની અને ડાંભવા વગેરેની ક્રિયા કરીને પછી દોષને તથા ક્રમને અનુસરીને વ્રણના જેવી ક્રિયાઓ કરવી. અર્થાત્ જેવો દોષ, જેવું બળ તેવી ચિકિત્સા કરવી. ૧૦

( ઉપજાતી-છંદ )

तिलाव्रचा लोध्र मगारधूमान्यरिष्ट पत्राणि निशाद्वयं च ॥
पथ्यासमंसर्वमिदंसुपिष्टं भगंदरे शोधनरोपणंः स्यात् ॥११॥

તલ, વજ, લોદર, ઘરના ધૂમાડાની ધુંસ, લીંબડાનાં પાદડાં, હળદર અને હરડે એ સર્વ સમાન ભાગે

લઇ એ સર્વને સારી પેઠે ઘુંટીને ચોપડવામાં કે ભભરાવવામાં આવે તો ભગંદરનો વ્રણ શુદ્ધ થઈ તેનો ઘા રૂઝાઈ જાય છે. ૧૧ **અથવા—**

**त्रिफलाया रसेनैव बिडालास्थिप्रलेपनं ॥**
**भगंदरं निहंत्याशु दुष्टव्रणहरं परं ॥ १२ ॥**

બીલાડાના હાડકાને હરડે, બેહેડાં અને આમળાના રસ સાથે ઘસીને લેપ કરવામાં આવે તો ભગંદર અને દુષ્ટ વ્રણ તુરત મટી જાય છે. ૧૨ **અથવા–**

( શાલિની-છંદ )

**वज्रीदुग्धंभानुदुग्धं च दार्वीवर्त्ति कृत्वा योजयेत्तस्यगर्ते ॥**
**एषावर्तिर्नाशयेदुष्टनाडीं पूयस्त्रावांशोफयुक्तां सशूलां ॥ १३ ॥**

થોરનું દુધ, આકડાનું દુધ અને દારૂ હળદર એઓની દીવટ કરીને તેની ભગંદરના વ્રણમાં યોજના કરવામાં આવે તો તેથી દુષ્ટ નાડી, ગંધાતો સ્રાવ, સોજા અને શૂળ સહિત ભગંદરનો નાશ કરે છે. ૧૩ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**कुष्टंतिलाः पिप्पलि सैंधवं च दंती त्रिवृत्तुत्थफलत्रिकाणि ॥**
**निशासमांशंविहितं च चूर्णं मधुप्रयुक्तं व्रणशोधनं स्यात् ॥१४॥**

ઉપલેટ, તલ, લીંડીપીપર, સિંધાલુણ, નેપાળાનાં મૂળ, નસોતર, મોરથુથું, હરડે, બેહેડાં, આમળાં અને હળદર એઓ સઘળાં સરખા ભાગે લઇ તેઓનું ચૂર્ણ કરીને મધ સાથે સેવન કરવામાં આવે તો વ્રણનું શોધન કરે છે. ૧૩–૧૪ **અથવા—**

( અનુષ્ટુપ્-છંદ )

त्रिफलायास्त्रयोभागाः पंच भागास्तु गुग्गुलोः ॥
पिप्पल्याएक भागः स्याद्गुटिकाःसंप्रकल्पयेत् ॥१५॥
वेदना शोफगुल्मार्शो भगन्दरवतो हिताः ॥
निशार्कक्षीर सिंधूत्थपुराश्वहनवत्सकैः ॥ १६ ॥
सिद्धमभ्यंजनेतैलं भगंदर हरं परम् ॥

ત્રણ તોલા ત્રિફળાં, પાંચ તોલા શોધેલો ગુગળ અને લીંડીપીપર એક તોલો એઓથી બનાવેલ ચૂર્ણનું સેવન કરવામાં આવે તો ભગંદર મટી જાય છે, વેદના, સોજા, ગુલ્મ, ગુદાના મસા એઓને પણ હિતકારી છે. આ ત્રિવર્કાર્ષિક ગુગળ કહેવાય છે. **અથવા–**

હળદર, આકડાનું દુધ, સિંધાલુણ, ગુગળ, કણેર અને ઇંદ્રજવ એઓના કલ્કથી પકાવેલા તેલનું મર્દન કરે તો તેથી ભગંદર અવશ્ય મટી જાય છે. ૧૫–૧૬॥

**ભગંદરવાળાએ પાળવા જોઈતા નિયમો.**

व्यायामं मैथुनंयुद्धं पृष्टभारंगुरूणि च ॥
संवत्सरं परिहरेदुपरूढव्रणो नरः ॥ १७ ॥

કસરત–કુસ્તી, મૈથુન, યુદ્ધ, પંથ તથા ઘોડા ઉંટ વગેરે ઉપર સ્વારી કરવી અને ભારે અન્ન એટલાં વાનાં ભગંદર મટી ગયો હોય છતાં પણ એક વરસ સુધી કરવાં નહીં. ૧૭

---

## ઉપદંશના હેતુ, લક્ષણ અને ચિકિત્સા.

### ઉપદંશનાં દૂરનાં નિદાનો તથા સંખ્યા.

( વસંતતિલકા-છંદ )

**हस्ताभिघातनखदंतनिपातनाद्यैर्योनिप्रदोषबहुमैथुनसेवनाभ्यां ।**
**शिश्नेभवंतिहिगदाह्युपदंशसंज्ञास्ते पंचधाबहुविधैरपचारकैः स्युः१**

હાથવતે પ્રહાર વાગવાથી, નખ કે દાંત વગેરેનો ક્ષત થવાથી, મૈથુન કર્યા પછી નહી ધોવાથી, પશુ આદિનો સંગ કરવાથી, રોગથી કે વાળ વગેરેથી, દુષ્ટ યોનીવાળી સ્ત્રીનો સંગ કરવાથી અને અતિ મૈથુન કરવાથી કિંવા ખારા તથા ઉના પાણીથી ધોવાથી તેમજ બ્રહ્મચર્યવાળી સ્ત્રી સાથે સંયોગ કરવાથી વગેરે વગેરે કારણોથી ગુહ્યેંદ્રિ ઉપર ઉપદંશ—ચાંદી નામનો રોગ થાય છે તેના પાંચ ભેદ છે. ૧

### પાંચે પ્રકારના ઉપદંશોનાં લક્ષણો.

( અનુષ્ટુપ-છંદ )

**सतोदभेदस्फुटनः कृष्णैः स्फोटैर्युतोनिलात् ॥**
**रक्तस्फोटैर्युतः पित्तात्कंडरैः शोफसंयुतैः ॥ २ ॥**
**घनास्रावयुतैः शुक्लैः स्फोटैर्युक्तोभवेत्कफात् ॥**
**नानास्रावरुजायुक्तस्त्वसाध्यः स्यात्त्रिदोषजः ॥ ३ ॥**

જે ફોડવામાં સોયો ભોંકાયા જેવી વેદના હોય, શસ્ત્રથી ભેદાયા જેવી વ્યથા થતી હોય, ચલન ગતિવંત હોય અને કાળાશવાળા ફોડલા હોય તો તે વાયુ સંબંધી ઉપદંશ છે એમ જાણવું.

જે ફોડલા રાતા, પીળા, બહુ કચકચતા, બળતરા-વાળા અને માંસ જેવા દેખાતા હોય તે પિત્તસંબંધી ઉપદંશ જાણવો.

જે ફોડલામાં ખરજ, સોજો, ઘાટાપણું તથા જાડા પરૂનું વહેવું, ધોળાશ જણાય તો તે કફ સંબંધી ઉપદંશ જાણવો.

જે ફોડલા વિવિધ પ્રકારના સ્રાવ અને અનેક પ્રકારની પીડા યુક્ત હોય તો તે ત્રણ દોષ સંબંધી ઉપદંશ જાણવો. આ ઉપદંશ અસાધ્ય છે. ૨–૩

( અને જે ફોડલા કાળા, અતિ લોહી સ્રવનારા, પિત્તનાં ચિન્હોયુક્ત તથા તાવ, બળતરા અને શોષ સહિત હોય તો તે લોહી સંબંધી ઉપદંશ જાણવો. આ પણ અસાધ્ય અથવા કષ્ટસાધ્ય મનાય છે. )

## ઉપદંશોનું અસાધ્યપણું.

જે ઉપદંશ રોગીના લીંગનું માંસ વીખાઈ ગયું હોય તથા કીડાઓ ખાઇ ગયા હોય ( અને ફક્ત અંડકોષ જ બાકી રહેલ હોય ) તો તેવા ઉપદંશ રોગીની ચિકિત્સા કરવી નહીં. ૩॥

## ઉપદંશની ચિકિત્સા જલ્દી કરવા માટે સૂચના.

**प्रशीर्णमांस संजग्धं कृमिभिस्तं विवर्जयेत् ॥**
**दाहपाकक्रिमियुतो म्रियते शीर्ण शिश्नकः ॥ ४ ॥**

જે વિષયી પુરૂષ વિષયવાસનામાં લુબ્ધ થતાં તે મૂર્ખ ચાંદીનું દરદ ઉત્પન્ન થતાં જ તેના ઉપાય કરતો નથી તે પુરૂષ કેટલાક વખતે બળતરા, પાક જીવાત અને માંસનું

વિંખાઇ જવું એટલા ઉપદ્રવોયુક્ત લિંગ થવાથી લિંગ ખરી પડે છે અને તેથી તે રોગી મરી જાય છે. ૪

## ઉપદંશની ચિકિત્સા.

उपदंशेजातमात्रेक्रियां कुर्वन्न मूढधीः ॥
उपदंशेषु सर्वेषु स्निग्धखिन्नस्यदेहिनः ॥ ५ ॥
जलौकापातनं श्रेष्टं मेढ्रमध्ये व्येधोच्छराग् ॥
अत्यर्थमुत्कटेदोषेनरंसम्यग्विरेचयेत् ॥ ६ ॥

( ઉપજાતી-છંદ )

पाको रक्ष्यः प्रयत्नेन शिश्नक्षयकरो हि सः ॥ ७ ॥

સાધ્ય અથવા સર્વ પ્રકારના ઉપદંશમાં પુરૂષને સ્નેહન તથા સ્વેદન કરીને તેની ઇંદ્રિના વચમાંની ઝીણી નસને વીંધવી અથવા તે સ્થળે જળો મુકવી. અને દોષોની વિશેષ પ્રબળતા હોય તો વિરેચન-ઉલટી જુલાબ આપીને તેના વધેલા દોષોને દબાવી દેવા. જેમ બને તેમ યત્ન કરીને ઉપદંશને પાકવા દેવો નહીં; કેમકે પાકી જાય તો તેથી લિંગનો નાશ થાય છે. ૫-૭ **અથવા-**

मधुकयष्टीसरलागरुणांसदारुरास्नागदपद्मकानां ॥
एषां प्रलेपः परिषेचनं वा वातोपदंशेषु भिषग्भिरुक्तं ॥८॥

જેઠીમધ, તેલીઓ દેવદાર, અબર, દારૂ હળદર, રાસ્ના, ઉપલેટ અને પદ્મક એઓના કલ્કનો લેપ કરવો અને એઓનાજ રસથીજ સેચન કરવું જેથી વાયુ સંબંધી ઉપદંશ મટી જાય છે. ૮ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**मधुकोशीरमंजिष्ठागैरिकांजनपद्मकैः ॥**
**सचंदनोत्पलैः शीतैः पैत्तिकं संप्रलेपयेत् ॥ ९ ॥**

મહુડો કિંવા જેઠીમધ, કાળોવાળો, મજીઠ, સોનાગેરૂ, સરમો, પદ્મક, ચંદન અને ઉત્પલ નામનું કમળ એઓને ટાઢા પાણીમાં વાટીને લેપ કરવામાં આવે તો પિત્ત સંબંધી ઉપદંશ મટી જાય છે. ૯ **અથવા—**

**त्रिफलायाः कषायेण मधुयुक्तेन सेचयेत् ॥**
**अथवासघृतक्षीरगोक्षुरेक्षुमधूदकैः ॥ १० ॥**

ત્રિફળાનો કવાથ કરી તેથી તેમાં મધ નાંખીને ઉપદંશ ઉપર તેનું સેંચન કરવું તેથી, **અથવા** ઘી, દુધ, ગોખરૂ, શેલડી, મધ અને પાણી એઓથી સેંચન કરવામાં આવે તો, પિત્ત સંબંધી ઉપદંશ મટી જાય છે. ૧૦ **અથવા—**

**आरग्वधादिकाथेन परिषेकः कफेहितः ॥ ११ ॥**

આરગ્વધાદિ ગણનો કવાથ કરીને સેંચન કરવામાં આવે તો કફસંબંધી ઉપદંશ મટી જાય છે. ૧૧ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**वटप्ररोहार्जुनलोध्रपथ्याजंबूहरिद्रा विहितः प्रलेपः ॥**
**सर्वोपदंशेऽव्रणरोहणार्थं शस्तस्तथावापरिषेचनं च ॥ १२ ॥**

વડની કુણી વડવાઇ, આસંદરાની કિંવા સાદડની છાલ, લોદર, હરડે, જાંબુડાની છાલ અને હળદર એઓનો લેપ કરવામાં આવે, **અથવા** સેંચન કરવામાં આવે તો ( ઉપદંશની વ્યથાને તથા સોજાને મટાડવાને અને ) સર્વ પ્રકારના ઉપદંશના વ્રણોને રૂઝ લાવવામાં શ્રેષ્ઠ છે. ૧૨ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**सेकः सर्वोपदंशेषु भृंगराजरसेन वा ॥**
**मधूकपत्रचूर्णेन दाडिमत्वग्रजः कृतं ॥ १३ ॥**
**गुंठनंतद्वदेशस्तं लेपः पूगफलस्य वा ॥**
**दग्धगुंजाकृतं भस्म हरितालमनः शिले ॥ १४ ॥**

જળભાંગરાના રસથી શેક કરવામાં આવે તો સર્વ પ્રકારના ઉપદંશો મટી જાય છે. **અથવા**—બપોરીયાનાં પાંદડાંનું ચૂર્ણ **અથવા** દાડિમની છાલનું ચૂર્ણ વ્રષણની ઉપર **અથવા** ઇંદ્રિની ઉપર દબાવવામાં આવે **અથવા** સોપારીના કલ્કનો લેપ કરવામાં આવે તો તેથી ઉપદંશ મટી જાય છે, **અથવા** ચણોઠીઓની ભસ્મ, હરતાલ અને મણશીલ એઓનું ચૂર્ણ ઉપદંશના વ્રણોની તુરત શાંતિ કરે છે. ૧૩–૧૪ **અથવા**—

**तच्चूर्णमुपदंशानामाशु शांतिकरं परम्॥**
**कटाहदग्धत्रिफलामशीमाक्षिकसंयुता ॥ १५ ॥**

હરડે, બેહેડાં અને આમળાં એઓને લોખંડની કઢાઈમાં બાળી ભસ્મ કરીને તે કાજળને મધમાં મેળવીને ઉપદંશના વ્રણ ઉપર ચોપડવામાં આવે તો અવશ્ય રૂઝ આવી જાય છે. ૧૫ **અથવા**—

**उपदंशेप्रलेपस्यात्सद्यो रोपयति व्रणं ॥**
**रसांजनं वा पथ्यावाशिरीषेण समन्वितं ॥ १६ ॥**

રસાંજન અને સરસડીયાની છાલ **અથવા** રસવંતી અને હરડે એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને

લેપ કરવામાં આવે તો તેથી સર્વ અંગોમાં વ્યાપેલી ચાંદી મટી જાય છે. ૧૬॥ **અથવા**—

**सक्षौद्रंलेपनं योज्यं सर्वानंगगदापहं ॥**
**हयमारस्यमूलेनपरिपिष्टेनवारिणा ॥ १७ ॥**
**असाध्यापित्रज त्यस्तं लिंगलेपस्यवेदना ॥**
**जलधौतंप्रयत्नेन लिंगोत्यमवचूर्णयेत् ॥ १८ ॥**
**रोगं काशीसचूर्णेनपुरुषः सुखवांछया ॥ १९ ॥**

કણેરના મૂળને પાણીમાં વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી લિંગની ચાંદી ન મટે તેવી હોય તો પણ મટી જાય છે.

જે પુરૂષને સુખની વાંછા હોય તેણે ઇંદ્રિ ઉપર થયેલી ચાંદીને યત્નપૂર્વક સો વાર ધોઈને તેના ઉપર હીરાકસીનું ચૂર્ણ ભભરાવવામાં આવે તો તેથી ચાંદીનું દરદ–ઉપદંશ મટી જાય છે. ૧૭–૧૮–૧૯ **અથવા**—

( ઉપજાતિ–છંદ )

**करंजशालार्जुननिंबजंबूवटादिभिकल्क कषाय सिद्धं ॥**
**घृतंनिहन्यादुपदंशरोगंसदाहपाकं श्रुतिरागयुक्तं ॥२०॥**

કરંજ, સાલીયો આસંદરો, કિંવા સાદડ, લીંબડો, જાંબુ અને વડ આદિ ગણ એઓના ક્વાથમાં એઓના જ કલ્કોથી સિદ્ધ કરેલું ઘી બળતરા, પાક સ્રાવ, તથા રતાશ એઓવાળા ઉપદંશને હણી નાખે છે. ૨૦ **અથવા**—

( **અનુષ્ટુપ–છંદ** )

**उक्तानियानिसर्पींषिकुष्ठेनाडीव्रणे तथा ॥**
**उपदंशे प्रयोज्यानि सेकाभ्यंजनभोजनैः ॥ २१ ॥**

કોઢ ઉપર, નાડી વ્રણ ઉપર તથા વ્રણ ઉપર જે જે ઘી કહેવામાં આવેલાં છે તેથી, સેચન, અભ્યંગ-માલેશ અને ભોજન કરવામાં આવે તો તેથી ઉપદંશો મટી જાય છે. ૨૧ **અથવા—**

( ઉપજાતી-છંદ )

**सगंधकैलामरिचं लवंगंशुद्धं रसेंद्रं सकलं विचूर्ण्य ॥**
**तांबूलतोयेन घृतेन युक्तसमर्धलेपंपुरुषः प्रकुर्यात् ॥२२॥**
**दुग्धोदनाशीः सकलोपदंशैर्विमुच्युतेस्फोटरुजान्वितैश्च**
**पर्णेनभुक्तंघृतवर्जितंतत्सर्वोपदंशान्विहितंविचूर्णं ॥ २३ ॥**

શોધેલો ગંધક, એલચી, મરી, લવીંગ, શુદ્ધ પારો એ સર્વને યથાયોગ્ય વિધિથી અર્થાત્ ગંધક પારાની પ્રથમ કાજળ કરીને અન્ય સર્વનું ચૂર્ણ કરીને પછી સર્વને નાગરવેલના પાનના રસમાં તથા ઘીમાં ઘુંટીને તેનો ઉપદંશની ચાંદી ઉપર લેપ કરવામાં આવે અને દુધ ચોખા જમવામાં આવે તો પીડાયુક્ત સર્વ ઉપદંશથી મુક્ત થાય છે. અથવા એજ ચૂર્ણને ઘીમાં શેકીને પાનમાં ખાવામાં આવે તો પણ સર્વ પ્રકારના ઉપદંશો હણાઈ જાય છે. ૨૨-૨૩

---

## લિંગાર્શનાં લક્ષણ તથા ચિકિત્સા.

### લિંગાર્શનું લક્ષણ.

( અનુષ્ટુપ્-છંદ )

**लिंगस्योपरिसंघातैरंकुरैरिव संहतैः ॥**
**क्रमेणजायतेवर्तिस्ताम्रचूडशिखोपमा ॥ १ ॥**

**कोशस्याभ्यंतरे संधौ पिच्छिला च सवेदना ॥**
**लिंगवर्तिरितिख्यातालिंगार्श इति केचन ॥ २ ॥**

ધાન્યના ફણગા ફુટેલા હોય એવા અને એકબીજાની ઉપરાઉપર રહેલા સૂક્ષ્મ ભાગોરૂપે ક્રમે કરીને વધતાં વધતાં લિંગમાં, સાંધામાં અને લિંગના ફુલના કાપામાં કુકડાના માથાની કલગી જેવી વાટ ઉત્પન્ન થાય છે એ લિંગવર્ગિ કહેવાય છે. કેટલાક વૈદ્યો તેને લિંગાર્શ પણ કહે છે. ૧-૨

## લિંગાર્શનું સાધ્યપણું.

**रसाजनं सर्जिका च तुत्थं शैलेयमंजनं ॥**

એ લિંગના મસા વેદનાવાળા, ચીકણા અને ત્રિદોશજનિત હોય તો તે મટતા જ નથી. ૨॥

## લિંગના મસાના ઉપાય.

**तालं मनः शिला सर्वं चूर्णं मांसांकुरापहम् ॥ ३ ॥**

રસવંતી, સાજી, મોરથુથું, શિલાજીત, સરમો, હરતાલ, અને મણશિલ એ સઘળાં ચૂર્ણ કરીને ઉપયોગમાં લેવાથી લિંગના મસાને મટાડે છે. ૩

**व्रणवच्चाचरेत्सम्यक् क्षारेणैव विघर्षयेत् ॥**
**लिंगवर्तिःसमं याति लेपात्काशीसचूर्णतः ॥ ४ ॥**

લિંગના મસાને શસ્ત્રવતે સંપૂર્ણ રીતે કાપીને ક્ષારથી ઘસીને બાળવો અને વ્રણની પેઠે જ લેપ તથા ચૂર્ણ વગેરે ઉપચારો સારી રીતે કરવા. ૪

---

## શૂકદોષની ઉત્પત્તિ તથા ચિકિત્સા.

### શૂકદોષનું હૂરનું નિદાન.

मूढधीःशेफसोवृद्धिःमक्रमाद्योऽभिवांछति ॥
पिटिकास्तस्यजायंते ताः सर्वाः शूकजाः स्मृताः १ ॥

જે મૂર્ખ પુરૂષ ઇંદ્રિને લાંબી કરવાના અયોગ્ય-જેથી અનેક વિકાર ઉત્પન્ન થાય, એવા-ઉપાય વડે ઇંદ્રિને મોટી કરવાનો યત્ન કરે એટલે શાસ્ત્રમાં કહેલા ક્રમથી ઉલટી રીતે ઇંદ્રિને મોટી કરવા વિચારે અને પાણીના મેલથી ઉત્પન્ન થએલા એક જાતના ઝેરી જીવડાવાળા ઉપાય ઉપયોગમાં લે તેથી અઢાર જાતિના શૂક રોગ થાય છે. અર્થાત્ વાત્સ્યાયનાદિ ઋષિ કથિત લિંગ વૃદ્ધિના પ્રયોગમાં શૂકનામના પાણીના કીડાનો મુખ્ય ઉપયોગ છે એવા પ્રયોગો કરે તેથી ઇંદ્રિ ઉપર ફોડલીઓ થાય છે તે શૂકની સંજ્ઞાથી ઓળખાય છે. ૧

### શૂકદોષની ચિકિત્સા.

सर्वेषु शूकदोषेषु विषघ्नीं कारयेत्क्रियां ॥
जलौकाभिर्हरेद्रक्तं मेढ्रेवाव्यधयेच्छिराम् ॥ २ ॥
विरेचनं प्रयुंजीत गुग्गुलुं त्रिफलान्वितं ॥
क्षीरेणलेपनंसेकानशीतानेव च कारयेत् ॥ ३ ॥

સર્વ પ્રકારના શૂકદોષમાં ઝેરનો નાશ કરનારી ક્રિયાઓ કરવી, જળો મુકાવીને ખરાબ લોહીને કાહાડી નખાવવું. અથવા ઇંદ્રિની મધ્ય શિરાને વીંધાવવી, વિરેચન દેવું,

ત્રિફળાના કવાથની સાથે શોધેલો ગુગળ પાવો, દુધના લેપ કરાવવા, અને ટાઢા દુધથી સેંચનો કરાવવાં. ૨–૩ **અથવા**

**मृद्धूमनिशायुग्मंदार्वीसुरसयष्टिकैः ॥**
**तैलमभ्यंजनात्पक्षान्मेढ्रोगं निवारयेत् ॥ ४ ॥**

ઘરના ધુવાડાની ધુંસ, હળદર, દારૂ હળદર, તુલસી, અને જેઠીમધ એઓના કલ્કોથી પકાવવામાં આવેલું તેલ દાર્વી તેલ કહેવાય છે. આ તેલનો પંદર દિવસ માલેસ કરવાથી લિંગના રોગોનો નાશ થાય છે. ૪

**कल्कः कषायः सर्पिश्च तैलं चूर्णं रसक्रिया ॥**
**शोधनं रोपणं तद्वीक्ष्यवीक्ष्य च कारयेत् ॥ ५ ॥**

કલ્ક, કવાથ, ઘૃત, તેલ, ચૂર્ણ રસક્રિયા, શોધન, રોપણ એ સર્વ જેમ યોગ્ય લાગે તેમ દોષ બળ વિચારીને (ઉપદંશવત્) ઉપયોગમાં લેવાથી લિંગ દોષ મટે છે, ૫ **અથવા—**

**रसांजनंलेपमात्रात्सर्वाऽनंग गदा पहं ॥ ६ ॥**

એકલી રસવંતી જ પોતાના લેપ માત્રથી સર્વ પ્રકારના લિંગ સંબંધી રોગો (ને એવા શાંત કરી નાખે છે કે જેથી તેઓનું નામ પણ બાકીમાં રહેવા પામતું નથી. ગંધાતું પરૂ, વ્રણ, સોજા, ચળ અને સણકા એઓ વાળો લિંગ સંબંધી રોગ હોય તો પણ રસવંતીના લેપથી) મટી જાય છે. ૬

---

## કોઢનાં નિદાન, લક્ષણ તથા ઉપચાર.

### કોઢનાં નિદાનો તથા સંખ્યાપૂર્વક પૂર્વરૂપ.

( ઉપજાતિ-છંદ )

विरुद्धदुष्टाशुचिभोजनानिनवान्नपानंदधिमत्स्यमाषाः ॥
तिलागुडक्षीरदिवातिनिद्राव्यायाममम्लंगुरुघर्षणानि ॥१॥
एतैश्चदुष्कर्मभिराशुदुष्टावातादयस्त्वकूरुधिरं च मांसं ॥
सदूष्यकुर्वंतिगदंनराणां सकुष्टरोगःकथितोभिषग्भिः ॥२॥
उदुंबरं मृक्षकजिह्वसंज्ञंकपालकंसिध्मकपुंडरीके ॥
वैपादिकं काकिण मंडलेचकिलाशदद्रूकिटिभंचचर्म्म ॥३॥
कंडूस्तथाचर्मदलंचपामाविचर्चिकास्फोटशतारुकाणि ॥
कुष्टानिचाष्टौदशसंमतानितेषांतुपूर्वंव्रणदाहपामाः ॥ ४ ॥

દુધ માછલાંના સંયોગવાળાં વિરોધી ભોજનોથી, વિષમિશ્રિત દુષ્ટ ભોજનોથી તથા રજસ્વલાદિના સ્પર્શવાળા અપવિત્ર ભોજનોથી અર્થાત્ એવાં વિરોધી દુષ્ટ અને અશુદ્ધ ભોજનના ભક્ષણથી, નવીન અન્નોના ખાવાથી વિરોધી, દુષ્ટ તથા અપવિત્ર જળપાનના કે પીવાના પદાર્થોના સેવનથી, દહી, માછલાં અડદ, તલ, ગોળ તથા દુધ એઓના અતિ સેવનથી, દિવસે વિશેષ નિદ્રા કરવાથી, અતિ ( ભોજન કરીને ) કસરત કરવાથી, ખાટા પદાર્થોના અતિસેવનથી અને ગુરૂ ( બ્રાહ્મણ રાજા કે વૃદ્ધ પુરૂષો )ના તિરસ્કાર-શાપથી તથા એવાં એવાં દુષ્ટ કર્મોના કરવાથી દુષ્ટ થયેલા વાતાદિદોષો તુરત ચામડી લોહી અને માંસ

વગેરેને દૂષિત કરીને મનુષ્યોને જે રોગને જન્મ આપે છે તેને વૈદ્યોએ કુષ્ટ–કોઢ રોગ કહેલ છે. એ કોઈ રોગ ૧૮ પ્રકારનો છે એટલે ઓદુંબર, ઋક્ષ જિહ્વક, કપાળ, સિંધ્મ, પુંડરીક, વિપાદિકા, કાકણ, મંડળ, કિલાસ, દદ્રુ, કિટિભ, ગજચર્મ, કંડૂ, ચર્મદળ, પામા, વિચર્ચિકા વિસ્ફોટ અને શતારૂ એ અઢાર પ્રકારના કોઢ કહેવાય છે, (તે પૈકી સાત મહા કોઢ અને અગીયાર ક્ષુદ્ર કોઢ માનેલા છે. તે મહા કુષ્ટો અને ક્ષુદ્ર કુષ્ટોની ગણનામાં સુશ્રુત-ચરકાદિનું ભિન્ન ભિન્ન માનવાપણું છે.) કોઢ રોગ થતાં પહેલાં વ્રણ-બળતરા અને પાક વગેરે લક્ષણો માલુમ થાય છે. ૧-૪

## અઢારે કોઢોનાં જુદાં જુદાં લક્ષણો.

(અનુષ્ટુપ-છંદ)

उदुंबरफलाभास कुष्टमौदुंबरं स्मृतं ॥
कर्कशमृक्षजिह्वाभमृक्षजिह्वं तदुच्यते ॥ ५ ॥
कृष्णारुणं च परुषं कपालाभं कपालकं ॥
श्वेतं ताम्रं च तनुयत् रजोघृष्टं विमुचाति ॥
प्रायश्चोरसि तत्सिध्ममलाबुकुसुमोपमं ॥ ६ ॥
सश्वेतंरक्तपर्यन्तं पुंडरीकं च तत्समं ॥
वैपादिकं पाणिपादं स्फुटनं तीव्रवेदनं ॥ ७ ॥
काकणंनैवसिध्येच्चगुंजाभं तीव्रवेदनं ॥
स्वेतरक्तंस्थिरंस्निग्धमुत्सन्नमंडलंस्मृतं ॥ ८ ॥
कंडूमद्भिः सरागैश्च गंडैरेतत्किलासनं ॥
सकंडूरागपिटिका दद्रुमण्डलमुद्गता ॥ ९ ॥

श्यावंबहुखरस्पर्शकिटिभंनामतत्स्मृतं ॥
श्यावंकुष्ठचचर्म्माख्यं बहुलं हस्तिचर्मवत् ॥ १० ॥
स्फोटैः पाण्योःस्फिजोर्युक्ता कण्डुरुक्तामनीषिभिः ॥
रक्तेशूलंस्फोटंचतच्चर्मदलसंज्ञितम् ॥ ११ ॥
सूक्ष्मा बाह्यः कंडूमंत्योपामेतिपिटिकाःस्मृताः ॥
सकंडुःपिटिकाःश्यावा बहुस्रावाविवर्चिकाः ॥ १२ ॥
स्फोटाःश्यावारुणाभासा विस्फोटास्तेः तनुत्वचः ॥
रक्तंश्यावं सदाहार्ति शतारु स्याद्बहुव्रणं ॥ १३ ॥

જે કોઢ ઊંબરાના ફળ જેવા આકારવાળો હોય તે **ઔદુંબર** કોઢ કહેવાય છે, જે કોઢ કઠણ અને રીંછની જીભ જેવા આકારવાળો હોય તે **ઋક્ષ** જીવ કોઢ કહેવાય છે, જે કોઢ કાંઈક કાળા તથા કાંઈક રાતા ફુટ પડેલા માટીના વાસણના કકડા સમાન વર્ણવાળો અને ખરસટ સ્પર્શવાળો હોય તેને કપાલ કોઢ કહે છે, જે કોઇ ધોળાશથી મિશ્રિત રાતા વર્ણનો હોય, પાતળી ચામડીવાળો અને ઘસવાથી ધૂળ જેવી ઝીણી ફોતરીઓને ખરતો હોય તથા તુંબડીના ફુલ જેવો હોય તેને સિધ્મ કોઢ કહે છે. ઘણું કરીને આ કોઢ છાતિમાંજ થાય છે અને કોઈ વખતે બીજા અંગોમાં પણ થાય છે. જે કોઢ ધોળાં કમળનાં પાંદડાં જેવો ધોળો તથા અંતમાં અત્યંત રાતો હોય તે પુંડ્રીક કોઢ કહેવાય છે, જે કોઢમાં હાથ પગ ફાટે તથા તેમાં તિવ્ર વેદના થાય તે **વિપાદિકા** કોઢ કહેવાય છે-( આ કોઢ-હાથમાં થયેલ હોય અર્થાત્ લુખી પડેલી હાથની ચામડી ફાટે તો તેને **વિચ-**

ચિકા કહે છે અને મગજ ફાટે તો તેને **વિપાદિકા** કહે છે. સ્થાન ફેરથી નામોમાં તફાવત છે પણ રૂપમાં તફાવત નથી.) જે કોઢ ચણોઠી જેવા વર્ણવાળો અર્થાત્ વચમાં કાળો અને આસપાસ રાતો કિંવા વચમાં રાતો અને આસપાસ કાળો હોય તથા તિવ્ર વેદનાવાળો અને સ્વાભાવિક રીતે રહી જ પાકનારો હોય તેને **કાંકણુક કોઢ** કહે છે. જે કોઢ કાંઈક ધોળો, કાંઈક રાતો, કઠણ, (ચિકિત્સાવિના નાશ ન પામે એવો) પસીનાવાળો હોય, આર્દ્ર અને નીકલેલાં મંડળ વાળો હોય તેને **મંડળ કોઢ** કહે છે. જે કોઈ ચળવાળો તથા રતાશવાળો ગંડોથી-મોટી ફોડલીઓથી વ્યાપ્ત હોય તેને **અલસક-કિલાસ કોઢ** કહે છે. જે કોઢ ચળ, રાતી ફોડલીઓ અને ઉત્પન્ન થાય ત્યારથી જ ઉંચાઇ યુક્ત હોય તથા ગોળ ચક્કરડાં હોય તેને **દદ્રૂ-દાદર કોઈ** કહે છે. જે કોઢમાં કાળી, ખરસટ અને અતિ ખરસટ કીડીઓ હોય તેને **કિટિભ કોઇ** કહે છે. જે કોઢ કાળો, હાથીની ચામડી જેવો રૂક્ષ અને જાડો હોય તેને **ગજચર્મ કોઢ** કહે છે. જે કોઢ આકરી બળતરાવાળા ફોલ્લાઓથી યુક્ત હોય, હાથોમાં તથા પુલાઓમાં થયેલ હોય અને ઉગ્ર ચલ સહિત હોય તેને **કૃચ્છ્ર-પારસ ખસ કોઢ** કહે છે. જે કોઢ રાતો, શૂળવાળો તથા ફોડલાવાળો હોય તેને **ચર્મદળ-ચામડીને ફાડી નાખનાર કોઢ** કહે છે. કોઢમાં, ચળવાળી ઝીણી ઝીણી બાહારની ફોલીયો થાય છે તેને **પિડકા-વાળા-લુખસ કોઢ** કહે છે. જે કોઢમાં ચળવાળી, કાળાશવાળી અને અતિ સ્રાવવાળી નાહની ફોડ-

લીઓ થાય તેને વિચર્ચિકા કોઢ કહે છે. જે કોઢમાં કાળાશથી મિશ્રિત રતાશવાળા અને પાતળી ચામડીવાળા ફોડલાં થાય તેને વિસ્ફોટક કોઢ કહે છે. અને જે કોઈ રતાશ મિશ્રિત શ્યામ, બળતરાથી પીડા યુક્ત બહુ વ્રણો હોય તેને શતારૂ કોઢ કહે છે. ૫–૧૩

**કોઢોમાં વાયુ વગેરે દોષોની ઉત્વણતાનાં લક્ષણો.**

**श्यावारुणं रुक्षतरं सतोदं तद्वातकुष्टं प्रवदंति वैद्याः ॥**
**पित्ताच्च दाहः श्रुतिरागयुक्तं कफाद्धनं क्लेदिसकंडुकुष्टं ॥१४॥**

કોઢ શ્યામ અથવા રાતો અને રૂક્ષ તથા ખરસટતા યુક્ત વ્યથાવાળો હોય તેને વૈદ્યો વાયુના ત્રાસવાળો કોઢ કહે છે. જે કોઢ ( દુર્ગંધવાળો ઘણા આર્દ્રપણાવાળો અને ) બળતરાથી, રતાશથી તથા સ્રાવથી યુક્ત હોય તેને પિત્તના ત્રાસવાળો કોઢ કહે છે અને જે કોઢ પુષ્ટ તથા આર્દ્ર-પણાવાળો અને ચળવાળો હોય તેને કફના ત્રાસવાળો કોઢ કહે છે. ૧૪

**કોઢ વગેરે કેટલાએક રોગો સંસર્ગથી થાય છે.**

**प्रसंगाद्गात्रसंस्पर्शादेकत्रासनभोजनात् ॥**
**नेत्रस्पंदोज्वरः कुष्ठंसंक्रामति नरान्नरं ॥ १५ ॥**

મૈથુન કરવાથી, એક એકના ગાત્રોનો સ્પર્શ થવાથી, એક પથારીમાં સુવાથી, ભેળા બેસીને જમવાથી અને રોગીનું લુઘડું, રોગીની પેહેરેલી પુષ્પમાળા, રોગીએ ધારણ કરેલા ચંદનનો લેપ, એઓના ધારણ કરવાથી અર્થાત્ આંખ્યો દુખતી હોય, તાવ આવતો હોય, કોઢ થયા હોય, ( ચલ, ચાંદી, વ્રણ, ભૂત જનિત ઉન્માદ, કૉલેરા,

રતવા, પ્રમેહ, ઉટાટીઓ) અને એવાજ ચેપી રોગો જે મનુષ્યને થયા હોય તે મનુષ્ય સાથે ઉપર કહેલા પ્રકારોનો સંસર્ગ રાખીએ તો ચેપી-સંસર્ગી રોગો એક મનુષ્યથી બીજા મનુષ્યના શરીરમાં પ્રકટ થાય છે. ૧૫

## કોઢ રોગની ચિકિત્સા.

(શાલિની-છંદ)

**वातेसर्पिर्वातिरुक्ता कफोत्थेपित्तेयोज्योरक्तमोक्षोविरेकः ॥**
**एलारात्रिर्जंतु शत्रुः शताह्वाकुष्टंहन्तिताक्ष्यैशैलंवलाच ॥१६॥**

વાયુના ત્રાસવાળા કોઢોમાં ઘીનો ઉપયોગ કરાવવો. કફના ત્રાસવાળા કોઢોમાં ઉલટી કરાવવી અને પિત્તના ત્રાસવાળા કોઢોમાં લોહી કઢાવવું. **અથવા—**

એલચી, હળદર, વાવડીંગ, સવા, નેપાળાનું મૂળ, ઉપલેટ, રસાંજન, કાંસકી અને ચિત્રામૂળ એઓનો લેપ કરવામાં આવે તો દાદર, લુખસ, ધોળો કોઢ અને વિચર્ચિકા નામના કોઢનો નાશ કરે છે. ૧૬ **અથવા—**

**एभिर्लेपोवह्नियुक्तोनिहन्याद्दद्रुंपामांश्वितकुष्टंविचर्चि ॥**
**रात्रिःपथ्यावल्गुजंरक्त वीजंवेल्लंसिंधुः सर्षपाश्चतिलेपः१७**

હળદર, હરડે, માળવી બાવચો કરંજનાં બીજ (કચ્ચાં), વાવડીંગ, સિંધાલુણ અને સરસવ એઓનો લેપ કરવામાં આવે તો કોઢનો નાશ થાય છે. ૧૭ **અથવા—**

**नक्ताह्ववीजैडगजंसुकुष्टंगोमूत्रपिष्टश्चवरः प्रलेपः ॥**
**धात्री स्नुहीसर्ज्जक चक्रमर्द्दतुषोदकैर्दद्रुहरः प्रलेपः ॥१८॥**

કચ્ચાંના ગોળા, પુવાડીયા, અને ઉપલેટ એઓને ગાયના મૂત્ર સાથે ઘુંટીને લેપ કરવામાં આવે તો કોઢ નાશ માટે ઉત્તમ છે. **અથવા,** આમળાં, થોર, સાજા, અને પુંવાડીઆ એઓનો તુષોદક સાથે લેપ કરવામાં આવે તો દાદર મટી જાય છે. ૧૮ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**आरग्वधस्यपत्राणि पिष्टातक्रेणमर्द्दयेत् ॥**
**पर्णानिकाकमाच्यावाहयमारस्यवा च्छदैः ॥ १९ ॥**
**तक्रपिष्टः प्रलेपश्चकंडुददद्रुहरः परः ॥**
**कुष्टैडगजसिंधूत्थक्रमिजित्सर्षपैः कृतः ॥ २० ॥**
**सौवीर पिष्टोलेपोऽयंदद्रुमंडनसिध्मजित् ॥**
**कासमर्दकमूलनिसौवीरेणप्रपेपयेत् ॥ २१ ॥**

ગરમાળાનાં પાંદડાંને છાશમાં વાટીને તેનું મર્દન કરવામાં આવે તો દાદર (કિટિલ અને સિધ્મ) મટી જાય છે. **અથવા** કાકમાચી (પીલુડી-મકોય)નાં પાદડાંને **અથવા** કણેરનાં પાંદડાંને છાશમાં ઘુંટીને તેનો લેપ કરવામાં આવે તો ચલ અને દાદર મટી જાય છે. **અથવા** ઉપલેટ, પુંવાડીઆનાં બીજ, સિંધાલુણ, વાવડીંગ અને સરસવ એઓને સૌવીર નામના ખાટા પાણીમાં ઘુંટીને ચોપડવામાં આવે તો દાદર મંડળ અને સિધ્મ એઓને જીતી લે છે. **અથવા—**

કાસંદરાનું મૂળ સૌવીર નામના ખાટા પદાર્થમાં વાટીને તેનો લેપ કરવાથી દાદર અને કિટિભ કોઢ એઓ જીતી લે છે એમાં સંદેહ નથી. ૧૯–૨૧ **અથવા—**

**लेपेनदद्रुकुष्ठानिजयेदेत्रनसंशयः ॥**
**दूर्वैडगजसिंधूत्थपथ्यावल्गूकुठेरिकाः ॥ २२ ॥**
**तक्रकांजिक संपिष्टात्रिलेपाद्दद्रुनाशनः ॥**
**कदलीक्षाररजनीलेपः सिध्मानिनाशयेत् ॥ २३ ॥**

ધ્રો, પુંવાડીઆનાં બીજ, સિંધાલુણ, હરડે બાવશી અને કુઠેરિકા એઓને કાંજીમાં કે છાશમાં વાટીને ત્રણ વાર લેપ કરવામાં આવે તો દાદર મટી જાય છે. **અથવા** કેળનો ખાર અને હળદર એઓના લેપથી સિધ્મ રોગનો નાશ થાય છે. ૨૨-૨૩ **અથવા—**

**गंधकः सयवक्षारः कटुतैलेन सिध्महा ॥**
**स्नानभोजन पानेषु मलपोद्वर्तनेषुच ॥ २४ ॥**
**शीलितंखादिरंवारि सर्वत्वग्दोषनाशनं ॥ २५ ॥**

( ઉપજાતિ-છંદ )

**फलत्रिकंछिन्नरुहापटोली सनिंबवासा खदिरैःकषायः ॥**
**पीतःप्रभातेविनिहंतिकंडूविसर्पपामा किटिभानिकुष्ठं २६**

ગંધક સહિત જવખારને સરસીયાં તેલમાં વાટીને ચોપડવામાં આવે તો સિધ્મ કોઢનો નાશ કરે છે. **અથવા**

ખેરના ક્વાથનો નાહવામાં, ભોજનમાં, પીવામાં, લેપવામાં કે ઉવટામાં ઉપયોગ કર્યા કરે તો સમસ્ત પ્રકારના ચામડીના રોગો નાશ થાય છે. **અથવા** હરડે, બેહેડાં, આમળાં, ગળો, કડવાં પરવળ, લીંબડો, અરડુસો અને ખેર એઓનો ક્વાથ કરીને પ્રાતઃકાળે પીવામાં આવે તો તે ચળ, રતવા લુખસ અને કિટિભ નામનો કોઢ એઓનો નાશ કરે છે. ૨૪-૨૬ **અથવા—**

( અનુષ્ટુપ્-છંદ )

सोमराजीबीजकर्षपिबेदुष्णेन वारिणा ॥
भोजनंक्षीरसर्पिर्भ्यांसर्वकुष्टैः प्रमुच्यते ॥ २७ ॥

બાવચીના બીજોનું ચૂર્ણ એક તોલા ભાર લઇ તેને ઉના પાણી સાથે પીવામાં આવે અને તે ઉપર દુધ ઘી પીવામાં આવે તો સર્વ પ્રકારના કોઢોની પિડાથી મુક્ત થાય છે. ૨૭ **અથવા**—

छिन्नायाःस्त्वरसोवापिसेव्यमानस्तुकुष्टहा ॥
राजिकागुड सिंधूत्थंपिष्टासम्यक्प्रलेपितम् ॥ २८ ॥
विडालचर्मणाबद्धंनाशंचर्मदलंव्रजेत् ॥
मधुसिक्थकसिंधूत्थं गुडगुग्गुलगैरिकं ॥ २९ ॥
घृतं करेणुदुग्धंचरालंपिष्टाप्रलेपयेत् ॥
पादयोः स्फुटनंनाशमयातिचिरकालजम् ॥ ३० ॥

ગળોનો સ્વરસ નિરંતર પીવામાં આવે તો અવશ્ય કોઢનો નાશ કરે છે. **અથવા** રાઈ, ગોળ અને સિંધાલુણ એઓનો લેપ કરવામાં આવે અને તે ઉપર બિલાડીનું ચામડું બાંધવામાં આવે તો ચર્મદળ કોઢ મટી જાય છે. **અથવા** મધ, મીણ, સેંધવ, ગોળ, ગુગળ, સોનાગેરૂ, ઘી કણિક, દુધ અને રાળ એઓને વાટીને તેનો લેપ કરવામાં આવે તો લાંબા વખતના પગ ફાટેલા હોય તે વિપાદિકા મટી જાય છે. ૨૮–૩૦ **અથવા**—

पिष्टं जातीफलं लेपाद्धिनिहंतिविपादिकम् ॥
तद्वत्सर्जरसस्तैलमधुयुक्तः प्रलेपनात् ॥ ३१ ॥

જાયફળને પાણીમાં ઘસીને તેનો લેપ કરવામાં આવે તો પગમાં પડેલી ફાટોનો નાશ કરે છે.

રાળ, તેલ અને મધ એઓનો લેપ કરવાથી પગની ફાટોનો નાશ કરે છે. ૩૧ **અથવા—**

**पलद्वयंतुगोमूत्रं हरिद्राकल्क संयुतं ॥**
**पिबेन्नरः काकचायीकंडूपामविनाशयेत् ॥ ३२ ॥**

હળદરના કલ્ક યુક્ત ૮ તોલાભાર ગોમૂત્ર જે કામચારી મનુષ્ય પીએ તેની ચળ તથા ખુજસનો નાશ થાય છે. ૩૨ **અથવા—**

**गंधकः कटुतैलेनकण्डुपामाविनाशनः ॥ ३३ ॥**

ગંધકને સરસીયા તેલમાં વાટીને શરીરે ચોપડવામાં આવે તો ખુજસ મટી જાય છે. ૩૩ **અથવા—**

( ઇંદ્રવજ્ર-છંદ )

**सिंदुर गुग्दुलरसांजनसिक्थतुत्थैस्तुल्यांशकैः कटुकतैल मिदंविपक्वं ॥ कंडूस्त्रवत्पिटिकिकामभवाऽपिशुष्कामभ्यंज नेसकृदुद्धरतिप्रसह्य ॥ ३४ ॥**

સિંદૂર, ગુગળ, રસવંતી, મીણ અને મોરથુથુ એ સઘળાં સરખે ભાગે લઇ એઓનાથી સરસીયું તેલ પકાવીને તે ચોપડવામાં આવે તો, ચળ, રસી વહેતી ફોડલીઓ કિંવા સુકી ફોડલીઓ એ સર્વનો બલાત્કારથી એકદમ (આ **સિંદૂરાદ્ય તેલ**) તુરત નાશ કરે છે. ૩૪ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

**सिंधुगोमयसंयुक्तांहरिद्रामाक्षिकेणच ॥**
**पिष्ट्वा प्रलेपनं योज्यं पामाकंडूविनाशनं ॥ ३५ ॥**

સિંધાલુણ તથા હળદર એઓને વાટી છાણનો રસ તથા મધ મેળવીને એઓનો લેપ કરવામાં આવે તો લુખસનો અને વલૂરનો નાશ કરે છે. ૩૫ **અથવા**—

जीरकस्यपलंपिष्टासिंदूरार्द्धपलंतथा ॥
कटुतैलं पचेदाभ्यांसद्यः पामा हरंपरम् ॥ ३६ ॥
मरिच पिप्पलिचंदनकुष्टकं रवि पयः सुरदारुकगोमयम् ॥
द्विरजनी हरितालमनःशिलानलदकर्णिकवारुणिकाविषं ३७
पृथगिदं समम‌र्द्धपलंपचेत्कटुकतैलचतुर्गणगोजलं ॥
कटुकतैलमिदंपरिसाधितंहरति कुष्टगदंचविचर्चिकाम् ३८
कटिभंकंडूपामाश्वविस्फोटंमंडलानि च ॥
रक्तोद्भवाश्च ये रोगाये च शाखाश्रयाःस्थिताः ॥३९॥
ते सर्वे किलयंयांति तैलस्यास्य प्रभावत ॥
कल्काच्चतुर्गुणंस्नेहाःत्स्नेहात्क्राथश्चतुर्गुणः ॥ ४० ॥

વાટેલું જીરૂં ૪ તોલાભાર અને સિંદૂર ૨ તોલાભાર લઈ એઓનાથી સરસીયા તેલને પકાવી તે તેલ ચોપડવામાં આવે તો લુખસ તથા ખસ સારી પેઠે મટી જાય છે. ( આ **જીરકાદ્ય તૈલ** કહેવાય છે. **અથવા**—)

મરી, લીંડીપીપર, સુખડ, ઉપલેટ, થોરનું ( અથવા આકડાનું ) દુધ, દેવદાર, હળદર, દારૂ હળદર, હરતાલ, મણશિલ, મોથ, કણેર અને ઇંદ્રવરણું એ સઘળાં એક એક તોલા ભાર લેવાં તથા વછનાગ બે તોલા ભાર લેવો. એઓનો કલ્ક કરી અર્થાત્ એ ૧૬ તોલા ભાર કલ્કને ચોગણા (૬૪ તોલા ભાર ) સરસીયા તેલમાં નાખી તથા તેલથી

ચોગણા ગોમૂત્ર સાથે તેલ પકાવવાના નિયમ પ્રમાણે તેલને પકવી સિદ્ધ કરવું. પછી એ તેલનો અભ્યંગ-માલેશ કરવામાં આવે તો કોઢ, વિચર્ચિકા કિટિભ, ચળ, લુખસ, વિસ્ફોટ નામનો ક્ષુદ્ર કોઢ, મંડલ કોઢ અને લોહીના બગડવાથી થએલા રોગો તથા શાખાઓનો આશ્રય કરીને રહેલા રૂધિરજનિત રોગો એ સર્વનો નાશ થાય છે.

( આ **લઘુ મરિચાદ્ય તેલ** કહેવાય છે. આ તેલના પાઠમાં નસોતર અને જટામાંસી નાખવા માટે ઘણા ગ્રન્થકારો ભલામણ આપે છે. તેમજ ચોગણા પાણીથી અને બમણા ગોમૂત્રથી અથવા ફક્ત ગોમૂત્રથી જ તેલને પકવવા અભિપ્રાય આવે છે. અને શ્વેત કોઢ, સિધ્મ, દાદર, ખાલીનું ચઢવું અને પુંડ્રિક વગેરે કોઢ રોગનો નાશ પણ કરે છે એમ ખાતરી આપે છે. ) ૩૯-૪૦ **અથવા—**

**रजनीकल्कसंयुक्तमर्कपत्ररसेपचेत् ॥**
**कटुतैलंहरेत्तच्चपामाकंडुविचर्चिका ॥ ४१ ॥**

હળદરનો કલ્ક નાખી આકડાના પાંદડાંના રસમાં પકાવેલું સરસીયું તેલ લુખસનો, પારસ ખસનો, અને વિચર્ચિકા નામના ક્ષુદ્ર કોઢનો નાશ કરી નાખે છે. ( આ અર્ક તેલ કહેવાય છે. ) ૪૧ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**वासापटोलीत्रिफलागुडूचीनीर्दिग्धिकानिंबकरंजतोयैः ॥**
**वासादिकल्केनविनिद्धमेतध्धृतंमहावज्रकमादिशांति ४२**

( ઇંદ્રવજા-છંદ )

**निषेवितंतद्विहितंतुकुष्टंविशीर्णकर्णगुलिनासिकंच ४३**

અરડૂસો, કડવાં તુરીયાં, હરડે, બેહેડાં, આમળાં, ગળો, ભોરીંગણી, લીબડો, કરંજ એઓના કવાથમાં અને ઉપર કહેલાં ઓષડોના કલ્કમાં ગાયનું ઘી વિધિ પ્રમાણે પકાવીને મહાવજ્રક ઘૃતને તૈયાર કરવું, પછી તેનું યોગ્ય પ્રકારે સેવન કરવામાં આવે તો તેના કોઢ રોગથી કાન આંગમાં તથા નાક વગેરે ગલી વિખાઇ ગયાં હોય તે ગલિત કુષ્ટનો કિંવા કોઢનો નાશ કરે છે. ૪૨-૪૩ **અથવા-**

( અનુષ્ટુપ-છંદ )

**हरितालस्यैकभागः सोमराजीचतुर्गुणां ॥**
**संपेष्यंचगवांमूत्रेलेपःश्वित्रविनाशयेत् ॥ ४४ ॥**

હરતાલ ૧ ભાગ અને બાપચી ૪ ભાગ લઇ ગાયના મૂત્રમાં ઘુંટીને તેનો લેપ કરવામાં આવે તો ધોળા કોઢનો નાશ કરે છે. ૪૪ **અથવા--**

( ઉપજાતિ-છંદ )

**सवीजसारः खदिरस्यसारः सलोहचूर्णःसविडंगसारः ॥**
**सनिंवसारत्रिफलामृताह्वः कुष्टापहःश्वित्रगदापहश्च ॥ ४५ ॥**

બીઅલો, ખેરસાર, લોખંડનો ભૂકો, વાવડીંગનો ગર્ભ લીંબડો, હરડે, બેહેડાં, આમળાં અને ગળો એઓનું ચૂર્ણ યોગ્ય રીતે ખાવામાં આવે તો કોઢનો નાશ કરે છે. ૪૫ **અથવા—**

दूर्वानिशायुग्मलेपः कंडूपामाविनाशनः ॥ ४६ ॥

ધ્રો, હળદર અને દારૂહળદર એઓનો લેપ કરવામાં આવે તો તેથી લુખસ અને ચળ મટી જાય છે. ૪૬

**અથવા—**

( શાલિની-છંદ )

स्वर्णक्षीरी चक्रमर्दविडंगसिंदूरंस्यात्पारदं गंधकं च ॥
कुष्टंसर्वंमर्दयेध्धूर्तनिंबतांबूलानांपत्रजन्यैरसैश्च ॥ ४७ ॥
अस्मात्लेपान्नाशमायांतिशीघ्रंपामा कंडूर्चर्चिकाःकंडुयुक्ताः ४८

દારૂડીનું મૂળ, પુંવાડીયા, વાવડીંગ, સિંદૂર, પારો, ગંધક અને ઉપલેટ એઓનો ધંતુરાના, લીંબડાના તથા પાનના રસમાં સારી પેઠે ઘુંટીને લેપ કરવામાં આવે તો લુખસ, દાદર, વિચર્ચિકા અને ચળ એઓનો તુરત નાશ થાય છે. ૪૭-૪૮ **અથવા—**

महिषीनवनीतेन सिंदूर मरिचं तथा ॥
संपिष्टं बहुधा लेपात्पामांशयति ध्रुवं ॥ ४९ ॥

ભેંશનું માખણ લઈ તેમાં સિંદૂર તથા મરીયાનું ચૂર્ણ નાખીને તેનો લેપ કરવામાં આવે તો ઘણું કરીને લુખસ અવશ્ય મટી જાય છે. ૪૯ **અથવા—**

गंधको निंबुतोयेन लेपात्सिध्म विनाशनः ॥
जंबीरस्य रसो वापि नवसारयुतस्तथा ॥ ५० ॥

લીંબુના રસમાં ગંધકને ઘુંટીને ચોપડવામાં આવે તો સિંધ્મ નામનો કોઢ મટી જાય છે. **અથવા—**

જંબીરી જાતિના ખાટા-લાંબા લીંબુના રસમાં નવસાદરને ઘુંટીને ચોપડવામાં આવે તો તેથી પણ સિધ્મ કોઢ મટી જાય છે. ૫૦

## ગલિત કુષ્ટ કોને કહેવો ?

( સ્વાગતા-છંદ )

**नासिकाग्रमविभागविभंगो हस्तपाददवथुः श्वयथुश्च ॥**
**अंगुलीविगलनंस्वरहानिस्तद्वदंनिगदितंकिलकुष्टं ५१**

જે કોઢથી નાશિકાનો અગ્ર ભાગ-નાકનું ટેરવું ગળી ગયેલ હોય તથા હાથમાં પગમાં બળતરા અને સોજા હોય તેમજ આંગળાં ગળી-વીખાઈ ગયાં હોય અને સ્વર બિલકુલ બદલાઈ ગયો હોય વા સ્વરની હાનિ થઇ ગઈ હોય તેને ગલિત કોઢ કહે છે. ૫૧

## કોઢ થવાની મુખ્ય જન્મભૂમિ અને તે ઉપર મુખ્ય ક્રિયા.

( અનુષ્ટુપ-છંદ )

**भवंति वातरक्तेन सर्वे कुष्ठगदा नृणां ॥**
**तस्मात्सर्वेषु कुष्ठेषु रक्तस्रावो विधीयते ॥ ५२ ॥**

ઘણું કરીને મનુષ્યને વાતરક્તથી જ કોઢરોગ ઉત્પન્ન થાય છે એટલા માટે કરીને સર્વ પ્રકારના કોઢ રોગ ઉપર લોહી કઢાવવાની ક્રિયા ઉપયોગમાં લેવી. ૫૨ **અથવા**

( ઉપજાતિ-છંદ )

**सूताभ्रगंधायस शुल्वधाराकरंजबीजानिशिलाजतुश्च ॥**
**फलत्रिकं गुग्गुलु चित्रके च सतिंदुके सर्वमिदं समांसं ५३**

क्षौद्रेणसाज्येनविमर्द्यभांडेस्निग्धेनिधायाथदिनानिसप्त ॥
कोलप्रमाणं परिभक्षणीयं प्रातर्गलत्कुष्ठविनाशनाय ॥ ५४ ॥

( ઇંદ્રવજ્રા-છંદ )

पथ्येपयः शर्करयासमेतं भक्तंपयः साधितमेव कुर्यात् ॥
वृतांक माषाद्यहितं च वर्ज्यं स्त्रीसेवनं कुष्ठविकारिणां च ५५

પારો, અભ્રક, ભસ્મ, ગંધક, લોહભસ્મ, તાંબાની ભસ્મ, ગળો, કચ્ચાંના ગોળા, શિલાજીત, ત્રિફળા, ગુગળ, ચિત્રામૂળ અને ઝેરકોચલાં એ સર્વ સરખે ભાગે લઇને પારા ગંધકની કાજલ કરીને અન્ય ઔષધોનું ચૂર્ણ કરી સર્વને એકઠાં કરી મધ અને ઘીમાં ઘુંટીને ઘીના રીઢા વાસણમાં યત્નથી રાખી મુકવા. આમાંથી સાત દિવસ વડબોર પ્રમાણે પ્રાતઃકાળે ભક્ષણ કરવામાં આવે તો ગલિત કોઢનો નાશ કરે છે. આ પ્રયોગ ઉપર દુધ સહિત સાકરથી રાતા ચોખાનો ભાત સાકર સહિત કઢેલું દુધ પીવું હિતકારક છે. વંતાક તથા અડદ વગેરે અહિતકારક પદાર્થોનું ભક્ષણ અને સ્ત્રીનો સંગમ એ કુષ્ટ રોગીએ વર્જીત કરવાં. ( આ **ગલિત કુષ્ટારિરસ** કહેવાય છે. )

( ભાવમિશ્ર કહે છે કે—અન્ય સર્વ પદાર્થો સમાન લેવા પરંતુ અભ્રક અને કચ્ચાંના ગોળાઓને પારાથી ચોગણા લેવાં.) પથ્યમાં મધ ખાવા પણ ભલામણ કરે છે. ૫૩--૫૫ **અથવા—**

रसगंधकताप्यायःकांत तीक्ष्णाभभस्मकं ॥
हिंगुलं मधुकं कुष्टं सर्वसमविभागकं ॥ ५६ ॥

शतमूलीनिजद्रावैर्मंजिष्टादिकषायतः ॥
त्रिदिनं त्रिदिनं सम्यक्परिमर्द्य विशोष्य च ॥ ५७ ॥
ततस्तु पक्कमूषायां निरुध्यातिप्रयत्नतः ॥
प्रक्षिपेद्वालुकायंत्रे प्रपुटेद्दिवसत्रयं ॥ ५८ ॥
माणिक्यतिलको नाम रसो नासत्यकीर्तितः ॥
एष कुष्ठं हरत्याशु सन्मित्रमिव हृद्व्यथां ॥ ५९ ॥

પારો, ગંધક, સોવનમાખી, અભ્રકની ભસ્મ, ગજવેલની ભસ્મ, શોધેલો હિંગળો, જેઠીમધ, અને ઉપલેટ એ સઘળાં બરાબર લેવાં, પછી મોટી શતાવરીના રસમાં અને મંજીષ્ટાદિના ક્વાથમાં ત્રણ ત્રણ દિવસ સારી પેઠે ઘુંટીને રસ શોષવ્યા પછી ગોળો કરી પાકી મૂષામાં તે ગોળાને ગોઠવી તે ઉપર કપડ માટી ચઢાવી વાલુકા યંત્રથી ત્રણ દિવસ લગી અડાયા છાણાનો અગ્નિ આપવો. તદનંતર યત્નથી અગ્નિ પોતાની મેળે શાંત થયા પછી સંપુટમાંથી તૈયાર થયેલા **માણિક્યતિલક** નામના **રસને** કહાડી લેવો. આ અશ્વિની કુમારનો કહેલો રસ જેમ સદ્દમિત્ર આપતકાળ સમય કષ્ટને કાપે છે તેમ સમસ્ત કોઢની વ્યથાને હણી નાખે છે. ૫૬-૫૯ **અથવા**—

( અનુષ્ટુપ્-છંદ )

अरण्योपल भून्यांगमर्दनं बधिरं जयेत् ॥
गुह्य पाणितलौष्टेषु जातमप्यचिरंतनं ॥ ६० ॥
वर्ज्जनीयं विशेषेण किलासं सिद्धिमिच्छता ॥
योषिन्मांससुरावर्ज्जीकुष्टी कुष्टमपोहति ॥ ६१ ॥

અડાયા છાણુાની રાખ શરીરે ચોળવામાં આવે તો શરીરની શૂન્યતા મટે છે.

ધોળો કોઢ જો ગુહ્ય ભાગમાં-ઇંદ્રિ કે યોનિ ઉપર, હાથની હથેલીમાં અને હોઠ ઉપર થયો હોય તો તે અને અન્ય સ્થળમાં લાંબા વખતનો થયેલો હોય તે ધોળો કોઢ મટતો જ નથી. કુષ્ટ રોગીએ સ્ત્રીસંગ, માસ અને મદિરા એઓનો ત્યાગ કરવો તેમાં પણ વિશેષ કરીને ધોળા કોઢ-વાળાએ તો એઓનો અવશ્ય ત્યાગ કરવો. ૬૦-૬૧

---

## ઉદર્દ શીત પિત્તાદિનાં નિદાન તથા ઉપચાર.

---

### શીત પિત્તાદિનાં દૂરનાં તથા પાસેનાં નિદાનો, સંપ્રાપ્તિ, પૂર્વરૂપ સહિત લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**शीतानिलस्पर्शगुणेन दुष्टौकफानिलौपित्तमवाप्यदेहे ॥**
**विसर्पतोंतर्बहिराशुपूर्वं शोफंसकंडू कुरुतः सदाहं ॥१॥**

( અનુષ્ટુપ-છંદ )

**वरटीदष्टसंस्थानः शोफःस्याज्जवरवांतिवान् ॥**
**उदर्द्दः स तु विज्ञेयः शीतपित्त मथाऽपरे ॥ २ ॥**

ટાઢા પવનના લાગવાથી વધી પડેલા કફ અને વાયુ એઓ પોતાના વધારાના કારણોથી દુષ્ટ થયેલા પિત્તની સાથે ભળીને ચામડીમાં તથા લોહી વગેરેની અંદર પ્રવેશ કરી શરીરની અંદર અને બાહેર તુરત ફેલાઇને પ્રથમ સોજો, ચળ અને બળતરાને ઉત્પન્ન કરે છે. ત્યારબાદ

ભમરી કે ખડમાંકડીના ડંખ જેવા આકરવાળો, વ્યથાવાળો, તાવવાળો અને ઉલટીવાળો સોજો થાય તેને શિત પિત્ત કહે છે તથા કેટલાએક તેને ઉદર્દ પણ કહે છે. ૧-૨

## કોઢનું લક્ષણ.

**असम्यग्वमनो दीर्णपित्तश्लेष्मानिलग्रहैः ॥**
**मंडलानिसकंडूनि यत्रस्युः कोठ संज्ञितः ॥ ३ ॥**

ઉલટી બરાબર ન થવાના કારણથી પિત્તનો તથા કફનો વધારો થતાં અને ઉછળેલા અન્નનો અટકાવ થતાં ચળવાળાં ( અને રતાશવાળાં ) ઘણાં ચકરડાં-ઢ્રામડાં થાય તેને કોઢ કહે છે. ૩

## શીતપિત્ત ઉદર્દ કોઢ અને ઉત્કોઢ એઓના વચમાં શું તફાવત છે?

**वाताधिकं शीतपित्तमुदर्दश्चकफाधिकः ॥**
**कंडुमंण्डल रागैश्च युक्तोसौ कोठसंज्ञितः ॥ ४ ॥**

જેમાં વાયુની અધિકતા હોય તેને શીતપીત્ત કહે છે, જેમાં કફની અધિકતા હોય તેને ઉદર્દ કહે છે, અને જેમાં રતાશનો ભાગ ચળ તથા ઢ્રામડાં હોય તેને કોઢ કહે છે ( અને એક ઢ્રામડાં મટી બીજું ઢ્રાંમઠાં થતાં આવે તેને ઉત્કોઢ કહે છે. ) સાધારણ રીતે આ રોગને 'શીળો ધાયો' એ નામથી ઓળખે છે. ૪

## શીતપિત્તાદિની ચિકિત્સા.

( ઇંદ્રવજ્રા-છંદ )

**अत्राशुकार्यवमनं पटोली वासासुभद्रैस्तृवृता विरेकः ॥**
**अभ्यंग इष्टः कटुतैलकेन सेकस्तथा चोष्णचलेन शस्तः ५**

શિળો ધાયો હોય તો તુરત કુકડવેલો, અરડૂસો, લીંબડો એઓથી ઉલટી કરાવવી અને નસોતર વગેરે રેચક પદાર્થોથી રેચ આપવો. અથવા સરસીયા તેલનો માલેસ કરાવવો અથવા ઉના પાણીનો સેક-સેવન કરાવવું એ સારૂં છે. ૫

( ઉપજાતિ-છંદ )

**क्षौद्रेणयुक्तां त्रिफलाविलिह्यात्सितामधूकंगुडसार्द्रकंवा ॥**
**कटुत्रिक क्षारयुतांयवानीखादेत्तथा चामलकं गुडेन ॥६॥**

( અનુષ્ટુપ-છંદ )

**कुलत्थं स्यरसेनैव रसैस्तित्तिरलावजैः ॥**
**भोजनं च सदापथ्यं शीतोष्णं दोपकालतः ॥ ७ ॥**

ત્રિફળાના ચૂર્ણને મધમાં કાલવીને ચાટવાથી, અથવા સાકર સહિત જેઠીમધનું ચૂર્ણ ખાવાથી **અથવા** જુના ગોળ સહિત આદુ ખાવાથી શીતપિત્તાદિ મટી જાય છે. **અથવા** સુંઠ, મરી, અને લીડીપીપર એઓનું ચૂર્ણ ખાવાથી અથવા જવખાર સહિત અજમો ખાવાથી **અથવા** આમળાનું ચૂર્ણ ગોળસહિત ખાવાથી પણ શિતપિત્તાદિ મટી જાય છે. **અથવા** કળથીના રસ સાથે તેતર કે લાવાના માંસના રસો ભોજનમાં હમેશાં સેવન કરવો એ પણ હિતકારી છે. **અથવા** શીત-ઉષ્ણ વાતાદિદોષ અને કાળના અનુસારે ચિકિત્સાની યોજના કરવી તેથી શીતપિત્તાદિ મટી જાય છે. ૬-૭ **અથવા**—

**निंवस्यपत्राणिघृतेनधात्रीमिश्राणियुज्यात्तदुदर्द कोठे ॥**
**सिद्धार्थदद्रुघ्ननिशातिलानामुद्वर्तनंस्यात्कटुतैलमिश्रं ॥ ८ ॥**

લીંબડાનાં પાંદડાં અને આમળાં એઓને વાટી ઘીથી મિશ્રિત કરીને રોજ ખાવામાં આવે તો ઉદર્દ અને કોઢનો નાશ થાય છે. સરસવ, ધુંવાડીઆ, હળદર અને તલ એઓનો કલ્ક કરી સરસીયા તેલમાં મેળવીને શરીરે ઉવટાણું કરવામાં આવે તો શીતપિત્તાદિ મટી જાય છે. ૮

**भिषक्संशुद्ध देहस्य कुष्टघ्नींकारयेत्क्रियां ॥**
**कोठोदर्देशीतपित्तेह्यम्लपित्तेक्रियातथा ॥ ९ ॥**

હે વૈદ્યો ! કોઢરોગ મટવાની ક્રિયા તથા અમ્લપિત્ત નાશક ક્રિયા કિંવા દેહશોધનની ક્રિયા કરવામાં આવે તો શીતપિત્ત કોઢ તથા ઉદર્દાદિનો નાશ થાય છે. ૯

---

## અમ્લ પિત્તનાં નિદાન, લક્ષણ અને ચિકિત્સા.

---

### આમ્લપિત્તનાં પાસેનાં નિદાન તથા તેનું લક્ષણ.

( ઉપજાતિ-છંદ )

**विदाहि कद्वम्लविरुद्धपित्तप्रकोपिपानान्नरतस्य जंतोः ॥**
**पित्तं विदग्धंभृशसंचितंप्राक्तदम्लपित्तंमुनिभिः प्रदिष्टं १**

( અનુષ્ટુપ-છંદ )

**तिक्ताम्लोद्गारहृत्कंठदाहपक्त्यरुचिक्रमैः ॥**
**उत्क्लेशगौरवैरेतैर्ह्यम्लपित्तंविदुर्बुधाः ॥ २ ॥**

બળતરા કરનારાં, કડવાં, ખાટાં તથા વિરૂદ્ધ અને પિત્તનો પ્રકોપ કરનારાં–છાશ, દારૂ તેમજ અડદ વગેરે અન્નપાનો જે માણસ સેવન કરે તેનું ખાટાપાકને પ્રાપ્ત થએલું પિત્ત (વર્ષાઋતુમાં ખાટા પાકવાળાં પાણીઓથી તથા

તેવી જ ઔષધીયોથી એકઠું થયેલું પિત્ત) હોય છે તેને મુનિઓએ અમ્લપિત્ત કહેલ છે.

કડવા તથા ખાટા ઓડકારો આવે, છાતીમાં તથા ગળામાં બળતરા થાય, અપચો, અરૂચિ, ગ્લાનિ, ઉલટીના ઉછાળા અને શરીરમાં ભારેપણું એટલાં લક્ષણો હોય તે ઉપરથી પંડિતો અમ્લપિત્ત થયેલું કહે છે. ૧–૨

### અમ્લપિત્તની વિશેષ અવસ્થા.

**तृष्णामूर्च्छावह्निसादभ्रममोहकरंहि तत् ॥**
**तिक्ताम्लं वमनं कुर्यादभुक्तो भुक्त एव च ॥ ३ ॥**
**हस्तपादेच दाहोष्णं महतीमरुचिंज्वरम् ॥**
**मंडलं पिटिका कंडू कोठान्संजनयेच्च तत् ॥ ४ ॥**

તરસ, બેભાનપણું, અગ્નિની મંદતા, ભ્રમ, વિરીત જ્ઞાન, તથા કોઈ સમય ખાધા છતાં અથવા કોઈ સમય ન ખાધા છતાં પણ કડવી કે ખાટી ઉલટી કરાવે છે તથા હાથમાં અને પગમાં બળતરા તથા ગરમીને ઉત્પન્ન કરનારૂં, અત્યંત અરૂચિ, તાવ, ધ્રાંમઠાંથી, ફોડલીઓથી તથા ચળથી વ્યાપ્ત થએલા ગાત્રમાં અન્નનો વિરૂદ્ધ પાક તથા ગ્લાનિ આદિ રોગોના જથ્થાને પેદા કરે છે. ૩–૪

### અમ્લપિત્તના દોષોનો સંસર્ગ જાણવાની આવશ્યકતા તથા સાધ્યાસાધ્યપણું.

**सानिलं सानिलकफं सकफंतच्चलक्षयेत् ॥**
**वातेकंपोवमिः शूलं कफे ष्ठीवनगौरवं ॥ ५ ॥**

આમ્લપિત્ત વાયુના સંસર્ગવાળું છે અથવા વાયુ

તથા કફ એ બન્નેના સંસર્ગવાળું છે કે કફના સંસર્ગવાળું છે? એ અવશ્ય લક્ષમાં લેવું જોઇએ (કારણકે ઉંચી ગતિવાળું, ઉલટીના રોગ જેવું અને નીચી ગતિવાળું ઝાડાના રોગ જેવું હોવાથી વૈદ્યોને ભ્રમમાં નાખી ભુલાવો ખવડાવે છે માટે બરોબર પરીક્ષા કરવી.) ૫

उभयो र्जायतेचिह्नं कफमारुतसंभवे ॥
रोगोयमम्लपित्ताख्यो बलात्साध्योनवोत्थितः ॥ ६ ॥

જો વાયુના સંસર્ગવાળું અમ્લપિત્ત હોય તો ધ્રુજારો, ઉલટી તથા શૂળ (અને પ્રલાપ મૂર્છાદિ) લક્ષણો હોય છે. કફના સંસર્ગવાળું હોય તો કફનું થુંકવું તથા શરીરમાં ભારીપણું એ લક્ષણો હોય છે. જો કફ અને વાયુ એ બેના સંસર્ગવાળું અમ્લપિત્ત હોય તો ઉપર કહેલા બન્ને પ્રકારનાં ચિન્હો હોય છે.

એ અમ્લપિત્તરોગ જો થોડા સમયથી થયો હોય તો ઔષધો કરવાથી મટે છે. (પણ જો જુનો હોય તો કષ્ટથી મટે છે અને કુપથ્ય કરનારનો એ રોગ મટતો જ નથી.) ૬

## અમ્લપિત્તની ચિકિત્સા.

मधुधात्रीफलरसैः सम्यग्वांतंविरेचयेत् ॥
त्रिवृता क्षौद्रयुतया सुस्निग्धं चानुवासयेत् ॥ ७ ॥
आहारंतिक्तभूमिष्ठंपाचनं चापि प्रयोजयेत् ॥
यवगोधूमविकृतीलाजसक्तून्शितायुतान् ॥ ८ ॥

અમ્લપિત્ત થયું હોય તો આમળાનો રસ અને મધ એઓનો જુલાબ આપવો અથવા ઉલટી કરાવવી. અથવા

નસોતરનું ચૂર્ણ મધ સહિત આપવું. સ્નિગ્ધ દેહવાળાને અનુવાસન બસ્તિની ક્રિયા કરવી. અથવા-કટુપ્રાધાન્ય આહાર તથા પાચનદ્રવ્ય આપવાં. અને જવ તથા ઘઉંના યૂષ આદિ પદાર્થો તીખા કે તીક્ષ્ણ વઘાર વિનાના હોય તે પીવા અથવા ખાવા અને સાકર આદિ ચોખાની ધાણીનો સાથવો દોષોની યોગ્યતા જોઇને પાવો. ૭-૮

**अन्नेविदग्धे कर्तव्यं वमनं कोष्णवारिणा ॥**
**उर्द्धगं वमनैर्विद्वानधोगं रेचनैर्हरेत् ॥ ९ ॥**

જો ખાધેલું અન્ન વિદગ્ધ થયું હોય તો ઉનું પાણી પાઇને ઉલટી કરાવવી. જો ઉંચી ગતિવાળું અમ્લપિત્ત હોય તો ઉલટીઓથી મટાડવું અને નીચી ગતિવાળું હોય તો જુલાબોથી મટાડવું. ૯

**सम्यक्संशुद्धदेहस्य यदि दोषो न शाम्यति ॥**
**कृतशीतविधिस्तत्र कुर्याद्रक्त विमोक्षणम् ॥ १० ॥**

જો રેચ અને ઉલટી વગેરેની ક્રિયાઓથી દેહ શુદ્ધ કરવા છતાં પણ અમ્લપિત્તની શાંતિ ન થાય તો શીતળ વિધાન કરીને લોહી કઢાવવું. ફસ્ત ખોલાવવી. ૧૦ **અથવા**

( ઉપજાતી-છંદ )

**द्राक्षाभयापिप्पलिधन्वयासशिताश्च संचूर्णसमंविलिह्यात् ॥**
**क्षौद्रेणसाकंकफकंठदाहातृष्णाम्लपित्तज्वरवान्मनुष्यः ।११।**

કાળી દ્રાખ, હરડે, લીંડીપીપર, ધાણા, જવાસા અને સાકર એ સઘળાં સરખાં ભાગે લઈ એઓનું ચૂર્ણ કરીને મધમાં કાલવીને ચાટવામાં આવે તો કફ તથા ગળામાંની બળતરા, તરસ, અમ્લપિત્ત અને તાવ એઓનો નાશ કરે છે. ૧૧

**छिन्नोद्भवानिंबपटोलपत्रक्वाथंपिबेत्क्षौद्रयुतं तथैव ॥**
**निहंतिपित्तास्त्रमनेकरुपं सुदारुणं दाहयुताम्लपित्तं ॥१२॥**

ગળો, લીંબડો અને કડવાં પરવળનાં પાંદડાં એઓનો ક્વાથ મધ સહિત પીવામાં આવે તો પિત્ત સંબંધી અનેક રોગો, ભયંકર બળતરા અને અમ્લપિત્ત એઓનો નાશ કરે છે. ૧૨ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**पटोलयवकृष्णानां क्वाथं मधुयुतं पिबेत् ॥**
**नाशयेदम्ल पित्तं चछर्दितृष्णारुचिज्वरान् ॥ १३ ॥**

કડવાં પરવળ, જવ અને લીંડીપીપર એઓનો ક્વાથ મધ સહિત પીવામાં આવે તો અમ્લપિત્ત, તરસ, ઉલટી અરૂચિ અને તાવ એટલા રોગોનો નાશ થાય છે. ૧૩ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**पटोलतिक्ता त्रिफलाकषायः सितायुतोहंतिसदाम्लपित्तम् ॥**
**छिन्नोद्भवानिंबपटोलपत्रक्वाथंपिबेत्क्षौद्रयुतं तथैव ॥ १४ ॥**

કડવાં પરવળ, કડુ, હરડે, બેહેડાં અને આમળાં એઓનો ક્વાથ કરીને તેમાં સાકર નાખીને પીવામાં આવે તો અમ્લપિત્ત મટી જાય છે. અથવા ગળો, ચિત્રમૂળ, કડવાં પરવળ અને લીંબડો એઓનો ક્વાથ મધ સહિત પીવામાં આવે તો અમ્લપિત્ત મટી જાય છે. ૧૪

( અનુષ્ટુપ-છંદ )

**ज्वलंतमिवचात्मानं मन्यते योऽम्लपित्तवान् ॥**
**तस्य संशोधनं पथ्यं न शांतिः शोधनं विना ॥ १५ ॥**

જે અમ્લપિત્ત રોગી શરીરને બળ્યા સરખું માનતો હોય અર્થાત્ સર્વત્ર બળતરાજ થતી હોય તો તેને શોધન ક્રિયા હિતાવહ છે. કેમકે શોધન વિના અમ્લપિત્ત રોગીની શાંતિ થતી જ નથી. ૧૫ **અથવા—**

**फलत्रिकं त्रिकटुकं विडंगं चित्रकोघनः ॥**
**प्रत्येकं तु पलं चैषांपलार्द्धं गंधकस्यच ॥ १६ ॥**
**कर्षमेकं रसेंद्रस्य सूक्ष्मंचयदिपेषितं ॥**
**विडालपद मात्रं तल्लिह्याच्चमधुसर्पिषा ॥ १७ ॥**
**शीतोदकं पिबेच्चानुक्रमाद्रव्यं पयस्तथा ॥**
**वह्निमांद्यमम्लपित्तं शूलं च परिणामजं ॥ १८ ॥**
**कामला पांडुरोगं च हन्यादेतद्रसायनं ॥ १९ ॥**

હરડે, બેહેડાં, આમળાં, સુંઠ, મરી, લીંડીપીપર, વાવડીંગ, ચિત્રામૂળ અને મોથ એઓ સઘળાં ચાર ચાર તોલાભાર તથા શુદ્ધ ગંધક બે તોલાભાર અને શુદ્ધ પારો ૧ તોલાભાર લઈ પત્થરની સલાડી ઉપર સારી પેઠે વાટીને તેમાંથી એક તોલાભાર લઈ મધ તથા ઘીમાં કાલવીને ચાટવામાં આવે અને તે પછી ટાઢું પાણી અને ત્યાર પછી દુધ પીવામાં આવે તો તેથી અગ્નિની મંદતા, અમ્લપિત્ત, પરિણામ શૂળ, કમળો અને પાંડુરોગ એઓનો આ રસાયનરૂપ ઔષધ નાશ કરે છે. ૧૬-૧૯ **અથવા—**

( રથોદ્ધતા-છંદ )

**नारिकेरकुडवं सुपेषितं तत्समाक्षिकसिता चतुर्गुणाः ॥**
**नालिके रकजले विलोडितं सर्वमेवमृदुवह्निनापचेत् ॥२०॥**

( સ્વાગતા-છંદ )

मुस्तधान्यककणात्रिसुगंधंचूर्णितंपृथगिदं समशाणं ॥
निक्षिपेत्तदनुशीतलभूतेनालिकेरजनितःखलुखंडः ॥२१॥
श्वासकासपरिणामजशूलमम्लपित्तमतिदारुणंजयेत् ॥२२॥

( રથોદ્ધતા-છંદ )

पुंस्त्वशुक्र बलवर्द्धनः परंरक्तपित्तगलदाहनाशनः ॥
भर्जनंनालिकेरस्य कुर्याद्घृतपलेन च ॥ २३ ॥

( પ્રથમ ચાર તોલાભાર ગાયના ઘીમાં શેકેલું ) સોળ તોલાભાર નાળીએરનું ટોપરૂં વાટીને તેથી ચારગણાં મધ તથા સાકર લઇ તેમાં નાળીએરનું પાણી ( ન મળે ગાયનું દુધ ) નાખી હલાવી એ સર્વને ધીમા અગ્નિવડે પકાવવાં. ટાઢું થઈ જાય ત્યારે મોથ, ધાણા, લીંડીપીપર, તજ, તમાલપત્ર, અને એલચી એઓ સઘળાં ટાંક ટાંક ભાર લઈ સર્વનું ચૂર્ણ કરીને તેમાં નાખી એકત્ર કરવું એટલે નાલિકેરખંડ સિદ્ધ થાય છે. આ ઔષધ ચાર તોલાભાર અથવા બે તોલાભાર નિત્ય ખાધામાં આવે તો શ્વાસ, ઉધરસ, પરિણામ શૂળ, અત્યંત ભયંકર અમ્લપિત્ત, રક્તપિત્ત, અને ગળામાં થતી બળતરા એઓનો નાશ કરે છે. તથા પુરૂષત્વપણાને, વીર્યને અને બળને વધારે છે. ૨૦-૨૩ **અથવા**

( અનુષ્ટુપ-છંદ )

जीरकंधान्यकं पिष्ट्वाघृतप्रस्थं विपाचयेत् ॥
पलार्द्धंनाशयेच्छीघ्रमम्लपित्तं सुदारुणं ॥ २४ ॥

૭૩ તથા ધાણા એઓનો કલ્ક કરીને ૬૪ તોલા ભાર ગાયના ઘીમાં પકાવીને બે તોલાભાર ખાવામાં આવે તો તુરત ભયંકર અમ્લપિત્તનો નાશ કરે છે. ૨૪

---

## વિસર્પ-રતવાનાં. નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

---

### વિસર્પનાં દૂરનાં નિદાન, વિસર્પ શબ્દનો અર્થ અને તેની સંખ્યા.

( ઉપજાતિ-છંદ )

**कट्वम्लतीक्ष्णोष्णनिषेवणेनदोषाःप्रदुष्टारुधिरंचमांसं ॥**
**त्वचोलसीकाः प्रवदूष्यधातूनविसर्परोगंजनयंतिघोरं १**
**विसर्पः स तु विज्ञेयः सर्वतः परिसर्पणात् ॥**
**पृथगद्वंद्वसमस्तैश्चदोपैः सप्तविधोमतः ॥ २ ॥**

કડવા, ખાટા, તીક્ષ્ણ અને ઉષ્ણ કે વિદાહી પદાર્થોના સેવનથી દૂષિત થયલા વાતાદિ દોષો, લોહી, માંસ, ચામડી અને લસીકા એઓને દૂષિત કરે છે એટલે વિસર્પોની ઉત્પત્તિમાં એ સાત ધાતુઓ કારણરૂપ છે. તેથી વિસર્પ નામના ઘોર રોગને જન્મ મળે છે. એ ચારેકોર ગતિથી ફેલાય છે તેથી તેને વિસર્પ કહે છે. એ વિસર્પરોગ વાયુથી, પિત્તથી, કફથી, બબ્બે દોષોથી અને ત્રિદોષથી એમ સાત પ્રકારનો છે. ૧-૨

### સાતે પ્રકારના વિસર્પોનાં જુદાં જુદાં સંક્ષિપ્ત લક્ષણો.

**वातज्वरसमोवातात्पित्ताच्छोफस्तुशीघ्रगः ॥**
**कफात्कंडुयुतः स्निग्ध स्त्रिदोषत्सर्वरूपधृक् ॥ ३ ॥**

વાયુનો વિસર્પ હોય તો વાયુના તાવ સમાન લક્ષણો થાય છે, પિત્તનો વિસર્પ હોય તો (પિત્તજ્વરનાં લક્ષણો યુક્ત) સોજો તુરત ફેલાય છે, કફનો વિસર્પ હોય તો ચળ સહિત સ્નિગ્ધ અને કફ જ્વરનાં લક્ષણો હોય છે, અને ત્રિદોષ જનિત વિસર્પ હોય તો ઉપર કહેલાં સઘળાં ચિન્હો હોય છે. ૩

**आग्नेयोवातपित्ताभ्यां ग्रंथाख्यः कफवातजः ॥**
**यस्तु कर्दमको घोरः स पित्तकफसंभवः ॥ ४ ॥**

વાયુથી તથા પિત્તથી થએલો વિસર્પ આગ્નેય સંજ્ઞાવાળો કહેવાય છે, કફથી તથા વાયુથી થએલો વિસર્પ ગ્રન્થિ સંજ્ઞાવાળો કહેવાય છે (જેને હાલ ન્યુમોનિક પ્લેગ કહે છે.) અને પિત્તથી તથા કફથી થયેલો વિસર્પ કર્દમક સંજ્ઞાવાળો કહેવાય છે. ૪

## આગ્નેય ગ્રંથિ તથા કર્દમક વિસર્પનાં લક્ષણ.

**यं यं देशं विसर्पश्च विसर्पतिभवेन्ससः**
**अग्निदग्धइवस्फोटैश्चीयतेदाहरोगवत् । ॥ ५ ॥**
**अंगं चितमिवांगारैर्यत्र सोग्निविसर्पकः ॥**
**कुरुते ग्रंथिमालां यः सस्याद्ग्रंथिविसर्पकः ॥ ६ ॥**

એ આગ્નેય વિસર્પ શરીરના જે જે ભાગમાં ફેલાય છે તે તે ભાગ જાણે અગ્નિથી બળેલો હોય તેમ ફોડલાઓથી તુરત વ્યાપ્ત થાય છે, બળતરાથી રોગીને અકળાવી નાખે છે અને કોયલા સમાન શરીરના તે ભાગને કાળો કરી નાખે છે. તેને આગ્નેય વિસર્પ કહે છે. જે વિસર્પ

ગાંઠોની હારોને પેદા કરે તેને ગ્રન્થી વિસર્પ કહે છે અને જે વિસર્પ ચામડીને કાદવ જેવા વર્ણવાળી અને માંસને વિખી નાખે તેને કર્દમક વિસર્પ કહે છે. ૫-૬

## વિસર્પની ચિકિત્સા.

पंकवच्छीर्णमांसो यः कर्दमाख्यमुशंति तं ॥
विसर्पेषु च सर्वेषु लंघनं रक्तमोक्षणं ॥ ७ ॥
विरेकवमनालेप सेचनानि प्रयोजयेत् ॥
वांतिर्निंबपटोलाभ्यां पिप्पली मदनेनच ॥ ८ ॥
विरेचनंत्रिफलयाशस्तंतिवृतया सह ॥ ९ ॥

( ઉપજાતિ-છંદ )

रास्नोत्पलेदारुकचंदनेचवचामधुकंघृतयुक्तमस्य ॥
लेपोविसर्पेपवनोद्भवेवाशकृत्पयोमूत्रसुखोष्णलेपः ॥१०॥

( અનુષ્ટુપ-છંદ )

मंजिष्टापद्मकोशीरन्यग्रोधप्लक्षचंदनैः ॥
यष्टीनीलोत्पलैः पित्तेक्षीरपिष्टैः प्रलेपनं ॥ ११ ॥

સઘળા વિસર્પો માટે લંઘન-( હલકું ભોજન કરવું કે લાંઘણ કરવું ) અને લોહી કઢાવવું. તેમજ રેચ, ઉલટી, લેપ, અને સેંચન એ ઉપચારો દોષોના ઉપર લક્ષ રાખીને કરવા. એટલે લીંબડો, કડવાં તુરીયાં, પીપર અને મીંઢોળ વગેરેથી ઉલટી કરાવવી અને નસોતર સહિત હરડે, બેહેડાં તથા આમળાની ફાકી આપી જુલાબ આપવો એ સારૂં છે. **અથવા—**

રાસ્ના, ઉત્પલ જાતનું કમળ, દેવદાર, રતાંજળી,

વજ, જેઠીમધ એઓના ચૂર્ણને ઘીમાં કાલવીને તેનો લેપ કરવો જેથી વાયુ સંબંધી વિસર્પ મટી જાય છે. **અથવા** ગાયના છાણનો રસ, દુધ અને ગોમૂત્ર એઓને સહેજ ઉનાં કરીને તેઓનો લેપ કરવો. **અથવા** મજીઠ, પદ્મક, કાળો વાળો, વડ, પીપળાની છાલ, રતાંજળી, જેઠીમધ અને નીલોત્પલ નામનું કમળ એઓને દુધમાં ઘુંટીને લેપ કરવામાં આવે તો પિત્ત સંબંધી વિસર્પો મટી જાય છે. **અથવા—**

સરસડીયો, જટામાંસી, વાળો, ઉપલેટ, જેઠીમધ, દારૂ હળદર, હળદર, એલચી, અગર અને રતાંજલિ, એ દશ ઔષધોને વાટી ઘીમાં કાલવીને લેપ કરવામાં આવે તો આ દશાંગ લેપ વિસર્પને, સોજાને, તાવને, કોઢને અને બળતરાને હણી નાખે છે. ૭-૧૧ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

**शिरीषमांसीभलकुष्टयष्टीनिशाद्वयैलानतचंदनानि ॥**
**लेपोदशांगः सघृतोनिहंतिविसर्प्पशोफज्वरकुष्टदाहान् १२**

મજીઠ, હરડે, બેહેડાં, આંમળાં, સુગંધી વાળો, કાળો વાળો, કણેર, બરૂનાં મૂળ, અને ધમાસો એઓનો લેપ કરવામાં આવે તો કફ સંબંધી વિસર્પ મટી જાય છે. ૧૨ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**समंगात्रिफलासेव्यमुशीरंकारवीरकं ॥**
**नडमूलमनंता च लेपः श्लेष्मविसर्प्पहा ॥ १३ ॥**

ગળો, અરડૂસો, કડવાં તુરીયાં, અને લીંબડો એઓનો કલ્ક તથા હરડે, બેહેડાં, આમળાં, ખેરસાર, અને ગરમાળો

એ સઘળાં સમાન લઇ એઓનો ચતુર્થાંશ ક્વાથ કરીને તેમાં તેટલો જ શોધેલો ગુગળ મેળવીને તે ક્વાથ પીવામાં આવે તો વિસર્પ અને અઢારે પ્રકારના કોઢનો નાશ કરે છે. ૧૩ **અથવા—**

( માલિની-છંદ )

**अमृतवृषपटोलीनिंबकल्कैरुपेतंत्रिफल खदिरंव्याधिधातश्च-तुल्यं ॥ कथितमिदमशेषंगुग्गुलोः पादयुक्तंहरतिविषविसर्पकुष्ट मष्टादशाहात् ॥ १४ ॥**

કરીયાતું, અરડૂસો, કડુ, કડવાં પરવળ, ત્રિફળા, લીંબડો અને રતાંજલિ એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો તેથી વિસર્પ, બળતરા, તાવ, સોજો, ચળ, વિસ્ફોટ, તરશ અને ઉલટી એઓ મટી જાય છે. ( આ **ભૂનિંબાદિ ક્વાથ** કહેવાય છે. ) ૧૪

( ઉપજાતિ-છંદ )

**भूनिंबवासाकटुकापटोलीफलत्रिकारिष्टकचंदनानां ॥**
**विसर्पदाहज्वरशोफकंडुविस्फोटतृष्णावमिनुत्कषायः ॥१५॥**

( અનુષ્ટુપ-છંદ )

**त्रिदोषजांक्रियांकुर्याद्विसर्पेत्रिकसंभवे ॥**
**वातपित्तप्रशमनमग्निसंज्ञे विसर्पके ॥ १६ ॥**

જો બબે દોષના સંબંધવાળો વિસર્પ હોય તો બબે દોષના ઉપાયો કરવા. આગ્નેય સંજ્ઞાવાળો વિસર્પ હોય તો વાયુ તથા પિત્તને શમન કરનારી ક્રિયાઓ કરવી, કર્દમક સંજ્ઞાવાળો વિસર્પ હોય તો કફ તથા પિત્તનું શમન

કરનારી ક્રિયાઓ કરવી અને ગ્રન્થિક સંજ્ઞાવાળો વિસર્પ હોય તો કફ તથા વાયુનું શમન કરનારી ક્રિયાઓ કરવી. ૧૫-૧૬ અથવા—

**कफपित्तप्रशमनं प्रायः कर्दमसंज्ञके ॥**
**कफवात हरंकर्म्मग्रंथिसंज्ञेविसर्पके ॥ १७ ॥**
**एरंडतुंविनीनिंबावाकुची चक्रमर्द्दकम्ः ॥**
**तिक्तकोशातकीबीजमकोल्लंचिंचुबीजकं ॥ १८ ॥**
**गोमूत्रदधिदुग्धैस्तु भावयेत्रिदलेन च ॥**
**मूत्रेणाजाप्रसूतेन तैलंपातलयंत्रजम् ॥**
**विसर्पनाशयत्याशुश्वेतकुष्ठं च तत्क्षणात् ॥ १९ ॥**

એરંડો, તુંબડી, લીંબડો, બાપચો, મુંવાડીઆનાં બીજ, કડુ, કડવાં તુરીયાં, નાના નેપાળાનાં બી અને આમલીના કચુકા એઓને ગોમૂત્રમાં ઘુંટીને કિંવા તુરત વિયાએલી બકરીના મૂત્રમાં ઘુંટીને તેમાં તેલ નાખીને પાતાળ યંત્ર વડે તેલને ખીંચીને તેનો વિસર્પ ઉપર ઉપયોગ કરવામાં આવે તો વિસર્પ અને ધોળો કોઢ એઓ તુરત નાશ પામે છે. ૧૭-૧૯

---

## વિસ્ફોટકનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### વિસ્ફોટકની છેટેનાં તથા પાસેનાં નિદાનો પૂર્વક સંપ્રાપ્ત.

**कट्वम्लोष्णादिभिर्दोषाः कुपिता मांसशोणितं ॥**
**संदूष्य कुरुते घोरान्विस्फोटंज्वरसंयुतान् ॥ १ ॥**

તીખા પદાર્થોથી, ખાટા પદાર્થોથી, ઉષ્ણ પદાર્થોથી તથા તીક્ષ્ણ, વિદાહી અને લુખા પદાર્થોના અતિ સેવનથી અથવા એવાં જ અન્ય કારણોથી કોપેલા વાયુ આદિ દોષો માંસને તથા લોહીને ( અને અસ્થિઓને ) દૂષિત કરી તાવને ઉત્પન્ન કરીને ચામડીમાં સર્વ પ્રકારના વિસ્ફોટકોને–ફોડલાઓને ઉત્પન્ન કરે છે. ૧

## વિસ્ફોટકનું સામાન્ય રૂપ.

**अग्निदग्धनिभाः स्फोटा गात्रे सर्वत्र वा क्वचित्त ॥**
**जायंते विविधाकारा विस्फोटक इति स्मृतः ॥ २ ॥**

જાણે દેવતાવડે દાઝવાથી થયેલા ફોડલા હોય તેવા શરીરના એક વિભાગમાં કિંવા આખા શરીરમાં અનેક પ્રકારના ફોડલાઓ થાય તેને વિસ્ફોટક કહે છે. ૨

## વિસ્ફોટકની ચિકિત્સા.

**विसर्पवत्क्रियाकार्या शस्तं वमनरेचनं ॥**
**मुद्गाढकीमसूराणां यवशालियुजां रसैः ॥ ३ ॥**

વિસ્ફોટક ઉપર વિસર્પની પેઠે ક્રિયા કરવી તથા ઉલટી અને જુલાબ આપવાં એ શ્રેષ્ઠ છે. વિસ્ફોટકવાળાને મગ, તુવર, મસૂર, જવ, રાતા ચોખા, એઓના સહિત અન્નો તથા માંસના રસાઓ ઉપયોગમાં લેવા. ૩ **અથવા**

**मुनिषणक कर्कोट कारवेल्लैकपर्पटैः ॥**
**तिक्तद्रव्यसमायुक्तं भोजनं संमयोजयेत् ॥ ४ ॥**

સુંઠ, કારેલાં, પાપડો અને સુનિસરણુક તથા કડવા દ્રવ્યો યુક્ત ભોજન આપવાં એ પણ શ્રેષ્ઠ છે. ૪ **અથવા**

( માલિની-છંદ )

अमृतखदिरमुस्तं सप्तपर्ण पटोलंपकमसितवेत्रं द्वेहरिद्रे-
कषायः विविधवहुविसर्प्पानकुष्टविस्फोटकंडुरपनयतिमसूरीशीत
पीत्तज्वरांश्च ॥ ५ ॥

ગળો, ખેર, મોથ, સપ્તપર્ણ, કડવાં પરવળ, અરડુસો સાત્વિન, અને બન્ને જાતિની હળદર એઓનો ક્વાથ કરીને પીવામાં આવે તો વિવિધ પ્રકારના અને ફેલાયલા વિસર્પો, કોઢ, ફોડલાઓ, ચળ, મશૂરિકા-શીતળાદોષ શિતપિત્ત અને તાવ એઓ મટી જાય છે. ૫ **અથવા—**

( ઉપજાતિ-છંદ )

पटोलनिंवत्रिफलागुडूची मूर्वा हरिद्राकटुरोहिणीभिः ॥
दुरालभाचंदनमासमुस्तानिंवैः कषायोविनिहंतिशीघ्रम् ६
त्वग्दोषविस्फोटविसर्प्पकंडूदाहज्वरच्छर्दिगदानविशेषान् ।
उशीरलोध्रोत्पलचंदनाना स सारिवानांचनिहंति लेपः ॥७॥

કડવાં પરવળ બે ભાગ લીંબડો, હરડે, બહેડાં, આમળાં, ગળો, પીલુડી મોરવેલ, હળદર, કડુ, ધમાસો, રતાંજલિ, અરડુસો અને મોથ એઓનો ક્વાથ કરી પીવામાં આવે તો ચામડીના દોષો, ફોડલાઓ, રતવા, ચળ બળતરા, તાવ, ઉલટી એટલા રોગોનો વિશેષે કરીને તુરત નાશ કરે છે. **અથવા—**

કાળો વાળો, લોદર, ઉત્પલ **જાતનું** કમળ, રતાંજલિ અને બન્ને જાતની ઉપલસરી એઓને પાણીમાં વાટીને લેપ

કરવામાં આવે તો ફોડલાઓની બળતરા મટી જાય છે.

૬-૭ **અથવા—**

( માલિની-છંદ )

**कमल मधुकलोध्रंनागपुष्पंविडंगंद्विनिशनतगदैलापत्रकं-तुत्थरालं ॥ सकलमथ जलेनप्रस्थमाज्यं विलोड्य विपचितमि दमग्नौ हंति विस्फोटसर्पान् ॥ ८ ॥**

કમળ, જેઠીમધ કિંવા મહુડાં, લોદર, નાગકેસર, વાવડીંગ, હળદર, દારૂહળદર, તગર, ઉપલેટ, એલચી, તમાલપત્ર, મોરથુથુ અને રાળ એ સઘળાઓનો કવાથ કરીને તેમાં ૬૪ તોલાભાર ઘી નાંખીને ઘૃત પકાવીને તે ઘીનો ઉપયોગ કરવામાં આવે તો બળતરા તથા ફોડલાઓની બળતરા અને વિસર્પ એઓનો નાશ કરે છે.

૮ **અથવા—**

( વસંતતિલકા-છંદ )

**कंपिल्लवेल्लपिचुमंदघनं प्रियंगुलोध्रं फलत्रिक बलाकुटजानि-रालः ॥ एलाऽगुरूखदिरधातुकिचन्दनानि पिष्ट्वा पचेच्च तिल तैलमिदं सुपक्कं ॥ ९ ॥**

**विस्फोटदुष्टगलगंडविसर्पनाडीसर्पाखुकीटविषदंशगदान्निहंति १०**

કપિલો, વાવડીંગ, લીંબડો, મોથ, કાંગ, લોદર, હરડે, બેહેડાં, આમળાં, બળદાણા, કડાછાલ-ઇંદ્રજવ, રાળ, એલચી, અગરૂ, ખેર, ધાવડી અને રતાંજળી એઓને પાણી સાથે વાટી ચટણી બનાવી તેઓમાં તલનું તેલ

નિયમ પ્રમાણે નાંખીને તૈલ પકવવાના વિધિ પ્રમાણે પકાવીને તેનો ઉપયોગ કરવામાં–ચોપડવામાં કે પીવામાં આવે તો તેથી ફોડલાઓ, દુષ્ટ ગલગંડ, રતવા, ભરનીંગળ ઉંદરનું અને ઝેરી કીડાઓના દંશનું વિષ એઓનો નાશ કરે છે. ૯–૧૦ અથવા—

## સ્નાયુ–વાળાનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

### વાળાનું નિદાન તથા લક્ષણ.

दोषप्रकोपमुपगम्यकरोतिशोफंशाखासुतत्क्षतभवंपिशितं विशोष्य ॥ कुर्य्याच्चतंतुसदशंप्रविभिद्यशोफंसस्नायुको बहिरुपैति शनैः शनैर्यत् ॥ १ ॥

( અનુષ્ટુપ્–છંદ )

अपक्वाद्दुःखबाहुल्यं छेदात्पक्वं समाहरेत् ॥
तत्पाताच्छोफशांतिः स्यात्पुनः स्थानांतरे भवेत् ॥२॥

હાથ પગ વગેરે શાખાઓમાં કોપેલા વાયુ આદિ દોષો સોજાને ઉત્પન્ન કરી તે સોજાને ભેદીને તે ઘામાં ઉના માંસને સુકાવી નાખીને સૂતરના તાર જેવા તારને ઉત્પન્ન કરે છે, તેને વાળો કહે છે. એ વાળો ધીમે ધીમે બહાર નીકળે છે. જ્યાં લગી પાકે નહિ ત્યાં લગી ઘણીજ પીડા કરે છે, એ તાંતણો જો કપાય જાય તો ભારે સોજાને ઉત્પન્ન કરે છે અને આખો બહાર નીકળી જાય તો સોજાની શાંતિ થાય છે. એ રોગ એક ઠેકાણે મટે એટલે બીજે ઠેકાણે ઉત્પન્ન થાય છે. તેને વાળો કહે છે. ૧–૨

## વાળો મટવાના ઉપાયો.

( ઇંદ્રવજ્રા-છંદ )

**वालः स एव विज्ञेयः क्रिया कार्या विसर्पवत् ॥**
**स्नेहस्वेदप्रलेपादिक्रियाकुर्याद्यथायथं ॥ ३ ॥**

આ વાળાના રોગ ઉપર વિસર્પની પેઠે ક્રિયાઓ કરવી. **અથવા** સ્નેહન, સ્વેદન અને જાડા લેપ આદિ યોગ્ય ક્રિયાઓ કરવી. **અથવા** બાવળનાં બીજોને વાટીને તેનો લેપ કરવામાં આવે તો તેથી **અથવા** દેડકાને કાંજીમાં પકાવીને તેથી શેક કરવામાં આવે તો તેથી વાળાનું આકરૂં દરદ પણ મટી જાય છે. ૩ **અથવા—**

**वंबूलबीजंपरिहंति लेपाद्भेकस्तथाकांजिक साधितश्च ॥**
**गव्यंघृतं स्नायुकमाशुपीतंनिर्गुण्डिकायाः स्वरसस्त्र्यहाद्वा ४**

( ઉપજાતિ-છંદ )

**मुस्ताविषापिप्पलिविश्वभार्गीबिभीतकानांविहितंसुचूर्णं ॥**
**कदुष्णेतोयेननिपीतमाशुप्रणाशयेत् स्नायुकरोगमुग्रमं ॥५॥**

ત્રણ દિવસ લગી ગાયનું ઘી પીને પછી ત્રણ દિવસ નગોડનો સ્વરસ પીવામાં આવે તો તુરત વાળાને મટાડે છે. અથવા મોથ, અતિવિષ, લીંડીપીપર, સુંઠ, ભારંગી અને બેહેડાં એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે પીવામાં આવે તો ઉગ્ર સ્નાયુનો-વાળાનો રોગ પણ તુરત નાશ પામે છે. અથવા ધંતુરાનાં પાંદડાં બાંધવામાં આવે તો વાળો તુરત બાહાર નીકળી આવે છે. ૪-૫ ॥ **અથવા—**

धतूरपत्रस्यविबंधनेनव्रणाद्बहिःस्नायुक एति शीघ्रं ॥
मृताश्वदंष्ट्रासलिलेनपिष्टाहरेद्विलेपाद्बहुवालकार्तिम् ६

મરેલા કુતરાની દાઢને પાણી સાથે ઘસીને વાળા ઉપર ચોપડવામાં આવે તો વાળાની ઘણી જ પીડા મટાડી દે છે. અથવા ધતુરાનાં પાંદડાંને ઘી ચોપડીને દેવતા ઉપર જરા ઉનાં કરીને તે વડે વાળાને શેક કરે અર્થાત્ તેનો પાટો બાંધી બાફ આપે તો વાળો મટી જાય છે. ૬

धतूरपत्रंघृतलिप्तमीष दुष्णंविधायोपरि बंधनीयं ॥
विहितासुपिंडीवालं निहन्यात्परिबंधिता वा ॥ ७ ॥

કાંસકીનાં પાંદડાંને વાટીને તેની લુગદી વાળા ઉપર મુકીને પાટો બાંધવામાં આવે તો વાળાનો નાશ કરે છે. ૭

---

## મસૂરિકાના ભેદ તથા લક્ષણ.

( ઇંદ્રવજ્રા-છંદ )

ओषश्चतुर्द्धाकथितोनराणांव्याधिः स्वभावोयमहेतुजश्च ॥
तक्रौरिकाकस्मिकशीतलानांभेदादमीषांज्वरमेवपूर्वम् ॥१॥

મનુષ્યને ચાર પ્રકારની મસૂરિકા-શીતળા માતાના ગર્ભની ગરમીથી નીકળે છે. એ વ્યાધિ હેતુ-કારણ વગરજ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે. તેમાં તક્ર, ઔરિકા-ઓરી, અકાસ્મિક-અછબડા અને શીતળા-મોટા બળીઆ એ ચાર ભેદ છે પણ એ સર્વમાં પહેલો થોડો કિંવા તાવજ આવે છે. ઉધરસ, બકવાદ, અરૂચિ, બળતરા, તરસ, ભ્રમ

અને અંગોમાં કળતર તથા સર્વ પદાર્થો ઉપર અભાવો એટલાં લક્ષણો થાય છે. ૧

( અનુષ્ટુપ-છંદ )

कासःप्रलापोरुचिदाहतृष्णाभ्रमांगसादारतयोभवंति ॥
तक्रवर्णास्तुतक्राख्यारुजोत्पत्तिलयान्विता ॥ २ ॥
प्रवालचूर्णवर्णाभास्तीव्रज्वरपुरस्सरा ॥
ओरिकाचेति विख्यातानवमेहनि शाम्यति ॥ ३ ॥
स्फोटावपुषिदृश्यंते दाहज्वररुजान्विताः ॥
आकस्मिकोत्पत्तिलयातेनैवाकस्मिकामताः ॥ ४ ॥

( સ્વાગતા-છંદ )

पक्वपीलुसदृशाज्वरवंतः स्फोटकाश्चिमिचिमान्वितगात्राः ॥
यत्रकंडूवमयोबहुधास्युः शीतलाचकथितामुनिभिःसा ५ ॥

જે છાશના રંગ જેવી મસૂરિકા હોય અને તેની ઉત્પત્તિ લય સહિત હોય અર્થાત્ થઇને તુરત પોતાની મેળેજ મટી જાય છે તેને તક્રા કહે છે. જે પરવાળાના રંગ જેવા ફોડલાઓવાળી આકરા તાવ સહિત દેખાવ દે છે તેને ઓરિકા–ઓરી કહે છે. તે નવમે દિવસે શાંત થાય છે. જે ફોડલા બળતરા, તાવ અને પીડા સહિત એકાએક શરીર ઉપર ઉત્પત્તિ અને લય થવાપણા યુક્ત જણાય તે આકસ્મિકા કહેવાય છે, અને જેમાં પાકેલા પીલુ જેવા ફોડલા તાવ અને ચમચમાટી સહિત ગાત્ર હોય તથા ઘણું કરીને જેમાં ચળ અને ઉલટી હોય છે તેને મુનિયોએ શીતળા કહેલ છે. ૨-૫

## મસૂરિકા-શીતળાના ઉપાય.

( અનુષ્ટુપ-છંદ )

मसूरिकाक्रियांकुर्य्यात्सर्वेष्वोषगदेषु च ॥
अस्मिनदाहहरीसर्वाक्रियाकार्याभिषग्वरैः ॥ ६ ॥
कथितं तुबरीजलंपिबेच्चणकावाविधिभर्ज्जिताहिताः ॥
तदौषधगदोबहिर्भवेद्विलयंयांतिमदज्वरादयः ॥ ७ ॥

વૈદ્યવરોએ મસૂરિકા તથા મસૂરિકાના ભેદરૂપ શીતળાદિ સમગ્ર મસૂરિકાના ભેદો માટે બળતરાને શાંત કરનારી સમસ્ત ક્રિયાઓ કરવી. તુવરનો ક્વાથ કરીને પાવો તથા શેકેલા ચણા ખાવા આપવા, એ હિતકારક છે તેમ એ ઉપચારથી મસૂરિકા તુરત બાહાર નીકળી આવે છે અને મદ તથા તાવ વગેરેનો પણ નાશ થાય છે. ૬-૭

( અનુષ્ટુપ-છંદ )

प्रतिक्रियात्रकर्तव्यायत्नात्पूज्योघटोत्कचः ॥
रजस्वलानां स्त्रीणांतुसंसर्गंपरिवर्ज्जयेत् ॥ ८ ॥
गोमयस्यरजोमूर्ध्निविकिरत्ससप्तमेऽहनि ॥
निशातंदुलचूर्णस्यलेपःकुर्य्यात्ततः परं ॥ ९ ॥
पादेकपट्टिकाबंधः पूजयित्वा घटोत्कचं ॥
अनेनविधिनारोगीमांगल्यंस्वास्थयमश्नुते ॥ १० ॥

આ પ્રમાણે ઉપચારો કરવા તથા સારો કોરો રાતો ડાઘ વગરનો માટીનો ઘડો લઇ તેમાં પવિત્ર પાણી ભરીને પવિત્ર સ્થાન કે યત્ન વડે સ્થાપીને તેનું પૂજન કરવું.

અભડાયલી સ્ત્રીઓનો પડછાયો પડવાં દેવો નહીં. અથવા સાતમે દાહાડે ગાયના છાણાનો ભૂકો માથે ભભરાવવો. અથવા ચોખાનો લોટ અને હળદર એઓનો લેપ કરવો. પગે કોડી બાંધવી અને ઘડાનું સુગંધ-દ્રવ્યોથી પૂજન કર્યા કરવું અર્થાત્ શીતળાવાળા રોગીની પાસે અપવિત્ર માણસે જવું નહી તેમ તેવા માણસનો સ્પર્શ પણ કરવો નહી, લીંબડાની ડાળીયો વડે માખીઓ ઉડાડવી અને સર્વ શીતળ (તાવ છતાં પણ ટાઢું જ પાણી પાવું વગેરે) ઉપાય કરવા. આવો વિધિ કરવાથી મસૂરિકાવાળો રોગી માંગલ્યતા અને સ્વસ્થતા પામે છે. ૮-૧૦

( શાલિની-છંદ )

ओषेशांतेदाहतापज्वराणांशांतिर्नस्याच्चेत्तदाभेषजानि ॥
योज्यान्याशुश्लेष्मनाशोहितानिछिन्नाधान्यंपद्मकंवारिनिंबः ११

( ઉપજાતિ-છંદ )

पटोलमुस्तावृषधन्ययासोभूनिंबतिक्तामृतपर्पटैश्च ॥
निंबेनयुक्तैर्विहितः कषायो जयेदपक्कांचमसूरिकांतु ॥ १२ ॥

મસૂરિકા શાંત પડેલ હોય છતાં પણ બળતરા, ઉતાપ અને તાવની શાંતિ ન થઈ હોય તો તુરત કફને નાશ કરનારા ઉપાયો કરવા. ધાણા, ગળો, પદ્મક, વાળો, લીંબડો, કડવાં પરવળ, મોથ, અરડૂસો ધાણા, ધમાસો, કરીયાતું, કડૂ, ગળો, ખડસલીયો અને લીંબડો એઓનો કવાથ કરી પીવામાં આવે તો મસૂરિકા તુરત પાકીને મટી જાય છે. ૧૧-૧૨

**कफात्तक्रः परिज्ञेयः ओरिकाः पित्तरक्तजा ॥**
**आकस्मिका भवेद्वातात्च्छीतला सर्वदोषजा ॥ १३ ॥**

કફના કોપવાથી તક્રા નામની મસૂરિકા થાય છે, પિત્ત અને લોહીના કોપવાથી ઔરિકા નામની મસૂરિકા થાય છે. વાયુના કોપવાથી આકસ્મિકા નામની મસૂરિકા થાય છે, અને ત્રિદોષના કોપવાથી શીતળા નામની મસૂરિકા થાય છે. ૧૩

**ओषो मसूरिका प्रोक्तास्तस्माद्यत्नेन साधयेत् ॥**
**पिबेत्मसूरिकारंभे नैम्बवा केवलं रसं ॥ १४ ॥**

ઓષનેજ મસૂરિકા કહે છે. એટલા માટેજ યત્ન વડે કરીને મસૂરિકાનો આરંભ થતાંજ હાડીયા કરસણ કે તલવણીના રસમાં સુખડના કલ્કને મેળવીને તે રસ પાવો **અથવા** તલવણીનો રસજ પાવો જેથી મસૂરિકા દુઃખ દેતી નથી. ૧૪

**विसर्प्पति सविस्फोटा तिक्रास्रावतवती तथा ॥**
**दशांगलेपचूर्णेन चूर्णिता शांतिमेवच ॥ १५ ॥**
**भस्मानाकेचिदिच्छंतिकेचिद्गोमयरेणुना ॥**
**कुर्य्याद्व्रणविधानंचतैलादीन्वर्ज्जयेच्चिरं ॥ १६ ॥**

જો મસૂરિકામાં પાક થયો હોય તો અથવા રસી ઝરતી હોય તો તેના માથે દશાંગ ચૂર્ણનો લેપ કરવો.

કેટલાએક મુનિયોનું એમ કહેવું છે કે અડાયાં છાણાની ભૂકમ શીતળાના ઝરતાં વ્રણો ઉપર દબાવવી અને કેટલા-એકનું એમ કહેવું છે કે અડાયા છાણાની ભૂકી ભભરાવવી.

કિંવા ગાયના છાણુની ભૂકી ભભરાવવી જેથી શીતળાનાં ઝરતાં વ્રણો તુરત સૂકાઈ શાંત થાય છે. **અથવા** વ્રણના અધિકારમાં કહેલાં વિધાનો કરવા તેથી પણ શાંતિ થાય છે. તૈલાદિ અહિત પદાર્થો શીતળા-મસૂરિકા મટયા પછી ઘણા વખત લગી ખાવા નહીં. ૧૫-૧૬

**जपहोमोपहारैश्चदानस्वस्त्ययनादिभिः ॥**
**घटोत्कचंद्विजानगाश्चशिवंगौरीचपूजयेत् ॥ १७ ॥**
**व्रणशोथहरैर्योगैर्वात रोगहरैर्जयेत् ॥**
**दुष्टव्रणेषुतेष्वेवजलौकभिर्हरेदसृक् ॥ १८ ॥**

જપોથી, હોમોથી, બલિ પ્રદાનોથી, દાનોથી તથા સ્વસ્તિ વાચનો વગેરેથી ઘડાના, બ્રાહ્મણો, ગાયો, શ્રીસદાશિવજી અને ગૌરી એઓના પૂજનાર્ચનથી તેમજ વ્રણશોથ નાશક પ્રયોગોથી કે વાયુરોગ નાશક યોગોથી મસૂરિકા રોગને જીતી લેવો. દુષ્ટ વ્રણો ઉપર જળો મુકાવીને ખરાબ લોહી કાઢાડી નંખાવવું જેથી મસૂરિકા શાંત થઈ જાય છે. ૧૭-૧૮

---

## ક્ષુદ્રરોગનાં નિદાનો, લક્ષણો તથા ઉપાયો.

### અજગલ્લિકાનું લક્ષણ.

**ग्रंथितानिरुजाःस्निग्धाःपिटिका मुद्गसन्निभाः ॥**
**वातश्लेष्मोद्भवाज्ञेयाबालानामजगल्लिका ॥ १ ॥**

બાળકોને મગના દાણા જેવી, ગુંથાયલા જેવી, વેદના વગરની, સ્નિગ્ધ અને કફથી તથા વાયુથી ઉઠેલી ફોડલીઓ નીકળે છે તેને **અજગલ્લિકા** કહે છે. ૧

**અજગલ્લિકાના ઉપાય.**

**जलौकाभिर्हरेद्रक्तं पक्वंव्रणवदाचरेत् ॥**
**सौराष्ट्रीशुक्तिकाक्षारकल्कैर्लिम्पेन्मुहुर्मुहुः ॥ २ ॥**

જો અજગલ્લિકા કાચી હોય તો જળો મુકીને તેની ચિકિત્સા કરવી અર્થાત્ જળો વડે દુષ્ટ લોહીને કાઢી નાખીને પછી ફટકડીની ભસ્મ તથા છાપની ભસ્મ એઓના કલ્કોથી વારંવાર લેપન કરવું, પણ જો કઠણ હોય તો ક્ષાર મુકીને તેને પીગળાવવી. ૨

**बाहुपार्श्वांसकक्षासुकृष्णस्फोटा स वेदना ॥**
**पित्तकोपेनसंभूतासाकक्षेत्यभिधीयते ॥ ३ ॥**

**કક્ષાનું લક્ષણ.**

બાહુઓમાં, પડખાંઓમાં અને બગલમાં વેદનાવાળા કાળા ફોડલા પિત્તના પ્રકોપથી થાય છે તેને કક્ષા ( બાંબલાઇ ) કહે છે. ૩

**कर्णस्याभ्यंतरेजातां पिटिकामुग्रवेदनाम् ॥**
**स्थिरांपनसिकांतांतुविद्यादंतःप्रपाकिनीम् ॥ ४ ॥**

**પનસિકાનું લક્ષણ.**

કાનની અંદર વાયુના તથા કફના પ્રકોપથી ઉઠેલી સ્થિર અને ઉગ્ર વેદનાવાળી જે ફોડલી થાય છે તેને **પનાસિકા** કહે છે. ૪

## પનસિકાનો ઉપાય.

**मनःशिला देवदारुकुष्ठकल्कैः प्रलेपयेत् ॥**
**पारिपाकगतां भिच्चव्रणवत्समुपाचरेत् ॥ ५ ॥**

(પ્રથમ શેક કરીને પછી) મણશિલ, દેવદાર તથા ઉપલેટ એઓના કલ્કનો લેપ કરવો. પાકેલી જણાવામાં આવે ત્યારે તેની વ્રણની પેઠે ચિકિત્સા કરવી. ૫

## વિદારિકાનું લક્ષણ.

**विदारीकंदवद्वृत्ता कक्षावँक्षणसंधिषु ॥**
**विदारिका भवेद्रक्ता सर्वजा सर्वलक्षणा ॥ ६ ॥**

વિદારીકંદ-ભોંય કોળાના જેવી બંધાયલી—ગોળ, રાતી, સઘળા દોષોથી ઉત્પન્ન થયેલી અને સર્વ દોષોના લક્ષણોવાળી બગલમાં અને સાથળના સાંધાઓમાં જે ફોડલી થાય છે તેને વિદારિકા કહે છે. ૬

## વિદારિકાના ઉપાય.

**रक्तप्रक्षेकैर्बहुभिः स्वेदनैरपितर्पणैः ॥**
**जयेद्विदारिकां लेपैः शिग्रुदेवद्रुमोद्भवैः ॥ ७ ॥**
**पक्कां विदार्य्य शस्त्रेण पटोलपिचुमंदयोः ॥**
**कल्केन तिलयुक्तेन सर्प्पिमिश्रेण योजयेत् ॥ ८ ॥**

વિદારિકા ઉપર જળો મુકાવીને દુષ્ટ લોહી કઢાવીને વિવિધ સ્વેદનો અને તર્પણો કરીને અથવા સરગવો તથા દેવદાર એઓનો લેપ કરીને વિદારિકાને જીતવી. પાકી ગઈ હોય તો શસ્ત્રવતે ચીરીને પછી કડવાં પરવળ, લીંબડો

અને તલ એઓનો કલ્ક ઘી સહિત તેના ઉપર ચોપડવો જેથી વિદારીકા મટી જાય છે. ૭-૮

**મશક—મસનું લક્ષણ.**

**अवेदनं स्थिर श्चैव यस्मिन्गात्रे प्रदृश्यते ॥**
**माषवत्कृष्णमुत्स्वन्नं मलिनं माषमादिशेत् ॥ ९ ॥**

શરીરમાં અડદ જેવું કાળું તથા ઉચું, મેલું, વેદના વગરનું અને સ્થિર જે થાય છે તે **મશક**-મસા કહેવાય છે. ૯

**તિલકાળક—તલનું લક્ષણ.**

**कृष्णानितिलमात्राणि नीरुजानि समानि च ॥**
**वातपित्तकफोद्रेकाद्विद्यात्तांस्तिलकालकान् ॥ १० ॥**

વાયુના, પિત્તના તથા કફના કોપથી (કાળાં તલ જેવડાં, પીડા વગરનાં, અને શરીરની ચામડી બરોબર) જે ચામઠા થાય તેને તિલકાળક કહે છે.

**મસક અને તિલકાલકના ઉપાય.**

મસ અને તલને શસ્ત્રથી કાપીને ક્ષારથી તથા અગ્નિથી સંપૂર્ણ રીતે બાળી નાખવાં. (ન્યચ્છ અને લાખાંને પણ આ પ્રયોગ વડે જ નિર્મૂળ કરી નાખવાં). ૧૦

**મુખ દુષીકાનું લક્ષણ.**

**उत्कृष्यशस्त्रेणदहेत्क्षाराग्निभ्यामशेषतः ॥**
**शालमलीकंटकप्रख्या कफमारुतपित्तजाः ॥ ११ ॥**

જુવાન માણસોના મોહોડા ઉપર શીમળાના કાંટા જેવી અને કફ, વાયુ તથા લોહી એઓથી ઉત્પન્ન થએલી ફોડલીઓ થાય છે તેને મુખ દૂષીકા કહે છે. (આ ફોડ-

લીઓ સ્વાભાવિક રીતે જુવાન મનુષ્યના મોહોડા ઉપર થાય છે.) ૧૧

### ન્યચ્છનું લક્ષણ.

जायंते पिटिकायूनां ज्ञेयास्तामुपदूषिकाः ॥
महाद्वायदिवास्वल्पश्यावंवायदिवासितं ॥ १२ ॥

શરીરમાં મોટું વા નાનું, કાળુ અથવા ધોળું, વેદના વગરનું અને શરીરની સાથે થએલું મંડળ–ચકામું થાય છે તેને ન્યચ્છ કહે છે. ૧૨

### વ્યંગનું લક્ષણ.

नीरुजं मंडलं गात्रेन्यच्छमित्यभिधीयते ॥
क्रोधायासप्रकुपितो वायु पित्तेन संयुतः ॥ १३ ॥
मुखमागत्यसहसामंडलं विसृजत्यतः ॥
नीरुजं तनुकं श्यावं मुखे व्यंग तमादिशेत् ॥ १४ ॥

ક્રોધથી તથા મહેનતથી કોપેલો પિત્ત સહિત વાયુ મોહોડામાં આવીને તુરત મોહોડાં ઉપર પીડા વગરનું, પાતળું અને કાળી ઝાંઇવાળું ચકામું થાય છે તેને વ્યંગ કહે છે. ૧૩–૧૪

### મુખ ખીલ ઉપાય.

शिरावेधैः प्रलेपैस्ताञ्जयेदभ्यंजनैस्तथा ॥
लोध्रधान्यवचालेपस्तारुण्यपिटिकापहः ॥ १५ ॥
तद्वद्गोरोचनायुक्तं मरिचं मुखलेपनात् ॥
सिद्धार्थकवचालोध्रसैंधवैश्च प्रलेपनं ॥ १६ ॥

નસ વીંધાવી લેપ કરવો કે અભ્યજન પ્રયોગથી આ દર્દ મટે છે. **અથવા**—

**મોંપર થનારા જુવાનીના ખીલના ઉપાય.**

વડવાઇના અંકુરા અને વજનો લેપ કરવાથી જુવાનીના ખીલ મટે છે. **અથવા** ગોરૂચંદન સહિત મરીનો લેપ કરવાથી જુવાનીના ખીલ મટે છે. **અથવા** સરસવ વજ, લોદર, અને સિંધાલુણ એઓનો લેપ કરવાથી જુવાનીના ખીલ મટે છે. **અથવા** ઉલટીઓ કરાવવાથી જુવાનીના ખીલો મટી જાય છે. ૧૫–૧૬

**કોઇ પણ ઓપડોનો મોહોડા ઉપર લેપ કેમ કરવો ?**

**वमनं च निहंत्याशु पिटिकां यौवनोद्भवां ॥**
**अंगुलस्य चतुर्थांशो मुखलेपो विधीयते ॥ १७ ॥**

આંગળના ચોથા હિસ્સા જેટલો જાડો, (આ કનિષ્ટ માત્રાનો લેપ છે. આંગળના ત્રીજા હિસ્સા જેટલો જાડો લેપ કરવો એ મધ્યમ માત્રાનો અને અરધા આંગળ જેટલો જાડો લેપ કરવો એ ઉત્તમ માત્રાનો) લેપ કહેવાય છે. એટલે પેલો કલ્ક સુકાઈ જાય નહી ત્યાં લગી જ તેને મોહોડા ઉપર રાખવો. સુકાયા કેડે મોહોડા ઉપર રાખવો નહી; કેમકે સુકેલો લેપ રાખવામાં આવે તો નકામો ગણાય છે અને ચામડીને ખરાબ કરે છે. ૧૭

**ન્યચ્છ તથા વ્યંગના ઉપાય.**

**स्थितिकालेन शुष्कत्वं शुष्को दूषयति त्वचं ॥**
**व्यंगानां लेपनं शस्तं रुधिरेण शशस्य च ॥ १८ ॥**

व्यंगे मंजिष्ठया कुर्याल्लेपनं मधुसंयुतम् ॥
अर्जुनस्यत्वचं वापि श्वेताश्वरखुरजामषीम् ॥ १९ ॥
अर्कक्षीरहरिद्राभ्यां मर्दयित्वा विलेपनात् ॥
मुखकार्ष्ण्यं समं याति चिरकालोद्भवं ध्रुवम् ॥ २० ॥
तैलस्य प्रतिमर्शात्तु त्रिसप्ताहं कृता ध्रुवं ॥
नश्यंति गंडपिटिकाः पापौघा इव धर्मतः ॥ २१ ॥

( નસ ખોલવાથી, લેપોથી, તથા તેલના માલેસોથી મુખછાયા–વ્યંગ, નલિકા, ન્યચ્છ અને તલ મટે છે. ) શશલાનું લોહી ચોપડવામાં આવે તો તેથી મોહોડા ઉપર પડેલા કાળા ડાઘ મટી જાય છે. **અથવા** મજીઠને મધમાં વાટીને લેપ કરવામાં આવે તો તેથી વ્યંગ–મોહોડા ઉપરના કાળા ડાઘ મટી જાય છે. **અથવા**–આસંદરાની છાલનો **અથવા**–ધોળા ઘોડાના નખના ચૂર્ણનો માખણની સાથે લેપ કરવો. **કિંવા** આસંદરાની છાલ, ધોળા ઘોડાના નખનું ચૂર્ણ, હળદર અને આકડાનું દુધ એઓને વાટીને ચોળીને ચોપડવામાં આવે તો લાંબા વખતથી થએલી મોહોડાની કાળાશ પણ અવશ્ય શાંત થઈ જાય છે. **અથવા** એજ ઓષડોને તેલમાં મેળવીને એકવીશ દિવસ માલેસ કરવામાં આવે તો અવશ્ય જેમ ધર્મના પ્રભાવથી પાપપુંજ નાશ પામે છે તેમ ગાલ ઉપરની ફોડલીઓ નાશ પામે છે. ૧૮–૨૧ **અથવા**—

कुंकुमं चंदनं पत्रमुशीरं कमलोत्पलम् ॥
गोरोचनाहरिद्रे द्वे मंजिष्ठा मधुयष्टिका ॥ २२ ॥

सारिवालोध्रपत्तंगकुष्टंगैरिककेशरं ॥
स्वर्णक्षीरी प्रियंगुश्चकालेयं रक्तचंदनं ॥ २३ ॥
एतैरक्षसमैर्भागैस्तैल प्रस्थं विपाचयेत् ॥
अभ्यंगाद्राजपत्नीनराणां धनिनां तथा ॥ २४ ॥
नीलिकांपिटिकां व्यंगांनीलिकांमुखदूषिकां ॥
कृष्णतां च शरीरस्य दुश्छविं च विवर्णतां ॥ २५ ॥
नाशयित्वाशु जनयेद्रूपं चातिमनोहरं ॥
पद्मकेशरवर्णाभं मुखं भवति कांतिमत् ॥ २६ ॥

કેસર, સુખડ, તમાલપત્ર, કાળોવાળો, ઉત્પલ જાતનું કમળ, ગોરૂચંદન, હળદર, દારૂ, હળદર, મજીઠ, જેઠીમધ, ઉપળસરી, લોદર, પતંગ, સોનાગેરૂ, નાગકેસર, દારૂડીયું, કાંગ, પીળું ચંદન, અને રતાંજલિ, એ સઘળાંને એક તોલા ભાર લઈને તેઓને ૬૪ તોલાભાર તેલમાં તેલ પકાવવાની રીતિ પ્રમાણે પકવીને તેલનો માલેસ કરવામાં આવે તો રાજાની રાણીઓના, પુરૂષોના તથા ધનવાન પુરૂષોનાં મોહોડાંને બગાડનાર તલ, ફોડલીઓ, મોહોડા ઉપરની કાળાશ, નીલિકા, જવાનીના ખીલો અને શરીરની કાળાશ અથવા લાખાં-કાળા ડાઘ તથા શરીરનો ખરાબ વર્ણ કરનારાં ચાઠાં એઓનો તુરત નાશ કરીને અતિ મનોહર સ્વરૂપને પ્રકટ કરે છે અને કમળના કેસરા સમાન સુંદર કાંતિવાન્ મુખની કાંતિ થાય છે. ૨૨-૨૬

## પાદદારીનું લક્ષણ.

જેને ભોંય ઉપર બહુ જ ફરવાનો-પંથ કરવાનો કે

ઉઘાડે પગે આથડવાનો ઘણો જ માવરો હોય તે માણસના અત્યંત લુખા થઈ ગએલા પગનાં તળીયાંમાં વાયુ પીડાવાળી ફાટોને ઉત્પન્ન કરે છે.

## દારી—વાયુ ફાટી હોય તેના ઉપાય.

परिक्रमणशीलस्य वायुरत्यर्थरुक्षयोः ॥
पादयोः कुरुते दारिंसरुजां तलसंस्थितां ॥ २७ ॥
पाददारीति च शिरां व्यधयेत्तत्रशोधिनीम् ॥
स्नेहःस्वेदोपपन्नौतुपादौवालेप येन्मुहुः ॥ २८ ॥

પગમાં ચીરા પડયા હોય તો પગનાં તળીયાંને સાફ કરવા માટે નસ ખોલાવીને લોહી કઢાવવું. પગોને સ્નેહન તથા સ્વેદન કરીને મીણ, ચરબી (બકરાદિ ગામમાં રહેનારા જાનવરોની ચરબી), હાડકાની અંદરનો જે ચોખો સ્નેહ–મજ્જા, ઘી અને જવખાર એઓને એકઠાં કરીને વારંવાર પગે લેપ કરવામાં આવે તો પગની બ્યાઉ ફાટેલી હોય તે મટે છે. **અથવા**–રાળ તથા સિંધાલુણ, એઓના ચૂર્ણને ઘીમાં તથા મધમાં કાલવીને ખુબ મથી—ફીણીને સરસીયું તેલ નાખીને પગમાં ઘસવામાં આવે તો પગમાં પડેલી ફાટો મટી જાય છે. ૨૭–૨૮

## ચિપ્પનું લક્ષણ.

मधुच्छिष्टवसामज्जाघृतक्षोरविमिश्रितैः ॥
सर्जाह्वसिंधूद्भवयोश्चूर्णमधुघृतप्लुतम् ॥ २९ ॥

વાયુ અને પિત્ત એઓ માણસોના નખના માંસમાં રહીને નખનો નાશ કરે છે તથા પકાવે છે તેને ચિપ્પ રોગ કહે છે. ૨૯

## ચિપ્પના ઉપાય.

निर्मथ्य कटुतैलाक्तंहितंपादेमलेपनं ॥
नखमांस मंधिष्टायवातपित्तं च देहिनाम् ॥ ३० ॥
कुरुते दाहपाकौच तंव्याधिंविषमादिशेत् ॥
चिप्पंशोणितमोक्षेणशोधनैः समुपाचरेत् ॥ ३१ ॥
शस्त्रेणतुयथायोगमुत्कृत्यस्त्रावयेद्व्रणम् ॥ ३२ ॥

( આર્યા-છંદ )

दाडिमकुसुमयवासैरभयासुश्लक्ष्णचूर्णितालेपात् ॥
नखकोटिपूतिभावं शमयति शूलं च तत्क्षणतः ॥ ३३ ॥

ચિપ્પ થએલ હોય તો લોહી કઢાવવું અને શોધન પણ કરવું. ડાહ્યા વૈદ્યે તેને યોગ્ય પ્રકારે શસ્ત્રવતે કાપી નાખીને તેમાંથી પરૂ વગેરેને કાહાડી નંખાવવાં અને પછી વ્રણમાં કહેલી રીતિ પ્રમાણે ચિકિત્સા કરવી. **અથવા**–દાડિમડીનાં ફુલ, જવાસો કે અરડૂસો, અને હરડે એઓનું ઝીણું ચૂર્ણ કરીને લેપવાથી નખની અંદર થએલી રસી તથા સણકા એઓનો તત્કાળ નાશ કરે છે. ૩૦–૩૩

( અનુષ્ટુપ-છંદ )

स्वरसेनहरिद्रायाः पात्रे कृष्णायसेभयां ॥
पिष्ट्वा तक्रेणकल्केनलिंपेच्चिप्पं पुनः पुनः ॥ ३४ ॥

હળદરના સ્વરસ સાથે લોઢાના વાસણમાં હરડેને ઘસીને–વાટીને તે કલ્કથી ચિપ્પની ઉપર વારંવાર લેપ કરવો એટલે લોઢાના વાસણમાં હરડેને હળદરના રસમાં પલાળીને તે રસથી જ ઘુંટીને ચોપડવાથી ચિપ્પને મટાડે છે. ૩૪ **અથવા**—

अंतर्धुमविदग्धस्य हरितालान्वितस्य च ॥
तंडुलीयकमूलस्यचूर्णं पूतिनखापहं ॥ ३५ ॥

અંતર્ધુમમાં બાળેલી હરતાલને તાંદળજાના મૂળના ચૂર્ણ સાથે મેળવી ચોપડવામાં આવે તો નખમાંની ગંધાતી રસીનો નાશ કરે છે. ૩૫

### અરૂંખિકાનું લક્ષણ.

अरूंषिवहुवक्राणि वहुक्लेदीनिमूर्द्धनि ॥
कफासृक्कमिकोपेननृणांविद्यादरुंषिकाम् ॥ ३६ ॥

કફના, લોહીના અને કૃમિઓના કોપના લીધે માથામાં ઘણા મોહોડાવાળા અને ઘણા ક્લેદવાળા વ્રણો થાય છે તેને અરૂંખિકા કહે છે. ૩૬

### અરૂંખિકાના ઉપાય.

अरूंषिकांजलौकाभिग्राहयेद्बहुशोभिषक् ॥
प्रक्षालयेन्मुहुस्तक्रसैंधवक्काथवारिभिः ॥ ३७ ॥
मुहुर्मुहुस्ततोलिंपेत्पटोलारिष्टवासकैः ॥
कपालं भृष्टकुष्टस्य चूर्णं वा तैलसंयुतं ॥ ३८ ॥
लेपादरुंषिकाकंडूक्लेददाहार्तिनाशनं ॥
हरिद्राद्वयभूनिंबत्रिफलारिष्टचंदनैः ॥ ३९ ॥

વૈદ્યે અરૂંખિકામાં વિશેષે કરીને જળો મુકાવવી. તદંતર વારંવાર છાશ અને સિંધાલુણના કવાથથી માથાને ધોયા કરવું. **અથવા** કડવાં પરવળ, લીંબડો, અરડૂસી અને માટીના ઠીકરામાં સેકેલું ઉપલેટનું ચૂર્ણ એ સર્વ-

ને તૈલમાં મેળવીને વારંવાર લેપ કરવામાં આવે તો અરૂંખિકા, ચળ, કલેદ અને બળતરાની પીડા એઓનો નાશ થાય છે. **અથવા**—હળદર, દારૂહળદર, કિરીયાતું, હરડે, બેહેડાં, આંમળાં, લીંબડો અને રતાંજલી એઓના કલ્કથી તૈલને તૈયાર કરીને તેનો માલેસ કરવામાં આવે તો અરૂંખિમાં હિતકારી છે. આ હરિદ્રાદ્ય તૈલ કહેવાય છે. ૩૭-૩૯

## દારૂણુકનું નિદાન સહ લક્ષણ.

**एतत्तैलमरुंषीणांसिद्धमभ्यंजनेहितत् ॥**
**दारुणा कंडुरारुक्षा केशभूमिः प्रपद्यते ॥ ४० ॥**

વાયુના અને કફના કોપથી વાળોની જગ્યા ખરસઠ, ચળવાળી અને લુખી થઈ જાય તેને દારૂણુક કહે છે. ૪૦

## દારૂણુકના ઉપાય.

**कफ मारुत कोपेन विद्या दारुणकं तु तत् ॥**
**दारुणे च शिरां विन्ध्येत्स्निग्धस्विनांल्ललाटजां ॥ ४१ ॥**

દારૂણુકમાં નસ ખોલાવવી અથવા સ્નિગ્ધ પદાર્થોથી પ્રસ્વેદ મુક્ત કરીને લલાટની નાડીને વીંધવી અવપીડન, મસ્તક વિરેચન, મર્દન અને શ્રાવ એઓ ઉપચારો ઉપ-યોગમાં લેવા. ૪૧ **અથવા**—

**अव पीड शिरोरेकानभ्यंगाश्चावचारयेत् ॥**
**कोद्रवाणां तृणक्षार पानीयं परिधावने ॥ ४२ ॥**
**कुर्य्यादारुणके मूर्द्धि प्रलेपो मधुसंयुतः ॥**
**प्रियालबीजमधुककुष्टमाषैस्ससैंधवैः ॥ ४३ ॥**

गुंजाफलश्रृतं तैलं भृंगराजरसेन च ॥
कंडूदारुणहृत्कुष्ठकपालव्याधिनाशनं ॥ ४४ ॥

કોદરાના તૃણનો ખાર લઇ તેને પાણીમાં ઓગાળીને તે પાણી વડે માથાને ધોવું. **અથવા** ચારોળીનાં બીજ જેઠીમધ, ઉપલેટ, અડદ, સિંધાલુણ અને ચણોઠીઓ એઓનો જળભાંગરાના રસમાં ક્વાથ કરીને તેનો ઉપયોગ કરવાથી–એટલે મધમાં મેળવીને તેનો માથા ઉપર જાડો લેપ કરવામાં આવે તો ચળ, દારૂણક હૃત્કુષ્ટ અને કપાળના રોગોનો નાશ કરે છે. ૪૨–૪૪ **અથવા**

( સ્વાગતા–છંદ )

भृंगराजत्रिफलोत्पलसारि लोहपुरीषसमन्वितकारि ॥
तैलमिदं पंच दारुणहारि लुंचितकेशघनस्थिरकारि ॥४५॥

જળભાંગરો, ત્રિફળા, લોઢાનું કીટું, કમળ અને ઉપલસીરી એઓથી તેલને પકાવીને માથે ચોપડવાથી ખરી ગએલા વાળોને કે ખરી જતા વાળોને સારી પેઠે સ્થિર અને ઘટ્ટ કરે છે. ૪૫

ઇંદ્રલુપ્ત–ઊંદરીનાં નિદાન સંપ્રાપ્તિ તથા લક્ષણ.

रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम् ॥
प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितम् ॥ ४६ ॥
रुणद्धिरोमकूपांश्च ततोऽन्येषामसंभवम् ॥
तदिन्द्रलुप्तंखालित्यंरुजेतिचविभाव्यते ॥ ४७ ॥

રૂવાડાંઓના ખાડાઓમાં રહેલું પિત્ત વાયુ સહિત કોપ પામીને ( કિંવા રૂવાડાંઓમાં ખાડાઓમાં રહેલુ લોહી

પિત્તની સાથે કોપ પામીને ) રૂવાડાંઓને ખેરવી પાડે છે અને તે પછી લોહી સહિત કફ વાળોના છિદ્રોને પુરી નાખે છે તેથી નવા વાળ ઉગવા પામતા નથી તેને ઇંદ્રલુપ્ત–ટાલ પડી ગએલ–ખાલિત્ય–ઊંદરી તથા રૂજ્યા એવા નામથી રોગને ઓળખે છે. ૪૬–૪૭

( આ રોગ માટે વિદેહાચાર્ય તથા ભોજ લખે છે કે–આ રોગ સ્ત્રીઓને થતો જ નથી; કારણ દરેક મહિને દુષ્ટ લોહી સ્ત્રીઓને નીકળી જાય છે એ માટે લોહી દુષ્ટ થઇ રોમકુપોના છિદ્રોને રોકી શકવાનો સંભવ જ નથી તેથી એ રોગ થવાનો પણ સંભવ નથી. પરંતુ કાર્તિકાચાર્ય આ રોગના સ્થાનને માટે સર્વથી જુદો જ મત દર્શાવે છે કે " ઇંદ્રલુપ્ત ડાઢી અને મુંછમાં જ થાય છે, ખાલિત્ય માથામાં જ થાય છે અને રૂજ્યા પીડા સહિત હોય છે." એ ઉપરથી એમ સમજાય છે કે ઇંદ્રલુપ્ત, ખાલિત્ય તથા રૂજ્યા એ રોગોનાં સ્થાનો જુદાં જુદાં હોવાથી ભિન્નતાપણું રહેલું છે, પણ સુશ્રુતાચાર્યે એ ત્રણે રોગ એકજ છે એમ સ્પષ્ટિકરણ કરેલું છે. )

### ઇંદ્રલુપ્તના ઉપાય.

इंद्रलुप्तेशिरांमूर्ध्निस्निग्धस्विन्नस्य मोक्षयेत् ॥
कल्कैस्समरिचैर्लिप्याच्छिलाकाशीसतुत्थकैः ॥ ४८ ॥
तिक्तापटोलिपत्रस्वरसैर्घृष्टा समं याति ॥
चिरकाल जापिरुज्यानियतंदिवसत्रयादेव ॥ ४९ ॥
इंद्रलुप्तापहो लेपो मधुना बृहतीरसः ॥
हस्तिदंतमषीकृत्वाछागदुग्धं रसांजनं ॥ ५० ॥

लोमान्यनेनजायंतेनृणांपादतलेष्वपि ॥
मालती करवीराग्निनक्तमालविपाचितं ॥ ५१ ॥
तैलमभ्यंजनेशस्तमिंद्रलुप्तहरं परं ॥
अवगाढं प्रच्छयित्वाकेशभूमि पुनः पुनः ॥ ५२ ॥
गुंजाफलैश्चिरलिंपेदिंद्रलुप्तप्रशांतये ॥
धात्रीफलद्वयंपथ्ये द्वे तथैकंविभीतकं ॥ ५३ ॥
लोहचूर्णस्यकर्षतुदशार्द्धं चूतमज्जनः ॥
पिष्ट्वालोहमयेभांडेस्थापयेदुषितं निशां ॥ ५४ ॥

ઇંદ્રલુપ્ત રોગમાં મસ્તકની નસને સ્નિગ્ધ પ્રસ્વેદ યુક્ત કરીને ખોલવી. **અથવા** કાળાં મરી, મણશીલ, હીરાકશી અને મોરથુથુ એઓનો કલ્ક કરીને માથે ચોપડવો. **અથવા** કડવાં પરવળનાં પાંદડાંઓનો સ્વરસ કાહાડીને તેથી ઘસવામાં આવે તો લાંબા વખતથી થએલ રૂજ્યા પણ ત્રણ દિવસમાં અવશ્ય શાંત થઇ જાય છે. ૭-૮ **અથવા**—મધ સાથે મોટી ભોરીંગણીનો રસ ચોપડવામાં આવે તો ઊંદરીનો રોગ મટે છે. **અથવા** હાથીદાંતનો વેર બાળીને તેમાં રસવંતિ નાખીને (બકરી કે ગાડરના દુધમાં ઘુંટીને) ચોપડવામાં આવે તો હથેળીમાં પણ વાળ ઉગી આવે છે. (તો પછી માથામાં ઉગે એમાં નવાઈ શી?) **અથવા**-ચંબેલી, કણેર, ચિત્રો, તથા કરકચ, (અને વાયવરણો) એઓના કલ્કથી પકાવેલું તેલ ચોળવામાં આવે તો ઇંદ્રલુપ્ત રોગ નાશ થઈ જાય છે એમાં કશો સંશય નથી. **અથવા**-ચણોઠીના કલ્કનો વારંવાર જાડો લેપ કરીને પછી

કેશ ભૂમિ ઉપર અસ્તરો લગાવ્યા કરે તો તેથી પણ ઇંદ્રલુપ્ત રોગની શાંતિ થાય છે. **અથવા** એમ કર્યા પછી આ રોગની શાંતિ માટે રસાયન પ્રયોગ કરવામાં આવે તો પણ શાંતિ થાય છે. **અથવા** આંબળા ૨ ભાગ, હરડે ૨ ભાગ, બહેડાં ૧ ભાગ, બેહડાનો ભૂકો ૧ તોલું અને કેરીની ગોટલી ૫ તોલા એ સર્વને લોહડાના વાસણમાં ઘુંટીને રાત્રીએ રહેવા દઇ પછી તેનો લેપ કરવામાં આવે તો અકાળે આવેલાં પળીઆનો નાશ કરે છે અર્થાત આ દવાથી વાળ કાળા થાય છે. ૪૮–૫૪

**અગ્નિરોહિણીનું લક્ષણ તથા નિદાન.**

**लपोयंहंतिनचिरादकालपलितं महत् ॥**
**कक्षाभागेषु ये स्फोटा जायंते मासदारुणा ॥ ५९ ॥**
**अंतर्दाहज्वरकरादीप्तपावकसन्निभाः ॥**
**तमग्नि रोहणीविद्यादसाध्यां सन्निपातजां ॥ ५६ ॥**

બગલના ભાગમાં બહુજ દારૂણ અંદર બળતરા કરનારા અને દીપ્ત અગ્નિ સમાન જે ફોડલાઓ થાય છે તે અગ્નિરોહિણી કહેવાય છે. ત્રિદોષની ત્રાસવાળી હોય તો તો તે અગ્નિરોહિણી અસાધ્ય છે, પણ વાયુની ત્રાસવાળી હોય તો સાત દિવસે પિત્તની ત્રાસવાળી હોય તો (૧૦ અથવા) બાર દિવસે અને કફની ત્રાસવાળી હોય તો પંદર દિવસે માણસને મારી નાખે છે. ૫૫–૫૬

**અગ્નિરોહિણીના ઉપાય.**

**सप्ताहाद्वादशाहाद्वापक्षाद्वाहंति मानवं ॥**
**रोहिण्यां लंघनं कुर्याद्रक्त मोक्षं विरूक्षणं ॥ ५७ ॥**

અગ્નિરોહિણીવાળાને બંધન કરાવવું **અથવા** લોહી કઢાવવું, તેથી ફાયદો થાય છે, **અથવા** પિત્તના વિસર્પની ચિકિત્સામાં કહેલા પ્રકારથી વૈદ્યે અગ્નિરોહિણીને મટાડવી અથવા જુલાબ વગેરેથી શરીરને શુદ્ધ કરવું. પણ જો બહુજ વધી પડેલી હોય તો તેવી અગ્નિરોહિણીનો ઉપાય કરવોજ નહિ. ૫૭

**ગુદભ્રંશ આમણનું લક્ષણ તથા હેતુ.**

**पित्तवीसर्प्प विधिना साधयेदग्निरोहिणीं ॥**
**प्रवाहाणाति साराभ्यां निर्गच्छति गुदोबहिः ॥ ५८ ॥**

જેનું શરીર રૂક્ષ લુખું તથા દુબળું હોય તેવાની ગુદા ઝાડે જવાના સમયમાં કરાંઝવાથી તથા બહુ ઝાડા થવાથી—અતિસારથી બહાર નીકળે છે તેને ગુદાભ્રંશ—આમણ-આંબળ બહાર નીકળ્યું કહે છે. ૫૮

**ગુદભ્રંશના ઉપાય.**

**रूक्षदुर्बल देहस्य गुद भ्रंशं तमादिशेत् ॥**
**गुदभ्रंशगुदंस्विन्नंस्नेहेनाक्तं प्रवेशयेत् ॥ ५९ ॥**
**कमलंपद्मिनी पत्रं स्वादेद्वा शर्करान्वितं ॥**
**मूषिकाणां वसाभिर्वा गुदभ्रंशं प्रलेपयेत् ॥ ६० ॥**

ગુદાને શેક કરી ઘીથી અથવા તેલથી ખરડીને (આંબળ—આમણને) અંદર પેસાડી દેવી અને પેસાડયા પછી કમળનાં કુણાં પાંદડાંને સાકર સાથે ખાય, **અથવા** ઊંદરની ચરબી આંમણ ઉપર ચોપડવામાં આવે **અથવા**—બાફેલા ઊંદરના માંસથી સેક કરવામાં આવે તો આમણ નીકળતી બંધ પડે છે. ૫૯–૬૦

## વૃષણ કચ્છનું નિદાન તથા લક્ષણ.

सुस्विन्नमूषिकामांसैर थवास्वेदयेद्भृशं ॥
स्नानोत्सादनहीनस्यमलोवृषणसंस्थितः ॥ ६१ ॥
प्रक्लिद्यतेदास्वेदात्सकंडूजनयेत्तदा ॥
कंडयनात्ततः क्षिप्रंस्फोटास्रावश्चजायते ॥ ६२ ॥

નહી નાહવાવાળા અને અંગોને સાફ નહી કરવા-વાળાના અંડકોષોની ઉપર રહેલો મેલ જ્યારે પરસેવાથી પલળે છે ત્યારે ખરજ થાય છે અને એ પ્રકારે ખરજ થતાં ખણવાથી તુરત ફોડલી થાય છે અને તેમાંથી રસ ઝરે છે, એને વૃષણ કચ્છ કહે છે. આ રોગ કફના તથા લોહીના કોપથી થાય છે. ૬૧-૬૨

## વૃષણ કચ્છના ઉપાય.

प्राहुर्वृषणकच्छूंतांश्लेष्मारक्तप्रकोपजां ॥
सज्जाह्वाकुष्टसैंधवसित सिद्धार्थैः प्रकल्पितोयोगः ॥६३॥

રાળ, ઉપલેટ, સિંધાલુણ અને ધોળા સરસવ એઓને પાણી સાથે વાટી કોથળીની ઉપર ચોળવામાં આવે તો કોથળી ઉપર આવતી વલૂર તથા ઝરતો ફોડલો વગર મહેનતે જરૂર મટી જાય છે. ૬૩

## સમસ્ત ક્ષુદ્રરોગોની સામાન્ય ચિકિત્સા.

उद्वर्तनेननित्यंशमयतिकण्डुमनायासम् ॥
प्रायेणक्षुद्ररोगेषु शस्त्रक्षारा निलक्रिया ॥ ६४ ॥
लेपनं शोणिताकृष्टिरितिसामान्यसंग्रहः ॥ ६५ ॥

ઘણું કરીને સર્વ પ્રકારના ક્ષુદ્ર રોગો ઉપર શસ્ત્ર ક્રિયા, ક્ષાર મુકવાની ક્રિયા, ડાંભવાની ક્રિયા તથા લેપન ક્રિયા અને લોહી કઢાવવાની ક્રિયા એઓ સાધારણ ઉપયોગમાં લેવામાં આવે તો સર્વે પ્રકારના ક્ષુદ્ર—નાહના રોગો ઉપર હિતકારી છે. ૬૪–૬૫

---

## મોહોડાના રોગોનાં નિદાન, લક્ષણ તથા ઉપાય.

---

### મોહોડાના રોગોનાં નિદાન.

( ઉપજાતિ–છંદ )

आनूपमासयवमांषदुग्धदध्यादिनां सेवनतः प्रकोपम् ॥
उपेत्य दोषा वदनेषु कुर्युः कफोत्तरानरोगचयाननेकान् १

જળપ્રાય દેશનાં પ્રાણીઓનાં માંસોના સેવનથી, યવના સેવનથી ( ક્ષારના સેવનથી ? ) દુધના, દહીના કે અડદ વગેરેના અતિ સેવનથી કોપેલા કફાદિ દોષો અર્થાત્ જેમાં કફ પ્રાધાન્યતા ધરાવતો હોય તેવા વાતપિત્તાદિ દોષો મોહોડામાં અનેક પ્રકારના રોગોને પેદા કરે છે. ૧

### હોઠના રોગોનું લક્ષણ.

( અનુષ્ટુપ–છંદ )

दाल्येते परिपाटयेते ओष्ठौमारुतकोपतः ॥
चीयते सरुजौ पित्तात्पिटिकाभिः समंततः ॥ २ ॥
कफादोष्ठौ च भवतः पिच्छिलौ शीतलौ गुरू ॥
अनेकपिटिकाव्याप्तौ सन्निपाताद्रुजान्वितौ ॥ ३ ॥

વાયુના કોપથી હોઠ ચીરાએલા અને કાંઈક ફાટેલી

ચામડીવાળા થઈ જાય છે, પિત્તના કોપથી બન્ને હોઠ ચોમેર પિત્ત સંબંધી પીડા કરનારી ફોડલીઓથી વ્યાપ્ત થઇ જાય છે. કફના કોપથી હોઠ ચીકણા, શીતળ અને ભારે થઇ જાય છે, ત્રિદોષના કોપથી અનેક ફોડલીઓ વ્યાપ્ત અને પીડાયુક્ત હોય છે અને લોહીના પ્રકોપથી ખજૂરીના ફળ જેવી ફોડલીઓથી પીડિત લોહીના સ્રાવ યુક્ત અને રાતી કાંતિવાળા હોય છે. (આ સિવાય મેદથી, માંસથી અને અભિઘાત એઓથી થએલા રોગો પણ હોઠ ઉપર થાય છે. હોઠના રોગોની સંખ્યા આઠની છે અર્થાત્ આઠ પ્રકારના હોઠમાં રોગ થાય છે.) ૨-૩

## હોઠના રોગોના ઉપાય.

(રથોદ્ધતા-છંદ)

**रक्ताद्रक्तोपसृष्टौ च शोणितं स्रवतो भृशं ॥**
**दंतमूलमुखकंठजा गदाःप्रायशोस्रकफकोपजा मताः ॥**
**तेषु दुष्टरुधिरं मुहुर्मुहु स्रावयेदवहितो भिषग्वरः ॥ ४ ॥**

ઘણું કરીને દાંતોના મૂળમાં, મોહોડામાં અને ગળામાં થનારા રોગોમાં કફ અને લોહી મુખ્યતા ધરાવે છે માટે વૈદ્યવરોએ એ રોગોમાં ખરાબ લોહીને વારંવાર કહાડી નખાવવું એજ હિતાવહ છે. ૪ **અથવા—**

(ઇંદ્રવજ્રા-છંદ)

**श्रीवेष्टकं सर्ज्जरसं पुरं च देवद्रुमं यष्टिमधूकसारम् ॥**
**सचूर्ण्यसर्वमयतोविदध्यात्संघर्षणं मानवओष्टरोगे ॥ ५ ॥**

દેવદારનો ગુંદ, રાળ, ગુગળ, દેવદાર, જેઠીમધ, અને

મહુડાં એઓનું ચૂર્ણ કરી સમસ્ત હોઠના રોગ માટે માણસોએ ઘસવાના ઉપયોગમાં લેવું. ૫

( ઉપજાતિ-છંદ )

**पित्तोद्भवेशीतलवास्सिेको वांतिर्विरेको हि घृतस्य पानं ॥**
**कफात्मकेमूर्ध्निविरेचनंस्यान्नस्यातिधूमः कवलग्रहाश्च ६**

પિત્તથી થએલા હોઠના રોગમાં ટાઢા પાણીનાં સેંચનો ઉલટી, જુલાબ અને ઘૃત પાન એઓનોજ ઉપયોગ કરવો.

કફથી થએલો હોઠનો રોગ હોય તો શિરો વિરેપન, નાસ, ધૂમ્ર અને કવળ ગ્રહણ કરાવવો. ૬

( શાલિની-છંદ )

**क्षारोव्योषंक्षौद्रयुक्तंनिहन्यादोषेजातं घर्षणेनाशुरोगं ॥**
**धान्यंरालोगैरिकं सिक्थमेतैः सिद्धंतैलंसर्प्पिरोष्ठव्रणं वा ॥७॥**

જવખાર, સુંઠ, મરી, લીંડીપીપર એઓની ભૂકીને મધ સહિત હોઠે ઘસવામાં આવે તો હોઠમાં થએલા સર્વ રોગને તુરત હણી નાખે છે. અથવા-ધાણા, રાળ, સોનાગેરૂ અને મીણ એઓનાથી સિદ્ધ કરેલું તેલ કે ઘી હોઠના વ્રણો ઉપર ચોપડવામાં આવે તો મટી જાય છે. ૭ **અથવા**

( અનુષ્ટુપ્-છંદ )

**प्रियंगु त्रिफला लोध्रं सक्षौद्रं प्रतिसारणं ॥**
**हितं वा शतधौतेन घृतेन परिलेपनं ॥ ८ ॥**

કાંગ, હરડે, બેહેડાં, આમળાં અને લોદર એઓને મધમાં મેળવી આંગળી વતે ધીરે ધીરે હોઠ ને મોહાડામાં ઘસવામાં આવે તો એ પ્રતિસારણ ક્રિયાથી હોઠના રોગ

મટી જાય છે. **અથવા** સો વખત પાણી વતે ધોએલું ઘી ચોપડવામાં આવે તો હોઠના રોગો માટે હિતકારી છે. ૮

## દાંતના રોગોના ઉપાય.

( ઇંદ્રવજ્રા-છંદ )

**ज्योतिष्मती लोध्रककुष्टदार्वीपाठासमंगाकटुकाघृतानां ॥**
**तेजाह्वयाग्रंथिकसंयुतानां चूर्णेनदंतेषुविघर्षणानि ॥ ९ ॥**

( ઉપજાતિ-છંદ )

**कुर्य्यात्ततोनाशमुपैतिरक्तस्त्रावोयथामांसविशीर्णता च ॥**
**शिरोविरेकोरुधिरस्त्रमोक्षोनस्यंहितंस्निग्धसुभोजनं च १०**

માલકાંકણી, લોદર, ઉપલેટ, દારૂહળદર, કાળીપાડ, મજીઠ ( કે રીસામણી ? ), કડુ, તેજબળ અને પીપરીમૂળ એઓના ચૂર્ણને ઘીમાં મેળવીને દાંતે ઘસવામાં આવે તો દાંતમાંથી કે પેઢામાંથી નીકળતું લોહી તથા પેઢાના માંસોનું વીખાઈ જવું એઓનો નાશ કરે છે.

માથાને દોષોથી ખાલી કરવાના ઉપાય યોજવા. લોહી કઢાવવું, નાસ લેવા અને સ્નિગ્ધ ભોજન કરવા એઓ દાંતના રોગવાળાને હિતકર્ત્તા છે. ૯—૧૦ **અથવા**—

**सपंचलवणक्षारः सक्षौद्रः प्रातिसारणं ॥**
**विस्राविते दंतवेष्टे पूयस्त्रावि व्रणे हितं ॥ ११ ॥**

પાંચે જાતનાં લૂણ, જવખાર અને મધ એઓને એકત્ર કરી આંગળી વતે ધીરે ધીરે દાંતોને ઘસવામાં આવે તો તેથી પેઢાંઓ લોહીને તથા પરૂને સ્રાવે અને દાંતો હાલી જાય અથવા ગંધાતા પરૂને સ્રાવે એવા હોઠના વ્રણોને આ ઉપાય હિતકારી છે. ૧૧ **અથવા**—

**तिलकल्कोदकैः शस्तोगंडूषो दंतचालने ॥**
**मुखरोगेदंतहर्षे तिलकल्कः सदा हितः ॥ १२ ॥**

તલના કલ્કના પાણીના કોગળા કરવામાં આવે તો દાંતોના હાલવા ઉપર શ્રેષ્ઠ છે. મોહોડાના રોગો ઉપર અને દંત હર્ષ નામના દાંતના રોગોના ઉપર તલનો કલ્ક હમેશાં હિતકારી છે. ૧૨ **અથવા–**

**बकुलोद्भवपत्रचवर्णचलदंतस्थिरताकरंपरं ॥**
**घृतपिप्पलिमाक्षिकंमुखेविधृतंदंतचलत्वशूलजित् ॥१३॥**

બોલસરીના પાનડાઓને ચાવવાથી દાંતોના હાલવાપણાને બંધ કરી દાંતોને મજબૂત કરે છે. અથવા લીંડીપીપરના ચૂર્ણમાં ઘી અને મધ નાખીને મોહોડામાં ધારણ કરવામાં આવે તો દાંતોનું હાલવાપણું અને દાંતમાંનું શૂળ એઓને જીતી લે છે. ૧૩ **અથવા–**

**दंतक्रिमिहरं कोष्णं हिंगु दंतांतरे स्थितं ॥**
**उष्णतैलाज्यवातघ्नैर्हिताश्च कवलग्रहाः ॥ १४ ॥**

હીંગને જરા ગરમ કરીને દાંતોના વચમાં રાખવામાં આવે તો દાંતમાં પડેલા કરમીયા–જીવાતનો નાશ કરે છે. **અથવા**—ઉનું તેલ **અથવા** ઉનું ઘી તથા વાયુને હરનારા ઉપચારો અને કવળગ્રહ એઓ પણ દાંતોના રોગોને હિતકારી છે. ૧૪ **અથવા–**

( આર્યા–છંદ )

**बृहतीभूमिकदंबकपंचांगुलकंटकारिकाथ :**
**गंडूषस्तुसतैलः क्रमिजां दंतव्यथां हंति ॥ १५ ॥**

ઉભીરીંગણી, ભોંયકદંબ, ધોળો એરંડો અને ભોરીંગણી એઓનો ક્વાથ કરી તેને તેલથી મિશ્ર કરીને તેના કોગળા કરવામાં આવે તો તેથી કૃમિદંત-દાંતોમાં થતા કૃમીઓની વેદના શાંત થાય છે. ૧૫ **અથવા-**

( ગીતિ-છંદ )

**दंतीसुवर्ण दुग्धाकाशीसविडंगवत्सकबीजानां ॥**
**चूर्णस्नुह्यर्कदुग्धैर्दन्ताच्छिद्रेषु पूरणं शस्तं ॥ १६ ॥**

નેપાળાનું મૂળ, દારૂડી, હીરાકસી, વાવડીંગ અને ઇંદ્રજવ એઓના ચૂર્ણને થોરના તથા આકડાના દુધમાં મેળવીને દાંતોના પોલાણમાં પૂરી દેવામાં આવે તો સારૂં છે; કેમકે તેમ કરવાથી દાંતમાં પડેલું પોલાણ પુરાઇ જાય છે. ૧૬ **અથવા-**

**दंतधावन रूक्षान्नमम्लं शीतांबु वर्ज्जयेत् ॥ १७ ॥**

દાંતના રોગીએ દાતણ ચાવવું, લુખું અન્ન ખાટા પદાર્થ અને બહુ ઠરેલું પાણી એઓનો ત્યાગ કરવો. ૧૭

---

## જીભના રોગોનાં લક્ષણો તથા ઉપાયો.

---

### વાતાદિદોષથી થએલા જીભ વિકારનાં જુદાં જુદાં લક્ષણો.

( અનુષ્ટુપ-છંદ )

**लेखनात्स्फुटिता जिह्वा प्रसुप्ता नीलवर्णका ॥**
**पित्तात्सदाहदीर्घैश्च सरक्तैः कंटकैर्वृता ॥ १ ॥**

વાયુથી થએલો જીભનો રોગ હોય તો જીભ જરાક ફાટી ગઇ હોય, ખાટા મીઠા રસને ન જાણતી હોય તેવી

રસના જ્ઞાન રહિત અને અનિલ વર્ણવાળી જણાય છે. પિત્તથી થએલો જીભનો રોગ હોય તો બળતરાવાળા, લાંબા અને રતાશવાળા કાંટાઓથી જીભ વ્યાપ્ત જણાય છે. કફથી થએલો જીભનો રોગ હોય તો જીભ ભારે, જાડી અને માંસના અંકુરાઓથી વ્યાપ્ત જણાય છે. ૧

**જીભના રોગોનાં ઉપાય.**

**कफेनगुर्वीबहलामांसोच्छ्रायैः सकंटकैः ॥**
**जिह्वागतविकाराणां शस्तंशोणितमोक्षणं ॥ २ ॥**

જીભે થએલા રોગોને માટે લોહી કઢાવવું અને ગળો, લીંબડો તથા લીંડીપીપર એઓનો તીખા પદાર્થોની સાથે કવળ રાખવો એ હિતકારી થાય છે. ૨

**गुडचीपिप्पलीनिंब क्वाथस्य कवलग्रहः ॥**
**पटोलकटुकाव्योपपाठासैंधव भार्गिभिः ॥ ३ ॥**
**चूर्णेर्मधुयुतो लेपः कवलो मधुतैलिकः ॥**
**विडंगपिप्पलीभ्यां तु धावनं सरसाजनं ॥ ४ ॥**

કડવાં પરવળ, કડુ, સુંઠ, મરી, લીંડીપીપર કાળી પાડ, સિંધાલુણ અને ભારંગી એઓનું ચૂર્ણ કરી તેનો મધ સાથે લેપ કરવો અથવા મધ તેલ સહિત એઓનો કવળ કરવો. ૩-૪ **અથવા-**

**गृह्णीयात्कवलं वापि गौरसर्षपसैंधवैः ॥**
**उपजिह्वंतुसंलिप्यक्षारेण प्रतिसारयेत् ॥ ५ ॥**
**शिरोविरेकगंडूषलेपैश्चैनामुपाचरेत् ॥**
**व्योषक्षाराभयावह्निचूर्णमेतत्प्रघर्षणं ॥ ६ ॥**

**उपजिह्वोपशांत्यर्थमेभिस्तैलंविपाचयेत् ॥ ७ ॥**

( આર્યા-છંદ )

**वासाक्काथोमाक्षिकसैंधवगृहधूममालतीयुक्तः ॥**
**उपजिह्वा मधिजिह्वां कठिनामपि क्षिणोतिघर्षणतः ॥८॥**

વાવડીંગ, લીંડીપીપર, ધાવડીનાં ફુલ, રસવંતી, ધોળા સરસવ અને સિંધાલુણ એઓનો કવળ ધારણ કરવો. ૪॥

પડજીભી થએલ હોય તો તેને ખોતરીને ક્ષારથી પ્રતિસારણ ( આંગળી વતે ધીરે ધીરે ઘસવામાં આવે તે) કરવું અને માથાનાં વિરેચનોથી, કોગળાઓથી તથા લેપોથી પણ ઉપચાર કરવા. **અથવા** સુંઠ, મરી, લીંડી-પીપર, જવખાર, હરડે અને ચિત્રામૂળ એઓનું ચૂર્ણ ઘસવામાં આવે અથવા એ ચૂર્ણના કલ્કથી પકાવેલા તૈલના કોગળા વગેરેમાં ઉપયોગ કરવામાં આવે તો તેથી પડજીભી શાંત થાય છે. **અથવા**

અરડૂસાનો ક્વાથ કરી તેમાં ઘરમાંનો ધુવાડાનો ધુમસ, સિંધાલુણ, મધ અને માલતી એઓને નાખીને ઘસવામાં આવે તો કઠણ ઉપજીભ્હા-પડજીભી અને મધ જીભ્હાનો પણ અવશ્ય નાશ કરે છે. ૫-૮

## તાળવાના રોગોનાં નિદાન તથા લક્ષણ અને ચિકિત્સા.

### ગળશુંડીનું લક્ષણ.

( શાલિની-છંદ )

**दीर्घशोफस्तालुमूलेप्रवृद्धः श्लेष्मासृग्भ्यांध्मातबस्ति प्रकाशः**
**तृष्णाकासश्वासकृत्तंवदंतिव्याधिंवैद्याःकंठशुंडीतिनाम्ना ॥१॥**

કફ અને લોહી એઓના કોપવાથી તાળવાના મૂળમાંથી વધેલો, લાંબો, પવનથી ભરાયલી મસકના જેવો ફુલેલો અને તરસ, ઉધરસ તથા શ્વાસ એઓને ઉત્પન્ન કરનારો સોજો થાય છે તેને વૈદ્યો ગળશુંડી કહે છે. ૧

## ગળશુંડીના ઉપાય.

( અનુષ્ટુપ-છંદ )

क्षित्वातांव्योषसिंधूत्थवचाक्षौद्रैश्वघर्षयेत् ॥
गलशुंडीक्षयंयाति वज्रक्षीरेणलेपिता ॥ २ ॥
निहंतिगलशुंडी च शेफालीमूलचर्वणं ॥
पिचुमंदकषायेण कवलंतत्रधारयेत् ॥ ३ ॥
हरीतकीकषायोवाहितोमाक्षिक संयुतः ॥
कटुकातिविषादारुपाठामुस्तकलिंगकाः ॥ ४ ॥

ગળશુંડી યોગ્ય પ્રકારે કાપી નાખીને તેના ઉપર સુંઠ, મરી, લીંડીપીપર, સિંધાલુણ, વજ એઓના ચૂર્ણને મધ સાથે ઘસવામાં આવે તો તેથી ગળશુંડીનો નાશ થાય છે **અથવા** થોરના દુધનો લેપ કરવામાં આવે તો તેથી પણ ગળશુંડી મટે છે. **અથવા** નગોડનાં મૂળ ચાવવાથી પણ ગળશુંડી મટી જાય છે. **અથવા** લીંબડાના કવાથના કવળ ધારણ કરવાથી પણ ગળશુંડી મટી જાય છે. **અથવા** હરડેનો કવાથ મધ સહિત ઉપયોગમાં લેવામાં આવે તો **અથવા** કડુ, અતિવષ, દારૂહળદર, કાળીપાઠ, મોથ, ઇંદ્રજવ એઓનો ગોમૂત્રમાં કવાથ કરીને પીવામાં આવે તો કંઠના સર્વ રોગ મટી જાય છે. ૨-૪

गोमूत्रक्वथिताः पीताः कंठरोगविनाशकाः ॥
तालुपाकेविधातव्यंविधानंपीतनाशनं ॥ ५ ॥
साध्ये च रोहिणी रोगे हितं शोणित मोक्षणं ॥
घर्षणंधूमपानं च गंडूषानस्यकंहितं ॥ ६ ॥
सुखोष्णान्स्नेहकवलांपंचमूलांबुनस्तथा ॥ ७ ॥

જો તાલુપાક નામનો તાળવામાં રોગ થયો હોય તો પિત્ત નાશક વિધિ ઉપયોગમાં લેવા. જો રોહીણી નામનો ગળાનો રોગ સાધ્ય હોય તો લોહી કઢાવવું, તેના ઉપર ઓષડો ઘસવાં, ધ્રૂમ્રપાન, કોગળા અને નાશ આપવા એ હિતકારી છે. ૫-૭

( ઉપજાતિ-છંદ )

तेजोवतींदारुनिशांसपाठा रसांजनं क्षारकणेविचूर्ण्य ॥
क्षौद्रेणकुर्य्याद्गुटिकांमुखेनतांधारयेत्सर्वगलामयेपु ॥८॥

સહેવાય તેવા સ્નેહોના ઉના કોગળાઓ-કિંવા કવળ ધારણ કરવા. અથવા પાંચ મૂળના કવાથના કોગળા કરવા. અથવા તેજબળ, દારૂહળદર, કાળીપાડ, રસવંતી, જવખાર અને લીંડીપીપર એઓના ચૂર્ણને મધ સાથે સારી પેઠે ઘુંટીને તેની ગોળી કરીને મોહોડામાં રાખવામાં આવે તો સર્વ પ્રકારના ગળાના રોગો મટી જાય છે. ૮

मुखपाके शिरावेध शिरःकायविरेचनं ॥
कायं च बहुधा नित्यं जातिपत्रस्यचर्वणं ॥ ९ ॥

જો મોહોડામાં પાક થયો હોય-મ્હોં આવ્યું હોય તો નસ વીંધીને લોહી કઢાવવું. માથાનું વિરેચન કરવું

જેથી મોહોડાનું પાકવું મટી જાય છે. **અથવા** નિત્ય ઘણી વાર ચંબેલીનાં પાદડાં ચાવવામાં આવે તો મોહોડાનો પાક મટી જાય છે. ૯ **અથવા**-

**जातीपत्र फलत्रिकामृतलता दार्वीनिशायासक द्राक्षाभिः क्थितं जलं मधुयुतं गंडूषसं धारणात् ॥ हंत्येतन्मुखजान् गदान्बहुविधान्जंब्वाम्रजातीजपाधात्रीनिंबपटोलपत्रविहितः काथोहि धार्य्यो मुखे ॥ १० ॥**

જાઇનાં પાંદડાં, હરડે, બેહેડાં, આંબળાં, ગળો, દારૂ-હળદર, જવાસા, અને કાળી દ્રાખ એઓનો કવાથ કરીને તેમાં મધ નાખીને તેના કોગળા મુખમાં ધારણ કરવામાં આવે તો અનેક પ્રકારના મોહોડાના રોગોનો નાશ કરે છે. **અથવા**-જાંબુનાં, આંબાનાં, ચમેલીનાં, ગળોનાં, આંબલીનાં કિંવા આમળાનાં, લીંબડાનાં અને કડવા પરવળનાં એ સર્વનાં પાંદડાં લઈ એઓનો કવાથ કરીને તેના કોગળા કરવા. ૧૦ **અથવા**—

**जातीफलं जातिपत्री फणिजं वाह्निकं गुडं ॥**
**गुटिकास्येधृताचैषांपूतिगंधहरा भवेत् ॥ ११ ॥**

જાયફળ, જાવંત્રી, અફીણ, કેસર અને ગોળ એઓની વિધિયુક્ત ગોળી કરીને મોહોડામાં રાખવામાં આવે તો મોહોડામાંથી આવતી ખરાબ ગંધનો નાશ કરે છે. ૧૧ **અથવા**—

**कुष्टैलावालुकं मुस्ताधान्यैलामधुयष्टिका ॥**
**रसोनमदिरागन्धं नाशयेत्कवलग्रहः ॥ १२ ॥**

ઉપલેટ, કબાબચીની, મોથ, ધાણા, એલચી અને જેઠીમધ એઓનો કવળ મુખમાં ધારણ કરવામાં આવે તો લસણ ખાવાથી તથા દારૂ પીવાથી મુખ ગંધાતું હોય તે દુર્ગંધીનો નાશ કરે છે અર્થાત્ તેના ખરાબ ગંધને આ ગોળી દાબી દે છે. ૧૨

## કાનના રોગોનાં નિદાન, લક્ષણ તથા ઉપાય.

### કર્ણશૂળનું સંપ્રાપ્તિ સહ લક્ષણ.

**यदा श्रोत्रगतोवायुः समंतात्परिसंचरन् ॥**
**कर्णयोः कुरुते शूलं कर्णशूलः स उच्यते ॥ १ ॥**

કાનમાં ચારેકોર અવળી ગતિ કરતો અને પોત-પોતાના હેતુઓથી કુપિત થયેલો વાયુ જ્યારે (પિત્ત, કફ તથા લોહી એ દોષોથી વિંટાએલો વાયુ) કાનમાં (તે તે દોષનાં સંબંધવાળાં) શૂળને (બહુ) ઉત્પન્ન કરે છે તેને કર્ણશૂળ કહે છે. ૧

### કર્ણનાદનું લક્ષણ.

**कर्णस्रोत्रःस्थितेवाते श्रूयंते विविधा स्वराः ॥**
**भेरीमृदंगशंखाना कर्णनादः स उच्यते ॥ २ ॥**

કુપિત થયેલો વાયુ કાનની શબ્દવાહિની નાડીમાં રહેવાથી ભેરી, મૃદંગ, શંખ અને ભમરાના જેવા વિવિધ શબ્દો સાંભળવામાં આવે તેને કર્ણનાદ કહે છે. ૨

### કર્ણસ્રાવનું લક્ષણ.

**वायुः शब्दवहं श्रोत्रमावृत्य परितिष्टति ॥**
**कर्णोनिलात्स्रवेत्पूयं स कर्णस्राव उच्यते ॥ ३ ॥**

શબ્દવાહિની નાડીને વાયુ રોકીને કિંવા ઢાંકીને સ્થિત રહે છે તે પ્રથમ કાનમાં પરૂને પેદા કરે છે તે પછી ગંધાતું પરૂ વહે છે તેને કર્ણસ્રાવ કહે છે. ૩

### કૃમિકર્ણનું લક્ષણ.

**पतंगाः शतपद्य श्च कर्णमार्गे प्रविश्य हि ॥**
**व्याकुलत्वम संतोषं भृशंकुर्वंति वेदनां ॥ ४ ॥**
**कर्णोनिस्तुद्यते तेन तथा फरफरायते ॥**
**कीटेचरतिरुक्पीडानिस्पंदे मंदवेदना ॥ ५ ॥**

પતંગીયા માખી વગેરે તથા કાનખજૂરા વગેરે જીવો કાનમાં પેસી જાય ત્યારે તેથી અસંતોષ, વ્યાકુળતા અને અત્યંત વેદના એઓને ઉત્પન્ન કરે છે. આ રોગમાં કાન વ્યથા પામ્યા કરે છે, ફરફર થયા કરે છે, કીડો હરે ફરે ત્યારે આકરી પીડા થાય છે અને કીડો સ્થિર રહે ત્યારે પીડા ઓછી થાય છે. ૪–૫

### કાનના રોગોનાં ઉપાય.

**कर्णशूलेषु सर्वेषु स्निग्धं स्विन्नं विरेचयेत् ॥**
**भुक्तोपरि हितं सर्पिः कोष्णं दुग्धं च पाचयेत् ॥ ६ ॥**

કર્ણશૂળ આદિ સઘળા કાનના રોગો ઉપર સ્નિગ્ધ સ્વિન્ન વિરેચન આપવાં, ભોજન ઉપર ઘી પીવું અને દુધને ઉનું કરીને પાવું એ હિતકારી છે. ૬ **અથવા**

( સ્વાગતા–છંદ )

**शृंगवेर मधुसैंधवतैलं कर्णगंसपदि शूल विनाशि ॥**
**आर्द्रकस्यलशुनस्य रसो वा सैंधवेनसहकर्णगदघ्नः ॥७॥**

સુંઠ, મધ અને સિંધાલુણ એઓનો કલ્ક નાખીને તૈલને ઉકાળવું એ તૈલ સહેવાય તેવું ઉનું કાનમાં નાખવામાં આવે તો તુરત કાનમાંનું શૂળ નાશ પામે છે. **અથવા** આદુનો રસ તથા લસણનો રસ સિંધાલુણ સહિત કાનમાં નાંખવામાં આવે તો કાનનાં દરદ મટે છે. ૭ **અથવા**

**कदल्याः स्वरसः श्रेष्ठः कदुष्णः कर्णपूरणे ॥**
**कर्णेकोष्णेन सुक्तेनपूरणं वेदनापहं ॥ ८ ॥**

કેલનો સ્વરસ કાંઇક ઉનો કરીને કાનમાં ભરવામાં આવે તો ઉત્તમ છે. અથવા ગાયના મૂત્રને જરા ઉનું કરી કાનમાં નાખવામાં આવે તો કાનમાં થતી પીડા મટી જાય છે. ૮

**कर्णशूलं हरत्याशु कवोष्णं मूत्रपूरणं ॥**
**ससैंधवं छागमूत्रं कोष्णं कर्णव्यथापहं ॥ ९ ॥**

ઉપરના ઉપાયથી કાનમાં આવતું શૂળ પણ તુરત મટી જાય છે. અથવા બકરાનું મૂત્ર સિંધવ સહ ઉનું કરીને સહેજ ઉનું હોય ત્યારે કાનમાં નાખવામાં આવે તો તેથી કાનની વ્યથા મટી જાય છે. ૯ **અથવા**

**पक्वार्कपत्रमाज्येन लिप्तं वह्नि प्रतापितं ॥**
**आपीडय तोयं संसिक्तं कर्णशूलं भृशं जयेत् ॥ १० ॥**

પાકાં આકડાનાં પાદડાંને ઘીથી ચોપડીને અગ્નિથી તપાવીને તેના રસને નીચોવી લઇ એ રસ સેવાય તેવો ઉનો કાનમાં નાખવામાં આવે તો કાનનું શૂળ મટી જાય છે. ૧૦ **અથવા**–

**राजिकापिप्पली हिंगुशताह्वाशुष्कमूलकं ॥**
**चतुर्गुणसुक्तमेभिस्तैलं सम्यग्विपाचयेत् ॥ ११ ॥**

રાઇ, લીંડીપીપર, હીંગ, સવા, અને સુકાએલા મૂળા એઓને ચારગણા તેલમાં પકાવીને કાનમાં નાખવામાં આવે તો તેથી બેહેરાસ, કાનમાં થતો ઘોંઘાટ, શણકા વગેરે કાનનાં દરદોનો નાશ કરે છે. ૧૧ **અથવા—**

**बाधिर्यनादशूलानिकर्णोक्षिप्तं निहंतितत् ॥**
**गुडनागरतोयेननस्यंबाधिर्यनादहृत् ॥ १२ ॥**

ગોળ અને સુંઠનું પાણી સુંઘવામાં આવે તો તેથી બેહેરાસ મટી જાય છે. ૧૨

**रसांजनंतुस्तन्येनघृत क्षौद्रेणसंयुतं ॥**
**प्रशस्यते चिरोत्थे तुसंस्रावेपूतिकर्णके ॥ १३ ॥**

રસવંતીને સ્ત્રીના ધાવણથી વાટી મધથી મિશ્રિત કરીને તે રસ કાનમાં નાખવામાં આવે તો લાંબા વખતથી થતો કાનનો શ્રાવ અને પૂતિકર્ણ નામનો કાનનો રોગ મટી જાય છે. ૧૩

**कृमिकर्णगदे शस्तं सार्षपस्नेहपूरणं ॥**
**वार्ताकस्यहितोधूपोगुग्गुलुः श्रेष्ट उच्यते ॥ १४ ॥**

ક્રમિકર્ણ કાનમાં જીવાત પડી હોય તો સરસીયું તેલ નાખવું એ સારૂં છે. અથવા રીંગણાંનો ધુમાડો આપવો હિતકારી છે. કાનમાંથી દુર્ગંધ આવતી હોય તો ગુગળનો ધૂપ દેવો અતિ ઉત્તમ કહેલ છે. ૧૪ તથા

**पूरणं हरितालेनगवां मूत्रयुतेन च ॥**
**त्र्यूषणं चूर्णितं क्षिप्तं कर्णक्रुमिविनाशनम् ॥ १५ ॥**

ગાયના મૂત્રમાં હરતાલને વાટીને નાંખવામાં આવે તો **અથવા** સુંઠ, મરી અને લીંડીપીપર એઓના ચૂર્ણને કાનમાં નાખવામાં આવે તો કાનમાંથી જીવાત તુરત નાશ પામે છે. ૧૫ **અથવા**

**लामज्जक घृतं वापि कर्णस्रावहरं परं ॥**
**क्रुमिघ्नःपूरितःकर्णेसिंहुवाररसोथवा ॥ १६ ॥**

પીલું, સુગંધી ખડ અને ઘી એનો ઉપયોગ કરવામાં આવે તો અવશ્ય કાન વહેતો હોય તેને મટાડી દે છે. નગોડનો રસ અથવા હીંગનું ચૂર્ણ કાનમાં નાખવામાં આવે તો કાનમાંની જીવાત વા કાનમાં પેઠેલી જીવાત મરી જાય છે. ૧૬

---

## નાકના રોગોનાં નિદાન, લક્ષણ અને યત્ન.

### પીનસનું લક્ષણ.

**अरुचिःशिरसो जाड्यं नासास्रावस्तनुस्वरः ॥**
**क्षामष्ठीवेत्ततोभीक्ष्णमामपीनसलक्षणं ॥ १ ॥**

અરૂચિ, માથું ભારે થાય, નાકનું ઝરવું, સાદનું સહેજ ખોખરાપણું થવું, ચહેરો, કૃશ અને વારંવાર નાકમાંથી લીંટના લપકાનું લટકવું હોય તે અપકવ પીનસ કહેવાય છે. અને ઉપર કહેલાં લક્ષણોયુકત કફ કઠણ થઈ નાસાદિ સ્રોતમાં ભરાઇ રહે છે તથા અવાજ સ્પષ્ટ–ખુલ્લો થઇ જાય તે પરીપકવ પીનસ કહેવાય છે.

## પીનસના ઉપાય.

स्वरशुद्धिर्घनश्लेष्मा परिपक्वस्य लक्षणं ॥
पीनसेषु च सर्वेषु निर्वातागारगो भवेत् ॥ २ ॥
सर्वस्मिन्पीनसे रोगे जातमात्रे तु मानवः ॥
दध्ना गुडेन मरिचं भुंजानो लभते सुखम् ॥ ३ ॥

સર્વ પ્રકારના પીનસ (શળીખમનો એક ભેદ ૩૫ રોગ)માં જ્યાં (વિશેષ) પવન (શરદી)ની આવ જા ન હોય તેવા મકાનમાં પીનસરોગીને રહેવું. તેમ સર્વ પ્રકારના પીનસ (નાકના રોગો) ઉત્પન્ન થાય કે તુરત જ સર્વદા માણસોને ગોળની અને દહીની સાથે મરી ખાવામાં આવે તો અવશ્ય સુખ મળે છે. ૨-૩ **અથવા**-

(વસંતતિલકા-છંદ)

चव्याम्ल वेतसकटुत्रिकतिंतिडीकं तालीसवह्नि गजकुंकुमपत्रकैलं।
चूर्णीकृतं सजरणंगुडसंयुतंस्यात्कासामपीनसहरं रुचिवह्निकारी ४

ચવક, અમ્લવેદ, સુંઠ, મરી, લીંડીપીપર, કોકમ, તાલીસપત્ર, ચિત્રામૂળ, નાગકેસર, તમાલપત્ર અને એળચી એઓનું ચૂર્ણ કરી જુના ગોળમાં મેળવી તેની ગોળીઓ કરીને ખાવામાં આવે તો ઉધરસ, પીનસ અને અરૂચિ એઓનો નાશ કરે છે અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. ૪

(અનુષ્ટુપ-છંદ)

व्याघ्री वचाशिग्रुदंती दंती सुरसाव्योष सैंधवैः ॥
संसिद्धं पाचनं तैलं पूति नासागदापहम् ॥ ५ ॥

(આ ઉપર કહેલી વ્યોષાદિવટી હશે એમ અન્ય

ગ્રંથોના પ્રમાણથી સિદ્ધ થાય છે; પરંતુ આ **વ્યોષાદિ ગોળી** માટે **ભાવમિશ્ર** લખે છે કે ત્રિસુગંધી સિવાયનાં સર્વ ઓષધો જીરા સહિત સમાન ભાગે લેવાં અને ત્રિસુગંધી ચોથે ભાગે લઈ સર્વનું ચૂર્ણ કરી જુના ગોળમાં ગોળી ખાવામાં આવે તો પીનસ, શ્વાસ, તથા ઉધરસ મટી જાય છે, અરૂચિને મટાડે છે અને સ્વરને સુંદર કરે છે. પણ આ વ્યોષાદિવટી માટે વૈદ્ય રહસ્યનો કર્તા વિદ્યાપતિ કહે છે કે-ત્રિસુગંધી સિવાયનાં સર્વ ઓષડો અકેક તોલો લેવાં અને ત્રિસુંધી ૩ ટાંક ભાર લઈ ૨૦ તોલા ગોળમાં મેળવીને સેવન કરવામાં આવે તો ઉપર પ્રમાણે જ ફાયદો આપે છે અને શળીખમને મટાડે છે. માટે જે પાઠ અનુકૂળ હોય તે ઉપયોગમાં લેવો.)

ભોંરીંગણી, વજ, સરગવો, નેપાળાનું મૂળ (કિંવા નેપાળો), તુલસી, સુંઠ, મરી, લીંડીપીપર અને સિંધાલૂણ એઓના કલ્કથી પકાવેલા તેલનો નાસ આપવામાં આવે તો તેથી પૂતિનસ્ય નામનો નાકનો રોગ (દુર્ગંધીયુક્ત પવન મોહોડામાંથી તથા નાકમાંથી નીકળે તે રોગ)નો નાશ કરે છે. ૫

**नासापाके च कर्तव्यं विधानं पित्तनाशनं ॥**
**हरेद्रक्तं जलौकाभिः सेकालेपाश्च शीतला ॥ ६ ॥**

**નાસાપાક** નામનો નાકનો રોગ થયો હોય તો પિત્ત નાશક ઉપચારો કરવા. (કેમકે એ રોગ પિત્ત કોપવાથી જ થાય છે.) જળો મુકાવીને લોહી કાહાડી નખાવવું તથા શેક અને લેપો શીતળતા કરનાર હોય તે કરવા. ૬

( ઉપજાતિ-છંદ )

**सर्जार्जुनो दुंबरवत्सकानां त्वचां कषायैः परिधावनीयः ।**
**कषाय कल्कै रपिसिद्धमेपामुक्तं घृतं घ्राणविपाकनाशे ॥७॥**

મોટો ગજ ( રાળના ઝાડની એક જાતિ ) આસંદરો ( કે સાદડ ! ), ઉબરો, અને કડાછાલ એઓની છાલોનો કાઢો કરીને કાનને ધોવો. અથવા એઓના કવાથથી અને કલ્કથી પકાવેલ ઘીનો કાનમાં ઉપયોગ કરે તો નાકમાં પાક થએલો હોય તે મટી જાય છે. ૭ **અથવા**–

( અનુષ્ટુપ-છંદ )

**घृत गुग्गुल सिक्थानां धूमः क्षुवथुनाशनः ॥ ८ ॥**

મીણને ઘીથી તથા ગુગળથી મિશ્રિત કરી તેનો યોગ્ય પ્રકારે ધુવાડો પીવામાં આવે તો **ક્ષવથુ** ( છીંકનો રોગ અને ભ્રંશથુ ) નામનો નાકનો રોગ મટી જાય છે. ૮

( **શાલિની**-છંદ )

**नासाशोषेक्षीरसर्प्पिः प्रधानं सिद्धं तैलं चानुकल्पेन नस्यं ॥**
**सर्प्पिः पानं भोजनं जांगलैश्चस्नेहस्वेदौस्नैहिकश्चापिधूमः ९**

નાસશોષ નામનો નાકનો રોગ હોય તો દુધ ઘી તેમાં મુખ્યત્વે કરીને હોય તેવા યોગોથી સિદ્ધ કરેલાં ઘીનો નાશ આપવામાં આવે તો, **તથા** ઘી પીવામાં આવે તો **અને** જંગલી પ્રાણીઓના માંસોના રસો, સ્નેહ સ્વેદ અને કોઈપણ ધુવાડાઓ ઉપયોગમાં આવે તો નાસિકાના રોગો મટી જાય છે. ૯

( અનુષ્ટુપ-છંદ )

**वेगसंधरणा जीर्णशोफमैथुनजागरैः ॥**
**स्वयंमूर्द्धिगतादोषाः प्रतिश्यायकरा मताः ॥ १० ॥**

## પ્રાતશ્યાય-સળીખમની તુરત ઉત્પન્ન કરનાર નિદાનપૂર્વક સંપ્રાપ્તિ.

મૂત્રના તથા મળના રોગોને રોકવાથી, અજીર્ણથી, શોકથી, અતિ મૈથુનના સેવનથી, ઉજાગરાથી ( નાકમાં ધૂળ ધુવાડાના જવાથી, બહુ બોલવાથી, ક્રોધથી, ઋતુ વિરૂદ્ધ આચરણોથી, અતિ નિદ્રા અને પાણી-બરફ વગેરેના અતિ સેવનથી એની મેળેજ એકદમ કફ માથામાં જમે થતાં વધેલો વાયુ શળેખમને પેદા કરે છે. અથવા વાતાદિ દોષોનો સંચય થવાથી માથામાં રોગકારક થઈને સળીખમને પેદા કરે છે. ત્રિદોષ અને લોહી એઓનો પણ સંચય થવાથી પોતપોતાને કોપ કરનારાં નિદાનોથી કોપે છે ત્યારે પણ ચયાદિક્રમજનક-સંચય વગેરેના ક્રમે કરીને ઉત્પન્ન કરનાર નિદાનોથી સળીખમ થાય છે. ૧૦

## સળીખમ થવા પહેલા થતાં ચિન્હો.

**शिरसः परिपूर्णत्व जांगलैः मंगमर्द क्षवस्तथा ॥ ११ ॥**

માથાનું જાણે ભાર પડયો હોય એવું જડતાપણું, અંગોનું ભાંગવું, છીકોનું આવવું ( અંગોનું સ્તબ્ધપણું, રૂવાડાંઓનું ઉભું થવું વગેરે વગેરે અપર પણ ઉપદ્રવો સળીખમ થવા પેહેલાં થાય છે. ૧૧

## વાયુથી થયેલા સળીખમનું લક્ષણ.

**उपद्रवाश्चप्य परे प्रतिश्याये पुरः सराः ॥**

**शंखयोस्तेलात्तोदो गलतालवोष्ठशुष्कता ॥ १२ ॥**

લમણાઓમાં વ્યથા, ગળું, તાળવું અને હોઠ સુકાયા

કરે (તથા નાક રોકાઈ જાય, સજડ થઇ જાય, સળ્યા કરે અને સ્વરનો ઉપઘાત થાય) તો જાણવું કે વાયુથી સળીખમ થયેલો છે. ૧૨

## પિત્તથી થએલા સળીખમનું લક્ષણ.

**पित्तात्कृशो तिपांडुः स्यात्संतप्तो मानवो भृशम् ॥**

શરીર દુબળું થઇ જાય, પાંડુ વર્ણવાળું તથા સંતપ્ત થઇ જાય (અને નાકમાંથી ઉનું-પીળું પાણી ઝરે, તરસ બહુ લાગે તથા નાકમાંથી ધુવાડાવાળો જાણે અગ્નિ નિકળતો હોય એમ જણાય) તો પિત્તથી સળીખમ થએલ છે એમ જાણવું.

## કફથી થએલા સળીખમનું લક્ષણ.

**कफात्मकेस्त्रवेद्घ्राणाच्छ्वेतः पांडुः कफो मुहुः ॥ १३ ॥**

નાકમાંથી ધોળો પાંડુવર્ણવાળો વારંવાર બહુ શ્રાવ થાય (આંખ્યો સુણી જાય, માથું ભારે, માથામાં, તાળવામાં, ગળામાં અને હોઠમાં ચળની અતિ પીડા થાય) તો જાણવું કે કફથી સળીખમ થએલ છે. ૧૩

## ત્રિદોષથી થએલા સળીખમનું લક્ષણ.

**संपक्कोप्यविपक्कोवाभूत्वा नश्यति चासकृत् ॥**
**गलताल्वोष्ठशिरसां कंडुः सर्वभवः स्मृतः ॥ १४ ॥**

જે સળીખમ ઉત્પન્ન થઇ થઈને પાકયા પછી કે પાકયા વિનાજ એકાએક બંધ પડી જાય તથા ગળા, તાળવા, હોઠ અને માથામાં ચળ આવ્યા કરે તે ત્રણે દોષના કોપથી સળીખમ થયેલ છે એમ જાણવું. ૧૪

## લોહીથી થએલ સળીખમનું લક્ષણ.

**रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते ॥**
**आनद्धापिहिताक्लिन्नाशुष्कानासापुनः पुनः ॥ १५ ॥**
**पूतिगंधश्च निश्वासोगंधानजानाति नो नरः ॥**
**इत्थंदुष्टप्रतिश्यायं कृच्छ्रसाध्यं बुधा विदुः ॥ १६ ॥**

જે સળીખમ લોહીના કારણથી થએલ હોય તો લોહીનો સ્રાવ થાય છે.

## દુષ્ટ સળીખમનું લક્ષણ.

નાક વારંવાર ભીનું થઇ જાય, વારંવાર બંધાઇ જાય, વારંવાર ખુલ્લું થઇ જાય, નિઃશ્વાસ દુર્ગંધવાળો નીકળે અને સારા નઠારા ગંધોની ખબર જ ન પડે તો દુષ્ટ સળીખમ થએલ છે એમ જાણવું. આ સળીખમને પંડિત પુરૂષો કૃચ્છ્રસાધ્ય કહે છે. ૧૫-૧૬

## જો બરોબર ઉપાય કરવામાં ન આવે તો સઘળા સળીખમો કાળે કરીને અસાધ્ય થાય છે તે વિષે.

ઉપાય કર્યા વિના રહેનાર માણસોને સઘળા સળીખમો કાળે કરીને દુષ્ટપણાને પ્રાપ્ત થાય છે અને દુષ્ટ થાય ત્યારે અસાધ્ય થાય છે. ૧૬

## સળીખમના ઉપાય.

**सर्व एव प्रतिश्यायाः कालेना प्रतिकारिणः ॥**
**प्रतिश्याये वचायुक्तं सक्तुधूमं पिबेन्नरः ॥ १७ ॥**

સઘળા સળીખમોમાં વજના ચૂર્ણ સહિત સાથવાનો ધુવાડો માણસોને પીવામાં આવે તો **તથા** વજનું ચૂર્ણ સુંઘવામાં આવે તો તેથી સળીખમ મટી જાય છે. ૧૭

**प्रतिश्यायं वचायाश्च चूर्णमाघ्राय नाशयेत् ॥**
**चातुर्जातक चूर्णं वा घ्रेयं च कृष्ण जीरकं ॥ १८ ॥**
**बालमूलकयोर्यूषः कुलत्थोत्थश्च पूजितः ॥**
**कवोष्णंदशमूलांबुजीर्णा वा मदुरांपिबेत् ॥ १९ ॥**

તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર એઓનું ચૂર્ણ સુંઘવામાં આવે તો તેથી તથા કલૌંજી જીરાનું ચૂર્ણ સુંઘવામાં આવે તો સળીખમ મટી જાય છે. અથવા નાના મૂળાઓનો યૂષ કિંવા કળથીનો યૂષ પીવામાં આવે તો તેથી અથવા દશમૂળનો ક્વાથ સહેવાય તેવો ગરમ ગરમ પીવામાં આવે તો, જુની મદિરા પીવામાં આવે તો કે ગોળ અને આદું ખાવામાં આવે તો સળીખમ મટી જાય છે. ૧૮–૧૯ **અથવા–**

**गुडार्द्रकं भक्ष्यमाणं प्रतिश्याय हरं परम् ॥**
**पिप्पल्यः शिग्रुबीजानि विडंगमरिचानि च ॥ २० ॥**

લીંડીપીપર, સરગવાનાં બીજ, વાવડીંગ અને મરી એઓનું અવપીડ નસ્ય દેવામાં આવે તો સળીખમનું નિવારણ થાય છે. ૨૦ **અથવા—**

**अवपीडः प्रशस्तोयं प्रतिश्याय निवारणः ॥**
**घृतानि कटुसिद्धानि तीक्ष्णधूमाः कटूनि च ॥ २१ ॥**

તીખા ઓષડોથી સિદ્ધ કરેલ ઘૃત, તીક્ષ્ણ ધુવાડા અને તીખાં ઓષડો એઓનો ઉપયોગ કરવામાં આવે તો સર્વ પ્રકારનાં કિંવા સર્વ દોષજનિત સળીખમનો પણ નાશ કરે છે. ૨૧ **અથવા–**

भेषजान्युपयुक्तानिहन्युः सर्वं प्रकोपजं ॥
अश्वत्थस्य त्वचां क्षारं पिप्पलीगुडसंयुतम् ॥ २२ ॥
खादेत्कर्षप्रमाणेन जीर्णश्लेष्महरं परम् ॥ २३ ॥

પીપળાના છોડીયાનો ખાર, લીંડીપીપર અને ગોળ એઓને યોગ્ય પ્રકારે એક તોલા ભાર ખાવામાં આવે તો લાંબા વખતના સળીખમને પણ નાશ કરે છે. ૨૨-૨૩

---

## આંખ્યોના રોગનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

---

### સાધારણ પ્રકારે આંખ્યોના રોગોનાં નજીકનાં તથા દૂરનાં નિદાનો.

( ઇંદ્રવજ્રા-છંદ )

बाष्पावरोधबहु मैथुनशोकतापक्लेशप्रसक्तवमनप्रतिरोधने ।
विण्मूत्रवातकृमिनिग्रहधूमयोगादत्युष्णतोहिनयनेप्रविशंतिरोगाः१

આંસુઓના રોકવાથી, અતિ મૈથુનના સેવનથી, અતિ શોકથી થએલા સંતાપથી, બહુ ક્લેશ થવાથી તથા વમનના વેગને અટકાવવાથી કે અતિ વમનના યોગથી તથા ઝાડો, મૂત્ર અને અધોવાયુ એઓના રોકવાથી આંખ્યમાં ધુવાડાના જવાથી અને અતિ ઉષ્ણતાનો અતિ તાપ થતાં, ટાઢા પાણી પ્રવેશ કરતાં નેત્રમાં રોગો ઉત્પન્ન થાય છે. ૧

### નેત્રના રોગોની સંપ્રાપ્તિ.

( અનુષ્ટુપ્-છંદ )

शिरानुसारिभिर्दोषैर्विगुणैरूर्ध्वमागितैः ॥
जायंते नेत्रभागेषु रोगाः परमदारुणाः ॥ २ ॥

શિરાઓમાં રહેલા દોષો દુષિત થઇને ઉંચા ભાગોમાં જવાથી નેત્રની કીકીમાં, કાળા ડોળામાં, ધોળા ડોળામાં પાંપણોમાં અને પાંપણોનાં રૂવાડાંઓમાં અતિ દારૂણ રોગો ઉત્પન્ન થાય છે. ૨

### ચાર અભિષ્યંદોનાં નામો.

वातात्पित्तात्कफाद्रक्ता दभिष्पंदश्चतुर्विधः ॥
प्रायेण जायते घोरः सर्वनेत्रा मयाकरः ॥ ३ ॥

પ્રાણીઓને વાતાભિષ્યંદ, પિત્તાભિષ્યંદ, કફાભિષ્યંદ અને રક્તાભિષ્યંદ એ રીતે આખા નેત્રમાં પીડા કરનારો ચાર પ્રકારનો ઘણું કરીને ભયંકર અભિષ્યંદ ( આંખોનું દુ:ખવું ) થાય છે. ૩

### વાતાભિષ્યંદનું લક્ષણ.

कष्टान्निमेष उन्मेषः सशल्यमिव लोचनम् ॥
सरागशोफ निलान्मन्या शाखादिषु व्यथा ॥ ४ ॥
दुष्ट वाताभिधानो यम भिष्यंदोनिगद्यते ॥
वाताभिष्यंदके स्तंभो निस्तोदः शिशिराश्रुता ॥ ५ ॥

કષ્ટથી આંખ મીંચી ઉઘાડી શકાય તેવાં તથા કઈ શલ્ય–સોય—કાંટો ભોંકાંયા જેવી પીડાવાળાં નેત્રો થાય, લાલાશ તથા સોજા સહિત હોય, નેત્રમંડળમાં વ્યથા થાય, સ્તબ્ધપણું, કળતર થાય–ખટકે અને આંસુઓનું ટાઢાપણું જણાય ત્યારે તેને દુષ્ટ વાતાભિષ્યંદ કહે છે. ૪–૫

## પિત્તાભિષ્યંદનું લક્ષણ.

**पित्ताभिष्यंदके दाहप्रपाकौ पीतनेत्रता ॥**
**कफाभिष्यंदो गुरुता नेत्र शोफश्च शैत्यता ॥ ६ ॥**

આંખમાં બળતરા, પાકવું, નેત્રમાં પીળાપણું અર્થાત પિત્ત સ્વભાવનાં ચિન્હો જણાય તે પિત્તાભિષ્યંદ કહેવાયછે. ૫

## કફાભિષ્યંદનું લક્ષણ.

આંખમાં ભારેપણું, સોજો, અત્યંત ટાઢકતાપણું અર્થાત્ કફના સ્વભાવનાં લક્ષણોયુક્ત હોય તે કફાભિષ્યંદ કહેવાય છે. ૬

## રક્તાભિષ્યંદનું લક્ષણ.

**रक्ताभिष्यंदे ताम्राश्रु व्यथा लोहितनेत्रता ॥**
**वृद्धिंगतैर भिष्यंदैर्नराणामक्रियावतां ॥ ७ ॥**

આંસુઓનું રાતાપણું, વ્યથા અને આંખ્યોનું રાતાપણું થાય તેને રક્તાભિષ્યંદ કહે છે.

## અભિષ્યંદથી થતા ચારે અભિમંથો વિષે.

જે માણસો અભિષ્યંદોની ઉપર ઔષધાદિક ઉપાયો કરે નહીં તેઓને અભિષ્યંદોની વૃદ્ધિ થતાં આંખોમાં આકરી વેદનાવાળા ચાર અધિમંથો થાય છે. ૭

## અભિમંથોનું લક્ષણ.

**अधिमंथास्तुतांवंतो नयने तीव्रवेदनाः ॥**
**अत्यर्थ मुत्पादिते चैव नेत्रंनिर्मथ्यते नया ॥ ८ ॥**

જે અધિમંથ જે અભિષ્યંદથી થયો હોય તે અભિષ્યંદનાં લક્ષણો હોવા ઉપરાંત અરધું માથું જાણે અત્યંત

ઉખેડી લેવાતું હોય તથા અત્યંત મથી નંખાતું હોય એવી વેદના થાય તેને અધિમંથ કહે છે. ( અરધું માથું જાણે અત્યંત ઉખેડી નંખાતું હોય કિંવા અત્યંત મથી નંખાતું હોય એવી વેદની થવી એટલો અભિષ્યંદ અને અધિમંથમાં તફાવત છે. ) ૮

## નેત્રના સામનિરામપણાનું લક્ષણ.

**शिरशोर्द्ध च तं विद्या दधिमंथं स्वलक्षणैः ॥**
**नेत्ररोग व्यथाशोफ युक्त मामान्वितं विदुः ॥ ९ ॥**

નેત્રમાં વિશેષ વ્યથા તથા સોજાથી યુક્ત હોય ( કિંવા અપાર વેદના, અત્યંત રતાશ, ચળ, ખટક, શૂળ અને આંસુ એ સઘળાં ચિન્હો હોય તો નેત્ર આમવાળું–દોષ પાકયા વગરનું જાણવું. ૯

વેદનાનું મંદપણું, ચળનું શાંતપણું તથા સોજાનું શાંતપણું ( આંસુઓનું શાંતપણું અને વર્ણનું નિર્મળપણું ) થાય તો જાણવું કે આખનિરામ–આમરહિત ( પરિપકવ દોષ ) છે.

## આંખ્યોના રોગોના ઉપાય.

**मंदवेदनता कंडूः पक्वं दोषं तमादिशेत् ॥**
**अंजनंपूरणं क्वाथ पान मामे न शस्यते ॥ १० ॥**

અંજન, પૂરણ–ભરણ, કવાથ, અને (ઘૃત) પાન એઓની ક્રિયાઓ જ્યાં લગી અપકવ દોષ હોય ત્યાં લગી ઉચિત્ નથી. ૧૦

**કયા રોગો લંઘનથી પાંચ રાત્રીમાં મટી જાય છે ?**

**ज्वर व्रण प्रतिश्यायचक्षुःकुक्षिगतागदाः ॥**
**पंचैते पंचरात्रेण प्रशमं यांति तत्क्षणात् ॥ ११ ॥**

તાવ, વ્રણુ, સળીખમ, ( આમ રહિત ) નેત્રનો રોગ અને કુખમાં થએલ રોગ એ પાંચે રોગમાં પાંચ રાત્રી લગી લંઘન કરવામાં આવે તો એઓ શાંત થઇ જાય છે. ૧૧

**विरेचनं शिरावेधःस्वेदा लेपन लंघनैः ॥**
**उपाचरेदभिष्यंदानं जनाश्च्योतनादिभिः ॥ १२ ॥**

વિરેચન ( જુલાબ ), શિરાવેધ ( નસને વીંધવી ), સ્વેદ ( પરસેવો લાવવો ), લંઘન ( હલકું ભોજન કે બિલકુલ ન ખાવું તે ) અને લેપ એઓ ઉપચારોથી અથવા આંજણુ આંજવાથી એક અશ્ચ્યોતન ( આંખમાં દવાનાં યોગ્ય પ્રકારે ટીપાં પાડવાથી અભિષ્યંદ–આંખમાં થતો દુખાવો મટી જાય છે.

સેક ( પાણી વગેરેની ઝીણી ઝીણી ધાર કરવી તે ) અશ્ચ્યોતન ( દવાનાં ટીપાં આંખમાં નાખવાં તે ) પીંડી ( પોટીસ મુકવી તે ) લેપ ( આંખની આસપાસ દવા ચોપડવી તે ) તર્પણુ ( તૃપ્તિ કરવા માટે આંખ ઉપર દુધ વગેરે ભરવું તે ), અને અંજન ( ઓષડ આંજવાં તે ) એટલી ક્રિયાઓ પૂર્ણપણે વૈદ્યે આંખ્યોના દુખાવા માટે કે નેત્રરોગ માટે હમેશાં ઉપયોગમાં લેવી. ૧૨

## સેકનો વિધિ.

**सेक आश्च्योतनं पिंडीलेस्तर्पणमंजनं ॥**
**कल्कैरेभिर्भिषक्सम्यङ्नेत्रनित्यमुपाचरेत् ॥१३॥**

**सेकस्तु सूक्ष्म धाराभिः सर्वस्मिन्नयनेहितः ॥**
**मीलिताक्षयस्य मर्त्यस्य प्रदेयश्चतुरंगुलात् ॥ १४ ॥**
**सेकोहिस्नेहनोवातेरक्त पित्ते च रोपणः ॥**
**लेखनश्च कफे चक्षुस्तेजो वृद्धिकरः परः ॥ १५ ॥**

રોગીની આંખ્યો વીંચાવીને તેઓની ઉપર ચાર આંગળ ઉંચેથી ઝીણી ઝીણી ધારાઓ કરવી એ આખા નેત્રના રોગોની ઉપર સારી છે. વાયુસંબંધી રોગ હોય તો ઘી વગેરે સ્નેહપદાર્થોની ધારા કરવી. એ સ્નેહશેક કહેવાય છે. પિત્તનું કે લોહીનું દરદ હોય તો હરડે વગેરેના રસની ધારા કરવી. એ પણ શેક કહેવાય છે. કફનું દરદ હોય તો મળને ઉખેડનારાં સુંઠ વગેરેના રસની ધારા ( લેખન ક્રિયા ) કરવી. જેથી આંખ્યોના તેજની ઉત્તમ પ્રકારે વૃદ્ધિ કરે છે. ૧૩–૧૫

**ऐरंडपत्रमूलत्वक्शृतमाजंपयो हितं ॥**
**सुखोष्णं सेचनं नेत्रे वाताभिष्यंदनाशनं ॥ १६ ॥**

( સ્નેહની સેકની ૬૦૦ માત્રા, રોપણ સેકની ૪૦૦ માત્રા અને લેખન સેકની ૩૦૦ માત્રા લગી કરવો એટલે નેત્ર નિર્મળ થઈ જાય છે. આંખ મીંચીની ઉઘાડવામાં જેટલો વખત લાગે તેટલા વખતને એક માત્રા કહે છે. સેક દિવસે જ કરવો અને જો બહુ જરૂર જેવું કારણ હોય તો રાત્રે પણ કરવો. **અથવા—**

એરંડાનાં પાનડાં, એરંડાનાં મૂળ અને એરંડાની છાલ એઓના કલ્કની સાથે પકાવેલું બકરીનું દુધ જરાક ઉનાસવાળું હોય તે વેળાએ આંખ્યોની અંદર નાખવામાં આવે તો તે સેક હિતાવહ છે અને વાતાભિષ્યંદનો નાશ કરે છે. ૧૬

**श्यांवारं मधुकं तुल्यं घृत भृष्टं सुचूर्णितम् ॥**
**छागक्षीरे शृतं सेकात्पित्तरक्ताभिघातजित् ॥ १७ ॥**

શ્યાવર (પઠાણી લોદર), અને જેઠીમધ એ બન્ને બરાબર લઇ તેઓને ઘીમાં શેકીને ચૂર્ણ કરી બકરીના દુધમાં કવાથ કરી તેનો શેક કરવામાં આવે તો પિત્ત અને રક્ત દોષથી આંખ્યો દુખવા આવી હોય તેને મટાડી દે છે. ૧૭ **અથવા–**

**त्रिफलालोध्रयष्टीभिः शर्कराभद्रमुस्तकैः ॥**
**पिष्टैः शीतांबुना सेका रक्ता भिष्यंद नाशनः ॥ १८ ॥**

હરડે, બેહેડાં, આંબળાં, પઠાણી લોદર, જેઠીમધ, સાકર અને ભદ્રમોથ એઓને ટાઢા પાણીમાં વાટીને અથવા એમને એમ વાટીને ટાઢા પાણી વડે સેક કરવામાં આવે તો રક્તાભિષ્યંદ મટી જાય છે. ૧૮ **અથવા—**

**श्वेतलोध्रं घृतं भृष्टं चूर्णितं पट निस्तृतं ॥**
**उष्णांबुनाविमृदितं सेकाच्छूलघ्नमुत्तमं ॥ १९ ॥**

પઠાણીલોદરને ઘીમાં શેકીને તેનું ચૂર્ણ કરીને કપડાથી ચાળી નાખી ઉના પાણીમાં મથીને તેનો સેક કરવામાં આવે તો દુખતી આંખમાં આવતા સણકાને ઉત્તમ પ્રકારે મટાડે છે. ૧૯

## અશ્ચોતનનો વિધિ.

**आश्चोतनं नैवकार्यं निशायां सिद्धिमिच्छता ॥**
**उन्मीलिते हि नयने बिंदुभिर्द्वयंगुलो घृतैः ॥ २० ॥**

बिंदुवोष्ठौ लेखने च स्नेहने दश बिंदवः ॥
रोपणेद्वादश मोक्ताः शीत उष्णः सदा हिताः ॥ २१ ॥
उष्णे च शीत रूपाः स्युः सर्वत्रैष विनिश्चयः ॥
वाते तिक्तं तथा स्निग्धं पित्ते मधुर शीतलं ॥ २२ ॥
तिक्तोष्णरूक्षं च कफे क्रमादाश्चोतनं हितं ॥
निमेषोन्मेषणंपुंसामंगुल्यां स्फोटिकातथा ॥ २३ ॥

સિદ્ધિ ઇચ્છનાર વૈદ્યે કાંઈ દરદ ઉપર પણ રાતે આંખમાં ટીપાં (દવાનાં ટીપાં) નાખવાં નહીં અર્થાત્ દિવસે જ આંખમાં દવાનાં ટીપાં નાખવાં. રોગીની આંખોને બે આંગળી વતે ઉઘાડી રાખી તેઓમાં (કવાથનાં, મધનાં કે સ્નેહનાં) ટીપાં પાડવાં તે અશ્ચોતન કહેવાય છે. મળને ઉખેડવાની (લેખન) ક્રિયા કરવી હોય તો ૮ ટીપાં, સ્નેહન ક્રિયા કરવી હોય તો ૧૦ ટીપાં અને ભરતી કરવાની (રોપણ) ક્રિયા કરવી હોય તો ૧૨ ટીપાં નાખવાં કહેલ છે. શીતકાળમાં કાંઇક ઉનાં અને ઉષ્ણકાળમાં કાંઈક ટાઢાં ટીપાં નાખવા હમેશાં હિતકારી છે. અને એજ સર્વ પૂર્વાચાર્યોનો નિશ્ચય છે. વાયુનું દરદ હોય તો કડવાં તથા સ્નિગ્ધ ટીપાં નાખવાં, પિત્તનું દરદ હોય તો મધુર અને શીતળતાવાળાં ટીપાં નાંખવાં અને કફનું દરદ હોય તો તીક્ષ્ણ, ઉષ્ણ અને રૂક્ષ ટીપાં નાખવાં એ હિતકારી છે. સર્વ પ્રકારનાં ટીપાં પાડવામાં સો વાર આંખ મીંચીને ઉપાડવા જેટલી વાર તથા સો વાર ચપટી વગાડે તેટલી વાર કે સો ગુરૂ અક્ષર બોલીએ તેટલી વાર માત્રા સમજવી. ૨૦–૨૩

गुर्व्वक्षरोच्चारणं वा मात्रैषाश्च्योतने मताः ॥
बिल्वादिपं च मूलेन बृहत्येरंडशिग्रुभिः ॥ २४ ॥
क्वाथमाश्च्योतनेकोष्णो वाताभिष्यंद नाशनः ॥
त्रिफलाश्चोतनं नेत्रे सर्वाभिष्यंदनाशनं ॥ २५ ॥

બીલીઆદિ (બીલી, અરણી, અરડૂસો, કરંઠચ અને પાડવ એ) પાંચ વૃક્ષનાં મૂળ, મોટી રીંગણી એરંડો અને સરગવો એઓનો ક્વાથ કરી તેનાં સહેવાય તેવાં ઊનાં ટીપાં નાખવામાં આવે તે તેથી વાતાભિષ્યંદ (વાયુની આંખ્યો દુખતી હોય તો તે) મટી જાય છે. **અથવા—**

હરડાં, બેહેડાં અને આંબળાં એઓનો ક્વાથ કરી તેનાં ટીપાં નાખવામાં આવે તો તેથી સઘળા પ્રકારની આંખ્યો દુખતી હોય તો તેને મટાડી દે છે. ૨૪-૨૫

સ્ત્રીના ધાવણનાં ટીપાં નાખવામાં આવે તો રક્ત પિત્તથી થનારો આંખમાંનો દુખાવો મટાડે છે.

## પિંડીનો વિધિ.

स्त्रीस्तन्याश्चोतनं नेत्रे रक्त पित्तानिलार्तिजत् ॥
पिंडीकवलिका प्रोक्तासूक्ष्मवस्त्रस्य पट्टकैः ॥ २६ ॥
नेत्राभिष्यंद योग्यासात्रणेष्वपि निगद्यते ॥
अभिष्यंदेषु सर्वेषु बध्नीयात्पिंडिकां बुधः ॥ २७ ॥

યોગ્ય ઓષડોનો કલ્ક કરીને તેની કોળીયા જેવડી થેપલી આંખ ઉપર મુકીને તેને ઝીણા વસ્ત્રના પાટાથી બાંધવામાં આવે તો આંખ્યો દુખતી મટી જાય છે. આંખમાં

વ્રણ હોય તો તે ઉપર શ્રેષ્ઠ છે. સર્વ પ્રકારની આંખ્યો દુખતી મટાડવા માટે ઉપર પ્રમાણે પિંડી બાંધવી એમ પંડિતોનું કહેવું છે. ૨૬-૨૭ **અથવા—**

**एरंडपत्रमूलत्वङ्निर्मिता वात नाशिनी ॥**
**निंबपत्रकृतापिंडी श्लेष्मपित्तहरा मता ॥ २८ ॥**

એરંડાનાં પાંદડાં, એરંડાનું મૂળ અને એરંડાની છાલ એઓની થેપલી મુકવામાં આવે તો વાયુના દરદને મટાડે છે. લીંબડાના પાંદડાંની થેપલી મુકવામાં આવે તો તે કફ અને પિત્ત સંબંધી આંખના દુખાવાને મટાડે છે. ૨૮ **અથવા**

**अथवा त्रिफला पिंडी श्लेष्म पित्त विनाशीनी ॥**
**पिष्टा कांजिकतोयेन घृतभ्रष्टा च पिंडीका ॥ २९ ॥**

હરડે, બેહેડાં અને આમળાં એઓની થેપલી કફ અને પિત્ત સંબંધી આંખના દુખાવાને મટાડે છે. **અથવા–**

કાંજીના પાણીમાં પઠાણી લોદરને વાટીને તેને ઘીમાં સેકીને તેની થેપલી મુકવામાં આવે તો લોહીના પ્રકોપથી થએલ આંખનો દુખાવો તુરત મટી જાય છે. ૨૯ **અથવા**

**लोध्रस्य हरतिक्षिप्रमभिष्यंदमसृग्भवं ॥**
**शुंठीनिंवदलैः पिंडी सुखोष्णा स्वल्प सैंधवा ॥ ३० ॥**

સુંઠ તથા લીંબડાનાં પાંદડાંની લુગદી કરી તેમાં જરા સિંધાલુણ નાખીને તેની જરા જરા ઉની થયેલી બાંધવામાં આવે તો તેથી (વાયુનું તથા કફનું દરદ અને) સોજા, ચળ તથા પિડા એઓનો નાશ કરે છે. ૩૦

## બિડાલ કર્મનો વિધિ.

**पिधाय चक्षुः संयोगाच्छोफकंड्व्यथापहा ॥**
**विडालको वहिर्लेपो नेत्रे पक्ष्म विवर्जिते ॥ ३१ ॥**
**तस्यमात्रा परिज्ञेया मुखालेप विधिनवत् ॥ ३२ ॥**

પાંપણના વાળોને છોડીને આંખ્યો ચોમેર બાહર લેપ કરવામાં આવે તે બિડાલ કર્મ કહેવાય છે. મોહોડા ઉપર લેપ કરવાની માત્રા (ક્ષુદ્ર રોગના પ્રકરણમાં) કહેલી છે તેટલી જ માત્રા બિડાલ કર્મમાં પણ કરવી. ૩૧-૩૨ **અથવા—**

(ઉપજાત-છંદ)

**सिंधूत्थदार्वीमधुयष्टिताक्षैः सगैरिकैः श्लक्ष्णजलेन पिष्टैः ॥**
**बहिः प्रलेपं नयनेषु कुर्यात्कंडू च हन्या न्नयने रुजं च ॥ ३३ ॥**

સિંધાલુણ, દારૂહળદર, જેઠીમધ, રસવંતી અને સોનાગેરૂ એઓને (સમભાગે લઈ) પાણીમાં વાટીને તેનો આંખ્યની બાહાર ઉપર કહ્યા પ્રમાણે લેપ કરવામાં આવે તો ચળ અને આંખનાં દરદોનો નાશ કરે છે. ૩૩ **અથવા**

**रसांजस्य वा लेपः पथ्या बिल्व दलैर्युतः ॥**
**वचाहरिद्राविश्वैर्वा तथा नागरगैरिकैः ॥ ३४ ॥**

રસવંતી કે હરડેદળ અને બીલીના પાદડાનો **અથવા** વજ, હળદર, સુંઠનો **અથવા** સુંઠ અને સોનાગેરૂનો લેપ આંખની બાહાર કરવામાં આવે તો આંખ્યોના રોગો મટી જાય છે. ૩૪ **તથા-**

**दग्ध्वाऽग्नौ सैंधवं लोध्रं मधूच्छिष्टयुते घृते ॥**
**पिष्टमञ्जन लेपाभ्यां सद्यो नेत्र रुजापहं ॥ ३५ ॥**

સિંધાલુણ અને લોહરને અગ્નિમાં દગ્ધ કરી મધ અને ઘીમાં ઘુંટીને આજવામાં અથવા લેપ કરવામાં આવે તો અવશ્ય નેત્રોનાં દરદોનો નાશ કરે છે. ૩૫ **અથવા—**

लोहस्य पात्रे संघृष्टो रसो निंबफलोद्भवः ॥
किंचिद्घनो बहिर्लेपान्नेत्रबाधां व्यपोहति ॥ ३६ ॥

લીલી લીંબોળીઓના રસને લોઢાના વાસમાં ઘુંટીને કાંઇક જાડો પડયા પછી આંખ્યોની બાહાર તેનો લેપ કરવામાં આવે તો આંખ્યોનું દરદ મટાડે છે. ૩૬ **અથવા—**

संचूर्ण्य मरिचं केशराजस्य रसमर्दनात् ॥
लेपनान्मर्दना नाशं करोत्येषः प्रयोगराट् ॥ ३७ ॥

કાળાં મરીને જળભાંગરાના રસમાં સારી પેઠે ઘુંટીને તેનો લેપ કરવામાં આવે તો આ પ્રયોગના રાજારૂપ લેપ અર્મણ નામના આંખ્યના રોગોનો નાશ કરે છે. ૩૭

## તર્પણનો વિધિ.

यद्रूक्षं परिशुष्कं तु नेत्रं कुटिलमाविलं ॥
तिमिरार्जुन शुक्राद्यैर भिष्यंदाधिमंथनैः ॥ ३८ ॥
युक्तं तत्तर्पणे योज्यं नेत्र रोग विशारदैः ॥
अत्युष्ण शीतवर्षासु चिंतायां संभ्रमेषु च ॥ ३९ ॥
अशांतोपद्रवे चाक्ष्णितर्पणं न प्रयोजयेत् ॥
सर्पिषा शतधौतेन सुखोष्णेन जलेन वा ॥ ४० ॥
निमग्नान्यक्षिपक्ष्माणियावत्स्युस्तावदेव वा ॥
प्रेरयेन्मीलिते नेत्रे ततउन्मीलयेच्छनैः ॥ ४१ ॥

**यावद्रोग प्रशांतिः स्यात्तावदेव तु धारयेत् ॥**
**मात्राणां नियमो नास्तिशतंवाथ सहस्रकं ॥ ४२ ॥**

આંખ્યે। લુખી પડી ગઈ હોય, સુકાઇ ગઇ હોય, વાંકી થઇ ગઈ હોય, મોળી થઇ ગઇ હોય, (પાંપણના વાળો ખરી પડતા હોય, શિરોત્પાત થયો હોય, આંખ્યો પરાણે પરાણે ઉઘડતી હોય) તિમિર, અર્જુન, ફુલાં વગેરે અભિષ્યંદ અધિમંથ (શુસ્કાક્ષિપાક, વાતપર્યય અને સોજો) એટલા વ્યાધિયો થએલ હોય તો નેત્રના રોગોમાં પૂર્ણપણે જાણનારા વૈદ્યે નેત્રોનું સારી રીતે તર્પણ કરવું. બહુ તાપ પડતો હોય ત્યારે, બહુ ટાઢ પડતી હોય ત્યારે, ચોમાસામાં વાદળાં હોય ત્યારે, સંભ્રમ હોય ત્યારે અને ઉપદ્રવો શાંત થયા પહેલાં આંખ્યોમાં તર્પણ કરવું નહીં. પાણીથી ૧૦૦ વાર ધોએલું ઘીથી અથવા સહેવાય તેવા ઉના પાણીથી પિગલાવેલા ઘી પાંપણોના વાળો ડુબી જતાં લગી (વાયુ તડકો કે રજ ન હોય તેવા ઘરમાં રોગીને ચત્તો સુવાડીને પલાળેલા અડદના લોટની સરખી મજબૂત અને સાંકડ વગરની ફરતી પાળો બન્ને આંખ્યો ઉપર કરેલી હોય તેમાં) ભરવું. ભરાઈ રહ્યા પછી જ્યાં લગી આંખ્યો વીંચી રખાય ત્યાં લગી વીંચી રાખવી. પછી ધીરે ધીરે આંખ્યો ઉઘાડવી. જ્યાં લગી રોગ શાંત થાય ત્યાં લગી આંખ્યો ઉપર તે રાખવું. કેટલાએક ગ્રંથકારો માત્રા બતાવે છે પણ અમારા ધારવા પ્રમાણે તો માત્રાનો કશો નિયમ રાખવાની જરૂર નથી અર્થાત્ સો માત્રા કે હજાર માત્રા લગી જ તર્પણ ક્રિયા કરવી એવો નિયમ ન રાખતાં જ્યાં લગી દરદીના દરદની

શાંતિ થાય ત્યાં લગી પાળોમાં ભરેલો પદાર્થ રાખવો. (અને પછી વિધિ સહિત તે પદાર્થાદિને કાહાડી નાખી રોગીને યથાયોગ્ય વિધિ કરાવવી.) ૩૮-૪૨

## અંજન વિધિ.

अंजनं पक्वदोषेषु कर्तव्यं भिषजा सदा ॥
हेमन्ते शिशिरे मध्ये दिनस्यांजनमिष्यते ॥ ४३ ॥
ग्रीष्मे शरदि पूर्वाह्णे पराह्णे वापिचेष्यते ॥
वर्षास्वनभ्रेनात्युष्णे वसंते च सदा हितं ॥ ४४ ॥
अंजनं त्रिविधं ज्ञेयं स्निग्धं रोपण दीपनं ॥
स्निग्धं तु मधुरं स्नेहं कषायं तिक्तरोपणम् ॥ ४५ ॥

દોષો પાકી ગયા (આંખ્યો દુખવા આવ્યા પછી ચાર દિવસ વીત્યા પછી) આંખ્યોમાં ઘટતું અંજન વૈદ્યોએ હમેશાં આંજવું. હિંમત અને શિશિર ઋતુમાં બપોરે અંજન આંજવું. ગ્રીષ્મ અને શરદ ઋતુમાં પ્રાતઃકાળમાં કે સંધ્યાકાળમાં અંજન આંજવું. વર્ષાઋતુમાં વાદળાં ન હોય ત્યારે અથવા અતિ તાપ ન હોય ત્યારે અંજન આંજવું અને વસંતઋતુમાં મરજીમાં આવે તે વેળાએ અંજન આંજવું એ સદૈવ હિતકારી છે. અંજન ત્રણ પ્રકારના છે એટલે સ્નિગ્ધ, રોપણ અને લેખન; એમ ત્રણ ભેદ છે (અને એ ત્રણના વળી ત્રણ ત્રણ ભેદ છે.) મધુર રસવાળું અને સ્નેહવાળું જે અંજન હોય તે સ્નેહન કહેવાય છે, કષાયલા અને કડવા રસવાળું (સ્નેહ સહિત) અંજન હોય તે રોપણ કહેવાય છે અને ક્ષાર, તીક્ષ્ણ તથા ખાટા રસ-

વાળું અંજન લેખન કહેવાય છે. વિશેષે કરીને સાંજે અને સવારે અંજન આંજવું શ્રેષ્ઠ મનાય છે. પણ વારંવાર આંજવું નહી. ( કયા અંજનની કેટલી માત્રા લેવી ફાયદાકારક છે તે જાણવા ભાવપ્રકાશાદિ ગ્રન્થનું અવલોકન કરવું. ) ૪૩-૪૫

**लेखनं क्षार तीक्ष्णाम्लं सायं प्रातश्च शस्यते ॥**
**शंखनाभिमरिचं मनःशिला पिप्पली मधुककुष्ठकंतथा॥४६॥**

( સ્વાગતા-છંદ )

**चेतना मधु बिभीतकमज्जा छागिदुग्धविहिता खलु वर्तिः ॥**
**घर्षितांभसि हरेणुकमात्रा नाशयन्नयनरोगमंजनात् ॥ ४७**
**मांसवृद्धितिमिरार्बुदपुष्पं वार्षिकं पटलकांचनिशांध्यं ॥ ४८**

શંખની નાભી ( શંખના વચેનો નક્કર ભાગ ), મરી, શુદ્ધ મણશિલ, લીંડીપીપર, ઉપલેટ, હરડે, વજ બેહેડાંની મીંજ એઓને ( સમાન લઇ ) બકરીના દુધમાં વાટી જવ જેવી લાંબી ગોળી બનાવવી. આ ગોળીમાંથી પાણી વતે એક વટાણા જેટલું ઘસીને આંજવું. ( આ ચંદ્રોદયવર્ત્તિ નામની ગોળીથી ) તિમિર, માંસની વૃદ્ધિ, કાચ, પડળ, પાંપણની અંદરની ગાંઠ, રતાંધળાપણું અને એક વર્ષનું ફુલું એ સર્વ નેત્રના રોગોનો નાશ કરે છે. ૪૬-૪૮

( અનુષ્ટુપ-છંદ )

**करंजबीजवर्तिस्तु बहुशः परिभाविताः ॥**
**पलाश पुष्पस्व रसैः चुक्रादीनां विनाशिनी ॥ ४९ ॥**

કરકચના ગોળાને ખાખરના કેસુડાના સ્વરસની ઘણી

ઘણી ભાવનાઓ આપી તેની વાટ બનાવવી. આ વાટ આંજવાથી દ્રષ્ટિનું ફુલું મટી જાય છે. ૪૯ **અથવા**–

**मालती निंव पत्राणि द्वे हरिद्रे निशांजनं ॥**
**गोशकृद्रस संयुक्ता वर्तिर्नक्तांधनाशिनी ॥ ५० ॥**

માલતીનાં પાંદડાં, લીંબડાનાં પાંદડાં, હળદર, દારૂ હળદર અને રસવંતી એઓને ગાયના છાણના રસમાં વાટીને તેની ગોળી બનાવીને (તેમાંથી દોઢ વહાણુ જેટલું) આંજવામાં આવે તો રાતે આંધળાપણું હોય તે મટી જાય છે. ૫૦ **અથવા**

**तुत्थ माक्षिक शितामनः शिलाशंख सैंधव समुद्रफेनकं ॥**
**गैरिकंसमरिचं विचूर्णयेदं जनं मधुयुतं तिमिरघ्नं ॥५१॥**

શોધેલું મોરથુથું, સોવનમાખી, સાકર, શુદ્ધ મણશિલ, શંખની નાભિ, સેંધવ, સમુદ્રફીણ, સોનાગેરૂ અને મરી એઓને ઝીણાં ઘુંટીને મધ સહિત આજવામાં આવે તો તિમિર નામના રોગનો નાશ કરે છે. ૫૧ **અથવા**–

**क्षौद्राश्व लाला संघृष्टं मरिचं चक्षुषों जनात् ॥**
**नाशयेदतिनिद्रां तु यथा सूर्योदयस्तमः ॥ ५२ ॥**

મરીને મધ અને ઘોડાની લાદ સાથે ઘસીને આંજવામાં આવે તો અતિ નિદ્રા, જેમ સૂર્યના ઉગવાથી અંધારાનો નાશ થાય છે તેમ અતિ નિદ્રાનો (ઘેનનો) નાશ થાય છે. ૫૨ **અથવા**–

**पुनर्नवा तु दुग्धेन कंठस्रावं च सर्पिषा ॥**
**पुष्पं तैलेन तिमिरं निशांध्यं कांजिकेन च ॥ ५३ ॥**

સાટોડીને (સ્ત્રીના કે ગાયના) દુધમાં ઘસીને આંજવામાં આવે તો ચળ તથા ઝરવાપણું મટે છે, ઘી સાથે આંજવામાં આવે તો ફુલું, તેલ સાથે આંજવામાં આવે તો તિમિર અને કાંજી સાથે ઘસીને આંજવામાં આવે તો રતાંધળાપણું જેમ સૂર્ય અંધારાનો નાશ કરે છે તેમ એઓનો તુરત નાશ કરે છે. ૫૩ **અથવા–**

**नाशयेत्तत्क्षणा देव भास्करस्तिमिरं यथा ॥**

**बंबूल दलजः काथो धनीभूतो मधुप्लुतः ॥ ५४ ॥**

બાવળીયાનાં પાંદડાંનો ક્વાથ કરી તેને શીરા જેવો ઘટ કરી તેમાં મધ નાંખીને આંજવામાં આવે તો આંખ્યોમાંથી બહુ પાણીનું ઝરવું હોય તેને તુરત જીતી લે છે એમાં સંશય નથી. ૫૪ **અથવા**

**नेत्रस्रावं जयेत्युग्रमंजनान्नात्र संशयः ॥**

**आम्लकीः फल रसो पूत युक्तः सपूरणात् ॥ ५५ ॥**

આમળાંના રસને વસ્ત્રમાં રાખી આંખની અંદર ભરવામાં આવે તો નેત્રનો અત્યંત કોપ પણ શાંત થાય છે. એમાં જરા સંશય નથી. ૫૫ **અથવા—**

**नेत्रयोः कोपमत्यर्थं प्र वहंति न संशयः ॥**

**शिग्रु पत्ररसः शेकान्मधु सैंधव संयुतः ॥ ५६ ॥**

સરગવાના પાંદડાના રસને મધ અને સિંધાલુણ સહિત એક કરવામાં આવે તો નેત્ર કોપનો નાશ કરે છે. અથવા જુના ઘીનું અંજન કરવામાં આવે તો પણ નેત્ર કોપ મટી જાય છે. ૫૬ **અથવા—**

**नेत्र कोपं नवं हंति तथा सर्पिः पुरातनं ॥**
**दार्वी रसांजनं स्तन्ययुक्तं नेत्रे प्रपूरितं ॥ ५७ ॥**

દારૂહળદર, અને રસવંતી એઓને સ્ત્રીના ધાવણમાં ઘુંટીને નેત્રમાં ભરવામાં આવે તો આંખમાંની વેદના, બળતરા, ચળ અને સ્પંદ સહિત હોય તો પણ નાશ કરે છે. ૫૭ **તથા**—

**निहंति वेदना दाहान्स्पंदकंडू समायुतान् ॥**
**स्फिटिकाचंदनंशुंटी गिरि मृच्च वचा तथा ॥ ५८ ॥**

પિઠિકા ( હળદર ? ), રતાંજલી, સુંઠ, સોનાગેરૂ, અને વજ એઓનો આંખ્યોની બાહાર લેપ કરવામાં આવે તો નેત્રના રોગોનું નિવારણ કરે છે. ૫૮ **અથવા**—

**एषां बहिः प्रलेपोहि नेत्ररोगान्निवारयेत् ॥**
**भूम्या मलक सिंधूत्थं ताम्र घृष्टं घनं तथा ॥ ५९ ॥**

ભોંયઆંમળાં અને સિંધાલુણ એઓને ત્રાંબાના બત્તા સાથે ઘુંટતાં ઘાટું થયા પછી આમલીના રસ સાથે ઉપયોગમાં લેવામાં આવે તો આંખના સર્વ રોગોનું નિવારણ કરે છે. ૫૯ **તથા**—

**आमलक्या रसः सर्वनेत्र रोग निवारणः ॥**
**अक्षमज्जांजनं सार्थं शुक्रं स्तन्येन नाशयेत् ॥ ६० ॥**

બેહેડાંના અંદરની મીંજોને ધાવણ સાથે ઘસીને સાયંકાળે આંજવામાં આવે તો ફુલાંને મટાડે છે **તથા**—

અભિઘાત—કોઈ પણ પ્રકારનો ઝોકો વાગવાથી આંખમાં પીડા—થઇ હોય તો ફક્ત ધાવણ ભરી દેવામાં આવે તો તે વેદના મટી જાય છે. ૬૦

**अभिघाता क्षिरोगघ्नं केवलंस्तन्य पूरणं ॥**
**घृतेन मधुना वापि त्रिफलाया निषेवितः ॥ ६१ ॥**

ત્રિફળાના ચૂર્ણને કવાથને કે કલ્કને ઘી અને મધ સહિત સેવવામાં આવે તો તિમિર વગેરે સર્વ આંખના રોગોને જીતી લે છે–મટાડે છે. ૬૧ **અથવા–**

**चूर्णः कल्कोथवा काथः सकलं तिमिरंजयेत् ॥**
**त्रिफलाव्योष सिंधूत्थैर्घृतं सिद्धंपिबेन्नरः ॥ ६२ ॥**

ત્રિફળા ( હરડે, બેહેડાં, આમળાં ), વ્યોષ ( સુંઠ, મરી લીંડીપીપર ), અને સિંધાલુણ એઓથી ઘી પકાવીને જે માણસ પીએ તેના સઘ–આંખ્યોના રોગોને મટાડે છે, પડળને ભેદે છે, જ્યોતીને કરનાર છે અને કફ સંબંધી નેત્ર રોગને મટાડે છે. અથવા મળોને ભેદે છે, હૃદયને હિતાવહ છે, દીપન અને કફનો નાશ કરે છે. ( આ ત્રિફળાદિ ઘૃત કહેવાય છે. ૬૨ **અથવા–**

**चक्षुष्यं भेदनं हृद्यं दीपनं कफनाशनम् ॥**
**भ्रुवोरू परिदाहश्च मंथे साध्ये शिराव्यधः ॥ ६३ ॥**

જો મટે તેવો આંખ્યોનો દુખાવો હોય તો ભ્રૂકુટીના ઉપર ડાંભ દેવો, નસને વિંધાવવી અથવા જળો મુકાવવી. કિંવા નેત્ર પાકમાં શિરો વિરેચન આપવું. ૬૩

**जलौका पातनं वापि नेत्र पाके विरेचनं ॥**
**दिवास्वापं च तांबूलं मैथुनं परिवर्ज्जयेत् ॥ ६४ ॥**

આંખ્યના દરદીને દાહાડે સુવું, તાંબુલ ખાવું અને મૈથુન એઓનો ત્યાગ કરવો. ૬૪

(તીખા, ખાટા, ભારે, તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થો, અડદ, ચોળા, દારૂ, સુકાએલું માંસ, ખોળ, માછલાં, ફણગા પુટેલાં ધાન અને બળતરા કરનારાં અન્નવાનો એઓ આંખ્યના રોગીને નુકસાન કરનારાં છે.)

---

## માથાના રોગનાં નિદાન લક્ષણ તથા ઉપાય.

### માથાના રોગનો હેતુ તથા સંખ્યા.

**दोषैः पृथक् समस्तैश्च क्षयेण कृमिशोणितैः ॥**
**सूर्यावर्ता नंत वाताद्धार्वभेदक शंखकाः ॥ १ ॥**

વાયુથી થનારો, કફથી થનારો, પિત્તથી થનારો, ત્રિદોષથી થનારો, રસાદિના ક્ષયથી થનારો, કરમીઆથી થનારો, લોહીથી થનારો, (સૂર્યાવર્ત્ત, અનંતવાત, અર્દ્ધાવભેદ અને શંખ એ રીતે અગીઆર પ્રકારની માથાના રોગથી થએલ શૂળ રૂપ વેદના થાય છે. માથાના રોગો દુષ્ટ (ખરાબ-અપવિત્ર-વિષના સંસ્કારવાળા) ભોજનોથી થાય છે. ૧

### માથાના રોગોનું પૂર્વરૂપ.

**एकादश शिरोरोगा जायंते दुष्ट भोजनात् ॥**
**मन्याग्रहोंग गुरुता पूर्वंतेषां प्रजायते ॥ २ ॥**

માથામાં વેદના થવાના પહેલાં ગરદનની નસો અર્થાત્ મન્યા નામની ચૌદ નાડીઓ પકડાઈ જાય છે, અને અંગો ભારે થઈ જાય છે. ૨

## અગીયારે પ્રકારના માથાના રોગોનાં જુદાં જુદાં લક્ષણો.

( ઉપજાતિ-છંદ )

**रुजोनिमित्तं शिरसश्च तोदा भवंति रात्रावधिकास्तुवातात् ।**
**भृशोष्णमंगारचितं शिरोहि नासातथा धूमवती च पित्तात् ३**

નિમિત્ત વગર માથામાં આકરી વેદના થાય અને રાતે ટાઢકને લીધે વાયુની આધિક્યતાથી અધિક વેદનાં થતી હોય ( માથું બાંધવાથી અને સેક કરવાથી એ વેદના શાંત થાય) તો વાયુ સંબંધી માથામાં રોગ છે એમ જાણવું.

જાણે માથું અંગારાઓથી વ્યાપ્ત હોય તેવું બહુ જ ઉનું થઇ જાય ( આંખ્યો બળે ) અને નાકમાંથી ધુવાડા જેવી બાફ નીકળતી જણાય ( તથા રાતે ટાઢકના કારણથી વેદના કમતી થાય ) તો પિત્ત સંબંધી માથામાં રોગ છે.

માથું ભારે હોય, સ્તબ્ધ થઈ ગયું હોય, ટાઢું થઈ ગયું હોય અને કફથી લિપ્ત હોય ( આખ્યોનાં પોપચાં અને મોહોઢું સુજેલાં જણાય ) તો કફ સંબંધી માથામાં પીડા છે. ૩

**शिरोगुरुस्तब्धहिमं कफात्स्यात्सर्वाणिलिंगानिचसन्निपातात् ॥**
**रक्तात्मके पित्त समानलिंगे स्पर्शा सहत्वं शिरसो भवेच्च ४**

જો એ ઉપર કહેલાં ત્રણે દોષોનાં સર્વ ચિન્હો જણાતાં હોય તો સન્નિપાત સંબંધી માથામાં પીડા છે એમ જાણવું.

લોહીસંબંધી માથાના રોગમાં પિત્ત સંબંધી માથાના રોગનાં ચિન્હો હોય છે અને માથું કોઈના સ્પર્શનું સહન

ન કરી શકે એવું થાય તો લોહી સંબંધી શિરો રોગ જાણવો. ૪

क्षयोत्थो हि शिरो रोगो भवेदुग्र प्रवेदनः ॥
स्वेदच्छर्दन धूमास्र मोक्षोनस्यैर्विवर्द्धते ॥ ५ ॥

માથામાં બહુજ આકરી વેદના થતી હોય, એ વેદના સેક કરવાથી, ઉલટી કરાવવાથી, નાસ દેવાથી, તથા લોહી કઢાવવાથી ( કે ધુવાડો પીવરાવવાથી ) વધારે વધતી હોય તો જાણવું કે માથામાં રહેલાં ચરબી, કફ અને લોહી એઓનો બહુજ નાશ થવાથી માથામાં રોગ થયો છે. ( આ શિરોરોગમાં શરીર ભમે, માથામાં સબાકા નીકળે, આંખ્યો ફરકયા કરે અને ગાત્રોમાં ગ્લાનિ થાય છે. ) ૫

भृशंयथास्रवेद्घ्राणात्सलिलं कृमिजे गदे ॥
सूर्योदये मंदमंद मक्षि भ्रूषुव्याथाभवेत् ॥ ६ ॥

માથું અત્યંત ભોંકાયા કરતું હોય, નાકમાંથી પરૂ લોહી ઝરયા કરતું હોય કિંવા પાણી ટપકે ( કીડાઓ ખરતા હોય અને અંદર કીડાઓના ફોલીખાવાથી ફરકતું હોય ) તો કરમીઓથી માથામાં રોગ થયો છે. ૬

सूर्यापवृत्तौस्वल्पाः स्यात्सूर्यावर्त इतिस्मृतः ॥
गृहीत्वार्द्धं च शिरसः सकफो वायुरुद्धतः ॥ ७ ॥
मन्या भ्रूशंख कर्णाक्षिललाटार्द्धेषु वेदनाम् ॥
शस्त्रारणि समांतीव्रांकुर्यात्सोद्धविभेदकः ॥ ८ ॥

સૂર્યોદયથી માંડીને આંખ્યોમાં તથા ભમરોમાં મંદ મંદ પીડા થાય અને જેમ જેમ સૂર્ય ઉંચે ચઢતો જાય

તેમ તેમ પીડા વિશેષ વધતી જાય તથા સૂર્ય ઢળતો થાય કે પીડા પણ ઓછી થતી જાય ( કોઈ સમય શીતથી તો કોઇ સમય ઉષ્ણુતાથી પીડા શાંત થતી હોય ) તો સૂર્યાવર્ત્ત નામનો માથામાં રોગ થયો જાણુવો.

માથાનાં અરધા ભાગને કફયુક્ત વાધેલો વાયુ પકડી લે છે અને ગરદનની નસો, લમણાં, કાંન, આંખ તથા કપાળ એઓના અરધા ભાગમાં શસ્ત્રની અણીથી કપાતા સરખી અને આકરી વેદના થતી હોય તેને **અર્દ્ધાવભેદક** ( **આધાશીશી** ) નામનો માથાનો રોગ જાણુવો. ૭–૮

**तीव्ररुक् शंख कस्त्याज्य स्त्र्यहाद्भैष ज्यामचरेत् ॥**
**वातिके दशमूलादि सिद्धिक्षीरेण सेचनम् ॥ ९ ॥**
**मुद्गमाष कुलत्थाश्चखादेद्वानिशिकेवलान् ॥**
**कटु कोष्णान्सर्प्पिष्कानुष्णं वापिपयः पिबेत् ॥ १० ॥**

( ત્રણે દોષો દુષ્ટ થઈ ગરદને બહુજ પકડી દવાબીને નિજ નિજ સ્વભાવ પ્રમાણે વ્યથા, બળતરા તથા ભારેપણું વગેરે આકરી પીડા કરે છે અને તે પીડા તત્કાળ આંખ્યોમાં, ભ્રૂકુટિઓમાં તથા લમણાઓમાં સ્થાન કરે છે. ઘણું કરીને ગાલનાં પડખામાં સ્થાન કરે છે અને પછી ધ્રૂજારાને, હનુગ્રહને અને આંખ્યોના રોગોને જન્મ આપે છે તે **અનંતવાત** નામનો ત્રિદોષજન્ય શિરોરોગ છે.

દુષ્ટ થએલાં અને લમણાઓના ભાગમાં વધેલાં પિત્ત, લોહી અને વાયુ એઓ બહુ આકરી પીડાવાળા, આકરી બળતરાવાળા, અને બહુજ આકરી રતાશવાળા ભયંકર સોજાને

ઉત્પન્ન કરે છે. એ સોજો ઝેરની પેઠે પોતાના વેગથી ઝટ માથાને તથા કંઠને રોકીને ત્રણ રાતમાં માણસના પ્રાણને હરી લે છે તે શંખક નામનો માથાનો રોગ જાણવો. આ રોગમાં કફનો પણ સંબંધ હોય છે.

## માથાના રોગોના ઉપાય.

શંખક રોગની ત્રણ દિવસ વીત્યા પછીજ ચિકિત્સા કરવી કેમકે તીવ્ર વેદનાવાળો પ્રાણ હરરોગ છે માટે પ્રથમ તેની ચિકિત્સા કરવી નહીં.

જો વાયુ સંબંધી માથાનો રોગ હોય તો દશમૂળથી સિદ્ધ કરેલું દુધ સેવવું. મગ અડદ અને કળથી એઓ માત્ર રાત્રેજ ખાવા. અથવા કટુ અને ઉષ્ણ પદાર્થો કિંવા ઘી સહિત ઉનું દુધ એઓનું સેવન કરવું. ૯—૧૦ **અથવા**—

**कुष्टमेरंडमूलं च लेपात्कांजिकपेषितं ॥**
**शिरोरोगं जयेदाशु पुष्पं वा मुचकुंदजम् ॥ ११ ॥**

ઉપલેટ તથા એરંડાનું મૂળ, એઓને કાંજીમાં વાટીને (જરા ઉનાં કરીને કપાળમાં) લેપ કરવો જેથી વાયુ સંબંધી માથામાં થતી પીડા મટી જાય છે. અથવા મચકુંદનાં ફુલ વાટીને ચોપડવાથી પણ તુરત વાયુ સંબંધી શિરપીડા મટી જાય છે. ૧૧ અથવા—

**चर्मणाच्च शिरोबस्तिं प्रकल्प्य परिपूरयेत् ॥**
**तैलैरुष्णैर्निश्चलस्य विनिघ्ना हि रुजः समं ॥ १२ ॥**

માથાને પુરૂં પડે એવડું લાંબું અને ૧૬ આંગળ ઉંચુ ચામડું લઇ માથાને વીટી ચામડાની નીચે અડદના કલ્કનો લેપ કરવો. પછી રોગીને નિશ્ચળ બેસાડી જરાક

ઉનાશવાળું તેલ માથા ઉપર તે ચામડામાં ભરવું. (પછી વેદના શાંત થાય ત્યાં લગી કે એક પોહોર અથવા ૪ કલાક લગી તે એમનું એમ રાખવું.) આ શિરોબસ્તિ વાયુ સંબંધી માથાને રોગને, હનુગ્રહને, ગરદનના પકડાવાને, આંખની વેદનાને, કાનની પીડાને, અડદીયા વાયુને અને માથાના કંપ વિગેરે વિવિધ રોગને મટાડે છે. (આ બસ્તિ જમ્યા પહેલાં જ આપવી.) ૧૨

यामार्द्धं मायाममेकं वा तनोः स्वास्थ्यंभवेद्ध्रुवं ॥
पितात्मके शिरोरोगे स्निग्धं सम्यग्विरेचयेत् ॥ १३ ॥
निमज्जनं च शिरसो मुहुः शीतलवारिणि ॥
चंदनोत्पलकिंजल्कै बिंसशाल्रूकपद्मकैः ॥ १४ ॥

આ પ્રમાણે પંદર દિવસ કે મહીના લગી કર્યા કરે તો અવશ્ય સ્વાસ્થ્યતા થાય છે.

પિત્તસંબંધી માથાનો રોગ હોય તો સ્નિગ્ધ અને સમ વિરેચન આપવું. અથવા વારંવાર ટાઢા પાણીથી પલાળવું કિંવા ધાર કરવી. સુખડ, કમળ, કમળના કેસરા, કમળનું નાલ, જાયફળ અને પદ્મક એઓને દુધમાં વાટીને લેપ કરવો અથવા તેઓ યુક્ત ટાઢું પાણી માથા અને કપાળ ઉપર છાંટવું. ૧૩-૧૪

दुग्धपिष्टैः प्रलेपः स्यात्स्तत्यैर्वापरिषेचनं ॥
रक्तजे पित्तवत्सर्वं लेपभोजन सेवनं ॥ १५ ॥

લોહીજન્ય માથાના રોગમાં પિત્તસંબંધી શિરોરોગની પેઠેજ સમસ્ત લેપો અને ભોજન સેવવાથી ફાયદો થાય છે. શીતોષ્ણ નાસ આપવા. વિશેષે કરીને લોહી કઢાવવું. ૧૫

शीतोष्णयोश्च व्यत्यासो विशेषाद्रक्तमोक्षणं ॥
कफजे लंघनं रुक्षस्वेदस्तीक्ष्णौष्णपाचनम् ॥ १६ ॥

કફ સંબંધી માથાનો રોગ હોય તો લંઘન કરાવવું તથા ગરમી ભરેલા રૂક્ષ અને ઉષ્ણ પદાર્થોનું સેવન કરવું. ૧૬ **અથવા**–

हरेणु न त शैलेयमुस्तैलागरुदारुभिः ॥
रास्नास्थौणेयनलदैरुक्षोष्णैर्लेपयेच्छिरः ॥ १७ ॥

વટાંણા, તગર, છડીલો, મોથ, એળચી, અગરૂ, દેવદાર, રાસ્ના, ભરૂઠ, અને કાળો વાળો અથવા સુગંધી પીળું ખડ એઓનો રૂક્ષ અને ઉષ્ણ લેપ માથા ઉપર–કપાળે કરવામાં આવે તો **અથવા** જવ, સાઠીચોખા, સુંઠ, મરી, લીંડીપીપર અને જવખાર એઓ સમાન ભાગે લઈ તેઓનો ઉપયોગ કરવામાં આવે તો કફ સંબંધી શિરોરોગ મટી જાય છે. ૧૭

यवषष्टिकशाल्यनिव्योषक्षारसमायुतं ॥
सन्निपाते क्रिया कार्या ज्ञात्वा दोषबलाबलं ॥ १८ ॥

સન્નિપાત સંબંધી શિરોરોગ હોય તો સન્નિપાતને મટાડનારી ચિકિત્સા રોગીના દોષનું બળાબળ જાણીને કરવી. ૧૮ **અથવા**–

( ઉપજાતિ–છંદ )

कटुत्रिकं पुष्करदारुरास्नानिशाश्वगंधाविहितः कषायः ॥
निवारयत्याशु शिरोर्तिजालं नासानिपीतोबहुदोष जालम् १९

સુંઠ, મરી, લીંડીપીપર, પુષ્કરમૂળ, દેવદાર, રાસ્ના, હળદર, અને આસગંધ એઓનો ક્વાથ કરીને નાકેથી પીવામાં આવે તો તુરત બહુ દોષોથી ઉત્પન્ન થયેલ માથાની પીડા સમૂહનું પણ નિવારણ કરે છે. કિંવા ટાઢું પાણી નાકેથી પીવામાં આવે તો પણ માથાની પીડાનું નિવારણ કરે છે. ૧૯ **અથવા**–

( સ્વાગતા–છંદ )

**बिल्वनागरजकल्कविमिश्रं क्षीरमाशु खलु नस्यतो जयेत् ।**
**नागरं गुडयुतं नसियोज्यं सैंधवेन च कणा हि शिरोर्तिम् २०**

બિલી તથા સુંઠ, એઓનો કલ્ક દુધમાં મેળવીને તેનો નાસ આપવામાં આવે તો અવશ્ય માથાની પીડાને જીતી લે છે. **અથવા** સુંઠ અને ગોળનો નાસ આપવામાં આવે તો, તથા સિંધાલુણ અને લીંડીપીપર એઓનો નાસ આપવામાં આવે તો તેથી માથાની પીડા મટી જાય છે. ૨૦

( ઇંદ્રવજ્ર–છંદ )

**एरंडमूलं मधुयष्टि रास्ना भृंगं विडंगं तगरंशताह्वा ॥**
**जीवंतिका सैंधवनागराणि पिष्ट्वाक्षिपेत्कृष्ण तिलस्य तैलं २१**

( ઉપજાતિ–છંદ )

**आजंपय स्तैल विमिश्रितं च चतुर्गुणंभृंगरसे विपक्वं ॥**
**तद्बिन्दुषट्कं नसि संमयोज्यं शीघ्रंनिहन्याच्छिरसो विकारान् २२**

એરંડાનું મૂળ, જેઠીમધ, રાસ્ના, જળભાંગરો, વાવડીંગ, તગર, સવા, મીઠીડોડી, સિંધાલુણ અને સુંઠ એઓને વાટીને કાળા તલનું તેલ અને તેલથી મિશ્રિત કરેલું બક-

રીનું દુધ એઓને તેલથી ચોગણા ભાંગરાના રસમાં પકાવવાં. એ **ષડ્ બિંદુ** નામા **તૈલનાં** છ ટીપાં નાકમાં નાખવામાં આવે તો તુરત માથાના રોગોને હણી નાખે છે. (તથા કેશો–વાળો અને દાંતો પડી ગયા હોય તો પાછા બહુ જ મજબૂતપણે ઉગે છે તથા નેત્રો પ્રબળ શક્તિવંત થાય છે અને બાહુઓમાં અધિક બળ આવે છે. ૨૧–૨૨

**क्षयजे तु शिरोमूले कर्तव्यो बृंहणो विधिः ॥**
**कृमिजेव्योष बीजाह्व शिग्रुबीजैश्चनावनं ॥ २३ ॥**
**अजामूत्रयुतं नस्यं कर्तव्यं कृमिजित्परं ॥**
**विडंगस्वर्जिकादंतीहिंगुगोमूत्रसंयुतं ॥ २४ ॥**

જો માથાનો રોગ ચરબી વગેરેના ક્ષય થવાથી થયો હોય તો ક્ષયનો નાશ કરવા માટે બૃંહણ–ધાતૃવૃદ્ધિ પ્રયોગો કરવા. અને જો કૃમીઓથી માથાનો રોગ હોય તો સુંઠ, મરી, લીંડીપીપર, કચ્ચાના ગોળા, અને સરગવાનાં બીજ (ધોળાં મરી) એઓને બકરીના મૂત્રમાં વાટીને તેનું નસ્ય દેવું જેથી કૃમિઓને સારી પેઠે જીતી લે છે. **અથવા—** વાવડીંગ, સાજી, નેપાળો અને હિંગ એઓને ગોમૂત્રમાં વાટીને તે લુગદીથી સરસીયા તૈલને પકાવી ઉત્તમ પ્રકારે નાસ આપવું જેથી કૃમિઓનો નાશ કરે છે. ૨૩–૨૪

**विपक्वं सार्षपतैलं कृमिघ्नं नस्यमुत्तमं ॥**
**सूर्या वर्तेशिरावेधो नावनं क्षीरसर्पिषाम् ॥ २५ ॥**
**हितः क्षीरघृताभ्या सस्ताभ्यां चैव विरेचनं ॥**
**मार्कवस्य रसश्छागक्षीरेतुल्योऽर्कतापिताः ॥ २६ ॥**

**સૂર્યાવર્ત્ત** નામનો માથાનો રોગ હોય તો શિરોવેધ કરવો. દુધ ઘીનું નસ્ય દેવું. દુધ ઘી પીવું અને વિરેચન એ ક્ષયજન્ય મસ્તક રોગ માટે હિતકારી છે. **અથવા**– જળભાંગરાનો રસ અને બકરીનું દુધ એ બન્ને સરખાં લઈને એકત્ર કરીને તડકામાં તપાવીને એનો નાસ આપવામાં આવે તો આ પ્રયોગના રાજારૂપ ઔષધથી તુરત સૂર્યાવર્ત્ત મટી જાય છે. ૨૫–૨૬

**सूर्यावर्तं निहंत्याशु नस्येनैष प्रयोगराट् ॥**
**अर्द्धावभेदके पूर्वं स्नेहःस्वेदो विरेचनम् ॥ २७ ॥**
**नावनं शर्करायुक्तो बीजं राजादनस्य च ॥**
**ईषत्सलवणं तैलं कोष्णंवानावनेहितं ॥ २८ ॥**

જો આધાશીશી ચઢતી હોય તો પ્રથમ સ્હેજ સ્વેદન અને વિરેચનના ઉપચારો કરવા. **અથવા** સાકર સહિત રાજદળનાં બીજ અને તેમાં જરા સિંધાલુણ લઈ તેલમાં નાખીને તેને સહેજ ગરમ કરી ઉપયોગ કરવામાં આવે તો સૂર્યાવર્ત્ત રોગ મટે હિતાવહ છે. ૨૭–૨૮ **અથવા**–

**विडंगतिललेपेन नाशयत्यर्द्धभेदकम् ॥ २९ ॥**
**शिरसि ते यदि शूलमतीव चेदुषसि दुग्धमतः पिब नासया ॥**
**परमचिंतत शक्ति क्रमादरादतितरामनुमूतमिदंमया ॥३०॥**

વાવડીંગ અને તલનો લેપ કરવાથી અર્થાત્ વાવડીંગ અને કાળા તલ સરખા ભાગે લઈને દુધમાં વાટીને તેનો કપાળે લેપ કરવામાં આવે ( અથવા એનોજ નાસ આપવામાં આવે ) તો આધાશીશી મટી જાય છે. માથામાં જો સણકા

બહુજ આવતા હોય તો નાકેથી જેટલું પીવાય તેટલું (સાકર સહિત) દુધ પીવું જેથી ઉત્તમ પ્રકારની યાદ-શક્તિની વૃદ્ધિ કરે છે એમ મેં ઘણી વખત આ પ્રયોગનો અનુભવ કરેલો છે. ૨૯–૩૦ **અથવા—**

( અનુષ્ટુપ-છંદ )

**सशर्करं पयः पानेनालिकेरोदकं तथा ॥**
**घृतपूरादि सेचा वा सूर्यावर्त्तार्द्धभेदयोः ॥ ३१ ॥**

સાકર અને દુધ કિંવા નાળીયરનું પાણી અને ઘી એઓ નાકેથી પીવામાં આવે તો સૂર્યાવર્ત્ત અને આધાશીશી એ બન્ને મટી જાય છે. ૩૧ **અથવા–**

**कुंकुमं च घृतं भृष्टं छागक्षीरेविपाचितम् ॥**
**ससितं नासयापीतं सूर्यावर्तार्द्धभेदजित् ॥ ३२ ॥**

કેસરને ઘીમાં શેકી નાખીને બકરીના દુધમાં સાકર સહિત પકાવીને ટાઢું થયા પછી નાકેથી પીવામાં આવે તો સૂર્યાવર્ત્ત અને આધાશીશીને જરૂર જીતે છે. ૩૨ **અથવા–**

**सघृतं क्षीरपानं च नासयापि मुखेन च ॥**
**विधिरेष शिरोरोगे शंखके शर्करान्वितः ॥ ३३ ॥**

ઘી સાકર સહિત દુધ નાકેથી અથવા મોહોડેથી પીવામાં આવે તો શંખક નામનો શિરો રોગ મટે છે. અનંત વાત નામના માથાના રોગ ઉપર સૂર્યાવર્ત્તને નાશ કરનાર વિધિ કરવો. ૩૩

**अनंतवाते कर्तव्यः सूर्यावर्तहरो विधिः ॥**
**क्रुद्धोरूक्षादिभिर्वायुः शिरः कंपमुदीरयेत् ॥ ३४ ॥**

स्नेह स्वेदादिवातघ्नं नस्यं शस्तंचभोजनं ॥
शिरोवेधश्चकर्तव्योनंतवातप्रशांतये ॥ ३५ ॥

રૂક્ષ વગેરે પદાર્થોથી કોપેલો વાયુ શિરકંપ કરે છે. માટે વાતને નાશ કરનારાં સ્નેહનસ્વેદન નસ્ય અને ઘી યુક્ત ઉત્તમ ભોજન અને ફસ્ત ખોલાવવી. એઓ વિધિઓના કરવાથી અનંતવાત શાંત થઈ જાય છે. ૩૪-૩૫

## સ્ત્રીને થનારા પ્રદરરોગનું નિદાન, લક્ષણ તથા ઉપાય.

### પ્રદરરોગની દૂરનાં નિદાનોપૂર્વક સંખ્યા.

( વસંતતિલકા-છંદ )

मद्यातिपानमति मैथुन गर्भपाताज्जीर्णाध्वशोकगरयोग दिवातिनिद्राः स्त्रीणामसृग्दरगदो भवतीतितस्य प्रत्युद्गतौ भ्रम रुजौ दवथुप्रलापौ ॥ १ ॥

दौर्बऽल्पमोदमदपांडु गदाश्च तंद्रातृष्णातथानिल रुजो वहुधाभवंति ॥ तंवातपित्तकफजंत्रिविधं चतुर्थं दोषोद्भवं प्रदर रोगमिमंवदंति ॥ २ ॥

બહુજ દારૂ પીવાથી, બહુજ મૈથુન કરવાથી, ગર્ભપાત થવાથી, અજીર્ણથી, પંથ કરવાથી, શોકથી, વિષ ભક્ષણથી તથા દિવસે અતિ ઉંઘવાથી ( વાહનો ઉપર બેસીને અત્યંત ગતિ મજલ કરવાથી, જમ્યા ઉપર જમવાથી, વિરૂદ્ધ ભોજનોથી, બહુ ભાર ઉપાડવાથી, અતિકર્ષણ પ્રયોગથી, અભિઘાતથી ) સ્ત્રીઓને લોહીવા-રક્તપ્રદર થાય છે. પ્રદર

રોગ થવા પહેલાં અથવા થવાના સમય ભ્રમ, પીડા, બળતરા, અને બકવા વગેરે ચિન્હો થાય છે. પણ જો લોહી બહુજ સ્રવે તો તેથી દુર્બળતા, અલ્પ આનંદ, તથા પાંડુતા, ઘેન તથા તરસ (બળતરા, ભ્રમ, બકવા, મૂર્છા) અને વાયુથી થતા આક્ષેપકાદિ રોગો ઘણું કરીને થાય છે. એ પ્રદર રોગ વાયુ સંબંધી, પિત્ત, સંબંધી, કફ સંબંધી અને ત્રિદોષ સંબંધી; એમ ચાર પ્રકારનો પ્રદર રોગ થાય છે એમ પૂર્વાચાર્યો કહે છે. ૧-૨

---

## ચારે પ્રકારના પ્રદરરોગનાં પૃથક્ લક્ષણો.

(શાલિની-છંદ)

**वाताद्रुक्षंफेनिलंशोणमल्पं पित्तात्पीतं नीलकृष्णारुणंस्यात् ॥**
**श्वेतं रक्तं पिच्छलं श्लेष्मकोपाद्दुर्गंध्युष्णंक्षौद्रवर्णंत्रिदोषात् ॥३॥**

વાયુ સંબંધી પ્રદર-લોહીવા હોય તો રૂક્ષ, ફીણવાળું અને (રાતું, વ્યથાવાળું તથા માંસના ધોવણ જેવું) થોડું લોહી સ્રવે છે. પિત્ત સંબંધી પ્રદર હોય તો પીળા, નીલા, કાળા તથા રાતા વર્ણવાળું (ઉનું અને બળતરા વગેરે પિત્તની વેદનાઓવાળું) લોહી વારંવાર સ્રવે છે. કફ સંબંધી પ્રદર હોય તો ચોખાના માંડ જેવું ધોળું રાતું તથા ચીકણું (જરા પાંડુવર્ણવાળું) લોહી બહુ જ સ્રવે છે. અને એ ત્રણે દોષના સામટા કોપના સંબંધવાળો પ્રદર હોય તો મડદા જેવું ગંધાતું-દુર્ગંધીવાળું, ઉનું અને મધના (ઘીના હરતાલના) જેવા વર્ણવાળું લોહી સ્રવે છે. ૩

## શુદ્ધ આર્ત્તવનું લક્ષણ.

( ઉપજાતી-છંદ )

**शशास्त्र वर्ण प्रतिभा समानं लाक्षारसेनापि समं तथा स्यात् ॥**
**तदार्तवोशुद्धमतोवदंति न रंजयेद्वस्त्रमिदं यदेतत् ॥ ४ ॥**

સસલાના લોહી જેવું રાતા વર્ણવાળું અથવા લાખના રસ સમાન રાતું લોહી અને નિયમસર સ્રવે તો તે રજ શુદ્ધ જાણવું અને જે લોહી ( રજસ્વવાળાના લોહી )નો કપડા ઉપર પડેલો દાગ પાણી વડે ધોવાથી રહે નહી તે આર્ત્તવને, રજને, લોહીને શુદ્ધ કહે છે. ૪

## પ્રદરના ઉપાય.

**असृग्दरः प्राणहरः प्रदिष्टः स्त्रीणामतस्तं विनिवारयेच्च ॥**
**सर्वेषु पूर्वं वमनं प्रदिष्टं रसेक्षुगंगोदकतर्पणैश्च ॥ ५ ॥**

એ પ્રદર રોગ સ્ત્રીઓના પ્રાણને હરનારો છે માટે જેમ બને તેમ તુરત બંધ પાડવો.

સર્વ પ્રકારના પ્રદર રોગમાં પેહેલાં શેલડીના રસથી અને મગના પાણીથી તપ્ત કરીને ઉલટી કરાવવી. ૫ **અથવા**

**मुद्गपर्णीविपक्केन तैलेन पिचुधारणं ॥**
**कर्तव्यंरक्तनासाय मर्दनाय सुखाय च ॥ ६ ॥**

જંગલી મગથી પકાવેલા તેલનું પુંમડું યોનિમાં ધારણ કરવું જેથી લોહીવાનો નાશ કરે છે. અથવા શરીરે ચોળવું જેથી સુખ થાય છે. ૬ **અથવા—**

**निंबतैलं पिबेद्वापि गोक्षीरेण समायुतं ॥**
**मधुकं पद्मकं बीजं त्रपुषस्य शतावरी ॥ ७ ॥**

विदारीमिक्षुमूलं च पिष्ट्वाधौतघृतप्लुतं ॥
योन्यां शिरसि गात्रे च प्रदेहोसृग्दरापहः ॥ ८ ॥

લીંબડાનું તેલ ( લીંબોળીયું ) ગાયના સમાન દુધ સાથે પીવું. અથવા જેઠીમધ, કમળ કાકડીનો મગજ, ત્રીપુસી જાતની કાકડીનો મગજ, શતાવરી, ભોંયકોળું અને શેલડીનાં મૂળ એઓને વાટીને ધોએલા ઘીમાં મેળવીને યોનિ, માથું અને શરીર એઓની ઉપર તેનો લેપ કરવામાં આવે તો રક્તપ્રદરનો નાશ કરે છે. ૭-૮ **અથવા**

मञ्जिष्ठा धातकीपुष्पं लोध्रं नीलोत्पलानि च ॥
एतत्क्षीरेण पातव्यं स्त्रीणां प्रदरनाशनं ॥ ९ ॥

મજીઠ, ધાવડીનાં ફુલ, લોદર અને નિલોત્પલ જાતનું કમળ એઓને દુધમાં નાખીને પીવામાં આવે તો સ્ત્રીઓનો પ્રદર રોગ મટાડે છે. ૯ **અથવા**—

अशोकवल्कलक्कांथश्रुतं दुग्धं सुशीतलं ॥
यथाबलं पिबेत्प्रातस्तीव्रासृग्दरनाशनं ॥ १० ॥

આસોપાલવ ( ચાર તોલા ભાર ) લઈને તેનો (તેનાથી આઠગણા ) પાણીમાં કવાથ કરીને (બળતાં બળતાં ૩૨ તોલા ભાર રહે ત્યારે તેમાં તેટલું જ ) દુધ નાખીને પકવવું. માત્ર દુધ જ રહે ત્યારે તેને સારી પેઠે ટાઢું કરી ૧૬ તોલા ભાર અથવા અગ્નિબળ વિચારીને પ્રાતઃકાળે પીવામાં આવે તો આકરો પ્રદરરોગ પણ મટી જાય છે. ૧૦

रोहीतकमूलकल्कं पांडुरेसृग्दरे पिबेत् ॥
कल्कःक्षौद्रेण दार्व्या वा श्वेतप्रदरनाशनः ॥ ११ ॥

રોહીડાનું મૂળ લઈ તેનો કલ્ક કરીને પીવામાં આવે તો ધોળા પ્રદર ( સોમરોગ ) મટી જાય છે. અથવા દારૂહળદરનો કલ્ક મધ સહિત પીવામાં આવે તો ધોળો પ્રદર મટી જાય છે. ૧૧ **અથવા**—

**नागकेसरमापेष्य त्र्यहात्तक्रेण संपिबेत् ॥**
**तक्राशनरता सम्यक् श्वेतप्रदरशांतये ॥ १२ ॥**

નાગકેસરને ઘાટી છાશમાં વાટીને ત્રણ દિવસ સુધી પીવામાં આવે અને ઘાટો છાશ સહિત ભાત જમવામાં આવે તો ધોળો પ્રદર મટી જાય છે. ૧૨ **અથવા**—

**रसांजनं क्षौद्रयुतं मूलं च तंदुलीयकम् ॥**
**तंदुलांबुयुतं पानंसर्वप्रदरनाशनं ॥ १३ ॥**

રસવંતી તથા તાંદળજાનાં મૂળ વાટીને તેને મધમાં મેળવીને ચોખાના ધોવણ સાથે પીવામાં આવે તો સઘળા દોષથી થએલો પ્રદર મટી જાય છે. ૧૩ **અથવા**—

**कुशमूलं समाहृत्य पाययेत्तंदुलांबुना ॥**
**एतत्पीत्वात्र्यहान्नारी प्रदरात्परिमुच्यते ॥ १४ ॥**

ધરતીમાંથી ડાભનાં મૂળીયાં કાહાડી ચોખાના ધોવણમાં વાટીને ત્રણ દિવસ લગી પીએ તો પ્રદર રોગથી સ્ત્રી મુક્ત થાય છે. ૧૪ **અથવા**—

**रसांजनं च लाक्षा च छागेनपयसा पिबेद् ॥**
**दग्धांमूषकविष्ठां च लोहिते प्रदरे पिबेत् ॥ १५ ॥**

રસવંતી અને લાખ એઓને બકરીના દુધ સાથે વાટીને પીવામાં આવે તો તેથી અથવા ઊંદરની લીંડીઓને

(વાટી કપડછાણુ કરીને ગાયના દુધ અને સાકર સહિત કિંવા) દહી સાથે મેળવીને પીવામાં આવે તો લોહીવા મટી જાય છે. ૧૫

## યોનિ રોગનાં નિદાન, લક્ષણ તથા ચિકિત્સા.

मिथ्याचारा द्बीजदोपादतिमैथुन सेवनात् ॥
स्त्रीणां तु योनिरोगाः स्युः प्रदुष्टेनार्तवेन च ॥ १ ॥

મિથ્યા આહાર-વિહાર-આચારથી, પુરૂષના દુષ્ટ વીર્યથી, અતિ મૈથુન અને દુષ્ટ થએલા વાયુ આદિ દોષોએ દૂષિત કરેલા આર્ત્તવથી ( કિંવા દૈવ ગતિથી ) સ્ત્રીઓને યોનિ રોગ ( ૨૦ પ્રકારના ) થાય છે. ૧

### યોનિના રોગોનાં નામો.

परिप्लुता विप्लुता च वंध्योदावर्तका तथा ॥
चतुर्धा तु भवेद्यो निस्तस्या लक्षणमुच्यते ॥ २ ॥

પરિલુપ્તાયોનિ, વિલુપ્તાયોનિ, વંધ્યાયોનિ, ઉદાવર્ત્તાયોનિ, આ ચાર પ્રકારની યોનિ વાયુના રોગથી દોષવંત થાય છે. તેઓનાં પૃથગ્ લક્ષણ કહીએ છીએ. ૨

परिप्लुतायां जायंते ग्राम्यधर्मे रुजो भृशं ॥
विप्लुतायां सदा पीडा वंध्या नष्टार्तवा मता ॥ ३ ॥
सफे निल मुदावर्ताद्रुजः कृच्छ्रेण मुंचति ॥
सदाहंक्षीयते रक्तं यस्या मालोहितक्षया ॥ ४ ॥

જે યોનિમાં મૈથુન કરવાથી અત્યંત પીડા થાય તેને પરિલુપ્તાયોનિ (રોગ) કહે છે.

જે યોનિમાં હમેશાં પીડા થયા કરતી હોય તેને વિલુપ્તાયોનિ કહે છે. યોનિ હમેશાં અટકાવ વગર રહેતી હોય અર્થાત્ કદી અટકાવ આવતો જ ન હોય તેને વંધ્યા યોની કહે છે. અને યોનિ ઘણા કષ્ટથી ફીણવાળા રજને મુકતી હોય તેને ઉદાવર્ત્તા યોનિ કહે છે.

જે યોનિમાંથી બળતરાવાળું લોહી ઝરતું હોય તે લોહિતાક્ષરાયોનિ કહેવાય છે. ૩-૪

## એઓના ઉપાય.

**सर्वेषु योनिरोगेषु वातघ्नः क्रम इष्यते ॥**
**स्नेहनः स्वेदनो वस्तिर्वातजायां विशेषतः ॥ ५ ॥**

એ સર્વ યોનિરોગો ઉપર વાયુનો નાશ કરનારાં ઓષડોનો ક્રમ ઉપયોગમાં લેવો. સ્નેહન, સ્વાદન અને બસ્તિકર્મ એઓ સર્વ વાયુજન્ય યોનિરોગ માટે વિશેષે કરીને કરવા યોગ્ય છે. ૫

**वासाश्वगंधारास्नाभिः साधितं शूलहृत्पयः ॥**
**दंतीगुडूची त्रिफला क्वाथैश्चपरिषेचनम् ॥ ६ ॥**

શ્યામા ( કાંગ, પીળું સીસમ, ગળો કે કાળી ઉપલસરી ? ) આસગંધ અને રાસ્ના એઓથી સિદ્ધ કરેલો ક્વાથ ઉપયોગમાં લે તો તથા નેપાળો, ગળો અને ત્રિફળા એઓનો ક્વાથ કરી યોની ઉપર સેંચન કરે તો વાયુજનિત યોનિના રોગ મટે છે. ૬ **અથવા—**

**नतव्याघ्री देवदारुकुष्ट सैंधवसाधितः ॥**
**तैलाश्मरीपिचुः पूतियोन्यामधिरक्तयोनिवै ॥ ७ ॥**

નગર, ભોરીંગણી, દેવદાર, ઉપલેટ અને સિંધાલુણ એઓનાથી તેલને સિદ્ધ કરીને યોનિમાં તેનું પુબડું પેહેરવામાં આવે તો તેથી યોનીમાંથી આવતી દુર્ગંધ (અને વિલુપ્તા યોનિની વ્યથા) મટી જાય છે. ૭

**पितलीनां च योनीनां शीत पित्तक्रियापहः ॥**
**रक्तयोन्यां भिषकुर्य्यात्मदरघ्नं क्रियाक्रमं ॥ ८ ॥**

જો પિત્તજનિત રોગવાળો યોનિરોગ હોય તો તે માટે શીતળ અને પિત્તનાશક ક્રિયાઓ કરવી. જેથી પિત્તજન્ય યોનિરોગો મટી જાય છે.

રકતજ યોનિરોગમાં વૈદ્યે પ્રદરનાશક ક્રિયાઓ કરવી.૮

**योन्यां बलासदुष्टायां सर्वं रूक्षौष्णमौषधं ॥**
**तैलं स्वादुयवान्नं च पथ्यादिष्टं प्रयोजयेत् ॥ ९ ॥**

કફથી દુષ્ટ થએલ યોનિરોગમાં સર્વ રૂક્ષ અને ઉષ્ણ ઔષધો કરવાં. **અથવા**—એવાં જ ઔષધોથી તેલ તૈયાર કરી ઉપયોગમાં લેવું. યવના ભોજન પદાર્થો, હરડે અને લીંબડો એઓ ઉપયોગમાં લેવાં. ૯ તથા

**पलाचधातकीजंबूसमंगा मोचसर्ज्जकं ॥**
**हितं चूर्णं च दुर्गंधे पिच्छले स्तंभकंदके ॥ १० ॥**

ખાખરાનું મૂળ, ધાવડીનાં ફુલ, જાંબુ, મજીઠ (કે રીસામણી?) આંબો અને સર્જક (ધોળો ડામર કે હીરાદક્ષણ?) એઓનું ચૂર્ણ કરીને ઉપયોગમાં લેવાથી યોનિની દુર્ગંધ તથા ચીકાશને માટે તેમજ સ્તંભન–સંકોચન માટે અને યોનિકંદ માટે હિતકારી છે. ૧૦ **અથવા**

गुडूची त्रिफलारास्ना निशायुग्मं शतावरी ॥
सहचर द्रेस्यो ना के मेदाह्वा च पुनर्नवा ॥ ११ ॥
कल्कीकृत्यघृतंप्रस्थं पचेत्क्षीरचतुर्गुणम् ॥
तत्सिद्धं पाययेन्नारीयोनिशूलनिपीडिकाम् ॥ १२ ॥

ગળો, હરડે, બેહેડાં, આમળાં, રાસ્ના, હળદર, દારૂ હળદર, શતાવરી, પીળા ફુલવાળો કાંટાસરીયો, અરડુસો, મેદા ( એની એવજીમાં શતાવરી લેવી ) અને સાટોડી એઓનો કલ્ક કરીને ૬૪ તોલા ભાર ઘીની અંદર નાખી ચોગણા દુધમાં પકાવી તૈયાર કરવાથી ત્રિફળાઘૃત સિદ્ધ થાય છે. આ તેલ સ્ત્રીને પીવા આપવાથી યોનિશૂળની પીડા, પીડિતાયોનિ, ચલિતાયોનિ, નિસૃતાયોનિ, વિવૃતાયોનિ, પિત્તલાયોનિ, વિભ્રાંતાયોનિ અને ષંડયોનિ એઓની પીડાને મટાડે છે એટલું જ નહીં પણ તે તે યોનિરોગોને મટાડી યોનિને પોતાના સ્થાને કાયમ કરે છે અને વારંવાર ગર્ભને ધારણ કરાવે છે, આ ફળઘૃત નામે ઘી ( યોનિના તથા સ્ત્રીના ) સર્વ દોષને હરનારૂં છે. ૧૧–૧૨

पीडिताचलितायोनिर्निसृताविवृता च या ॥
पित्तयोनिश्चविभ्रांताषढयोनिश्चयास्मृता ॥ १३ ॥
प्रपद्यते ततःस्थानं गर्भं गृह्णाति चासकृत् ॥
एतत्फलंघृतं नाम योनिदोषहरः परम् ॥ १४ ॥
चतुर्थे दिवसे गच्छे दृतौ पुष्टो नरोगनां ॥
पुत्रःस्याच्छुक्रबाहुल्या दुहिता चार्तवाधिके ॥ १५ ॥

सा तदा सचमुदाहि सव्यमुच्चार्य मंत्रकं ॥
ॐ आहिरसि आयुरसि सर्वतः प्रतिष्ठासिधातानिद्धातु ब्रह्मवर्चसां भवदिति-॥ १६ ॥

( કેવા પુરૂષે કયારે અને કેવે પ્રકારે સ્ત્રીસંગમ કરવા જવું જોઇએ તથા પુત્ર પુત્રી થવાનું કારણ અને કેવા સંકલ્પ વડે પુરૂષને તથા સ્ત્રીને વર્તવું યોગ્ય છે? )

રજસ્વળા સ્ત્રી ચોથે દિવસે નાહ્ય ત્યાર પછી પુષ્ટ અને નિરોગી પુરૂષે સ્ત્રીસંગ કરવા માટે જવું યોગ્ય છે. રતિક્રિડા વખતે જો પુરૂષનું વીર્ય અધિક અને સ્ત્રીનું રજ થોડું હોય તો પુત્ર અને સ્ત્રીનું રજ અધિક અને પુરૂષનું વીર્ય થોડું હોય તો કન્યા ( અને વીર્ય તથા રજ બન્ને સમાન હોય તો નપુંષક ) ઉત્પન્ન થાય છે. માટે પુરૂષે પવિત્ર થઇ આનંદસહિત સુગંધી પુષ્પ અત્તર મુખવાસાદિથી યુકત નીચે દર્શાવેલા ઉત્તમ મંત્રનું ઉચ્ચારણ કરીને સ્ત્રીની ભેટ લેવી. ૧૩-૧૬

ब्रह्मापजापतिर्विष्णुःसोमःसूर्यस्तथाश्विनौ ॥
भगोथमित्रावरुणौवीरं ददतु मे सुतं ॥ १७ ॥
तच्चित्तोत्तानदेहा स्त्रितिष्ठेद्यावच्छ्रमं त्यजेत् ॥
एवं सा सुतमाप्नोति रूपायुर्बलशालिनम् ॥ १८ ॥

"ॐ आहिरसि आयुरसि सर्वतः प्रतिष्ठासिधाता निद्धातु ब्रह्मवर्चसांभवेदिति"

આ મંત્રનું ઉચ્ચારણ કરતાં **તથા-બ્રહ્મા, પ્રજાપતિ,** વિશ્નુ, ચંદ્ર, સૂર્ય, આશ્વનીકુમાર, ભૃગુ, અને મિત્રાવરૂણ

એ આઠ લોકપાળો અમોને વીરપુત્ર આપો. આ પ્રકારે ચિંતવન કરે અને સ્ત્રીએ જ્યાં લગી પુરૂષ સ્ખલિત થાય ત્યાં લગી અત્યંત પ્રેમથી પતિના રૂપમાં તલ્લીન બની પતિનું જ સ્મરણ કર્યા કરે તો અવશ્ય રૂપ, દીર્ઘ આયુ અને બળવાન્ પુત્રની પ્રાપ્તિ થાય છે. ૧૭–૧૮ **અથવા—**

**पिप्पली शृंगवेरं च मरीचं केशरं तथा ॥**
**घृतेन सह पातव्यं वंध्यागर्भप्रदं परं ॥ १९ ॥**

લીંડીપીપર, આદુ ( કિંવા સુંઠ ), મરી અને નાગકેસર એઓના ચૂર્ણને ઘી સહિત પાવામાં આવે તો વાંઝણીને ગર્ભદાતા છે. ૧૯ **અથવા—**

**नागकेसरपूगास्थिचूर्णं वा गर्भदं परं ॥**
**पत्रमेकं पलाशस्यगर्भिणी पयसान्वितं ॥ २० ॥**
**पीत्वा च लभते पुत्रं वीर्यवंतं न संशयः ॥**
**पुत्रं जीवकमूलं क्षीरेणपिबेत्समूलं वा ॥ २१ ॥**
**दारुकं क्षीरसहितं जनयति दीर्घायुषं पुरुषम् ॥ २२ ॥**

નાગકેસર અને સોપારી એઓનું ચૂર્ણ ખાવામાં આવે તો ગર્ભદાતા છે. **અથવા** ખાખરાનાં એક પાંદડાને દુધમાં વાટીને ગર્ભિણી સ્ત્રી પીએ તો તેને પરાક્રમી–વીર પુત્ર આવે છે એમાં સંશય નથી. **અથવા** પુત્રજીવ (જીવાપોતા–હનમાનવેલા ) નું મૂળ **અથવા** સણનું મૂળ **અથવા** દારૂ હળદર એઓ પૈકી ગમે તે એક પદાર્થને ( એક રંગની જીવતા વાછડાવાળી ગાયના ) દુધ સાથે પીએ તો લાંબા આયુષ્‌વાળા પુત્રને જણે છે. ૨૦–૨૨ **અથવા**

मुस्तं हरिद्रे कटुका बिशालाकुष्टंकणादारुक मुत्पलाव्हं ॥
काकोलियुग्मं त्रिफलं विडंगंमेदाह्वयं चंदनयुग्मरास्ने २३
प्रियंगुदंती मधुकाऽजमोदावचाशताह्वाः कुसुमानि जात्याः ॥
द्वेसारिवेकट्फलकंतुगाह्वासिता पृथक्कर्षमिदंसहिंगु ।२४।
संचूर्ण्यप्रस्थममितं घृतंस्याचतुर्गुणं गोपयसि प्रलोड्य ॥
ततः पचेद्गोमयवन्हिनातत्सिद्धं भवेदस्यपलप्रमाणं ॥२५॥
पिबेन्नरः स्त्रीषु वृषायते च वंध्यापि नारीलभते सुतांश्च ॥
स्थिरगर्भा च या नारी या च कन्याः प्रसूयते ॥ २६ ॥
मृतवत्सा काक वंध्या या सूतेनायुषंमृतं ॥
अचिराज्जनयेत्पुत्रान्रूपदीर्घायु संयुतान् ॥ २७ ॥
नाम्ना फलघृतं ह्येतद्भारद्वाजेननिर्मितम् ॥
जीवद्वत्सैकवर्णायाघृतमत्रप्रशस्यते ॥ २८ ॥
अनुक्तं लक्ष्मणामुलं क्षिपेत्तत्र चिकित्सकः ॥
अरण्य गोमयेनात्र वह्नि ज्वालाविधिः स्मृतः ॥ २९ ॥

મોથ, હળદર, કડુ, ઇંદ્રવારૂણી, ઉપલેટ, લીંડીપીપર, દેવદાર, કમળ, બન્નેજાતની કાકોલી, હરડે, બેહેડાં, આમળાં, વાવડીંગ, મેદા, સુખડ, રતાંજલિ, રાસ્ના, ઘહુંલો કિંવા કાંડા, નેપાળો કિંવા નેપાળાનું મૂળ, જેઠીમધ, અજમોદ, વજ, શતાવરી કિંવા સવા, જાઈ–ચંબેલીનાં પુલ, બન્ને જાતની ઉપલસરી, કાયફળ, વંશલોચન હીંગ, અને સાકર એઓ પ્રત્યેક એક એક તોલા ભાર લઈ એઓનું ચૂર્ણ કરી તેને જીવતા વાછડાવાળી અને એક વર્ણી ગાયનું ઘી તોલા

૬૪ ભારની અંદર તથા તેથી ચોગણા તેવીજ ગાયના દુધની અંદર અડાયાં છાણાની અગ્નિ દ્વારા કઢીને સર્વ રસી બળી માત્ર ઘી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લઈ માવજતથી સુંદર પાત્રમાં ભરી લેવું. આ ફળઘૃત ચાર તોલા ભાર લઈ જે પુરૂષ પીએ તો તે મૈથુન કરવામાં પ્રબળ થાય છે. અને જો સ્ત્રી પીએ તો વાંઝણી હોય તો પણ તે પુત્રને પામે છે. તેમજ જેના ગર્ભ પડી જતા હોય અથવા જેને છોડીઓજ આવતી હોય અથવા જેને મુવેલાંજ બાળકો આવતાં હોય અથવા એક સંતાન થયા પછી ફરી જેને દિવસ ચઢતો થતો ન હોય અથવા જેને થોડી આવ-રદાવાળાં છોકરાં આવતાં હોય અથવા જન્મ્યા પછી મરી જતાં હોય તો તેવી સ્ત્રીઓને આ ઘીના સેવનથી થોડા વખત તે સઘળી અડચણો મટી જઈને રૂપવાન્ આયુષવાન્ તથા ધૈર્યવાન્ પુત્રોને પ્રસવે છે. આ **ફળઘૃત** નામનું **ઘી** શ્રી ભરદ્વાજ ઋષિએ કહેલું છે. આ ઘૃતમાં લક્ષ્મણાં (ધોળી-રીંગણી )નું મૂળ નાખવાનું કહેલ નથી તો પણ વૈદ્યલોક નાખે છે. એવી પરંપરા છે. ૨૩–૨૯

## ( સ્ત્રી સમાગમશક્તિ આપનાર પ્રયોગ. )

**वृद्धदारुकमूलेन घृतं पक्कं पयोन्वितं ॥**
**एतद्वृष्यतमं सर्प्पिः पुत्रकामः पिबेन्नरः ॥ ३० ॥**

વરધારાનું મૂળ લઈ તેનો કલ્ક કરી તે વતે ગાયનું ઘી અને ગાયનું દુધ નિયમ પ્રમાણે સિદ્ધ કરી અર્થાત્ દુધ બળી માત્ર ઘી રહે ત્યારે તેને ગાળી લઈને તેનો

યોગ્ય ઉપયોગ કરે તો પુરૂષને મૈથુન શક્તિ આપનાર છે માટે પુત્ર પ્રાપ્તિના માટે અવશ્ય પીવું. ૩૦

## ગર્ભિણી સ્ત્રીનું લક્ષણ.

**छर्दि रुद्विग्नता गंधादशुभात्संप्रजायते ॥**
**प्रसेकोवपुषः सादो गर्भिण्या लक्षणं स्मृतं ॥ ३१ ॥**

જે સ્ત્રીને રોગના કારણ વિના ઉલટી થાય, ઉદ્વિગ્ન મન રહે, કિંવા અમેધ્ય વસ્તુના લીધે ઉલટી–મોળ આવ્યા કરે, પરસેવો થાય અને અંગમાં આળસ્ય રહે તો તે સ્ત્રીને ગર્ભ રહેલ છે એમ જાણવું. કારણ કે ઉપર કહી ગયા એ ખાસ ગર્ભવતીનાં જ ચિન્હો છે. (ગર્ભ રહ્યા પછી શરીરના રંગમાં, અવયોમાં, મનેચ્છામાં, તથા ચાલ વગેરેમાં ફેરફાર થાય છે અર્થાત્ અંગ ગોરાશ પડતું, સ્તનોની વૃદ્ધિ, ખાવાપીવામાં અભાવો, ઉલટી, મોળ વગેરેનું આવવાપણું, ડીંટડીઓનું કાળું પડવું તથા તેના વ્યાસનું વધવું વગેરે વગેરે અને ગર્ભનું ફરકવાપણું એ આદિ દઈને ગર્ભ રહ્યા પછીનાં ચિન્હો છે. કેટલીક સ્ત્રીઓને બહુ થાય છે, કેટલીએક સ્ત્રીઓને કમતી થાય છે અને કેટલીએક સ્ત્રીઓને ઉલટી વગેરે ચિન્હો મુદલ થતાં જ નથી. ૩૧

**ह्रीबेरारलुरक्त चंदन वचा धान्याक वत्सादनी मुस्तो शीर यवास पर्पटविपाकाथं षिबेद्गर्भिणी ॥ नाना वर्ण रुजाति सारकगदे रक्तश्रुतौ वा ज्वरे योगोऽयं मुनिभिः पुरा निगदितः सूत्यामयेषूत्तमः ॥ ३२ ॥**

વાળો, અરલૂ (ન મળે તો અરડૂસો લેવો), રતાં-

જલિ, કાંસકી, ધાણા, ગળો, મોથ, કાળોવાળો, ધમાસો, ખડસલીયો અને અતિવિષ એઓનો કવાથ કરીને ગર્ભવંતી સ્ત્રી પીએ તો ગર્ભવંતીના અનેક પ્રકારના દોષ સહિત અતિસાર ( ઝાડા ), લોહીનું પડવું, તાવ ( અને એવાં જ ઉલટી વગેરે અન્ય ગર્ભવંતીના રોગો ) તથા સુવાવડીના રોગો એઓ રોગોનો નાશ કરવા માટે પૂર્વાચાર્યોએ આ યોગ–ઉપાયને ઉત્તમ કહેલ છે. ૩૨

## ગર્ભસ્રાવની ચિકિત્સા.

**अनंता सारिवा पद्मा रास्ना मर्कट मुत्पलं ॥**
**गव्येन पयसा पीतं गर्भस्रावहरम्परं ॥ ३३ ॥**

( ગર્ભ રહ્યાથી માંડીને ચોથા મહિના લગીમાં અટકાવનું સ્હેજ પણ દર્શન દેખાય અને કેડમાં ફાટ થાય તો અથવા ગર્ભ ગળી જાય તો તેને ગર્ભસ્રાવ કહે છે અને ચાર મહીના પછી ગર્ભ પડી જાય તો તેને ગર્ભપાત કહે છે. ) જો ગર્ભસ્રાવ થતો જણાય તો તેને સ્થિર કરવા માટે અનંત મૂળ–( ધમાસો–જવાસો ), ઉપલસરી, કમળ, રાસ્ના, જેઠીમધ અને ઉત્પલજાતિનું કમળ, એઓ ગાયના દુધ સાથે પીવામાં આવે તો ઉત્કૃષ્ટપણે ગર્ભસ્રાવને બંધ પાડી ગર્ભને સ્થિર કરે છે. ૩૩ **અથવા–**

**शृंगाटक बिसं द्राक्षाकसेरु मधुकं सिता ॥**
**गोदुग्देन समं पेष्यं पीतं गर्भच्युतिं जयेत् ॥ ३४ ॥**

સિંઘોડાં, હળદર, કાળી દ્રાખ, કસેલાં, જેઠીમધ અને સાકર એઓ સઘળાં સમાન લઈ ગાયના દુધ સાથે ઘુંટીને પીવામાં આવે તો ગર્ભસ્રાવ મટે છે. ૩૪

## પ્રસવ કરાવનારા પ્રયોગો.

शालिपर्ण्यास्तु मूलं सुपिष्टं तंदुलांबुना ॥
नाभिबस्ति भगालेपात्सुखं नारी प्रसूयते ॥ ३५ ॥

સમેરવાના મૂળને ચોખાના ધોવણ સાથે ઘુંટીને ડુંટી, પેઢુ અને યોનિ એઓ ઉપર તેનો ખરડ કરવામાં આવે તો સુખે કરીને અર્થાત્ પ્રસવનો સમય થતાં છતાં જે સ્ત્રી કષ્ટાતી હોય તે આ ઉપાયથી કષ્ટ વગર બાળક જણે છે. ૩૫

मातुलिंगस्य मूलानि मधुकं मधुसंयुतं ॥
घृतेन सहपातव्यं सुखं नारी प्रसूयते ॥ ३६ ॥

બીજોરાનું મૂળ અને જેઠીમધ એઓના ચૂર્ણને મધ સહિત ઘી સાથે પીવામાં આવે તો સુખસમાધિ વડે સ્ત્રી બાળકને જન્મ આપે છે. ૩૬

## ભગ સંકોચનના ઉપાય.

तुंबीपत्रं सलोध्रं च समभागं च कारयेत् ॥
दद्याल्लेपं भगस्येमं प्रसूताप्यक्षिता भवेत् ॥ ३७ ॥
वेतसस्य तु मूलानि क्वाथयेन्मृदुवन्हिनां ॥ ३८ ॥
भगः प्रक्षालितस्तेनगाढत्वमुपगच्छति ॥
पलाशो दुंबरफलं तिल तैलसमन्वितम् ॥ ३९ ॥

તુંબડીનાં પાદડાં, અને લોદર એ બન્નેને સરખે ભાગે લઇને પાણી સાથે વાટીને યોની અંદર તેનો લેપ કરવામાં આવે તો પ્રસૂતા હોય તો પણ કુમારીકન્યા સમાન ગુહ્ય ભાગ સાંકડો થાય છે. **અથવા** વેતસ-નેતરના મૂળનો ધીમા તાપથી ક્વાથ કરીને તેથી ભાગને ધોવામાં આવે તો

ભગ સંકોચન થાય છે. **અથવા**–ખાખરાની પાપડી અને ઉંબરાનાં ફળ એઓ તલના તૈલ સાથે ઘુંટીને મધ સાથે ભગ ઉપર લેપ કરવામાં આવે તો સંકોચન ઉત્તમ પ્રકારે થાય છે. ૩૭–૩૯

### મક્કલરોગનું નિદાન તથા સંપ્રાપ્તિસાહ લક્ષણ.

**मधुना योनिमालिप्प गाढी करण मुत्तमं ॥**
**वायुः प्रकुपितः कुर्य्यात्सं रुध्य रुधिरं च्युतं ॥ ४० ॥**

સુવાવડી સ્ત્રીનો રુક્ષથી વધેલો વાયુ તીક્ષ્ણ તથા ઉષ્ણ સુકાવેલા લોહીને રોકીને તેની છાતીમાં–હૃદયમાં, માથામાં, પેડુમાં શૂળ ઉત્પન્ન કરે છે તેને **મક્કલ** રોગ કહે છે. ૪૦

### મક્કલ રોગના ઉપાય.

**सूतायाः हृच्छिरो वस्तौ शूलं मकल्लसंज्ञितं ॥**
**पृथिव्यां पातिते बालेयोनिपीड नमिष्यते ॥ ४१ ॥**
**लंघना भ्यंजन स्वेदाःकर्तव्याश्चततः क्रियाः ॥**
**यवागूंकटुतिक्तोष्णां पाययेन्मधुनाऽन्वितां ॥ ४२ ॥**
**त्रिरात्र हिनिषेवेत पश्चात्कार्यं विशोधनम् ॥**
**यवक्षारं पिबेत्तत्रघृतेनोष्णोदकेन वा ॥ ४३ ॥**
**त्रिकटु त्रिजात धान्याक माचीनं गुडमिश्रितम् ॥**
**सूतिका रोग शूलं च रोगं मकल्लसंज्ञिकं ॥ ४४ ॥**

આ રોગ માટે યોનિ પીડન કરવું યોગ્ય છે, તેલનું મર્દન તથા સ્વેદવિધિ કરવી. કડવી તથા કષાયલી અને ઉષ્ણ વસ્તુઓ યુક્ત કરેલી યવાગૂ (પાતળી ખીચડી—થૂલી) મધ સહિત પાવી. આ પ્રમાણે ૩ રાત્રિ લગી

કર્યા કરવું. પછી શરીર શોધન યોગ કરવા. **અથવા** ઉના પાણી સાથે કે ઘી સાથે જવખાર પીવો. **અથવા**- સુંઠ, મરી, લીંડીપીપર, તજ, એલચી, તમાલપત્ર અને ધાણા એઓના ચૂર્ણને જુના ગોળ સાથે મેળવીને જો સુવાવડી (બાળકનો પ્રસવ થવાથી ચાર મહિના લગી **અથવા** ફરીને અટકાવ આવે ત્યાં લગી સુવાવડી ગણાય છે.) સ્ત્રી પીએ તો તુરત મક્કલ નામનો રોગ અને તે સંબંધી શૂળ મટી જાય છે. ૪૧-૪૪ **અથવા**-

**त्र्युषणं पिप्पलीमूलं दारु चव्यं स चित्रकं ॥**
**रजन्यौहपुषाजाजी सक्षारलवणत्रयं ॥ ४५ ॥**
**कल्कं मुष्णांबुना पीत्वा सुखेनाशु विरिच्यते**
**मक्कल शूल रोगांश्च हरेन्नारी न संशयः ॥ ४६ ॥**

સુંઠ, મરી, લીંડીપીપર, પીપરીમૂળ, દેવદાર, ચવક, ચિત્રામૂળ, હળદર, છીણીનું મૂળ, જીરૂં, જવખાર, સંચળ, સેંધવ અને બિડલુણ એઓનો કલ્ક કરી ઉના પાણી સાથે પીવામાં આવે તો સુખે કરીને જુલાબ લાગે છે. ૪૫-૪૬

## સુવારોગનાં લક્ષણ.

**कंपः प्रलापो गुरुता शरीरे ज्वरातिसारौ सदनंपिपासा ।**
**एतानिचिह्नानि भवंति यस्मिस्तं सूतिकारोगमुदाहरंति ४७**

ધ્રૂજારો, બકવા, શરીરનું ભારેપણું, તાવ, અતિસાર કે જવરાતિસાર, ગૃહણી-સંગ્રહણી એ તરશનું અત્યંત લાગવાપણું એટલા ચિન્હોએ કરીને યુક્ત હોય તેને સુવારોગ કહે છે. ૪૭

**सूतिकारोगशांत्यर्थं कुर्याद्वातहरीक्रियां ॥**
**स्वेदोपनाहनाभ्यंगाः शस्यंते सा वगूहनाः ॥ ४८ ॥**

અંગોનું ભાગવું, તાવ, ઉધરસ, તરશ, ગાત્રોનું ભારેપણું, સોજો અને શૂળ તથા ઝાડાનો રોગ એટલા રોગો સુવાવડીને થાય તો તેને સુવારોગ કહે છે એમ ભાવમિશ્રનું માનવું છે.)

## સૂતિકા રોગના ઉપાય.

સુવારોગની શાંતિને માટે વાયુને હરનારી ક્રિયા કરવી. સ્વેદોપનાહ અને તેલ મર્દન એઓ સુવા રોગ માટે ઉત્તમ છે. ૪૮

**दशमूल भवं क्काथं कोष्णं सर्प्पियुतं पिबेत् ॥**
**सूतिका रोगनाशाय पिबेद्वावारुणी सुरां ॥ ४९ ॥**

અથવા દશમૂળનો કવાથ કરીને ઉના ઘી (અથવા એ કવાથ જરા જરા ઉનો હોય ત્યારે ઘી) સાથે પીએ તો તેથી **અથવા** વારૂણી નામની સુરા (દારૂ) પીએ તો સુવા રોગ મટી જાય છે. ૪૯ **અથવા**–

**सुतप्तं लोहमाकृष्य वारुण्यां तु निधापयेत् ॥**
**सूतिकोपद्रवान्सर्वान्हंति पीता न संशयः ॥ ५० ॥**

વારૂણી નામના દારૂમાં સારી પેઠે તપાવેલો લોઢાને ઠારી તે દારૂ પીવામાં આવે તો તેથી સર્વ ઉપદ્રવ સહિત સુવા રોગનો નાશ કરે છે એમાં જરા સંદેહ નથી. ૫૦

**अमृता नागर सहचर भद्रोत्कट पंचमूलजलदनलम् ॥**
**शीतं पीतं मधुना सह शमशति सूतिकांतकम् ॥ ५१ ॥**

ગળો, સુંઠ, કાંટાસરેયો, મોથ, જાડી તજ, પંચમૂળ, વાળો અને તેજપત્ર એઓનો શિત કષાય (હિમ) અથવા કવાથ કરીને તાઢો થયા પછી તેમાં મધ નાખીને પીવામાં આવે તો સુવારોગ શમી જાય છે. ૫૧ **તથા**

## ધાવણ શુદ્ધ કરવાનો ઉપાય.

**पटोल निंबासन दारुपाठामूर्वा गुडूचीकटुरोहिणी च ॥**
**सनागरास्नाः कथिताः समस्ताधात्री पिबेत्स्तन्यविशुद्धिहेतोः५२**

કડવા પરવળ, નિર્વાસન દેવદાર, કાળીપાઠ, પીલુડી-મોરવેલ, ગળો, કડુ અને સુંઠ એઓનો ક્વાથ કરીને ધાયમાતા પીએ તો ધાવણ શુદ્ધ થાય છે. ૫૨

## પ્રસૂતાના સ્તન કઠણ થવાનો ઉપાય.

**श्रीपर्णिकल्क स्वरसेन सिद्धं तैलं ततस्तुलपिचुप्लुतं सत् ॥**
**स्तनोपरिष्टाद्धृतमासमेकं कुचौ स्तनौ प्रकुर्यात्कठिनौ भृशोच्चौ ५३**

અરણી અથવા સીવણના કલ્કથી અને એઓના જ સ્વરસથી તલના તૈલને તૈલ પકાવવાના વિધિ પ્રમાણે તૈલ સિદ્ધ કરી તે તૈલમાં રૂનું પોલ બોળીને સ્તનોની ઉપર એક માસ લગી રાખવામાં આવે તો નમી ગએલા સ્તનો કઠણ અને ઉંચાં થઈ આવે છે. (આ શ્રીપર્ણી તૈલ કહેવાય છે.)૫૩

---

## બાળકના રોગોનું નિદાન, લક્ષણ અને ઉપાય.

---

### બાળકના પ્રકાર.

**त्रिविधः कथितो बालः क्षीरान्नोभयवर्द्धनः॥**
**तदेवभेषजं कार्यं महतां यज्ज्वरादिषु ॥ १ ॥**

ત્રણ પ્રકારના બાળકો કહેલા છે એટલે એક બાળક કેવળ દુધ પીને જ વધે છે, બીજો દુધ અને અન્ન બન્ને ઉપયોગ કરવાથી વધે છે અને ત્રીજો કેવળ અન્ન ખાઈને

જ વધે છે અર્થાત્ છ સાત માસ લગી છોકરૂં ફક્ત દુધ પીને જ મોટું થાય છે. ત્યાર પછી ધાવણ પણ ધાવે છે અને અન્ન પણ ખાય છે એમ બેના સેવન વડે મોટું થાય છે અને તે પછી-ધાવણ છોડયા પછી–ફક્ત અન્ન ખાઈને જ મોટું થાય છે. એમ બાળક અવસ્થાના ત્રણ વિભાગ પાડેલા છે. તે તે વિભાગોમાં જે જે ખોરાક સેવન કરતો હોય તે તે ખોરાક સાથે જેમ મોટી ઉમ્મરવાળાને આપવા કહેલ છે તેમજ તાવ આદિ રોગીનાં ઔષધો આપવાં. ( માત્ર તે ઔષધોની માત્રા-વજનમાં–તફાવત છે તે માટે ખાસ ધ્યાન આપીને ઓષડ આપવું. ) ૧

**वातदुष्टः पिबेत्स्तन्यं बद्ध विण्मूत्रमारुतः ॥**
**पिताद्भिन्नमतोबालः कामळापित्तरोगवान् ॥ २ ॥**

જો વાયુથી દુષ્ટ થએલું ધાવણ બાળક ધાવે તો તેથી ઝાડો અને પેસાબ એઓનું રોકાણ થાય છે. જો પિત્તથી બગડેલું ધાવણ ધાવે તો કમળો અને પાંડુરોગ બાળકને થાય છે અને જો કફથી દુષ્ટ થએલું ધાવણ ધાવે તો લાળ પડે અને કફના રોગો ઉત્પન્ન થાય છે. ( માટે ધાવણ સાફ રહે અથવા બગડેલું ધાવણ તુરત શુદ્ધ થાય તેવી બાળકની માતાએ નિરંતર કાળજી રાખવી. ) ૨

**અબોલા બાળકની પીડા શી રીતે કળાય ?**

**कफदुष्टं पिबेत्क्षीरं लालालुःश्लेष्म रोगवान् ॥**
**शिरस्तीव्रां रुजं सम्यक् रोदना लक्षयेद्भिषक् ॥ ३ ॥**

(બાળકને જે અંગમાં કે ઉપાંગમાં આકરી પીડા થયા કરતી હોય તે તે અંગ ઉપાંગના ભાગને વારંવાર બાળક

સ્પર્શ કર્યા કરે છે અથવા ત્યાં કોઈ અડે તો રૂવે છે કિંવા) રોયા કરે તે ઉપરથી બાળકની પીડા કળાય છે માટે સર્વ પીડાઓ બાળકના રોવા ઉપર વૈદ્યે લક્ષમાં લેવી. ૩

## બાળકને કેટલા વજનથી ઓષધની માત્રા આપવી ?

भेषजं जातमात्रस्य विडंगफल मात्रकं ॥
मासे मासे प्रयोक्तव्यं विडंगानां विवर्धनं ॥ ४ ॥
वर्षादुर्ध्वं कुमारस्य दद्यात् कोलास्थि मात्रकं ॥
क्षीरोदस्यौषधंधात्र्याः क्षीरांन्नादस्यचोभयोः ॥ ५ ॥
आत्मन्यन्नाशिनोदेय मौषधं तैलजंसदा ॥
यथारोगंकुचौलिप्तं भेषजं पाययेच्छिशुं ॥ ६ ॥
सर्वं निवार्य्यते बाले स्तन्यं न प्रतिवार्यते ॥
स्तन्या भावे पयश्छागं गंव्यं वा तद्गुणं पिबेत् ॥ ७ ॥

બાળકને જન્મ્યા પછી એક મહિના લગી એક વાવડીંગના જેટલું ઓષડ ( મધ–સાકર–ઘી–ધાવણુ વગેરેમાં મેળવીને ) ચટાડવું. અને પછી દર મહિને એક એક વાવડીંગ ( કિંવા એક એક રતિ ) જેટલું ઓષડ વધારે આપતા જવું અર્થાત બે મહિના લગી બે વાવડીંગ જેટલું અને ત્રણુ મહીના લગી ત્રણુ વાવડીંગ જેટલું એમ વધતાં આપ્યે જવું તે એક વર્ષનો બાળક થાય ત્યાં લગી એ ક્રમ ચાલુ રાખવો. એક વર્ષ ઉપરાંત મોટા બોરના ઠળીયા જેટલું ( એક વર્ષ ઉપરાંતથી માંડીને સોળ વર્ષની ઉમર થતાં સુધી દર વર્ષે પાંચ પાંચ રતીભાર ઓષડ વધારે આપતા જવું. અને સોળ વર્ષ પછીથી તે સિત્તેર વર્ષ લગી

પ્રયોગમાં લખ્યા પ્રમાણે કાયમ માત્રા અર્થાત્ ચૂર્ણ ૧ તોલા ભાર, કવાથ ૪ તોલાભાર એમ ઓષડ આપવું. સિત્તેર વર્ષ પછી બાળકની પેઠે આસ્તે આસ્તે ઓષડ ઓછા માપે આપવું. ચાટણુ, ચૂર્ણ અને કલ્કની માત્રા જે બાળકને રતિ કે વાવડીંગભાર આપવી કહી છે પણ જો કવાથ આપવો હોય તો તેની તેથી ચોગણી માત્રા આપવી. ) જે બાળક ફક્ત દુધ જ પીને રહેતો હોય તો તેના દરદ નિવારણ માટે તેની માને ઓષધ ખવરાવવું. જે બાળક ધાવણ પણ ધાવતો હોય અને અન્ન પણ ખાતો હોય તો તેને અને તેની માતાને એમ બન્નેને ઓષડ પાવું–ખવરાવવું અને જે બાળક એકલું અન્ન જ ખાતો હોય તો બાળકને જ ઔષધ આપવું. (બાળક ઔષધ પી કે ચાટી શકે તેવી સ્થિતિમાં ન હોય તો ) જેવો રોગ તેવું ઔષધ માતાની ડીંટડીએ ચોપડીને ધવરાવવો (જેથી તે ઔષધ તેના પેટમાં જવાથી રોગ શાંત થાય છે. ) બાળકને અન્ય સઘળું બંધ કરી દેવા માટે હરકત નથી પણ ધાવણ ધાવવું બંધ કરવું નહીં. જો ધાવણ ન આવતું હોય તો તેની અવેજીમાં બકરીનું દુધ કે ગાયનું દુધ પીવું જેથી માના ધાવણ પ્રમાણે જ ફાયદો આપે છે. ( પરંતુ બકરીના કે ગાયના દુધમાં દુધ જેટલું જ પાણી મેળવીને ઉનું કરી બે ત્રણ ઉપરની ચીકાસ–તરને કાહાડી નાખીને પાવું. ૪-૭

## બાળકના રોગોના ઉપાય.

**मृत्पिंडेनाग्निवर्णेन क्षीरयुक्तेन सोष्मणा ॥**
**स्वेदयेदुत्थितां नाभिं शोफस्तेनोपशाम्यति ॥ ८ ॥**

**नाभिपाके निशालोध्र प्रियंगु मधुकैः समैः ॥**
**तैलमभ्यंजने शस्तमेभिर्वाभ्य वचूर्णितं ॥ ९ ॥**

બાળકને ડુંટીએ સોજો આવ્યો હોય તો, માટીના ગોળાને અગ્નિમાં તપાવી લાલચોળ કરીને તેને ઉપર દુધ રેડી તે સ્હેજ ગરમ હોય તે વખતે તે ગોળાવને ડુંટી ઉપર શેક કરવો જેથી સોજો શાંત થાય છે. ૮–૯

**स्तन्यं गृह्णातिनोबालो जिह्वां तस्य प्रघर्षयेत् ॥**
**पथ्याधातृमधुघृतसैंधवैः श्लेष्मपेषितैः ॥ १० ॥**

બાળકની ડુંટી પાકી ગઈ હોય તો, હળદર, લોદર, ઘઉંલા કે કાંગ અને જેઠીમધ એઓના કલ્કથી પકાવેલા તેલનો ડુંટી ઉપર માલેસ કરવો શ્રેષ્ઠ છે. કિંવા એઓનું ચૂર્ણમાં પાણી નાખી ઉનું કરીને ચોપડવું એ શ્રેષ્ઠ છે. ૧૦

**मुस्ताभयावचाब्राह्मी कल्कं स मधुसर्पिषा ॥**
**वर्णायुः कीर्ति जननं लेहं बालाय दापयेत् ॥ ११ ॥**

જે બાળક ધાઈ મોહોડામાં ન પકડતો હોય તો, જીભ ઉપર હરડે, આમળાં, સિંધાલુણ એઓને ઝીણાં વાટીને ઘી મધમાં મેળવીને ઘસવાં. બાળકનો સારો વર્ણ થવા તથા આયુ અને કાંતિ વધવા માટે મોથ, હરડે, વજ, બ્રાહ્મી અને મારેલાં સોનાનું બારીક ચૂર્ણ એઓ સર્વનું ચૂર્ણ મધ અને ઘીમાં કાલવીને ચટાડવું. ૧૧

**प्रियंगु सर्जिकां सिंधु लेहयेन्मधुनासह ॥**
**क्षीरामयं निहंत्याशु विडंगेन युतं क्रुमीन् ॥ १२ ॥**

બાળકને ખરાબ ધાવણથી રોગ થયેલા હોય તો, પ્રિયંગુ

(કાંગ કે ઘઉંલા), સાજીખાર અને સિંધાલુણ એઓના ચૂર્ણને મધમાં કાલવીને ચટાડવું તેથી દુધથી થએલા રોગો તુરત મટી જાય છે.

બાળકને પેટમાં કરમીયા પડયા હોય તો વાવડીંગનું ચૂર્ણ ઉપરના ચૂર્ણ સહિત મધમાં કાલવીને આપવાથી કૃમિનો નાશ થાય છે. ૧૨

**पीतं पीतं वमति यःस्तन्यं तं मधुसर्पिषा ॥**
**द्विवार्ताकी फल रसं लेहयेत्पंचकोलकं ॥ १३ ॥**

બાળક દુધ-ધાવણ પી પીને ઓકી કાહાડતું હોય તો બેઠી રીંગણીના ફળોના રસમાં અને ઉભી રીંગણીના ફળોના રસમાં લીંડીપીપર, પીપરીમૂળ, ચવક, ચિત્રામૂળ અને સુંઠ એઓનું ચૂર્ણ મેળવીને ચટાડવામાં આવે તો ધાવણ ઓકતો નથી. **અથવા** મધ અને ઘી પાવું કે આ પ્રયોગ મધ ઘી સાથે ઉપયોગમાં લેવો જેથી દુધની ઉલટી મટી જાય છે. ૧૩

**तिक्तासिताक्षौद्रयुतालीढा हंति ज्वरं शिशोः ॥**
**तत्कल्केन पुनर्बालं ~~मुहुर्लेपेच्चबुद्धिमान्~~ ॥ १४ ॥**
**भद्रमुस्ताभयानिंबपटोल मधुकैः कृतः ॥**
**क्राथः कोष्णस्तु बाला नाम शेषज्वर नाशनः ॥१५॥**

બાળકને તાવ આવતો હોય તો કડુ અને સાકર એઓનું ચૂર્ણ મધ સહિત ચટાડવું. અને એનાજ કલ્કથી વારંવાર બાળકનાં મોહોડાંમાં બુદ્ધિમાન વૈદ્યે ચોપડવો. અથવા-મોથ, હરડે, લીંબડાની અંતરછાલ, કડવાં પરવળ

અને જેઠીમધ એઓનો કવાથ કરીને જરા ઉનો હોય તે વખતે બાળકને પાવામાં આવે તો સઘળા તાવો નાશ થઈ જાય છે. ૧૪-૧૫ **અથવા**

**पलंकषा वचा कुष्टं गजचर्मा विचर्मच ॥**
**निंबपत्राणि माक्षीकं सर्पिर्युक्तं तु धुपनं ॥**
**ज्वर वेगं निहंत्याशु बालाना च विशेषतः ॥ १६ ॥**

લાખ, વજ, ઉપલેટ, હાથીનું ચામડું, નાહરનું ચામડું, લીંબડાનાં પાંદડાં અને મધ ઘી એઓનો ધૂપ બનાવીને ધૂપ યોગવાઇ સાથે આપવામાં આવે તો જ્વરના વેગને તુરત મટાડે છે તેમાં પણ બાળકનો તાવ તો વિશેષેકરીને મટાડે છે. ૧૬

**विल्वं च पुष्पाणि च धातुकीनां जलं स लोध्रं गजपिप्पली च ॥**
**क्वाथा वलेहौमधुना विमिश्रौ बालेषुयोज्यावतिसारितेषु ।१७।**

બાળકને ઝાડા થયા કરતા હોય તો બીલાનો ગર્ભ, ધાવડીનાં પુલ, વાળો, લોદર અને ગજપીપર એઓનો કવાથ કિંવા ચાટણ કરી મધમાં મેળવી પાવામાં કે ચટાડવામાં આવે તો ઝાડો મટી જાય છે. ૧૭ **અથવા**–

**नागरातिविषामुस्त वालुकेंद्रजवैः कृतं ॥**
**कुमारं पाययेत्काथं सर्वातीसारनाशनं ॥ १८ ॥**

સુંઠ, અતિવિષ, મોથ, વાળો અને ઇંદ્રજવ એઓનો કવાથ કરી પ્રાતઃકાળે પીવામાં આવે તો બાળકોનો સઘળા પ્રકારનો અતિસાર મટી જાય છે. ૧૮ **અથવા**–

**समंगाधातुकी लोध्र सारिबाभिः श्रृतं जलं ॥**
**दुर्षेपि शिशोर्देयमति सारे समाक्षिकं ॥ १९ ॥**

રીસામણીનાં મૂળ ધાવડીનાં ફુલ, લોદર અને ઉપલસરી એઓનો કવાથ કરી તેમાં મધ નાખીને પીવામાં આવે તો બાળકોનો ન રોતો હોય તેવો ભયંકર ઝાડાનો રોગ પણ મટી જાય છે. ૧૯

**धन कृष्णारुणाशृंगी चूर्ण क्षौद्रेण योजितं ॥**
**शिशोर्ज्वरातिसारघ्नं कासश्वासवमीहरम् ॥ २० ॥**

બાળકને તાવ સહિત ઝાડાનો રોગ હોય તો મોથ, લીંડીપીપર, મજીઠ અથવા અતિવિષની કળી અને કાકડાશિંગી એઓનું ચૂર્ણ કરી મધમાં કાલવીને ચાટવામાં આવે તો બાળકનો જ જવરાતિસાર મટી જાય છે અને ઉધરસ શ્વાસ તથા ઉલટી એઓ પણ મટી જાય છે. ૨૦

**फलान्यंजन मुस्तानां चूर्ण पीतं समाक्षिकं ॥**
**तृष्णाछर्दिं मतीसारं बालानामुद्धतं हरेत् ॥ २१ ॥**

બાળકને તરશ, ઉલટી તથા ઝાડો, વિશેષ જોરમાં થએલાં હોય તો, જાયફળ સુરમો અને મોથ એઓનું ચૂર્ણ મધ સાથે કાલવીને ચાટવા આપવું. ૨૧

**दाडिमस्य तु बीजानि जीरकं नागकेशरं ॥**
**चूर्णसशर्करा क्षौद्रं देयं तृष्णा विनाशनं ॥ २२ ॥**

બાળકને તરશ બહુ લાગતી હોય તો, દાડિમની કલીયો, જીરૂ અને નાગકેસર એઓને સાકર અને મધ સાથે ચૂર્ણ રૂપે આપવામાં આવે તો તરશ મટી જાય છે. ૨૨

( ઉપજાતી-છંદ )

शृंगी समुस्तातिविषां विचूर्ण्य लेहं विदध्यान्मधुना शिशुनाम् ॥
कासज्वरच्छर्दीभिरर्दीतानां समाक्षिकां चातिविषामथैषाम् २३

બાળકને ઉધરસ, તાવ, ઉલટી એઓ થએલ હોય તો, કાકડાશીંગી, મોથ, અને અતિવિષની કળી એઓના ચૂર્ણને મધમાં કાલવીને આપવાથી **અથવા** એકલું અતિવિષનું ચૂર્ણ મધમાં ચટાડવાથી જ ઉપર કહેલાં દરદો મટી જાય છે. ૨૩

( અનુષ્ટુપ-છંદ )

व्याघ्रीकुसुमसंजातकेसरैरवलेहिका ॥
यांश्चापि चिर संजातान् शिशोः कासान्व्यपोहति ॥२४॥

બાળકને ઉધરસ થઈ હોય તો ભોરીંગણીનાં ફુલના કેસરાંઓને વાટી મધમાં કાલવીને ચટાડવું જેથી વધારે વખતની થએલી ઉધરસો પણ તુરત મટી જાય છે. ૨૪

गुडोदकं वा क्वाथितं व्योष सैंधव संयुतं ॥
सुखोष्णं पाययेद्बालं कास रोगोप शांतये ॥ २५ ॥

સુંઠ, મરી, લીંડીપીપર, સિંધાલુણ અને ગોળ એઓનો ક્વાથ કરીને સહેવાય તેવો ઉનો રાખી પીવામાં આવે તો ઉધરસ શાંત થાય છે. ૨૫

हिंगु कर्कटके शृंगी गैरिकं मधुयष्टिका ॥
शुंठी क्षौद्रं नागरं च हिक्काश्वास विनाशनं ॥ २६ ॥

બાળકને હેડકી તથા શ્વાસ થએલાં હોય તો શેકેલી

હીંગ, કાકડાશીંગી, સોનાગેરૂ, જેઠીમધ અને બમણી સુંઠ એઓના ચૂર્ણને મધ સાથે કાલવીને ચટાડવાથી મટી જાય છે. ૨૬

**सुवर्ण गैरिकस्यापि चूर्णानि मधुना सह ॥**
**लिढ्वासुखमवाप्नोति क्षिप्रं कासार्दितः शिशुः ॥ २७ ॥**

બાળકને ઉધરસ થઈ હોય તો સોનાગેરૂના ચૂર્ણને મધ સાથે કાલવીને ચટાડવાથી તુરત સુખ પ્રાપ્ત થાય છે. ૨૭

**विसर्पस्तु शिशोः प्राणनाशनो बस्ति शीर्षजः ॥**
**सारिवोत्पल कल्हार भद्रकोशीर चंदनैः ॥ २८ ॥**
**प्रपौंडरीक मंजिष्टा यष्टी मधुक सर्षपैः ॥**
**कुमाराणां प्रशस्तोयं लेपो विसर्पनाशनः ॥ २९ ॥**

બાળકને પેઢુ અને માથામાં રતવા થયો હોય તો બાળકના પ્રાણ લઈ લે છે પણ તે સિવાય થયો હોય તો ઉપલસરી, ઉત્પલ જાતનું કમળ, કલ્હાર જાતિનું કમળ, ભદ્રમોથ, કાળોવાળો, રતાંજલિ, પ્રપોંડરીક (કમળની જાતિ) મજીઠ, જેઠીમધ અને સરસવ એઓનો લેપ કરવો શ્રેષ્ઠ છે કેમકે એ લેપથી રતવા મટી જાય છે. ૨૮–૨૯

**मुखपाके तु बालानामाम्र सारमयो रजः ॥**
**गैरिकं क्षौद्रसंयुक्तं भेषजं सरसांजनं ॥ ३० ॥**

બાળકનું મોહોડું આવ્યું હોય તો, આંબાનો ગર્ભ, લોહચૂર્ણ, સોનાગેરૂ અને રસવંતી એઓને મધ સહિત કાલવી ચટાડવાથી મટી જાય છે. ૩૦

शंखयष्ट्यांजनैर्लेपः शिशूनां गुदपाकनुत् ॥
ग्रहेष्वधिपतिः स्कंदः सर्वरोगेषु रेवती ॥ ३१ ॥
पूजनीयौ सदा तस्माद्बालाना च हितेच्छया ॥
स्वस्ति तेषण्मुखः स्कंदो महाभागा च रेवती ॥ ३२ ॥
दिशः सूर्योन्तरिक्षं च स्वस्ति कुर्वन्तु सर्वदा ॥
तेजसा ब्रह्मणश्चाथ विष्णोरिंद्रस्य तेजसा ॥ ३३ ॥
सिद्धानां तेजसा चैव रक्षितोसि सुखी भव ॥
मंत्रैरेतैर्भिषक् पश्चाद्रक्षां कुर्वीत बालके ॥ ३४ ॥
भवंति निग्रहा बालाः सुखिनो रोगवर्जिताः ॥ ३५ ॥

બાળકની ગુંદા પાકી હોય તો, શંખનો ભૂકો, જેઠી-મધ અને સુરમો એઓનો લેપ કરવાથી મટી જાય છે.

બાળકને સ્કંદ, રેવતી વગેરે બાળગૃહાધિપતિ છે એટલા માટે સમસ્ત બાળકના રોગોમાં બાળકોનું હિત ઇચ્છનારે નિરંતર તે ગૃહાધિપતિઓનું પૂજન કરવું તથા આ મંત્રથી વૈદ્યે બાળકોની રક્ષા કરવી. અર્થાત્ છ મુખ-વાળા કાર્તિક સ્વામી અને મહાભાગ રેવતીગૃહ સર્વ દિશા-ઓમાં સ્વસ્તિ-કલ્યાણ હમેશાં કરો અને અંતરીક્ષમાં શ્રી સૂર્યદેવતા રક્ષણ કરો. બ્રાહ્મણના, વિષ્ણુના, ઇંદ્રના અને સિદ્ધના તેજથી બાળકનું રક્ષણ થાઓ અને સુખી થાઓ અને પછી ઉપાય કરવા જેથી બાળક ગૃહદોષથી મુક્ત થાય છે અને રોગ રહિત બની સુખી થાય છે. ૩૧-૩૫

---

## ઝેરના ભેદ, લક્ષણ તથા ઉપાય.

### ઝેરના ભેદ.

स्थावरं जंगमं चेति द्विविधं विषमुच्यते ॥
स्थावरं कंदमूलादि सर्पलुतादि जंगमं ॥ १ ॥

ઝેરના બે પ્રકાર છે એટલે એક સ્થાવર ઝેર અને બીજું જંગમ ઝેર કહેવાય છે. ઝાડના કંદ–મૂળ, ફળફુલ પત્ર અને સોમલ વગેરે સ્થાવર (પોતાની મેળે ચલન શક્તિ વિનાનાં) ઝેર મનાય છે અને સાપ ખડમાંકડી વગેરે ઝેરી જીવોથી થનારા ઝેરને જંગમ (પોતાની મેળે ચાલીને કરડી ઝેર ચઢાવનારાં) ઝેર મનાય છે. ૧

### સ્થાવર તથા જંગમ ઝેર ચઢયાનાં લક્ષણ.

आद्येज्वर श्वास वमि प्रदाहा मूर्च्छारुचिः कंठनिरोधहिके ॥
स्युर्जं गमे दाह सलोमहर्ष प्रसेक रोमोद्गम शोफतंद्राः ॥२॥

સ્થાવર ઝેર પૈકી કોઈ પણ ઝેર ખાવામાં કે દ્વેષથી ખવરાવામાં આવ્યું હોય તો તેને તાવ, શ્વાસ, ઉલટી, બલતરા, મૂર્છા, કંઠનો રોધ અને હેડકી એટલાં લક્ષણો થાય છે અને જંગમ ઝેર ચઢયું હોય તો બળતરા, મદ, અતિસાર, પ્રસ્વેદ કિંવા હુબકા, રૂંવાડાનું ઉભું થવું અને ઘેન એટલાં ચિન્હો થાય છે. ૨

### કોઇએ દ્વેષબુદ્ધિથી કોઈને ઝેર ખવરાવ્યું હોય તો તે ઝેર ખવરાવનારને કેવી રીતે ઓળખવો ?

विषादः ङ्यवि शुष्कास्यो विलक्षो विक्षते दिशः ॥
स्वेद वेपथुमांस्त्रस्तो भीतः स्खलति जृंभते ॥ ३ ॥

જેણે દ્વેષબુદ્ધિ વડે કોઈને ઝેર ખવરાવ્યું હોય તેનું મોહોડું કાળું પડી જાય છે, મોહોડામાંથી અમી જતું રહે છે, વિલક્ષણ પ્રકારે દિશાઓ તરફ જુવે છે અર્થાત્ લાગ મળે તો છ પાંચ ગણી જવાની તક ખોળે છે, કપાળે પરસેવાના મોતીયાં પુટી આવે, ધ્રૂજારો છૂટે, ત્રાસ વડે કરીને ભયભીત થયો જણાય અને બોલતાં જીભના લોચા વળે એટલે ભાગ્યું તુટયું બોલાય (ભોંય ખોતરે હીંડતાં લડથડે) છે. એ લક્ષણો ઉપરથી તેને અર્થાત્ ઝેર દેનારને ઓળખી કાહાડાય છે. ૩

## ઝેરના ઉપાય.

विषभुक्त वतेद ग्रा दूर्ध्वं चाधश्वशोधनं ॥
कालेसूक्ष्मं ताम्ररजो मधुना हृद्वि शोधनं ॥ ४ ॥

शुद्धे हृदि हेम दलशाणं समधु दापयेत् ॥
न सज्जते हेम पात्रे पद्म पत्रेम्बुवद्विषं ॥ ५ ॥

जायते विपुलं चायुर्ग रेप्येवं विधिः स्मृतः ॥
उष्ण वर्ज्यो विधिः कार्यो विषार्तानां विजानता ॥ ६ ॥

જેણે ઝેર ખાધું કે કોઈએ ખવરાવ્યું હોય તો તેવા ઝેરવાળા રોગીને પ્રથમ ઉલટી અને જુલાબ એ બેમાંથી ગમે તે (અથવા વિશેષે કરીને ઉલટી) આપવાથી **અથવા** તાંબાનો ભૂકો મધમાં કાલવીને ચટાડવાથી ઉલટી થવાથી છાતિનું શોધન થાય છે. પછી સોનાના વરક મધ સાથે એક ટાંકભાર આપવા જેથી જેમ કમળ પત્ર ઉપર પાણી

ઠેરી શકતું નથી તેમ વિષ ઠેરી શકતું નથી અને દીર્ઘાયુ થાય છે. માટે આ વિધિ કરવી.

કીડા વગેરેના ઝેર સિવાય બીજા સર્વ ઝેરો ઉપર ઉષ્ણ ઉપાય ન કરતાં કેવળ ટાઢા ઉપચારોજ કરવા. કેમકે ઝેર સ્વાભાવિકપણે ગરમ છે માટે ટાઢા ઉપાયથી જ શાંત થાય છે. ૪—૬

### ઝેરવાળા રોગીને શ્યાનો ત્યાગ કરવો.

मुक्त्वा कीट विषं तद्धिशीतेनाति प्रवर्तते ॥
दिवा स्वप्नं व्यवायं च व्यायामं क्रोधमागतम् ॥ ७ ॥

દિવસે સુવું, મૈથુન, કસરત—શ્રમ, ક્રોધ, મદિરા, તલ, કલથી એટલા પદાર્થોનો વિષ વ્યાપ્ત મનુષ્યે અવશ્ય ત્યાગ કરવો. ૭

### ઝેરવાળાને સેવવા યોગ્ય પદાર્થો.

सुरातिल कुलत्थांश्च वर्जयेद्विषवान्नरः ॥
शालयःषष्टिकांश्चैव कोरदूषाःप्रियंगवः ॥ ८ ॥
भोजनार्थं प्रशस्यंते लवणं चैव सैंधवं ॥
तंदुलीयक जीवंती वार्ताकः सुनिषण्णकं ॥ ९ ॥

સાઠીચોખા, કોદર, કાંગ અને સિંધાલુણ એઓનો ભોજનમાં ઉપયોગ કરવો એ શ્રેષ્ઠ છે. તાંદલજો, મીઠીડોડી, રીંગણાં, સુનિષણ એઓનાં શાક ખાવા હમેશાં વિષવાળાને શ્રેષ્ઠ કહે છે. ખટાસ માત્ર આંબળાં કે દાડિમ એઓનો જ ઉપયોગ કરવો. ૮-૯

### ઝેરના અન્ય ઉપાય.

शस्यते सर्वदा शाकमम्लार्थे धात्रिदाडिमं ॥
शिरीष पत्र स्वरसे सप्ताहं भावयेत्सितं ॥ १० ॥

સરસડીયાનાં પાંદડાંનો સ્વરસ લઈ તેની ધોળાં મરીયાને સાત ભાવના દેવી. પછી તેને પાણી સાથે ઘસીને જેને સાપ કરડયો હોય તેને નાશ આપવું અથવા તેની આંખમાં તેનું અંજન આંજવામાં આવે તો હિતકર્તા છે.

मरिचं सर्पदष्टानां नस्यं वा चांजने हितम् ॥
गृहधूमं हरिद्रे द्वे समूली तंदुलीयकं ॥ ११ ॥

ઘરમાના ધુવાડાનો ધુંમસ, હળદર, દારૂહળદર અને તાંદળજાનાં મૂળ કિંવા મૂળ સહિત તાંદળજો એઓને વાટીને દહીં અને ઘીમાં મેળવીને પીવામાં આવે તો વાસુકીનાગનો કરડેલો પણ સાજો થાય છે. ૧૧ **અથવા**–

अपि वासुकिना दष्टः पिबेद्दधि घृतप्लुतम् ॥
वटशृंगाणि मंजिष्टा जीवकर्षभकौ वला ॥ १२ ॥

વડવાઈના ફણગા, મજીઠ, જીવક, ઋષભક, કાંસકી, સીવણ અને જેઠીમધ એઓને પાણી સાથે વાટીને પીવામાં આવે તો સર્પના કરડેલાને હિતકારી છે. ૧૨

### સમસ્ત ઝેરનો ઉપાય.

काश्मर्यं मधुकं चेति पानं सर्पविषे हितं ॥
वृषनिंबपटोलानां क्वाथेन विपचेद्घृतं ॥ १३ ॥
अभयागर्भितं श्रेष्टंतद्गरस्य निबर्हणम्ः ॥ १४ ॥

અરડૂસો, લીંબડો, કડવાં પરવળ, હરડે, જવાસા,

કાળો વાળો અને પાડળ એઓના ક્વાથથી તૈયાર કરેલું-પકાવેલું ઘી ઝેર નિવારણ માટે શ્રેષ્ઠ કહે છે. ૧૩–૧૪

### લૂતા–ખડમાંકડીના ઝેરના ઉપાય.

**निशाद्वयं समंगा च पतंगं नागकेसरम् ॥**
**शीतांबुपेष्यमालेपात्सद्यो लूतां विनाशयेत् ॥ १५ ॥**
**चंदनं पद्मकं कुष्टमनंतो शोर पाटलाहः ॥**
**निर्गुंडी सारिवा शेलुर्लुता विषहरो गणः ॥ १६ ॥**

હળદર, દારૂહળદર મજીઠ ( રીસામણી અથવા કાળી-પાડ ), પતંગ, કેશર અને નાગકેસર એઓને ટાઢા પાણી સાથે વાટીને તેનો લેપ કરવામાં આવે તો અવશ્ય તુરત ( ૧૮ જાતિની ) લૂતાઓનાં વિષ મટી જાય છે. અથવા રતાંજલિ, પદ્મક, જવાસા, કાળોવાળો, પાડળ, નગોડનાં મૂળ, ઉપલસરી અને શેલુ ( મ્હોટી ગુંદી ) એઓનો લેપ કરવામાં આવે તો લૂતાઓના વિષનો નાશ થાય છે. ૧૫-૧૬

### ઉંદરના ઝેરના ઉપાય.

**शिरीषकस्य मूलं वा वस्त मूत्रेण पेषितं ॥**
**पान लेपनयो रुक्तं सर्वाखु विष नाशनं ॥ १७ ॥**
**विशालां कोलमूलं च तिलमूलं सिता मधु ॥**
**घृतेनाखु विषंहंति पीतमात्रं च दुस्तरं ॥ १८ ॥**

સરસડીયાનું મૂળ લઈ તેને બકરીના મૂત્રમાં વાટીને પીવામાં કે લેપવામાં આવે તો સર્વ પ્રકારના ઝેરી ઊંદરના વિષ મટી જાય છે. **અથવા** ઇંદ્રવારૂણીનું મૂળ, બોરડીનું મૂળ અને તલનું મૂળ એઓને સાકર, મધ અને ઘી સહિત

પીવામાં આવે તો પીતાં વાંતજ તુરત ભારે ઝેરી ઊંદરનું વિષનો પણ નાશ કરે છે. ૧૭–૧૮

### હડકાયા કુતરાના ઝેરના ઉપાય.

अंकोल्लक कषायस्य द्विपलं सर्पिषःपलं ॥
पीतमात्रं निहंत्येतच्छ्वानस्य गरलं हरेत् ॥ १९ ॥
जलवेतस पत्रं च मूलं पिष्ट्वापंच्चेद्घ्रुवं ॥
स क्वाथः शीतलः पेयः परं श्वविष नाशनः ॥ २० ॥

આઠ તોલાભાર અંકોલનો કવાથ લઈ તેમાં ૪ તોલા ભાર ગાયનું ઘી નાખીને પીવામાં આવે તો પીતાં વાંતજ હડકાયા કુતરાનાં ઝેરનો ત્રાસ મટાડી દે છે. **અથવા—** જળજાંબવાનાં પાંદડાં અને મૂળ એઓનો ક્વાથ કરી તેથી અને એઓના કલ્કથી ઘીને પકાવી ટાઢું કરીને હડકાયા કુતરાનું ઝેર મટવા માટે પીવું. ૧૯–૨૦

### વીંછીના ઝેરના ઉપાય.

सद्यो वृश्चिकजंदंशंतक्रतैलेन सेचयेत् ॥
लवणोत्तमयुक्तेन सर्प्पिषा वा पुनः पुनः ॥ २१ ॥
सिंचेत्कोष्णार नालेन सक्षार लवणेनवा ॥
सघृतं सैंधवं पीतं हंति वृश्चिकजं विषम् ॥ २२ ॥
जीरकस्य कृतः कल्को घृतसैंधव संयुतः ॥
सुखोष्णो वृश्चिकार्तानां प्रलेपो मधुना हितः॥ २३ ॥

જ્યાં વીંછી કરડયો હોય તે જગ્યાએ તલનું તેલ રેડવું. **અથવા** સિંધાલુણ સહિત વારંવાર ઘી સેંચવું. **અથવા** ઉની આરનાલ–કાંજીની જાત તથા દુધ અને સિંધા-

લુણ ડંખ ઉપર સેંચવું. **અથવા** ઘી અને સિંધાલુણ પીવું એ ઉપાયોથી વીંછીના ડંખનું ઝેર નાશ પામે છે. **અથવા** જીરાને પાણી સાથે વાટીને તે કલ્કને ઘી, સિંધાલુણ અને મધ સહિત ઉનો કરી સહેવાય તેવો તેનો ઉનો લેપ કરવામાં આવે તો વીંછીના ઝેર ચઢેલાને હિતકારી છે. ૨૧-૨૩

## નખ તથા દાંતોના વિષના ઉપાય.

**रजन्यौ गैरिकं लेपो नख दंत विषापहः ॥**
**तथा दंत मुखे सद्यो नरमूत्रेण सेचनं ॥ २४ ॥**

હળદર, દારૂહળદર અને સોનાગેરૂ એઓનો લેપ કરવામાં આવે તો જાનવરના કે માણસના નખ તથા દાંતોના લાગવાથી ઝેર ચઢયું હોય તે મટે છે. **અથવા** તે દાંત નખના ઘા ઉપર તુરત મનુષ્યનું મૂતર સેંચવું જેથી તે ઝેર મટી જાય છે. ૨૪

## કીડા વગેરેના વિષોના ઉપાય.

**कीटदंश क्रियाः सर्वाः समानाः स्युर्जलौकसां ॥**
**शिरीषं कट भी पार्श्वशैलक्षीरींद्रुमत्व चः ॥ २५ ॥**
**विषंजलौकसां हंति प्रयुक्ताः पानलेपयोः ॥**
**वचाहिंगुविडंगानि सैंधवं जल पिप्पली ॥ २६ ॥**
**पाठाप्रतिविषा व्योषं दशांगं पानलेपतः ॥**
**सर्व कीट विषं हंति काश्यपेन विनिर्मितः ॥ २७ ॥**

કીડાઓના ડંખની ક્રિયા જળોના ડંખના સમાન સઘળી ક્રિયાઓ કરવી. **અથવા** સરસડીયાની છાલ, માલકાકણીની છાલ, પારસપીપળાની છાલ, વડ **અથવા** વેળીયા

પીપળાની છાલ અને શૈલુની છાલ એઓનો લેપ કરવાથી કે એઓને ઘુંટીને પીવાથી જળચારી જીવોના વિષનો નાશ કરે છે. **અથવા** વજ, હીંગ, વાવડીંગ, સેંધવ, જળપીપળી રતવેલીયો, કાળીપાઠ, અતિવસ, સુંઠ, મરી, લીંડીપીપર આ દશાંગનો લેપ કરવાથી કે એઓને ઘુંટીને પીવાથી સર્વ પ્રકારના કીડાઓનાં વિષનો નાશ કરે છે એમ કાશ્યપજીએ નિર્માણ કરેલ છે. ૨૫-૨૭

## ધંતુરાના ઝેરનાં ઉપાય.

**तुषांबुना मेघ रवस्य मूलं पिष्ठापिवेच्छर्करया समेतं ॥**
**तच्छंखस्य पुष्पो प्रभवं जलं तु धत्तूर बीजोत्थमदे सदैव ॥२८॥**

નાગરમોથનું મૂળ લઈ તુષાંબુ સાથે ઘુંટીને સાકર સહિત પીવામાં આવે તો તેથી અથવા શંખાવળીનો રસ પીવાથી ધંતુરાના બીજોથી ઉત્પન્ન થએલ મદને સદૈવ દબાવી દે છે. ૨૮

## ઝેરવાળાને પાળવાના નિયમો.

**विरुद्धाध्यशन क्रोधक्षुतृष्णायास मैथुनं ॥**
**वर्जयेद्विषमुक्तो हि दिवा स्वप्नं विशेषतः ॥ २९ ॥**

વિરુદ્ધ આહાર-પ્રથમનું અન્ન ન પચ્યા પહેલાં ફરી જમવું. ક્રોધ, ભૂખ, તરૅશ, થાક લાગે એવાં કામ, મૈથુન એટલાં વાનાં ઝેર ખાવામાં આવ્યું હોય તેણે વર્જવા યોગ્ય છે, તેમાં પણ ઘણું કરીને દિવસે સુવું એ તો અવશ્ય બંધ કરવાયોગ્ય છે. ૨૯

इति श्री गौड० वैद्यविनोदे कर्णरोग प्रतिश्याय नेत्र-रोग बालरोग विषरोग निदान चिकित्सा कथनं नाम दशमोल्लासः ॥ १० ॥

ઈતિશ્રી ગોડવંશી અનંતભટના પુત્ર શંકરભટ વિરચિત વૈદ્યવિનોદ ગ્રંથ વિષે કાનના રોગ, નાકના, આંખના સ્ત્રીના, બાળકના રોગો અને વિષ એઓના નિદાન લક્ષણુ તથા ઉપાયોયુક્ત દશમા ઉલ્લાસનું પૂર્ણુચંદ્ર શર્માકૃત ગુજરાતી ભાષાંતર સંપૂર્ણ.

---

# ઉલ્લાસ અગિઆરમો.

---

## કોઇ દેશનું પાણી ન લાગે તેવા પ્રયોગ.

भोजनादौ तु संभुक्तं शुंठ्या जाज्यभयोत्थितम् ॥
चूर्णं निहंति रोगांश्च नानादेशजलोद्भवान् ॥ १ ॥
महोषधता यव क्षारौ पीत्वा चेवोष्णवारिणा ॥
नानादेशोद्भवजलंलग्नं दोष निवारयेत् ॥ २ ॥

ભોજન કરતાં પહેલાં સુંઠ, જીરૂ અને હીમજ એઓનું ચૂર્ણ કરીને ફાકવામાં આવે તો દેશોદેશ ફરવાથી પાણી લાગ્યું હોય તે પાણી વિકારનો નાશ કરે છે. અથવા મહા-વ્રતા ( નસોતર ) અને જવખાર એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે પીવામાં આવે તો દેશોદેશનું પાણી લાગ્યું તે વિકાર મટી જાય છે. ૧–૨

## અધોવાયુને રોકવાનો પ્રયોગ.

**यो लेढि शयन समये मधुमिश्रं बीज पूरदल चूर्णं ॥**
**सपीडा कर वात प्रसर निरोधात्सुखं स्वपिति ॥३॥**

બીજોરાનાં પાંદડાંને ઝીણાં વાટીને મધમાં કાલવીને સુતી વખતે રાત્રે જો ચાટવામાં આવે તો લાજને ઉત્પન્ન કરનારો પવન ફેલાતો સુખે કરીને રોકી શકે છે અર્થાત્ આ દવાથી વા છૂટ બંધ થઈ જાય છે અને અન્ય અવક્રિયા થતી નથી. ૩

## વાજીકરણ પ્રયોગ માટે શંકરભટનું કથન.

**वृष्यादियोगमारम्य योग्यायोग्य ग्रहावधिः ॥**
**ग्रंथातरेभ्यः संगृह्य लिख्यते वहुधामया ॥ ४ ॥**

હવે વૃષ્ય અર્થાત્ બળ-પુષ્ટિ–માંસ વૃદ્ધિકારક યોગો મર્યાદાયુક્ત અને યુક્તાયુક્ત ગ્રહણ વિધિ અન્ય ગ્રંથોથી વા ગ્રંથાંતરથી ગ્રહણ કરીને ઘણું કરીને હું લખું છું. ૪

## વાજીકરણ કોને સેવવા યોગ્ય છે?

**युवा वाप्यथवा वृद्धो विषयासक्त मानसः ॥**
**हीनकामो निषेवेत वाजीकरण मन्वहम् ॥ ५ ॥**

યુવાન હોય કે વૃદ્ધ હોય પણ વિષય ભોગવવામાં ચિત્ત આસક્ત હોય તો તે મનુષ્યને અને કામમાં અશક્ત હોય તેને ઉત્તમ પ્રકારે વાજીકરણ સેવવુંજ યોગ્ય છે. ૫

## વાજીકરણ એટલે શું?

**यथा वाजी मंदोन्मत्तो धावते वडवाशतं ॥**
**तथा नारी नरस्तेन वाजीकरण मुमत्तम् ॥ ६ ॥**

જેમ ઘોડો મદોન્મત્ત થઇને સો ઘોડીઓ સાથે વિષય-વાંછના માટે દોડે છે તેમ જે પ્રયોગ કરવાથી પુરૂષ સો સ્ત્રીઓ સાથે વિષયવાંછના પાર પાડવા માટે મદ સહિત તત્પર થાય છે તે પ્રયોગને વાજીકરણ પ્રયોગ કહે છે. ૬

## વાજીકરણ પ્રયોગ

**धात्रीफलं च स्वरसैर्भावितं सप्तवारतः ॥**
**लिहन्नामलकं चूर्णं धात्री मधुसितायुतं ॥ ७ ॥**
**मासेनैकेन वृद्धोपियुवा स्याद्दुग्धपानतः ॥**
**विदारीकंदचूर्णं वा पूर्ववद्गुणवर्द्धनं ॥ ८ ॥**

આંબળાંને આમળાના જ રસથી સાત વાર ( કિંવા ૨૧ વાર ) ભાવના દઈને સુકવી તે આમળાના ચૂર્ણને મધ અને સાકર સહિત એક મહીના લગી સેવવામાં આવે અને તે ઉપર કઢેલું દુધ ( ગાયનું ) પીવામાં આવે તો આ રસાયન પ્રયોગથી વૃદ્ધ પણ યુવાન સમાન બળવાન-વીર્યવાન બને છે. આજ પ્રયોગ પ્રમાણે ભોંયકોળાના ચૂર્ણને ભોંયકોળાના રસની ભાવનાઓ દઇને ઉપર પ્રમાણે ઉપયોગ કરવામાં આવે તો ઉપર પ્રમાણેજ ગુણ આપે છે. ૭-૮

**वाजिगंधां प्रभाते यः सितामधुघृतप्लुताम् ॥**
**पलप्रमाणां संगृह्य मासात्स्यात्स्थविरो युवा ॥ ९ ॥**

આસોંદના ચૂર્ણને પ્રાતઃકાળ સાકર, મધ અને ઘી સાથે કાલવીને ચાર તોલાભાર એક મહીના લગી ખાવામાં આવે તો વૃદ્ધ પણ વીર નર અને યુવાન બને છે. ૯

**विडंगासन धात्रीणां चूर्ण लोहरजो मधु ॥**
**एतत्सं प्राश्यवृद्धोपि तारुण्यमधिगच्छति ॥ १० ॥**

વાવડીંગ, બીઅલો-બીયો, અને આંબળાં એઓના ચૂર્ણને લોહભસ્મ અને મધ સાથે સેવન કરવામાં આવે તો વૃદ્ધ પણ તરૂણ બને છે. ૧૦ **અથવા**

**वृद्धदारुक चूर्ण तु यो लिहेन्मधुसर्पिषा ॥**
**सप्ताहात्क्षीर यूषाशी किन्नरैः सह गीयते ॥ ११ ॥**

વરધારાનું ચૂર્ણ લઈ તેને મધ અને ઘીમાં કાલવીને સાત દિવસ લગી ચાટવામાં આવે અને એ ઉપર દુધનો યૂષ પીવામાં આવે તો કિન્નરો સાથે ગાયન કરે તેવો દીર્ઘાયુષી અને સુસ્વરવાળો થાય છે. ૧૧ **અથવા-**

**हस्तिकर्णरजः खादेत्प्रातरुत्थाय सर्पिषा ॥**
**यथेष्टाहारगो वापि सहस्त्रायुर्नरोभवेत् ॥ १२ ॥**

હાથીના કાનની ધૂળ ( કે અડવીની ગાંઠોનું ચૂર્ણ ? ) પ્રાતઃકાળે ઉઠીને ઘી સાથે ખાવામાં આવે અને મરજી મુજબ તે ઉપર જમવામાં આવે તો હજાર વર્ષની આવરદા-વાળો થાય છે. એટલું જ નહી પણ બુદ્ધિવાન્, બળવાન્ અને સો સ્ત્રીઓ સાથે રમણ કરે તેવો કામિ થાય છે. ૧૨

**मेधावाबलवान्कामी स्त्रीशतानिव्रजत्यसौ ॥**
**अश्वगंधा वृद्धदारु समभागं विचूर्णयेत् ॥ १३ ॥**
**स्थापयित्वा घटे स्निग्धे वर्षमेकं तु भक्षयेत् ॥**
**दुग्धेन प्रातरुत्थाय भवेद्दोष विवर्जितः ॥ १४ ॥**
**चतुर्मासो प्रयोगेन वलीपलितवर्जितः ॥ १५ ॥**

આસગંધ અને વરધારો બન્નેનું સમાન ચૂર્ણ લઈને ઘૃતમાં મેળવીને રીઢા વાસણમાં અથવા ઘીના રીઢા વાસણમાં એક વર્ષ લગી ભરી રાખીને પછી પ્રાતઃકાળે ઉઠીને દુધ સાથે ચાર મહિના લગી આ પ્રયોગનું સેવન કરે તો રોગ રહિત, વળીયાં અને પળીયાં રહિત થાય છે. ૧૩–૧૫

## હરડે સેવન વિધિ.

( શાર્દુલવિક્રીડીત–છંદ )

**ग्रीष्मे तुल्यगुडां सुसैंधवयुतां मेघावधावंबरे सार्द्धं शर्कया शरद्यमलया शुंठ्या तुषारागमे ॥ पिप्पल्या शिशिरे वसंत समये क्षौद्रेण संयोजिता राजन्प्राप्य हरीतकीमिवगदानस्यंति ते शत्रवः ॥ १६ ॥**

હે રાજન્ ! ગ્રીષ્મઋતુમાં હરડેદલના ચૂર્ણ સમાન ગોળ મેળવીને, વર્ષાઋતુમાં હરડેદલનું ચૂર્ણ સિંધાલુણ મેળવીને, શરદ્ઋતુમાં અરધ ભાગની સાકર સાથે હરડેદલનું ચૂર્ણ મેળવીને, હેમંતઋતુમાં સુંઠ સહિત હરડેદળના ચૂર્ણને મેળવીને, શિશિરઋતુમાં લીંડીપીપર સહિત હરડેદળનું ચૂર્ણ મેળવીને અને વસંતઋતુમાં મધ સાથે હરડેદળનું ચૂર્ણ મેળવીને ખાય તો જેમ તમારા પરાક્રમના પ્રતાપથી શત્રુઓનો પરાજય થાય છે તેમ છએ ઋતુઓમાં નિર–નિરાળા અનુપાન સાથે હરડેનું સેવન કરવાથી રોગોનો પરાજય થાય છે અર્થાત્ ઉપર કહ્યા પ્રમાણે બારે માસ હરડેનું સેવન કરે છે તેને કોઈપ્રકારનો રોગ થતો નથી. ૧૬ **અથવા—**

**अंभ सश्रुल कानष्टौ मातरुत्था यः पिबेत् ॥**
**वातपित्त कफान्हंति जीवेद्वर्षशतं सुखी ॥ १७ ॥**

જે મનુષ્ય પ્રાતઃકાળે ઉઠીને (શૌચ ક્રિયા કરીને-દંત ધાવન કરીને પછી પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે) આઠ અંજળી વાસી પાણી પીએ તેના વાયુ પિત્ત અને કફ સમાન સ્થિતિમાં રહે છે અર્થાત્ એ ત્રણે દોષો ન્યૂનાધિક થતા નથી તેથી નિરોગપણે રહી ૧૦૦ વર્ષ લગી સુખે જીવે છે. ૧૭ **અથવા**

**निशाक्षये पिबेत्तोयं नासारं घ्रेण यः पुमान् ॥**
**वलीपलित वैश्वर्य चक्षु रोगांश्च नाशयेत् ॥ १८ ॥**

જે માણસ રાત્રીના પાછલા પરોઢીયાના ભાગમાં વાસી પાણી નાકે થઈને પીએ છે તેના શરીર ઉપર કરચલી, ધોળાં પળીયાં અને શરીરની ઐશ્વર્યતાની ન્યૂનતા તથા આંખ્યોના રોગ એઓનો નાશ કરે છે. ૧૮

## વમન-ઉલટીનો વિધિ.

**दोषाः कदाचित्कुप्यंति जिता लंघन पाचनैः ॥**
**ये कुतु संशोधनैः शुद्धा न तेषां पुनरुद्भवः ॥ १९ ॥**
**कफे विदध्याद्वमनं संयोगे वा कफोल्वणे ॥**
**पित्ते विरेचनं देयं वाते बस्तिर्विधिर्हितः ॥ २० ॥**

વાયુ વગેરે દોષો કોઈ વેળાએ કોપે છે ત્યારે લંઘન પાચનથી જીતાયલાઓને સંશોધન ઉપચારોથી શુદ્ધ કરે તેથી ફરીને તેઓ ઉત્પન્ન થતા નથી. કફના કોપમાં ઉલટી કરાવવી, દ્વિદોષમાં કફ અધિક હોય તો ઉલટી કરાવવી.

પિત્તના કોપમાં રેચ આપવો અને વાયુના કોપમાં બસ્તિ આપવી એજ હિતાવહ છે. દિવસ પેહેલા ભાગમાં ઉલટીની દવા આપવી, બપોરે રેચની દવા આપવી અને બપોર નમ્યા પછી પિચકારી આપવી. ૧૯-૨૦ **અથવા**—

पूर्वाह्णे वमनं देयं मध्यान्हे तु विरेचनं ॥
मध्यान्हे किंचिदा वृत्ते वस्तिं दद्या द्विचक्षणः ॥ २१ ॥
आटरूष वचा निंबपटोल फलनोत्व चः ॥
क्वाथं यित्वा पिबेत्तोयं वांति कृन्मधुनान्वितं ॥ २२ ॥
आ कंठं पायतान्मद्यं क्षीर मिक्षुरसं रसः ॥
ततो वचा कट् फलं चूर्णं मुस्तेन वारिणा ॥ २३ ॥
पाययेज्जा तहल्लास प्रसेकृच्छर्दयेत्ततः ॥
अंगुलीभ्यामनायासं नालेन मृदुनाऽथवा ॥ २४ ॥
पित्तस्य दर्शनं यावत्स्छेदो वा श्लेष्मणो भवेत् ॥
प्रदेयं वमनं तावद्भिषजा सिद्धिमिच्छिता ॥ २५ ॥
तैमिरंगुल्मिनं पांडु कृशं स्थूलं न वामयेत् ॥
वमने मदनं श्रेष्टं त्रिवृच्चूर्णं विरेचने ॥ २६ ॥

અરડૂસો, વજ, લીંબડો, કડવાં પરવળની છાલ અથવા એ સઘળાંની છાલ લઈ એઓનો કવાથ કરીને તેમાં મધ મેળવીને પીવામાં આવે અને તે ઉપર પાણી પીવામાં આવે તો ઉલટી કરે છે. અથવા ગળા સુધી મદિરા, દુધ તથા સેલડીનો રસ, પીવરાવીને પછી વજ, અને કાયફળ એઓનું ચૂર્ણ ઉના પાણી સાથે ફકાવવું. કિંવા પાવું જેથી હુબકા

આવીને ઉલટી થાય છે. અથવા ગળામાં આંગળી નાંખીને કે એરંડાનું કોમળ નાળ નાંખીને વગર મહેનતે અનાયાસે જ્યાં લગી ઉલટીમાં પિત્ત પડતું દેખાય ત્યાં લગી અથવા જ્યાં લગી પરસેવો થાય અને કફ બિલકુલ દેખાય નહીં ત્યાં લગી સિદ્ધિ ઇચ્છનાર વૈદ્યે ઉલટી કરાવવી. તિમિર નામના આંખના રોગવાળાને ગુલ્મના—ગોળાના રોગવાળાને, પાંડુરોગવાળાને, કૃશ તથા સ્થૂળ—જાડા શરીરવાળાને ઉલટીની દવા આપવી નહી. (પણ તેવાઓના ખાવામાં ઝેર આવેલ હોય તો અથવા અજીર્ણથી પીડા પામતા હોય તો ઉલટી કરાવવી.) ઉલટી માટે મીંઢળનો ઉપયોગ અને રેચ માટે નસોતરનો ઉપયોગ કરવો ઉત્તમ મનાય છે. (વિશેષ ખુલાસા માટે જુઓ વૃદ્ધત્રયી). ૨૧-૨૬

## રેચનો વિધિ.

**मृदुकोष्टः पयो द्राक्षा तुंबी तैलैर्विरच्यते ॥**
**मध्य कोष्टस्त्रि वृत्तिक्ता राज वृक्षैर्विरिच्यते ॥ २७ ॥**

જેનો કુણો કોઠો હોય તેને દુધ, દ્રાખ અને તુંબડીનો ગર્ભ તથા દિવેલ એઓથી રેચ આપવો. જેનો સાધારણ કોઠો હોય તેને નસોતર તથા ગરમાળાના ગોળનો રેચ આપવો અને જેનો આકરો કોઠો હોય તેને થોરનાં દુધનો, દારૂડીનો કે નેપાળા વગેરેનો રેચ આપવો. ૨૭ **અથવા**

**क्रुरः स्नुहीपयोहेम क्षीरी दंती फलादिभिः ॥ २८ ॥**

(ઉપજાતી-છંદ)

**पथ्या विडंगा मलक त्रिजातं कटुत्रिकं पिप्ली मूलमुस्ते ।**
**एतत्समं स्यात्रिगुणा च दंती त्रवद्भवे दष्ट गुणा सिताषट् २९**

संचूर्ण्य सर्वं गुटिकाः प्रकुर्यात्कर्ष प्रमाणा मधुना च साकं ॥
एता प्रभाते मनुजायदद्याज्जलेन शीतेन विरेचनार्थम् ३०

( અનુષ્ટુપ-છંદ )

तावद्विरच्यते जंतुर्यावदुष्णं न सेवते ॥
विषम ज्वर मंदाऽग्नि पांडुकास भगंदरान् ॥ ३१ ॥
दुर्नाम कुष्ट गुल्मांश्च नाशयेदभयाह्वया ॥
गुटिका चेति विख्याता रसायनवरास्मृता ॥ ३२ ॥

હરડે, વાવડીંગ, આમળાં, સુંઠ, મરી, લીંડીપીપર, તજ, તમાલપત્ર, એલચી, પીપરીમૂળના ગંઠોડા અને મોથ એટલાં સરખે ભાગે લેવાં. અને એક ઓષડથી ૩ ગણા શુદ્ધ નેપાળા લેવા અને એક દવાથી આઠગણું નસોતર લેવું અને સાકર છ ગણી લેવી. એ સર્વનું યથાયોગ્ય ચૂર્ણ કરી મધ સાથે ઘુંટીને એક તોલાના વજનથી ગોળીઓ બનાવીને પ્રભાત સમય માણસને ટાઢા પાણી સાથે, રેચ માટે આપવામાં આવે તો તેથી જ્યાં લગી ઉનું પાણી ન પીએ ત્યાં લગી રેચ લાગે છે. વિષમજ્વર, મંદાગ્નિ, પાંડુરોગ, ઉધરસ, ભગંદર, ગુદાના મસા, કોઢ, ગોળો એઓ આ **અભયાદિ મોદક**—ગોળીથી નાશ થાય છે. આ ગોળી ઉત્તમ રસાયન રૂપ ગુણોથી પ્રસિદ્ધ છે. ૨૮-૩૨

पथ्या पिप्पलिका चूर्णं सूक्ष्ममुष्णांबुना पिबेत् ॥
विरेकोयं सदा श्रेष्टः सर्व दोष निवर्हणः ॥ ३३ ॥

હરડે અને લીંડીપીપરનું સૂક્ષ્મ ચૂર્ણ કરીને ઉના પાણી સાથે પીવામાં આવે તો રેચ લાગે છે. આ રેચ હમેશાં

ઉત્તમ છે કેમકે વાતાદિ સર્વ દોષોનો નાશકર્ત્તા છે માટે નિરંતર સેવવો. ૩૩ **અથવા-**

हरीतकी त्रिवृत्कर्षद्वयं शीतेन वारिणा ॥
पिष्ट्वा घृतेन संभर्ज्य कर्षैकां च सितां क्षिपेत् ॥३४॥
पीत्वा विरच्यते शीतजलैः संसिच्य चक्षुषी ॥
सुगंधि किं चिदाघ्राय तांबूलं शीतयेन्नरः ॥ ३५ ॥
सम्यक् विरिच्यते जंतुः कोष्णं नीरं पिबेदनु ॥
वृद्धदारुक चूर्णस्य कर्ष शुंठ्यार्द्ध कर्षकं ॥ ३६ ॥
गुडेन गुटिकां कृत्वा विरेकार्थं प्रयोजयेत् ॥
मेषशृंग्याश्च कर्षैकं किंचित्सैंधवसंयुतं ॥ ३७ ॥
उष्णांबुना पिबेद्रात्रौ प्रातः सुख विरेचनम् ॥
रसं विषंगंधतालं टंकणं दंतिबीजकं ॥ ३८ ॥
त्रिकटु त्रिफला वह्निः समांशं भृंगजद्रवैः ॥
कुर्वंति मरिचाकारां गुटिकां भानु रेचनीं ॥ ३९ ॥
ज्वर गुल्मोदर प्लीह श्वास कास विनाशिनी ॥ ४० ॥

હરડે તથા નસોતર એઓને બે તોલાભાર લઇ ચૂર્ણ કરી ટાઢા પાણી સાથે પીસીને ઘીમાં તળીને એક તોલા ભાર તેમાં સાકર મેળવીને પીવું જેથી રેચ લાગે છે. જેણે રેચની દવા ખાધી હોય તેણે ટાઢા પાણી વડે આંખ્યોને છંટકોરવી, સુગંધી-પુષ્પ અત્તર વગેરે થોડુંક સુંઘવું અને તંબોળ પાનબીડું ખાવું જેથી રેચ સારી રીતે લાગે છે અને જીવ ઘોળાતો નથી. સર્વ પ્રકારના જુલાબમાં ( ઘણે ભાગે ) ઉનું પાણી જ પીવું એવી મર્યાદા છે. **અથવા—**

વરધારો એક તોલો અને સુંઠ ૦॥ તોલો લેઇ એઓનું ચૂર્ણ કરી ગોળમાં ગોળી કરીને રેચ લેવા માટે ઉપયોગમાં લેવી. **અથવા**–મરડાશીંગીના ચૂર્ણને ૧ તોલાભાર લઈને તેમાં સ્હેજ સિંધાલુણ ભેળવીને ઉના પાણીથી રાત્રે પીવામાં આવે તો સુખસમાધીથી પ્રભાતે રેચ લાગે છે. **અથવા**–શુદ્ધ પારો, શુદ્ધ વછનાગ, શુદ્ધ ગંધક, શુદ્ધ હરતાલ શુદ્ધ ફુલાવેલો ટંકણખાર, અને શુદ્ધ નેપાલાની મીંજો, ત્રિકટુ, ત્રિફળા અને ચિત્રામૂળ એઓ સઘળાં સમાન ભાગે લઈને ખાંડીને જળભાંગરાના રસમાં સારી પેઠે ઘુંટીને મરીના જેવડી ગોળીઓ કરવી. આ **ભાનુ રેચની ગુટિકા** તાવ, ગોળો, બરલ, દમ અને ઉધરસ એઓનો નાશ કરનારી છે. ( આ ગોળીનો પાઠ **ઘોડા ચોળી** નામની પ્રક્ષાત ગુટીકાને મળતો જ છે. માત્ર ચિત્રામૂળ વિશેષ હોવાથી નામમાં ફેર પડેલો જણાય છે. ) ૩૪–૪૦ **અથવા**—

**अष्टौ निस्तुषि दंति वीज सकलानशुंठ्यास्त्रयोगंधका ।**
**द्वौ भागौ मरिचाच्च टंकणरसादेकैकभागं पुनः ॥**
**गुंजामात्रमिदं विरेचनकरं देयं च शीतांबुना**
**गुल्माष्ठील महोदरा पहरणं वातापहं दीपनम् ॥ ४१ ॥**

શુદ્ધ કરેલા ફોતરાં વગરનાં નેપાળાનાં બીજ ૮ ભાગ, સુંઠ ૩ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ, મરી, ટંકણ અને શુદ્ધ પારો એ એક એક ભાગ લઇ સર્વને ઘુંટીને તેમાંથી રતિ પ્રમાણ ટાઢા પાણી સાથે રેચ માટે આ દવા આપવામાં આવે તો ગોળો તથા અષ્ઠિલા સહિત ઉદર રોગોને હરે છે. વાયુનો નાશ કરે છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે. ૪૧ **અથવા**–

प्रभात सेवां शितांबु स्नेहाभ्यं गमजीर्णताम् ॥
व्यायामं मैथुनं निद्रां न सेवेत विरेचितः ॥ ४२ ॥

જેણે રેચ લીધો હોય તેણે પવન, ટાઢું પાણી, ઘી તેલ વગેરેનું માલેસ, અજીર્ણ થનારી વસ્તુ, કસરત, મૈથુન અને દિવસે સુવું એટલાંનો અવશ્ય ત્યાગ કરવો. ૪૨

जघन्य मध्य प्रवरे तु वेगाश्चत्वार इष्टावमने षडष्टौ ॥
दशैव ते द्वित्रिगुणा विरेके प्रस्थस्तथा स्या द्वि चतुर्गुणाश्च ४३

દશ વાર રેચ લાગીને છેવટ કફ પડે તે રેચની કનિષ્ટ માત્રા કહેવાય. વીશ વાર રેચ લાગીને છેવટ કફ પડે તે મધ્યમ માત્રા કહેવાય છે અને ત્રીશ વખત રેચ લાગી છેવટ કફ પડે તે ઉત્તમ માત્રા કહેવાય છે (પણ હાલ એ મર્યાદાને માન ન આપવું કેમકે શરીરના તેવા બાંધા નથી માટે દેશકાળ બળ જોઈને રેચની સંખ્યા માનવી.) ઉલટીમાં છેવટે પીત્ત પડે એવી વેગ ૪ આવે તે કનીષ્ટ, ૭ વેગ આવે તે મધ્યમ અને ૮ વેગ આવે તેને ઉત્તમ માનેલ છે. રેચ, ઉલટી અને લોહી કાહાડવામાં પ્રસ્થ આવે ત્યાં ૬૪ તોલાના બદલે ૨૬ તોલાનો માનવો એવી મર્યાદા છે. ૪૩

### ઔષધ સંજ્ઞા.

कृत्वा पाकं मलानांयद्भित्वा बंध वधो नयेत् ॥
तच्चानुलोमनं ज्ञेयं यथा प्रोक्ता हरीतकी ॥ ४४ ॥
श्लिष्टं कोष्टे मल मधो नयति स्वं सनं तु तत् ॥
बद्धाबद्धं मलान्भित्वा पाययेद्भेदनं च तत् ॥ ४५ ॥

पक्वापक्वंमलं चाधो द्रवता तद्विरेचनं ॥
स्थाना दूर्ध्वमधोवाद्यं नयेद्वा मलसंचयं ॥ ४६ ॥
शोधनं तद्धि विज्ञेयं देवदालीफलं यथा ॥
मलानुन्मूलये च्छिलष्टान्बलात्तच्छदनं स्मृतं ॥ ४७ ॥
विशोष्यो लेखयेद्धातून्मलान्वातद्धि लेखनं ॥
ग्राहिस्मृतं दीपनं यत्पाचनं द्रव्य शोषकं ॥ ४८ ॥
यज्जरा व्याधि विध्वंसि भेषजं तद्र सायनं ॥
देहस्य सूक्ष्मच्छिद्रेषु विशेद्यत्सूक्ष्म मुच्यते ॥ ४९ ॥
पाकं यात्यखिलं देहं व्याप्य यत्तद्वयवायि च ॥
संधिवंधांस्तु शिथिलान्यत्करोति विकसितत् ॥ ५० ॥
बुद्धिलुंपति यद्रव्यं मदकारि तदुच्यते ॥
निरस्यति बहिर्दोषान्स्ववीर्येण प्रमाथितत् ॥ ५१ ॥
पैच्छिल्याद्गौरवा द्रव्यं रुद्ध्वा रस वहाः सिराः ॥
धत्ते यद्गौरवं देहे तद भिष्पंदि कथ्यते ॥ ५२ ॥
स्त्रीषु हर्षो भवेद्यस्मा द्रव्याद्वाजिकरं च तत् ॥
सूक्ष्म छिद्रं विशेद्रव्यं शुक्रलं शुक्रवर्धनं ॥ ५३ ॥

જે ઔષધી મળોને પચાવીને વાયુના બંધને ભેદીને નીચે નાખે છે તે ઔષધીને અનુલોમ જાણવી. જેમ હરડે કોઠામાં ચોટી ગએલા પદાર્થને મળ સાથે મેળવી દે તેને ભેદન ગુણવાળી જાણવી (જેમ કડુ) જે ઔષધી પાકા અગર કાચા મળ વગેરેને દ્રવરૂપ કરી નાખે એઓને મળદ્વાર માટે બાહાર પાડે તે રેચન કહેવાય છે. (જેમ

નસોતર. ) જે **ઔષધી** પોતાના સ્થાનથી ઉપરના ભાગમાંથી કે નીચેના ભાગમાંથી મળના સંચયને મુખ કે ગુદાદ્વારા બાહાર પાડે છે તે **સંશોધન** ગુણવાળી કહેવાય છે, જેમ કુકડવેલાનું ફળ. જે ઔષધી શરીરમાં કોઠામાં ચોટી ગયેલા મળાદિ દોષોને બળાત્કારથી ઉખેડી નાખે તે **છેદન** ગુણવાળી કહેવાય છે, ( જેમ જવખાર. ) જે ઔષધી શરીરના ધાતુઓને તથા મળોને શોષણ કરી પાતળાં કરે તે **લેખન** કહેવાય છે. ( જેમ અતિવિષ. ) જે ઔષધી કાયાને પકવે, જઠરાને તેજ કરે અને ગરમપણાને લીધે દ્રવને સુકવે તે **ગ્રાહી** કહેવાય છે. ( જેમ સુંઠ–જીરૂં ) જે ઔષધી જરાનો અને રોગનો નાશ કરે તે **રસાયન** કહેવાય છે. ( જેમ હરડે ). જે ઔષધી દેહના ઝીણા છીદ્રોમાં પ્રવેશ કરી જાય તે **સૂક્ષ્મ** કહેવાય છે. જે ઔષધી પ્રથમ આખા શરીરમાં વ્યાપ્ત થઈને પછી પાક અવસ્થાને પામે તે **વ્યવાયી** કહેવાય છે. ( જેમ ભાંગ ). જે ઔષધી (આખા શરીરમાં રહેલા વીર્યો પૈકી ઓજને શોષીને ) શરીરના સાંધાઓના બંધોને ઢીલા કરી નાખે છે તે **વિકાશી** કહેવાય છે. ( જેમ સોપારી ). જે ઔષધી ( વિશેષ તમોગુણ દાતા અને ) બુદ્ધિનો નાશ કરનાર હોય તે **માદક** કહેવાય છે. ( જેમ દારૂ ). જે ઔષધી પોતાના પરાક્રમથી પ્રવેશ કરીને દોષોના સંગ્રહને તોડી નાખે છે તે **પ્રમાથિ** કહેવાય છે. ( જેમ વજ ), જે ઔષધી રસને વહેવા વાળી, નસોને ચીકાસપણાથી અને ગૌરવતાથી રોકીને શરીરને ગૌરવતાવંત કરે છે તે **અભિષ્યંદી** કહેવાય છે. ( જેમ–

દહીં.) જે ઔષધના સેવનથી સ્ત્રીઓ સાથે સંભોગ કરવામાં હર્ષ થાય તે **વાજીકરણ** કહેવાય છે. (જેમ આસગંધ) અને જે ઔષધી શરીરના ઝીણા છિદ્રોને વિષે સૂક્ષ્મતાથી પ્રવેશ કરી વીર્યને વધારે તે **શુક્રલ** કહેવાય છે. (જેમ કૌચાં-દુધ.) ૪૪-૫૩

## સ્વરસ, ક્વાથ, કલ્ક, હિમ અને ફાંટ વગેરેનાં ભેદ અને લક્ષણો સહ ગુણો.

**स्वरसः क्वाथ कल्कौ च तथा च हिम फांटकौ ॥**
**कषायाः पंच विज्ञेया लघवः स्युर्यथोत्तरं ॥ ५४ ॥**
**आर्द्र द्रव्य समुत्पन्नो रसो यः स्वरसो मतः ॥**
**आदाय शुष्क द्रव्यं वा स्वरसानाम संभवे ॥ ५५ ॥**
**जलेष्ट गुथि ते साध्यं पाद शेषं तु गृह्यते ॥**
**स्वरसस्य गुरुत्वाचपलमर्द्धं प्रयोजयेत् ॥ ५६ ॥**
**निःशोषितं चाग्निसिद्धं पलमात्रं प्रयोजयेत् ॥**
**मधु श्वेता गुड क्षार जीरक लवणं तथा ॥ ५७ ॥**

સ્વરસ, કવાથ, કલ્ક, હિમ અને ફાંટ એ પાંચ એક પછી એક-ક્રમવાર હલકા છે એટલે સ્વરસથી કવાથ હલકો છે. લીલા પદાર્થમાંથી પાણીનો મેલાપ થયા વિના જે રસ પ્રકટ થએલો હોય તેને સ્વરસ માનેલ છે, જ્યારે લીલો પદાર્થ ન મળે ત્યારે તે પદાર્થ સુકો લઈ તેનો આઠ ગણા દ્રવથી ચોથો ભાગ અવશેષ રહે તેવો કવાથ કરી જે ગ્રહણ કરવો. સ્વરસ ભારે છે માટે બે તોલા જ પીવાના ઉપયોગમાં લેવો અને સુકાયલા પદાર્થનો કવાથ અગ્નિવડે

સિદ્ધ કરેલો હોય તે ચાર તોલા લેવો; કેમકે તે સ્વરસ કરતાં હલકો છે. સ્વરસમાં જો મધ, ખાંડ–સાકર, ગોળ, ક્ષાર, જીરૂં, લૂણ, ઘી, તૈલ અને ચૂર્ણ નાખવાના હોય તો ૧ ટાંક (૪૮ ચણોઠીભાર) નાખવાં. ૫૪–૫૭

घृतं तैलं च चूर्णादीन् कोल मात्रं रसे क्षिपेत् ॥
द्रव्य मार्द्रं शिला पिष्टं शुष्कं वा सजलं भवेत् ॥ ५८ ॥
कल्कः स एव विज्ञेय स्तन्मानं कर्षसंमितं ॥
कल्के मधु घृतं तैलं देयं द्विगुण मात्रया ॥ ५९ ॥

લીલા ઔષધને છીંપરથી વાટીને અને સુકું હોય તો તેમાં પાણી નાખીને વાટીને ચટણી જેવી લુગદી કરવામાં આવે તે કલ્ક કહેવાય છે. કલ્કની માત્રા એક તોલાભારની છે. જો કલ્કમાં મધ, ઘી અને તૈલ વગેરે નાખવાં હોય તો બમણાં નાખવાં, સાકર તથા ગોળ નાંખવાં હોય તો સરખા ભાગે નાખવાં, દ્રવ નાખવો હોય તો ચોગણો નાખવો અને પાણી સોળગણું નાખવું. ૫૮–૫૯

सिता गुडं समं दद्याद्द्रवोदेयं चतुर्गुणः ॥
पानीयं षोडशगुणं क्षुण्णं द्रव्यं पलं क्षिपेत् ॥ ६० ॥
मृत्पात्रे क्काथयेद्ग्राह्य मष्ट मांशावशेषितं ॥
तज्जलं पाययेद्धीमान्क्वाथो मृद्वग्निसाधितः ॥ ६१ ॥
सृतः क्काथः कषायश्च निर्यूहः स निगद्यते ॥
वृद्धवैद्योपदेशेन पिबेत्क्काथः पलंद्वयम् ॥ ६२ ॥
जीरकं गुग्गुलं क्षारं लवणं च शिलाजतु ॥
हिंगु त्रिकटुकं चैव क्काथे शाणोन्मितं क्षिपेत् ॥ ६३ ॥

**क्षीरं घृतं गुडं तैलं मूत्रं चान्य द्रवं तथा ॥**
**कल्कं चूर्णादिकं क्वाथो निक्षिपेत्कर्ष सम्मितं ॥ ६४ ॥**

સારી પેઠે ખાંડેલા ચાર તોલા ભાર ઓષડમાં ૧૬ ગણું પાણી નાખી માટીના વાસણમાં મંદાગ્નિવડે ઉકાળવું અને આઠમે ભાગે બાકી રહે ત્યારે ઉતારી ગ્રહણ કરવું. તે પાણી થોડું ઉનું હોય તે વખતે પાવું. એને કવાથ, શૃત; કષાય અને નિર્યૂહ કહે છે. વૃદ્ધ વૈદ્યોનો ઉપદેશ છે કે કવાથ ૮ તોલા પીવો. કવાથથી અંદર જીરૂં, ગુગળ, ક્ષાર, લૂણ, શિલાજીત, હિંગ અને ત્રિકટુ વગેરે નાખવાં હોય તો એક ટાંકભાર નાખવાં અને દુધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર, તથા અન્ય દ્રવો અને કલ્ક ચૂર્ણાદિ કવાથમાં નાખવાં હોય તો એક તોલાભાર નાખવાં. ૬૦–૬૪

**क्षुण्णे द्रव्य पलं सम्यक् पड्भिर्नीर परि प्लुतं ॥**
**निःशोषितं हिमं तत्स्यात्तन्मानं च पलद्वयं ॥ ६५ ॥**

ચાર તોલાભાર ઔષધને સારી પેઠે કુટીને કે વાટીને ચોવીશ તોલાભાર પાણીમાં પલાળી આખી રાત એમને એમ રહેવા દેઈ સવારે લઈ લેવું તેને હિમ ( અથવા શિતકષાય ) કહે છે. એ હિમની પીવામાં આઠ તોલાભારની માત્રા લેવા કહેલ છે. ૬૫

**क्षुण्णे द्रव्य पले सम्यक् जल मुष्णं विनिक्षिपेत् ॥**
**मृत्पात्रे कुडवोन्मानं ततस्तुस्त्रावयेत्पटात् ॥ ६६ ॥**
**तस्याच्चूर्णद्रवः फांटस्तन्मानं द्विपलोन्मितं ॥**
**सिता मधु गुडादींस्तु क्वाथवत्तत्र निःक्षिपेत् ॥ ६७ ॥**

સારી પેઠે ચૂર્ણ કરેલા ચાર તોલાભાર ઓષડને માટીના વાસણમાં નાખી તેમાં સોળ તોલાભાર ઉનું પાણી નાખીને પછી તેને કપડાથી ગાળી લેવામાં આવે તેને ચૂર્ણનો રસફાંટ કહે છે. ફાંટની માત્રા ૮ તોલાભાર છે. તેમાં સાકર, મધ કે ગોળ નાખવાં હોય તો કવાથ કહેલા તોલ પ્રમાણે જ નાખવાં. ૬૬–૬૭

**पुटपाकस्य कल्कस्य स्वरसो द्विपलःस्मृतः ॥**
**सम्यक् पिष्टस्य कल्कस्य चतुः पलमितस्य च ॥ ६८ ॥**
**विधाय गोलं संवेष्ट्य वटजंब्वादिपत्रकैः ॥**
**मृदा लेपं भिष कुर्यात्पश्चाच्चांगुष्ठ मात्रकम् ॥ ६९ ॥**
**आतपेशुष्कमादाय दहेत्तं गोमयाग्निना ॥**
**अंगार वर्णिकं दृष्ट्वा ततो वन्हेः समुद्धरेत् ॥ ७० ॥**
**वस्त्रनिष्पीडितस्तस्माद्रसो ग्राह्यो मनीषिभिः ॥**
**कल्क चूर्ण द्रवाद्यास्तु देयाः स्वरसवद्बुधे ॥ ७१ ॥**
**पुटपाकस्य पाकोयं बहिरारक्त वर्णता ॥ ७२ ॥**

ચટણી જેવા કલ્કને પુટપાકથી પકવીને નીચોવી કાહાડેલા સ્વરસની માત્રા ૮ તોલાભારની છે. અર્થાત્ સારી પેઠે છીપર ઉપર વાટેલી ચટણી રૂપ ઓષડોની લુગદી સોળ તોલાભાર લઈ તેને ગોળો કરી તે ઉપર વડનાં કે જાબુડા વગેરેનાં પાંદડાં વીંટીને પછી તે ઉપર માટીનો આંગળી જેટલો જાડો લેપ કરવો. પછી તડકે સુકવીને તે ગોળાને ગાયના છાણાના કે અડાયા છાણાના અગ્નિમાં પકવવો. જ્યારે અગ્નિના વર્ણ સરખો લાલ થઈ જાય ત્યારે

બાહાર કાહાડીને ટાઢો કરી પછી માટી વગેરે કાહાડી નાખીને અંદરના ગોળાને કપડામાં ઘાલીને નીચોવી લેવાથી જે રસ નીકળે તે પુટપાક કહેવાય છે. આ પ્રમાણે વૈદ્યવરોએ એ સ્વર સંગ્રહ કરવો. કલ્ક, ચૂર્ણ કે દ્રવ આદિ પદાર્થો નાખવા હોય તો પ્રથમ કહેલા સ્વરસની પેઠે જ વિદ્વાન વૈદ્યોએ નાખવા. આ પુટપાકમાં પુટનો અને કલ્કનો પાક બાહારથી રાતા વર્ણનો થાય તેને જ પુટપાક કહે છે. ૬૮—૭૨

## યવાગૂ, પેયા અને મંડનો વિધિ.

यवागूः षड्गुण जले सिद्धा स्यात्कृशराधना ॥
तंदुलैर्मुद्गमाषैश्च तिलैर्वा साधिता हिता ॥ ७३ ॥
बिलेपी धन सिक्था स्यात्सिद्धा नीरे चतुर्गुणे ॥
चतुर्दशगुणे नीरे सिद्धा पेया द्रवाधिका ॥ ७४ ॥
यूषःकिंचिद्घनोज्ञेयो द्रवो मंडस्त्वसिक्थकः ॥
धान्य त्रिकटु सिंधुत्थयुक्तो मुद्गने संयुतः ॥ ७५ ॥

ધાન્યને છ ગણા પાણીમાં પકાવતા ઘાટી કણીઓ રહે અને થોડું થોડું પાણી પચપચ્યા કરતું દેખાય તેને યવાગૂ–ખીચડી કહે છે. તે ખીચડી ચોખા મગની અથવા ચોખા ને અડદની દાળની કિંવા ચોખા ને તલની બનાવવી. તે જ્વર રોગીને માટે હિતકારી છે. ચોખાને ચોગણા પાણીમાં સારી પેઠે પકવતાં દાણા પોચા અને ઘાટા રહે તથા પાણી પચપચતું ન જણાય ત્યારે વિલેપી થાય છે. ચૌદગણા પાણીમાં ( રાતા ચોખા વગેરે ધાન્યો પકાવીને

અધિક દ્રવવાળી (અને થોડી કણીઓવાળી જે રાબડી કરવામાં આવે તે) પેયા કહેવાય છે. અને જે યૂષથી કાંઈક જાડો–ઘાટો દ્રવ હોય અર્થાત્ ચૌદગણા પાણીમાં સારી રીતે પકાવેલા ચોખાનો કણિયોથી રહિત જે રસ થાય તે મંડ કહેવાય છે. ત્રિકટુ અને સિંધાલુણ સહિત મંડનો ઉપયોગ કરવો. અથવા મગ ચોખા વગેરે ધાન્યનો ઉપયોગ કરવો. ૭૩–૭૫

## ચૂર્ણનો વિધિ.

**शुष्कं द्रव्यं सुपिष्टं य चूर्णं स्याद्वस्त्रगालितं ॥**
**चूर्णे गुडः समोदेयः शर्करा द्विगुणा भवेत् ॥ ७६ ॥**

સારી પેઠે સુકાએલા પદાર્થને ખૂબ ખાંડીને લુગડાથી ગાળી લેવામાં આવે તે ચૂર્ણ કહેવાય છે. એ ચૂર્ણમાં ગોળ મેળવવા લખ્યું હોય તો સરખે ભાગે લેવો અને સાકર મેળવવા લખ્યું હોય તો બમણી લેવી. ચૂર્ણને દ્રવોમાં ઘોળીને પીવું હોય તો દ્રવો ચૂર્ણથી ચોગણા લેવા. ૭૬

## અનુપાનનો ગુણ.

**पिबेच्चतुर्गुणै रेवचूर्णं मालोडितं द्रवैः ॥**
**यथा तैलं जले प्राप्तं क्षणेनैव प्रसर्पति ॥ ७७ ॥**

જેમ પાણીમાં તેલનું ટીપું નાખવાથી તે થોડું તેલ છતાં બોહાળા પાણી ઉપર એકદમ ફેલી જાય છે તેમ અનુપાનના બળથી થોડું ઔષધ છતાં આખા અંગમાં

ફેલી જાય છે, માટે પ્રત્યેક ઔષધ અનુપાન સહિતજ સેવન કરવું. ૭૭

## અવલેહ વિધિ.

अनुपान बला दंगे तथा सर्पति भेषजं ॥
काथादेर्यत्पुनः पाकाद्ध नत्वं सा रसक्रिया ॥ ७८ ॥
सोवलेहश्च लेहश्च तन्मात्रास्यात्पलोन्मिता ॥
सिता चतुर्गुणा कार्या चूर्णाच्च द्विगुणो गुडः ॥ ७९ ॥
द्रवं चतुर्गुणं दद्यादिति सर्वत्र निश्चयः ॥
लेहस्य तंतुमत्राशुमज्जनं सरणं न च ॥ ८० ॥

ક્વાથાદિનો રસ વિધિ સહિત ફરી આંગળી ઉપર ચઢી શકે તેવો જાડો થતાં લગી પકાવવામાં આવે તેને રસક્રિયા અવલેહ-લેહ, કહે છે. અવલેહની માત્રા ચાર તોલાભારની છે. એ અવલેહમાં સાકર નાખવી હોય તો ચોગણી નાખવી અને ચૂર્ણ તથા ગોળ બમણો નાખવો. તેમજ દ્રવ ચોગણો નાખવો એવો સર્વત્ર નિશ્ચય છે. અવલેહમાં જ્યારે ચાસણી જેવા તાર નીકળવા માંડે અને પાણીમાં નાખવાથી ડુબી જાય તથા વિખરે નહી ત્યારે પક્વ થએલો જાણવો. ૭૭-૮૦

## સ્નેહ પાકનો પ્રકાર.

घृतस्य फेनोपशमस्तैलस्य च तदुद्भवः ॥
नागौक्षिप्तंसशब्दंस्यात्कल्कोवर्तित्वमाप्नुयात् ॥ ८१ ॥
एवं सम्यग्भिष ग्विद्यात्यात्पाकं तु घृततैलयोः ॥
स्नेहपाकस्त्रिधा प्रोक्तो मृदु मध्य खरस्तथा ॥ ८२ ॥

नस्यार्थं स्यान्मृदुः पाको मध्यमस्सर्व कर्मसु ॥
अभ्यंगार्थं स्वरः प्रोक्तो युज्या देयं यथोचितं ॥ ८३ ॥
घृत तैल गुडा दींस्तु साधयेनैव वासरे ॥
दग्धः पाको दाह कृत्स्यादामपाकेग्नि मांद्यकृत् ॥ ८४ ॥
कल्काच्चतुर्गुणः स्नेहः स्नेहात्काथश्चतुर्गुणः ॥
दुग्धे दधि रस तक्रे कल्को देयोष्टमांशकः ॥ ८५ ॥
कल्क हीनश्चयः स्नेहः स साध्यः केवले द्रवे ॥ ८६ ॥

ઘીમાં ફીણ સમી જાય ત્યારે અને તેલમાં ફીણ આવે ત્યારે તથા અગ્નિમાં નાખતાં શબ્દ ન કરે ત્યારે તેમજ પાક કરતાં કલ્ક આંગળીથી ચોળતાં દીવટ જેવો થઈ જાય ત્યારે સ્નેહનો બરાબર પાક થયો જાણવો. આ પ્રમાણે વૈદ્યે ભલા પ્રકારે ઘી તેલનો પાક જાણવો. સ્નેહ પાકના ત્રણ પ્રકાર કહેલા છે એટલે મૃદુ, મધ્ય અને ખર એમ ત્રણ ભેદ છે. નાકમાં ટીપા પાડવાના કામમાં મૃદુ પાક ઉપયોગી છે, સર્વ કાર્યમાં મધ્યમ પાક ઉપયોગી છે અને શરીર ઉપર ચોળવાના કામમાં ખરપાક ઉપયોગી છે માટે તેની યોગ્ય પ્રકારે યોજના યોજવી. ગોળ, ઘી, તેલ, વગેરેને એક દિવસમાં પકાવવાં યોગ્ય છે નહીં તો તેઓનો પાક દગ્ધ થઈ જાય છે તેથી તે પાક બળતરા કરનાર થાય છે અને જો કાચો રહી જાય તો અગ્નિની મંદતા કરે છે. કલ્કથી સ્નેહ ચારગણું અને સ્નેહથી કવાથ ચોગણો લેવો તથા દુધ-દહી-રસ-છાશ એઓમાં અષ્ટમાંશ કલ્ક નાખવો. જો કલ્કથી રહિત સ્નેહ હોય તો તે કેવળ દ્રવ પદાર્થથી જ કરવું, એવી સંપ્રદાય છે. ૮૧-૮૬

## બસ્તિકર્મનો પ્રકાર.

द्विधा बस्तिः परिज्ञेयो निरुहश्चानुवासनः ॥
तैलक्षीर कषायैर्योनिरूहः सो हि कथ्यते ॥ ८७ ॥
स्नेहैर्यो दीयते यस्मादनुवासन संज्ञकः ॥
बस्तिभिर्दीयते यस्मात्तस्मा द्वस्ति रिति स्मृतः ॥ ८८ ॥
पूर्वं वस्ति निरुहाख्यस्ततः स्यादुत्तराभिधः ॥
अनुवासन भेदैश्च मात्रा वस्ति रुदीरितः ॥ ८९ ॥
मात्रा पलद्वयं तस्य तस्मादर्धापि वा भवेत् ॥
आ स्थाप्या नानुवास्याः स्युर जीर्णोन्मादतृड्युताः ॥९०॥

મુખ્ય બે પ્રકારની બસ્તિ કહેલ છે. નિરૂહ બસ્તિ અને અનુવાસન બસ્તિ. તેમાં જે બસ્તિ–પિચકારીમાં તેલ, દુધ અને કવાથ ભેગાં કરીને ગુદામાં પિચકારી દેવામાં આવે તે નિરૂહ બસ્તિ કહેવાય છે. અને ઘી કે તેલ વગેરેની પીચકારી દેવામાં આવે તે અનુવાસન બસ્તિ કહેવાય છે. મૃગ આદિના મૂત્રાશય બસ્તિની કોથળી રૂપ સાધનથી પિચકારી મારવામાં આવે છે. માટે પિચકારીનું નામ બસ્તિ કહેવાય છે. પેહેલાં નિરૂહ બસ્તિ દેવી પછી ઉત્તર બસ્તિ આપવી. માત્રા બસ્તિ એ અનુવાસન બસ્તિનો જ એક ભેદ છે. માત્રા બસ્તિમાં ઘી વગેરેની માત્રા આઠ તોલાભારની કરવી અથવા ચાર તોલાભારની કરવી. અજીર્ણવાળાને, ઉન્માદરોગવાળાને અને તરશથી પીડાએલાને બસ્તિ આપવી નહી. ૮૭–૯૦

## ફળવર્તિનો પ્રકાર.

घृताभ्यक्ते गुदेक्षेप्याः श्लक्ष्णः सांगुष्ठसन्निभाः ॥
मल प्रवर्तिर्विफलं फलवर्तिश्च सा मृता ॥ ९१ ॥

ઝાડો લાવવાના માટે ગુદામાં ઘી ચોપડીને રોગીને અંગુઠા જેવડી જાડી અને ચીકણી દીવટ ખોસવામાં આવે તેને વૈદ્યો ફળવર્તિ કહે છે. ૯૧

## નસ્ય-નાસનો વિધિ.

नासाया मौषधं दत्तं नस्यं तत्कथ्यते बुधैः ॥
द्विविधं प्रोच्यते नस्यं स्नेहनं रेचनं तथा ॥ ९२ ॥

स्नेहनं बृंहणं ज्ञेयं रेचनं कर्षणं मतं ॥
कफ पित्ता निलोद्रेके पूर्वे मध्या पराह्णिके ॥ ९३ ॥
विद्धस्य गृह्य तेनस्यं रात्रा वाप्युत्कटे गदे ॥
रेचनं तीक्ष्ण भैषज्यं सिद्धैः स्नेहैस्तथा रसैः ॥ ९४ ॥

नासिका रंध्रयो रष्टौ षट् चत्वारिद्विर्बिंदवः ॥
प्रत्यकं रेचने योज्या मुख्य मध्यांतु मात्रया ॥ ९५ ॥
अव पीडयः प्रधमनं द्वौ भेदौ च परौ स्मृतौ ॥
निष्पीडित तीक्ष्ण द्रव्या द्रसो यः सोवपीडकः ॥ ९६ ॥
तीक्ष्णं चूर्णं धमेद्वत्क्रवातैः प्रधमनं हि तत् ॥
अत्यंतोत्कट दोषेषु विसंज्ञेषु च दीयते ॥ ९७ ॥

ऊर्द्धजत्रु गते रोगे रेचनं स्वरसं क्षये ॥
नस्यं स्यादूगुडशुंठीभ्यां पिपल्या सैंधवेन च ॥ ९८ ॥

तेनाशु शममायांति कर्णनासा शिरोगदाः ॥
अर्शश्चप्रतिमर्शश्चद्वौ भेदौ स्नेहनौ मतौ ॥ ९९ ॥
मर्शस्यर्पणी मात्रा मुख्या शाणैःस्मृताष्टभिः ॥
मध्यमाच्च चतुः शाणैर्हीना शाण द्वयोन्मिता ॥१००॥
एकैक स्मिंस्तु मात्रेयं देया नासा पुटे बुद्धैः ॥
प्रति मर्शस्य मात्रा तु बिंदुद्वयसमायुता ॥ १ ॥
स्नेहे पर्वद्वयं सम्यक्तर्जन्या श्चोध्धृतं ततः ॥
सर्वबिंदुस्तु सा ज्ञेया मात्रेयं बिंदुसंमिता ॥ २ ॥
एवंबिंदुभिरष्टाभिः शाणोनिगदितो बुधैः ॥
एकोदेयो नस्यमर्शे प्रतिमर्शे द्विबिंदुकः ॥ ३ ॥
प्रभाते दंतकाष्ठांते सायं वा नस्यमाचरेत् ॥
वमनां ते तथा सायं प्रतिमर्शं प्रयोजयेत् ॥ ४ ॥
उत्तान शायिनं वस्त्राच्छादिता स्यं सुनिश्चलं ॥
समुन्नमित नासाग्र वैषो नस्येन योजयेत् ॥ ५ ॥
पंच सप्त दशैवस्युर्मा नवानस्य धारणेः ॥
वाम दक्षिण पार्श्वाभ्यां निष्ठी वेत्सन्मुखं नहि ॥ ६ ॥

નાકથી ગ્રહણ કરાવવાનું જે ઓષડ હોય તેને વિદ્વાનો નસ્ય કહે છે. એ નસ્યના બે ભેદ છે; એટલે સ્નેહન અને રેચન એવા બે ભેદ છે. જે નસ્યથી અંદરના ભાગના પદાર્થોને ભરતી કરવામાં આવે તે સ્નેહન નસ્ય કહેવાય છે અને જે નસ્યથી અંદરના પદાર્થોને ઓછા કરવામાં

આવે તે રેચન નસ્ય કહેવાય છે. કફ મટાડવો હોય તો દિવસના પ્રથમ ભાગમાં નસ્ય દેવું. પિત્ત મટાડવું હોય તો મધ્યાન સમય નસ્ય દેવું અને વાયુ મટાડવો હોય તો દિવસના પાછલા પોહોરે નસ્ય દેવું. જો ભયંકર દરદ હોય તો રાત્રિના વખતમાં પણ નસ્ય દેવું. તીક્ષ્ણ તેલોથી કે તીક્ષ્ણ ઔષધોમાં પકાવેલાં સ્નેહોથી ( કવાથોથી ) કે રસોથી રેચન નસ્ય દેવું. નાસિકાના બે છિદ્રોમાં પ્રત્યેકમાં રેચન નસ્ય દેવું. પ્રત્યેક છિદ્રમાં આઠ આઠ ટીપાં નાખવાં એ કનિષ્ટ માત્રા કહેવાય છે. એ રેચન નસ્યના બે ભેદ છે એટલે અવપીડન અને પ્રધમન એવા બે પ્રકાર છે. જેની સાથે તીક્ષ્ણ પદાર્થો મેળવ્યા હોય એવાં ઓષડોનો કલ્ક કરી તેને નીચોવીને રસ કાહાડવામાં આવે તે અવપીડન અને ( છ આંગળની બે મોહોડાંવાળી ભુંગળીમાં ૪૮ રતિ ભાર તીક્ષ્ણ ચૂર્ણ ભરી મોહોડાની ફુંકથી તે ચૂર્ણને નાકમાં ચઢાવી દેવું એ પ્રધમન કહેવાય છે. એ પ્રધમન નસ્ય અત્યંત કોપ પામેલો દોષોવાળા રોગોમાં અને બેશુદ્ધ-વાળાને ધીરવૈદ્યોએ પ્રધમન નસ્ય દેવું. રેચન (અને સ્નેહન) નસ્ય ડોકની હાંસડીથી ઉપરના ભાગમાં થયેલા રોગોમાં, કફના સ્વરભંગમાં સુંઠના ચૂર્ણને તથા ગોળને ભેગાં કરીને અથવા પીપરને તથા સેંધવને પાણીમાં વાટીને તેથી નસ્ય આપવામાં આવે તો તુરત નાકના, કાનના અને માથાના રોગો શમી જાય છે. સ્નેહન નસ્યના પણ બે ભેદ માને છે એટલે મર્શ અને પ્રતિમર્શ એ બે પ્રકાર છે. તર્જની આંગળીથી આઠ ટીપાં પાડવાથી જે માત્રા થાય તે શાણ

કહેવાય છે. એ શાણના વજન ઉપરથી જે સ્નેહન નસ્ય દેવામાં આવે તે મર્શ કહેવાય છે. ભરતી કરવાના નસ્યની એવા આઠ શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો મર્શની ઉત્તમ માત્રા સમજવી. ચાર શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો તે મધ્યમ માત્રા અને બે શાણની માત્રા એક એક નાકમાં નાખવામાં આવે તો કનિષ્ઠ માત્રા સમજવી. તર્જની આંગળીને સ્નેહમાં તેના બે આંકા ડુબે ત્યાં લગી બોળી કાહાડી લેતાં આંગળીમાંથી જે ટીપાં પડે તે ટીપાંરૂપ માત્રા કહેવાય છે. એવી રીતનાં આઠ ટીપાંઓથી શાણ નામની માત્રા થાય છે, કે જેનો મર્શ નામના નસ્યમાં ઉપયોગ કરવામાં આવે છે. નાકનાં દરેક ફોરણામાં સ્નેહનું એક એક ટીપું નાખવામાં આવે.તે મર્શ નસ્ય અને દરેક ફોરણામાં બે બે સ્નેહનાં ટીપાં નાખવામાં આવે તે પ્રતિમર્શ કહેવાય છે. પ્રભાતમાં, દાંતણ કર્યા પછી સાયંકાળમાં અને વમન કર્યા પછી પ્રતિમર્શ નસ્ય દેવું. નસ્ય લેનારને સીધો અને ચત્તો સુવાડીને ( માથાને સ્હેજ ઝુલતું રાખીને ) આંખ્યો ઉપર વસ્ત્ર ઓઢાડીને અને નિશ્ચળ રોગીની નાકની અણી ઊંચી કરીને વૈદ્યે નસ્ય દેવું. પાંચ, સાત અથવા દશ ( ગુરૂ અક્ષર બોલીએ તેટલો વખત ) નસ્યની માત્રાને ધારણ કરવી. પછી બેઠા થઈને નાકમાંથી મોહોડામાં આવેલા દ્રવને જમણે કે ડાબે પડખે થુકી નાખવો પણ સન્મુખ થુકવો નહી. નસ્ય લીધા પછી સો ગુરૂ અક્ષર બોલીયે તેટલા વખત લગી નિદ્રા ન લેતાં ચત્તાજ સુઈ રહેવું. ૯૨-૧૦૬

## ધૂમ પાનનો વિધિ.

नस्यांते वाक्शतंतिष्ठेत्मोत्ता नस्त्यक्तनिद्रकः ॥
जत्रूर्द्ध्वं कफवातोत्थविकाराणाम जन्मने ॥ ७ ॥
उच्छेदाय च जातानां पिबेध्धूम सदात्मवान् ॥
स्निग्धो मध्यः सतीक्ष्णश्च वाते वातकफे कफे ॥ ८ ॥
न योज्यो मेह तिमिरे रक्त पित्तोदरेषु च ॥
धूमो काले तिपीतो वा तत्र शीतो विधिर्हितः ॥ ९ ॥
मुखे नैवोद्वमेध्धूमं नासायां ताद्विघात् कृत् ॥
स्निग्धे धूमे प्रयोज्यानि द्रव्याण्य गुरु गुग्गुलुः ॥१०॥
मुस्तास्थौणेयशैलेय नल दोशीर वालुकम् ॥
वरी सकौंती मधुकं विल्व मंज्जैल वालुकम् ॥ ११ ॥
श्रीवेष्टकं सर्जरसोध्मामकं मदनं प्लवं ॥
शल्लकी कुंकुमं माषा यवाः कुंद रुकंतिलाः ॥ १२ ॥
स्नेहः फलानां साराणां मेदो मज्जा वसाघृतं ॥
शमने शल्लकी लाक्षा पृश्निका कमलोत्पलम् ॥ १३ ॥
न्यग्रोधोदुंबराश्वत्थप्लक्षरोध्रत्वचः सिता ॥
यष्टी मधु सुपर्णत्वक् पद्मकं रक्त यष्टिका ॥ १४ ॥
गंधाश्वा कुष्ट तगरा तीक्ष्णा ज्योती निशाचवै ॥
दशमूलम मोह्वालं लाक्षा श्वेता फलत्रयं ॥ १५ ॥
गंध द्रव्याणि तीक्ष्णानिगणो मूर्द्ध विरेचनः ॥
शराव संपुटे छिद्रे नाडी तस्य दशांगुलाम् ॥ १६ ॥

अष्टां गुलांवा वक्रेण कासवान्धुममा पीबेत् ॥
कासःश्वासःपीनसोविश्वरत्वं पूतिर्गंधः पांडुताकेशदोषाः ॥
कर्णास्याक्षिस्रावजिह्वार्तिकंडूनिद्रातंद्रा धूमपोनस्पृशंति ॥१७॥

મનુષ્યના શરીરના ભાગના ઉપર અને કફમાં વાયુ વડે વિકારો પ્રકટ થએલા હોય તેઓનો નાશ કરવા હમેશાં ધુમાડો પીવો. વાયુ વિકાર માટે સ્નિગ્ધ ધુવાડો, કફ વાત વિકાર માટે મધ્યમ ધુવાડો અને કફના વિકાર માટે તીક્ષ્ણ ધુવાડો પીવો; પરંતુ પ્રમેહ રોગીને, તિમિર રોગીને, રક્ત પિત્ત રોગીને અને ઉદર રોગીને ધુવાડો પીવો નહીં. અકાળમાં ધુવાડો પીવામાં આવે ત્યાં શીતળ ક્રિયા હિતકારી છે. મોહોડાથી ધુવાડો પીધો હોય તો તે પાછો મોહોડેથી જ કાહાડવો અને નાકથી ધુવાડો પીધો હોય તો પણ પાછો મોહોડેથી જ કાહડવો પણ નાકે થઈને પાછો કાહાડવો નહી કેમકે તેમ કરવાથી આખના તેજનો ઘાત થાય છે. જો સ્નિગ્ધ ધુવાડો પીવો હોય તો તેમાં અગરૂ, ગુગળ, મોથ, કપૂરકાચલી, છડીલો, જળવાળો, કાળોવાળો, રતાંજલિ, જાડી તજ કિંવા પીળીચો, કુંતિ જેઠીમધ, બીલી, મંજોલવાલુકા, દેવદારનો ગુંદર, રાળ, ઉદ્મામક, મીંઢળ, પ્લુત, દેશી શરૂ, કેસર, અડદ, યવ, કદુરૂકૂ, તિલ, સ્નેહવાન ફળોની મજ્જા, વસામૃત એઓનો ધુવાડો લેવો. શમન ધુવાડામાં દેશી શરૂ, લાખ, કાળીજીરી, ઉત્પલ જાતનું કમળ, વડની છાલ, ઉબરાની છાલ, પીપળાની છાલ, પીપરની છાલ, લોદરની છાલ, સાકર, જેઠીમધ, વાવચી, તજ, પદ્મક્, મજીઠ, આસગંધ, ઉપલેટ

અને તગર એઓનો ધુવાડો લેવો. તીક્ષ્ણ ધુવાડામાં માળકાંકણી, હળદર, દશમૂળ, અમોવ્હાલ, સ્વેતા, ત્રિફળા, ગંધ દ્રવ્ય અને તીક્ષ્ણગણનાં ઔષધો શિરો વિરેચન માટે ધુવાડાના કામમાં લેવાં. સરાવસંપુટ કિંવા હોકાના છિદ્રમાં દશ આંગળની નાળી-ભુંગળી કે આઠ આંગળની ભુંગળી વડે મોહોડેથી ઉધરસ કે કફનો નાશ કરવા માટે ધુવાડો પીવો જેથી ઉધરસ, શ્વાસ, પિનસ, સ્વરભંગ, મુખ વગેરેની દુર્ગંધી, પાંડુતા, વાળના દોષો, કાનના, મોહોડાના, આંખના સ્રાવો અને જીભની પીડા, ચળ, નિદ્રા, ઘેન એઓ રોગ ધુમ્રપાન કરવાથી સ્પર્શ કરવા પામતા નથી. ૧૦૭-૧૧૭

## ગંડૂષ–કોગળા કરવાનો વિધિ.

चतुः प्रकारो गंडूषः स्निग्धः शमन शोधनः ॥
रोपणश्च त्रयस्तत्र त्रिषु योज्याश्चलादिषु ॥ १८ ॥
अंन्यो व्रणघ्नः स्निग्धो त्रस्वाद्वम्लपटु साधितैः ॥
स्नेहैः संशमनस्तिक्त कषाय मधुरौषधैः ॥ १९ ॥
शोधनंक्त कटूति वम्ले रोपणं पुनः ॥
कषाय तिक्तकैस्तत्र स्नेहः क्षोर मधुदकम् ॥ २० ॥
सुक्तं मद्यं रसो मूत्रं धान्याम्लं च प्रयोजयेत् ॥
दंत हर्षे दंत चाले मुख रोगे च वांतिके ॥ २१ ॥
सुखोष्णमथवा शीतं तिलकल्लोदकं हितम् ॥
गंडूष धारणे नित्यं तैलं मांसरसोथवा ॥ २२ ॥

मुखे क्षाराग्नि दग्धे च हितं सर्पिः पयोथवा ॥
धान्याम्ल मास्य वैरस्य मलदौर्गंध्य नाशनम् ॥ २३ ॥
तदेवलवणं शीतं मुखशोषहरं परम् ॥
गंडूषमुन्नतः किंचिदुन्नतास्यो विधारयेत् ॥ २४ ॥
कफपूर्णास्यता याव त्स्रवद्घ्राणाक्षिता तथा ॥
असंचार्यो मुखे पूर्णे गंडूषः कवलोन्यथा ॥ २५ ॥
मन्याशिरः कर्णमुखाक्षिरोगाः प्रसेक कंठामय वक्र शोषाः।
हृल्लासतं द्रारुचिपीनसाश्चसाध्या विशेषात्कवलग्रहेण २६

કોગળા કરવાના ચાર પ્રકાર છે એટલે સ્નિગ્ધ, શમન, શોધન અને રોપણ એમ કોગળાના ચાર ભેદ છે. એ ચાર પ્રકાર પૈકી પ્રથમના ત્રણ પ્રકાર વાતાદિ દોષ ઉપર ક્રમવાર (એટલે વાયુનું દરદ હોય તો, તીખા, ખાટા, ખારા અને ઉષ્ણ પદાર્થોથી) કોગળા કરવા. અને વ્રણો મટાડવા માટે રોપણ નામના છેલા પ્રકારના કોગળા કરવા જેથી વ્રણો મટી જાય છે. કટુ, અમ્લ અને લવણ પટુથી સિદ્ધ કરેલા સ્નેહના કોગળા કરવા તે સ્નેહન ગંડૂષ કહેવાય છે. તિખા, કષાયલા તથા મધુર ઔષધો વડે કોગળા કરવા તે શમન ગંડુપ કહેવાય છે. તીખા, કટુ, અમ્લ, પટુ, ઉષ્ણ ઓષડના કોગળા કરવા તે શોધન ગંડુષ કહેવાય છે અને કષાયલા તથા તીખા ઓષડો યુક્ત દુધ, સ્નેહ, મધ અને પાણીના કોગળા કરવા તે રોપણ ગંડુષ કહેવાય છે. અહીં મદિરા રસ ગોમૂત્ર યુક્ત ધાન્યામ્લની યોજના કરવી જેથી દંત હર્ષ, દંતચલન

અને વાયુજન્ય મુખરોગ એઓ માટે સહેવાય તેવું ઉનું પાણી અથવા ટાઢું પાણી તલના કલ્કનું પાણી હિતકારી છે. કોગળાના કામમાં તૈલ માંસ રસ હમેશાં હિતકારી છે, મળ દુર્ગંધીના તથા વિરસતના નાશ ઉપર ધાન્યામ્લ વિના કોગળા કરવા. તેમજ લવણ પણ ટાઢા મુખશોષને ઉત્તમ પ્રકારે મટાડે છે. કોગળા કરનારે ઉભડક બેસી કાંઈક ઉચું મોહોડું રાખી કોગળા કરવા. કફથી મોહોડું ભરાઈ જતાં લગી અથવા નાક અને આંખ એઓમાંથી પાણી ઝરવા માંડે ત્યાં લગી મોહાડામાં પૂર્ણ કોગળા સંચાર રહિત કોગળા અને કવલ ધારણ કરી રાખવા. કવલ પ્રયોગના કરવાથી મન્યા નામની ૧૪ નાડીયોમાંનો રોગ, માથાના, કાનના, મોહોડાના તથા આંખના રોગ, પ્રત્યેક, ગળાના રોગ, હુબકા, ઘેન, અરૂચિ, પીનસ, એઓ સાધ્ય હોય તો વિશેષે કરીને કવળ ગ્રહણ કરવા. ૧૮-૨૬

## કલિંગ-પરિભાષા

यवो द्वादशभिर्गौरसर्षपैःप्रोच्यतेबुधैः ॥
यवद्वयेन गुंजास्या त्रिगुंजोवल्ल उच्यते ॥ २७ ॥
माषो गुंजाभिरष्टाभिः सप्तभिर्वा भवेत्कचित् ॥
स्याच्चतुर्भिषकैःशाणः स निष्कःटंक एवच ॥ २८ ॥
गद्याणो माषकैः षड्भिः कर्षस्तु दश माषकः ॥
अक्षः पिचुः पाणितलं विडालपदकं तथा ॥ २९ ॥
सुवर्णहंसपदकं पर्य्यायैः कर्ष उच्यते ॥
कर्षाभ्यां शुक्तिरादिष्टा शुक्तिभ्यां पलमीरितम् ॥३०॥

पलाभ्यां प्रसृतिर्ज्ञेयो प्रसृतिभ्यां तथांजलि ॥
अंजलिभ्यां शरावः स्यात्कुडवोर्द्ध शरावकः ॥ ३१ ॥
शरावाभ्यां भवेत्प्रस्थश्चतुः प्रस्थैस्तथाढकम् ॥
भाजनंकास पात्रं च चतुः षष्ठि पलश्च सः ॥ ३२ ॥
चतुर्भीराढकैर्द्रोणः कलशो नल्वणोर्मणः ॥
घटो राशिश्च पर्याया इत्येते द्रोण वाचकाः ॥ ३३ ॥
द्रोणाभ्यां सूर्य कुंभौ च सूर्याभ्यां द्रोणिका मताः ॥
द्रोणी चतुष्टयं खारी कथिता कोविदोत्तमैः ॥ ३४ ॥
पलाभ्यां द्विसहस्त्रं तु सर्वत्रैष विनिश्चयः ॥
तुला पल शतं ज्ञेयं सर्वत्रैष विनिश्चयः ॥ ३५ ॥
माषटंकाक्ष बिल्वानि कुडवः प्रस्थमाढकम् ॥
राशिर्द्रोणी खारिकेति यथोत्तर चतुर्गुणाः ॥ ३६ ॥

બાર ધોળા સરસવનો એક જવ થાય છે. બે જવથી એક ગુંજા–રતિ થાય છે. ત્રણ ગુંજાનો એક વાળ થાય છે. આઠ ગુંજાથી માષ–ટાંક થાય છે. કોઈ ઠેકણે સાત ગુંજાનો પણ ટાંક થાય છે. ચાર માષથી શાંણ થાય છે. એ શાંણ નિષ્ક તથા ટંક કહે છે. છ માષથી એક ગદ્યાણું થાય છે. દશ માષનો એક કર્ષ–તોલો થાય છે. એ કર્ષના અક્ષ, પિસુ, પાણીતલ, તથા બિડાલપદક સુવર્ણ, હંસપદક વિગેરે નામો પણ કહે છે. બે કર્ષની એક શુકિત થાય છે. બે શુકિતથી એક પળ ( ચાર તોલા ) થાય છે. બે પળની એક પ્રસૂતિ થાય છે. બે પ્રસૂતિની

એક અંજલિ થાય છે. કુડવ તથા અર્દ્ધશરાવ પણ તેનાં જ નામો છે. બે અંજલિથી એક શરાવ થાય છે. બે શરાવનો એક પ્રસ્થ ( ૬૪ તોલાભાર ) થાય છે. ચાર પ્રસ્થનો એક આઢક થાય છે, ભાજન, કાસ્યપાત્ર, ચતુષષ્ટિ પળ એઓ આઢકનાં જ નામ છે. ચાર આઢકથી એક દ્રોણ થાય છે. કળશ, નલ્વણ, અર્મણ, ઘટ અને રાશિ એ સઘળા દ્રોણ વાચક પર્યાય છે અર્થાત્ એ દ્રોણનાં જ નામ છે. બે દ્રોણથી એક શૂર્પ થાય છે. તેનું બીજું નામ કુંભ પણ છે. બે શૂર્પથી એક દ્રોણી થાય છે. અને ચાર દ્રોણીથી એક ખારી થાય છે. એમ ઉત્તમ પંડિતોએ કહેલ છે. બે હજાર પળનો એક ભાર થાય છે અને સો પળની એક તુલા થાય છે. એ સર્વ ગ્રન્થોનો નિશ્ચય છે. માષ, ટંક, અક્ષ, બિલ્વ, કુંડવ, પ્રસ્થ, આઢક, રાશિ, ગોણી અને ખારી એઓ ઉત્તરોત્તર ચોગણાં થાય છે. ૨૭-૩૬

## સંજ્ઞાવાળાં ઓષડો અને તેઓના ગુણો.

त्रिफला कथिता धात्री पथ्याक्षैः सर्वरोगहृत् ॥
रसायनवरास्नेह विषमज्वर नाशिनी ॥ ३७ ॥

આબળાં, હરડે અને બેહેડાં એઓ રોગ હારક ત્રિફળાની સંજ્ઞાથી ઓળખાય છે અર્થાત્ જ્યાં ત્રિફળા એ શબ્દ આવે ત્યાં આ ત્રણ ઓષડો જ ગ્રહણ કરવાં. એ ત્રિફળા રસાયન રૂપ છે, પ્રમેહ અને વિષમજ્વર એઓનો નાશ કરનાર છે. મધ અને ઘી સાથે કાલવીને ત્રિફળાનું ચૂર્ણ રાતના સમય સેવવાથી આંખ્યાના રોગોનો નાશ કરે છે. ૧૩૭

मधु सर्पिर्युता रात्रौ लीढा नेत्र विकारनुत् ॥
शुंठी कणा मरीचैश्च त्रिकटु व्योष मुच्यते ॥ ३८ ॥
पिप्पली पिप्पली मूलं चव्य चित्रकनागरैः ॥
पंच कोलमिदं प्रोक्तं मरीचेन षडूषणम् ॥ ३९ ॥

સુંઠ, લીંડીપીપર અને મરી એઓ ત્રિકટુ, (ત્ર્યૂષણ) તથા વ્યોષ એ સંજ્ઞાથી ઓળખાય છે. લીંડીપીપર, પીપળી-મૂળના ગંઠોડા, ચવક, ચિત્રામૂળ અને સુંઠ એ પાંચ ઓષડોને પંચકોળ કહે છે. અને જો તેમાં મરી ઉમેરવામાં આવેલ હોય તો ષડુષણ કહે છે. એ પંચકોષ રૂચિકર્ત્તા, દીપન તથા પાચન ગુણવાળું છે. ૩૮-૩૯

पंचकोलं रुचिकरं दीपनं पाचनं स्मृतम् ॥
स्वर्जिका यावशूकश्च क्षारयुग्म मुदाहृतम् ॥ ४० ॥
पलासमार्कवतिलक्षारैः स्यात् क्षार पंचकं ॥
सशिग्रुमुस्तक क्षारै ज्ञातव्यं क्षार सप्तकं ॥ ४१ ॥
टंकणक्षार युक्तैस्यैः क्षाराष्टक मुदाहृतम् ॥
सिंधु सौवर्चलंविडं सामुद्रं काचजं तथा ॥ ४२ ॥

સાજીખાર અને જવખાર એ બે ક્ષારને દ્વયક્ષાર કહે છે. પલાશ–ખાખરાનો ક્ષાર, જળભાંગરાનો ક્ષાર અને જળનો ક્ષાર એ સાથે પ્રથમના બે ક્ષારનો સંયોગ થવાથી ક્ષાર પંચક કહેવાય છે. સરગવાનો ખાર અને મોથનો ખાર એ બેનો ઉપરના પંચ ખાર સાથે મેળાપ કરવાથી સપ્તખાર કહેવાય છે અને જો તેમાં ટંકણખાર ઉમેરવામાં આવે તો ક્ષારાષ્ટક કહેવાય છે. લવણ હોય તો સિંધા-

લુણ, **દ્વિલવણ** હોય તો સિંધાલુણ અને સંચળ, **ત્રિલવણ** હોય તો પ્રથમના બે ખારમાં બિડલુણ ઉમેરવું. ચતુલવણ હોય તો મીઠું ઉમેરવું અને **પંચ** લવણ હોય તો બંગડીખાર ઉમેરવો. ૧૪૦-૧૪૨

**एकद्वित्रि चतुः पंच लवणानि विदुः क्रमात् ॥**
**एला वरागपत्रैश्च त्रिसुगंधिस्त्रिजातकं ॥ ४३ ॥**
**नागकेशर संतुक्तं चतुर्ज्जातमिदं स्मृतम् ॥**
**पंचांगंवा तरोः पुष्पंफलत्वक् मूलपत्रकैः ॥ ४४ ॥**
**दशांगसारनिर्या स शाखा वृत्तांध्रिवारिभिः ॥**
**आम्रजं बूबीज पूरक पित्थं विल्व जानि च ॥ ४५ ॥**
**गंध कर्माणि सर्वत्र पत्राणि पंच पल्लवम् ॥**
**पंच निंब निंब पत्र फलत्वङ्मूलपुष्पकैः ॥ ४६ ॥**

એલચી, લવીંગ અને તમાલપત્ર એઓ **ત્રિસુગંધિ** કિંવા ત્રિજાત એવા નામથી ઓળખાય છે. અને જો તેમાં નાગકેશર ઉમેરવામાં આવે તો **ચાતુર્જાત** કહે છે. (લવીંગને બદલે તજ લેવા વિશેષ પ્રચાર છે. પંચાંગ લેવા લખ્યું હોય ત્યાં તે તે ઔષધીનાં ફુલ, ફળ, છાલ, મૂળીયાં અને પાંદડાં લેવાં. ( મોટું વૃક્ષ હોય તો તેના મૂળને બદલે મૂળની છાલ લેવી. ) જો દશાંગ લેવા લખ્યું હોય તો ઉપર કહેલાં પાંચ અંગ અને ગર્ભ, ગુંદર, શાખા, જડ અને રસ એઓ ગ્રહણ કરવાં. પંચ પલ્લવ લેવા લખ્યું હોય ત્યાં, આંબાનાં, જાબુંડાનાં, બીજરાનાં, કોઠનાં અને બીલીનાં એ પાંચે વૃક્ષનાં ગંધકર્મ માત્રમાં પાંદડાં લેવાં. **પંચનિંબ** કહેલ હોય ત્યાં લીંબડાનાં પાંચે અંગ લેવાં. **૧૪૩-૧૪૬**

त्रिकार्षिकं विषाशुंठी मुस्ताश्वपरिकीर्तितम् ॥
गुडूच्या सहितंचैवच्चातुर्भद्र मुदाहृतम ॥ ४७ ॥

ત્રિકાર્ષિક લેવા લખેલ હોય ત્યાં અતિવિષ, સુંઠ અને મોથ એ ત્રણ લેવાં. અને એમાં ગળો ઉમેરવામાં આવે તો ચાતુર્ભદ્રક કહેવાય છે. ૧૪૭

मधुसर्पिंगुडैर्युक्तं प्रोक्तं त्रिमधुकं बुधैः ॥
पंचगव्यं गवां मूत्र दधिक्षीरसकृद्घृतैः ॥ ४८ ॥

મધ, ઘી અને ગોળ એ ત્રણના સંયોગને મધુત્રય-ત્રિમધુક કહે છે.

પંચગવ્ય લખ્યું હોય ત્યાં ગાયનું મૂત્ર, ગાયનું છાણ, ગાયનુ દુધ, ગાયનું દહી અને ગાયનું ઘી એઓ લેવાં. ૧૪૮

पंचलोहं रूप्य ताम्र लोहत्रपुसशोसकैः ॥
सुवर्णरीतिकांस्यैस्तु युक्तं लोहाष्टकं स्मृतं ॥ ४९ ॥

પંચલોહ લેવા લખ્યું હોય ત્યાં લોઢું, તાબું, જસત, કલઈ, અને સીસું એઓ લેવાં. અને એમાં સોનું પિત્તલ અને કાંસું ઉમેરવામાં આવે તો તે લોહાષ્ટક કહેવાય છે. ૧૪૯

मनः शिला सुरामांसी शठी चंदनकुष्ठकैः ॥
वरांग नख शैलेयैः सर्वोषधिक मुच्यते ॥ ५० ॥

સર્વૌષધીક જ્યાં કહેવામાં આવેલ હોય ત્યાં મણશીલ, મુરાંમાંસી, કપૂરકાચરી, ચંદન, ઉપલેટ, જાડી તજ, નખલો અને છડીલો એઓ લેવાં. ૧૫૦

काकोली क्षीरकाकोली द्वे मेदे जीवकर्षभौ ॥
ऋद्धि वृद्धि युतश्चापि ज्ञेयश्चाष्टक वर्गकः ॥ ५१ ॥

**અષ્ટકવર્ગ** લેવા લખ્યું હોય ત્યાં કાકોલી, ખીરકાકોલી, મેદા, મહામેદા, જીવક, ઋષભક, ઋદ્ધિ અને વૃદ્ધિ એઓ લેવાં. અને તે સાથે મીઠીડોડી (જંગલી મગ, જંગલી અડદ અને જેઠીમધ) ઉમેરવામાં આવે તો તે જીવનીયગણ કહેવાય છે. ૧૫૧

जीवंतिका समायुक्तो जीवनीयो गणः स्मृतः ॥
चिंचा दाडिम वृक्षाम्लकपित्थैश्चतुरम्लकै ॥ ५२ ॥

ચતુરામલ લેવા લખ્યું હોય ત્યાં, આંબલી, દાડિમના દાણા, લીંબુ અને કોઠ એઓ લેવાં. અને બિજોરૂં ઉમેરવાથી તે **પં**ચામ્લ કહેવાય છે. ૧૫૨

वीजपूरकसंयुक्तं पंचाम्लं परिकीर्तितम् ॥
अश्वत्थोदुंबरप्लक्षन्यग्रोधाश्च सवेतसाः ॥ ५३ ॥

**પાં**ચ ક્ષીરવૃક્ષ લેવા લખ્યું હોય ત્યાં પીપળો, ઉબરો, પીપર, વડ અને નેતર એઓની છાલ તથા પાંદડાં લેવાં. ૧૫૩

पंचैते क्षीरिणो वृक्षात्वगेषां पंच पल्लवम् ॥
सक्तवः सर्पिषाभ्यक्ताः शीतवारिपरिप्लुताः ॥५४॥

સાથવો કરવા લખ્યું હોય તો સાથવાને ઘી અને ટાઢા પાણીથી કરમોલીને ખાવો. બહુ પાતળો પણ નહી તેમ બહુ નરમ પણ નહી તે **મં**થ કહેવાય છે. ૧૫૪

**नातिद्रवा नातिसांद्रा मंथ इत्यभिधीयते ॥**
**बिल्वकाश्मर्यतर्कारी पाटलाटिंटुकीमहत् ॥ ५५ ॥**
**ह्रस्वं बृहत्यं शुमती द्वय गोक्षुरकै स्मृतम् ॥**
**उभाभ्यां पंचमूलाभ्यां दशमूलमुदाहृतम् ॥ ५६ ॥**

બૃહત પંચમૂળ લેવા લખ્યું હોય ત્યાં બીલીનું, કાશ્મરીનું, અરણીનું, પાડળનું અને અરલૂઆના અભાવે અરડૂસાનું એઓનાં મૂળ લેવાં.

લઘુપંચમૂળ લેવો લખેલ હોય તો સમેરવો, ગધી સમેરવો, ભોરીંગણી, મોટીરીંગણી અને ગોખરૂ એઓનાં મૂળ લેવાં. એ વૃહત્ પંચમૂળનો અને લઘુ પંચમૂળનો સંયોગ કરવાથી દશમૂળ કહેવાય છે. એ દશમૂળનો ઉધરસ, શ્વાસ, ઘેન અને સન્નિપાત એઓ ઉપર ઉપયોગ કરવો શ્રેષ્ઠ છે. ૧૫૫-૧૫૬

**कासे श्वासे च तंद्रायां सन्निपाते प्रशस्यते ॥**
**चतुर्गुणं मृदौ द्रव्यै कठिनेष्टगुणं जलम् ॥ ५७ ॥**

કોમળ ઓષડોનો કવાથ કરવો હોય તો ચોગણું પાણી અને કઠણ ઓષડોનો કરવો હોય તો આઠગણું પાણી અને બહુ જ કઠણ કરવો હોય તો સોળગણું પાણી નાખવું. ૧૫૭

**कठिनात्कठिने देयं बुधैः षोडशिकं जलं ॥**
**सारश्च खदिरादीनां निंबादीनां त्वचंतथा ॥ ५८ ॥**

ખેર વગેરેનો સાર, લીંબડાની અંતરછાલ, દાડીમ વગેરેનાં ફળ અને પરવળ વગેરેનાં પાંદડાં ગ્રહણ કરવાં.

फलं तु दाडिमादीनां पटोलादेर्दलानि च ॥
चूर्णे तु चूर्णाद्विगुणा सिता चूर्णसमो गुडः ॥ ५९ ॥

ચૂર્ણોમાં ચૂર્ણ કરતાં બમણી સાકર અને ગોળ સરખે ભાગે નાખવો, પણ ગોળીઓ-મોદકમાં ગોળ બમણો અને ચોગણી સાકર નાખવી. ૧૫૯

मोदके च द्विगुणितो गुडःस्वेता चतुर्गुणा ॥
रसास्वाद्वम्ल लवणतिक्तोषण कषायकाः ॥ ६० ॥
षट् द्रव्यमाश्रितास्तेतु यथा पूर्वं बलावहाः ॥
तत्राद्या मारुतं घ्नंति त्रयस्तिक्तादयः कफं ॥ ६१ ॥
कषाय तिक्त मधुराः पित्तमन्ये तु कुर्वते ॥
त्रीधा विपाको द्रव्यस्य स्वाद्वम्लकटुकात्मकः ॥ ६२ ॥
स्वादुः कटुश्च मधुरः कट्वम्लः पच्यते रसः ॥
तिक्तोषणकषायाणां विपाकः प्रायशः कटुः ॥ ६३ ॥
उष्णशीत गुणोत्कर्षात्तत्र वीर्यं द्विधा स्मृतम् ॥
गुरुमंदहिमस्निग्धश्लक्ष्ण सांद्रमृदुस्थिराः ॥ ६४ ॥

ષટ્રસ એટલે મીઠો, ખાટો, ખારો, કડવો, તીખો અને કષાયલો એ છ રસ સમજવા. એ છ રસો સમસ્ત પદાર્થોમાં રહેલા છે. તેઓમાં મીઠાથી ખાટો, ખાટાથી ખારો, ખારાથી કડવો, કડવાથી તીખો અને તીખાથી તૂરો બળવાન્ છે. તેઓમાં મીઠો, ખાટો અને ખારો એ ત્રણ રસ વાયુનો નાશ કરનારા છે. કડવો, તીખો અને તૂરો-કષાયલો એ ત્રણ રસ કફનો નાશ કરે છે. અને તૂરો, કડવો અને મીઠો એ ત્રણ રસ પિત્તનો નાશ કરનારા છે. અને એઓથી

વિપરીત રસ વાતાદિદોષોનો કોપ કરે છે. પદાર્થોના પચવાથી તેઓના ત્રણ પ્રકારના રસ ( મનુષ્યની હોજરીમાં ) બને છે. એટલે મીઠો, ખાટો અને કડવો એવા ત્રણ રસના સંયોગથી બને છે. મીઠા અને ખારા રસનો પાક થવાથી તેનો મીઠો રસ બને છે, ખાટા રસના પાકથી ખાટો રસ જ બને છે અને કડવા, તીખા તથા તૂરા રસના પાકવાથી ઘણું કરીને કડવો રસ બને છે. એ રસો ઉષ્ણ શીત ગુણોના ઉત્કર્ષપણાને લીધે બે પ્રકારના વીર્ય રહેલા છે. ગુરૂ, મંદ, શીતળ, સ્નિગ્ધ, સૂક્ષ્મ, સાંદ્ર, મૃદુ અને સ્થિર એવા સૂક્ષ્મ ગુણોના વિપરીતપણાથી વિશ પ્રકારના ગુણ થાય છે. ૧૬૪

गुणाः समूक्ष्म विशदाः विंशतिः सविपर्य्ययाः ॥
अन्नं यस्य न निर्गच्छेत्प्रसेकष्ठीवनं तथा ॥ ६५ ॥

મોળથી અને થુકવાથી પ્રેરાએલું અન્ન બહુ ઘભરામણ કરીને નીકળે નહી ( કિંવા નીકળે ) અને છાતી પીડયા કરે એ ઉત્કલેશ કહેવાય છે. ૧૬૫

हृदयं पीडयते चापि तमुत्क्लेदं विनिर्दिशेत् ॥
व्याधेरुपरि यो व्याधिर्भवत्युत्तर कालजः ॥ ६६ ॥

એક વ્યાધિ છતાં ફરી તેમાં બીજો વ્યાધિ ઉત્પન્ન થાય અને ઉપક્રમનો ઘાત કરે તે ઉપદ્રવ કહેવાય છે. ૧૬૬

उपक्रमविघाती च सह्युपद्रव उच्यते ॥
भुक्त्वा भुक्ते तथा स्वप्ने यस्योद्गारो निशं भवेत् ॥६७॥

આહાર ઠેકાણે બેસવાથી કિંવા ખાધા વિના જ

એટલે ગ્લાનિથી, ઓજના ક્ષયથી, દુઃખથી, અજીર્ણથી અને થાકથી થએલા ઉદાનવાયુ (વ્યાન વાયુના સંવૃતથી) કોપવાથી પવનની જે ઊંચી ગતિ થાય છે તે ઉદ્‌ગાર–ઓડકાર કહેવાય છે. ૧૬૭

तमूर्ध्वं वातं जानीया दुदान व्याप दुत्थितम् ॥
प्राणोदानौ समौस्यातां मूर्ध्निश्रोतः पथिस्थितौ ॥ ६८ ॥

નાકના તરૂણાસ્થિમાં કે શૃંગાટક નામના મર્મ સ્થળમાં પ્રાણ અને ઉદાન વાયુ શમરૂપે માથામાં અને કાનોમાં સ્થિત થઈ રહેવાથી અર્થાત્ દુષ્ટ થએલો કફ સહિત વાયુ છીંકોના શબ્દો કરીને નાકમાંથી નીકળે તે ક્ષવથુ–છીંક કહેવાય છે. ૧૬૮

नस्तः प्रवर्तते शब्दः क्षवथुं तां विनिर्दिशेत् ॥
इंद्रियार्थेष्व संप्राप्तिर्गौरवं जृंभणक्रमः ॥ ६९ ॥

નિંદ્રાથી ઘેરાયલાની પેઠે વિષયોનું અપૂર્ણજ્ઞાન, ભારેપણું, બગાસાં તથા કલમ પ્રાપ્ત થયાં હોય તે તંદ્રા–ઘેન કહેવાય છે. ૧૬૯

निद्रातस्येवयस्यैते नस्यं तंद्रां विनिर्दिशेत् ॥
पीत्वैकमनिलोच्छ्वास समु द्वृष्ट्य न्विवृताननः ॥ ७० ॥

વેગવાળો પવન એક શ્વાસને પીને પાછો તે શ્વાસને બાહાર કાહાડે છે (અને જેથી સાથે આલસ્ય તથા ઉંઘ હોય છે) તે જૃંભા–બગાસું કહેવાય છે. ૧૭૦

यो मुञ्चति स नेत्राश्रुसः जृंभ इति संज्ञितः ॥
ये नायासः श्रमेदेहे प्रवृद्ध श्वासवर्ज्जितः ॥ ७१ ॥

क्लमः स इति विज्ञेय इंद्रियार्थ प्रबाधकः ॥
सुखस्पर्श प्रसंज्ञित्वं दुःखद्वेषेण लोलता ॥ ७२ ॥
शक्तस्य चाप्यनुत्साहः कर्मस्वालस्य मुच्यते ॥
वक्रे मधुरता तंद्रा हृदयो द्वेष्टनं भ्रमः ॥ ७३ ॥

મહેનત કર્યા વિના ઉત્પન્ન થએલો, શ્વાસથી યુક્ત (કિંવા શ્વાસ રહિત) અને જ્ઞાનેંદ્રિયો સંબંધી તથા કર્મેંદ્રિયો સંબંધી વિષયોના ગ્રહણનો અત્યંત બાધ કરનારો દેહમાં જે શ્રમ થાય છે તેને ક્લમ જાણવો.

શરીરમાં સમર્થપણું છતાં કામકાજ કરવામાં ઉત્સાહ રહે નહીં એ આલસ્ય કહેવાય છે.

મોહોડામાં મિઠાશપણું, ઘેન, છાતીનું ભીડાવું, ભ્રમ અને અન્નની ઉપર અરૂચિ એ લક્ષણો ઉપરથી ગ્લાનિ થએલી જાણવી. ૧૭૩

नैवान्नमभिकांक्षेत ग्लानिं तस्य विनिर्दिशेत् ॥
मूर्च्छा पित्ततमः प्रायारजः पित्तानिलाद्भ्रमः ॥ ७४ ॥
तमोवातकफा तंद्रा निद्राश्लेष्म तमोद्भवा ॥
आर्द्र चर्मावन द्धं च यो गात्रं मन्यते नरः ॥ ७५ ॥

મૂર્છાની અંદર પિત્ત અને તમોગુણ અત્યંત અધિક હોય છે, ભ્રમ રજોગુણથી, પિત્તથી તથા વાયુથી થાય છે, તંદ્રા–ઘેન તમોગુણથી, વાયુથી તથા કફથી થાય છે, અને નિદ્રા કફથી તથા તમોગુણથી થાય છે. તથા આળા ચામડાથી શરીર વિંટાયલું હોય એમ જણાય અને માથું ભારે રહે તે ગૌરવતા કહેવાય છે. ૧૭૫

## યુક્તાયુક્ત વિચાર.

तथा गुरु शिरोत्यर्थं गौरवं तस्य निर्दिशेत् ॥
नवान्येव हि द्रव्याणि योज्यान्यखिलकर्मसु ॥ ७६ ॥
विना विडंग कृष्णाभ्यां गुड धान्या ज्यमाक्षिकैः ॥
गुडूची कुटजो वासा कूष्मांडश्च शतावरी ॥ ७७ ॥
अश्वगंधा सहचरी शत पुष्पा प्रसारिणी ॥
प्रयोक्तव्या सदैवार्द्रा द्विगुणा नैव कारयेत् ॥ ७८ ॥
शुष्कं नवीनं य द्रव्यं योज्यं सकल कर्मसु ॥
आर्द्रं च द्विगुणं युज्या देष सर्वत्र निश्चयः ॥ ७९ ॥
कालेनोक्ते प्रभातं स्यादंगे नोक्ते जटा भवेत् ॥
भागेनोक्ते च साम्यं स्यात्पात्रेऽनोक्ते च मृण्मयम् ॥ ८० ॥
द्रवेनोक्ते जलं ग्राह्यं तैलेनोक्ते तिलोद्भवम् ॥
पुनरुक्तं तु य द्रव्यं योगेन द्विगुणं भवेत् ॥ ८१ ॥
गुणहीनं भवेद्वर्षा दूर्ध्वं तद्रूप मौषधं ॥
मासद्वयात्तथा चूर्णं हीन वीर्यत्व माप्नुयात् ॥ ८२ ॥
हीनत्वं गुटि कालेहौ लभते वत्सरात्परम् ॥
पुराणाः स्युर्गुणैर्युक्ता आसबाधातवो रसाः ॥ ८३ ॥
व्याधेरयुक्तं य द्रव्यं गणोक्तमपि तंत्त्यजेत् ॥ ८४ ॥

સઘળાં કામોની અંદર નવા પદાર્થોનો ઉપયોગ કરવો; પરંતુ વાવડીંગ, લીંડીપીપર, ગોળ, ધાન્ય કિંવા ધાણા, ઘી અને મધ એટલા પદાર્થો જૂના લેવા. ગળો, ઇંદ્રજવ, અરડૂસો, કહોળું, શતાવરી, આસગંધ, પીવાં ફૂલનો કાંટા-

શળિયો, વરિયાળી, કિંવા સવા અને નારી એટલા પદાર્થો હમેશાં લીલા જ લેવા. પરંતુ ( જેમ બીજા લીલા પદાર્થો હોય તો બમણા નાખવા કહેલ છે તેમ ) આ પદાર્થો લીલા છતાં પણ બમણા લેવા નહીં. સર્વ ઔષધોમાં સૂકા પદાર્થો નવાજ નાખવા, અને લીલા પદાર્થો બમણા નાખવા એ સર્વ સ્થળમાં સાધારણ નિયમ છે. અમુક વખતે અમુક ઓષડ ખાવું પીવું, એમ ન લખેલ હોય ત્યાં સવારે જ ઉપયોગ કરવાનું સમજવું. અમુક ઓષડીઆનું અમુક અંગ ( મૂળ છાલ ફૂલ ફળ બીજ પાંદડાં વગેરે ) લેવા ન લખેલું હોય ત્યાં તે ઔષધિનું મૂળ જ લેવું. જ્યાં ઔષધિયો લેવાનું તોલ ન લખ્યું હોય ત્યાં સર્વ સમાન જ લેવાં. શાનું વાસણ લેવું તે ન લખેલું હોય ત્યાં માટીનું વાસણ લેવું. વનસ્પતિનો રસ, મધ, ગૉળ, કે ઘી વગેરે દ્રવ લેવા ન લખ્યું હોય ત્યાં પાણી જ લેવું. અને અમુક પદાર્થનું તેલ લેવા ન લખ્યું હોય ત્યાં તલનું તેલ લેવું. એક પાઠની અંદર એક જ ઔષધ બે વખત લખેલું હોય ત્યાં તે ઔષધ બમણું લેવું. એક વર્ષ વીત્યા પછી ઔષધ ગુણહીન થાય છે. બે મહીના વીત્યા પછી ચૂર્ણ વીર્ય-હીન થઈ જાય છે. ગોળિયો અને અવલેહ ( ચાટણું ) એક વર્ષ વીત્યા બાદ કસ વગર થાય છે; પરંતુ આસવ, ધાતુઓ, રસો, ભસ્મો, રસાયણો ( પારા ગંધક વગેરે રસોથી સિદ્ધ થયેલ ઔષધ ) જેમ જૂનાં હોય તેમ સારાં ગણવાં. જે ઓષડો દ્રવ્યો વ્યાધિ મટાડવાને યોગ્ય ન હોય તો તે ઓષડ પાઠમાં લખ્યા છતાં પણ ન લેવું અને જે

ઔષધ વ્યાધિ મટાડવા શક્તિમાન્ હોય તો પાઠમાં ન લખ્યા છતાં પણ તે ગ્રહણ કરવું. ૧૭૬-૧૮૪

अनुक्तमपि युक्तं यद्यो जयेत्तत्र तद्बुधः ॥
माजू फलं दश फलंतदर्द्धं हस्व चेतना ॥ ८५ ॥
तिल तैले पचेत्ता वद्या वत्साद्याम रक्तता ॥
उध्धृत्य पीडयेद्गाढं रौक्षं स्या च्चात्रपर्पटे ॥ ८६ ॥
पलार्द्धं नवसारस्य देयं कांज्यास्तथैव ॥
पल मानं ताम्र चूर्णं सर्वमेकत्र मर्दयेत् ॥ ८७ ॥
धात्री क्काथेन तत्सूक्ष्मं कृत्वा पिंडान् प्रकल्पयेत् ॥
पिंडाशं लोह पात्रे तु धात्री क्काथेन मर्दयेत् ॥८८॥
याममात्रं तु संस्थाप्य पश्चात्केशान्विलेपयेत् ॥
दद्यादेरंड पत्राणि बद्ध्वायामं स्थितस्ततः ॥ ८९ ॥
जलैः प्रक्षाल्य तैलेन मर्दयेच्च शनैः शनैः ॥
केशाश्चानेन जायंते षट्पदोदरसन्निभाः ॥ ९० ॥

( વૃક્ષ ઝાડના મૂળની છાલ, નાહના ઝાડવાનાં મૂળિયાં, ભોરીંગણી વગેરેનાં પંચાંગ, ચિત્રાનું મૂળ, સૂરણનો કંદ, લીંબડાના તથા અરડૂસાનાં પાન, ત્રિફળાનાં ફળ, ધાવડીનાં ફૂલ, ખેરનો સાર, અને દૂધવાળા ઝાડોની છાલો જ લેવી. હિંગ શેકેલી, ભાંગ ધોએલી, વિષ-ઉપવિષ-રસ-તથા ઉપરસ શોધન કરેલાં લેવાં. બીલીનું કાચું ફળ, અને ગરમાળાની પાકી શિંગ લેવી. ઘી-તેલ-પાણી-કષાય-શાક અને કઢી વગેરે પદાર્થો અગ્નિથી પકવ થયા પછી ટાઢા થયા બાદ ફરી ઉન્હાં કરવામાં આવે તો તેઓ ઝેર સરખું પરિ-

ણામ લાવે છે. કવાથ અને લેપમાં સુખડ લેવા લખેલ હોય ત્યાં રતાંજલિજ લેવી, અને બાકીમાં સુખડ–ચંદનજ લેવું. હરડે ઝીણા ઠળિયાવાળી, ભીલામું, જાયફળ પાણીમાં ડૂબે એવું, ભોંય કહોળું શૂઅરના માથા જેવું, સંચળ કાચે જેવો, સિંધાલૂણ ફટકડી જેવું, મણુસિલ કલગરના, દાડમના ફૂલ જેવો, શિલાજીત ભોંય પડયા છતાં પણ ન વેરાય તેવું તથા કાંસાના વાસણમાં પાણી ભરી તેમાં નાખતાં વાંકા તાતણા જેવું થઈ વધે તેવું, કપૂર ચીકણું, એળચી ઝીણી અને કાળાદાણાવાળી, રતાંજળી ઘણીજ રાતી, સુખડ સુગંધિદાર અને ભારી, અગર કાળું, દેવદાર હલકું સુવાસિત અને લુંખું, શરૂ બહુ જ ચીકણું, તથા સુગંધદાર, દારૂહળદર બહુ જ પીળી, જાયફળ ભારી–રસથી–પૂર્ણ–સરખું તથા અંદરથી ધોળું, દ્રાખ ગાયના આંચળ જેવી, ખાંડ સાફ અને સફેદ લેવી, મધ ગાયના ઘી જેવું તથા ખુશબુદાર, અને સોના જેવી સોવનમક્ષિકા લેવી. કેમકે ઉપર કહ્યા મુજબનીજ વસ્તુઓ ઉત્તમ મનાય છે. )

## કેશકલ્પ–ખીજાબનો વિધિ.

માયાં ૪૦ તોલા, અને હીમજ ૨૦ તોલા લઇ તેઓને તલના તેલની અંદર જ્યાં લગી એક રસ ન થાય ત્યાં લગી પકવવાં, પછી નીચે ઉતારી લઇ ખૂબ મથી નાખી નીચોવી વસ્ત્રમાં નાખી સાફ કરવાં. તદનંતર તેમાં ૨ તોલા નવસાદર, ૪ તોલા સોરઠી માટી, ૪ તોલા તાંબાનો ભૂકો અને ૦ાા તોલો મોરથુથું નાખી આંબળાના કાઢાની અંદર સારી પેઠે ઘુંટી તેનો ગોળો બનાવી સૂકાયા બાદ

લોઢાના વાસણમાં આમળાના કાઢા સાથે ઘસીને એક પહોર પડયું રહ્યા પછી ( ધોઇ સાફ કરેલા ) વાળો પર લગાડવું અને તેની ઉપર એરંડાનાં પાંદડાં મૂકી ૧ પહોર લગી માથું કે દાઢી વગેરે બાંધી રાખવા પછી પાણીથી ધોઈ થોડું થોડું તેલ મસળવામાં આવે તો વાળ કાળા-ભમર બને છે. ૧૮૫-૧૯૦

---

## ગ્રંથકર્તાનો આશીર્વાદ.

भट्टानंतात्मजस्येयं शंकरस्य कृतिः सताम् ॥
आनदय तु चितानि चिकित्सा सिद्धिदायिनी ॥ ९१ ॥

અનંતભટ્ટના ગુત્ર શંકરભટ્ટની રચેલી આ ચિકિત્સા સત્પુરૂષોના ચિત્તમાં માન્યપૂર્વક સિદ્ધિ આપનારી નિવડો !

## ગ્રંથ પ્રશસ્તિ.

( શાર્દૂલવિક્રિડીત-છંદ. )

श्रीमद्भूपति रामसिंह वचनाद्ग्रंथो मया निर्मितो यस्मिन्
रोग विनिश्चयः प्रकथितो प्रोक्ताचिकित्सा क्रमात् ॥
योगो वृष्यतमो रसायनवरोः संशोधनादिर्विधिर्बस्ती ॥
नावनधूमपानकवला व्योषादि संज्ञास्तथा ॥ ९२ ॥

इति श्री मदनंत भटात्मज शंकर विरचिते वैद्यविनोदे निदान चिकित्सा समाप्ता ॥

શ્રીમદ્ રામસિંહજી મહારાજના કથનથી મેં આ ગ્રંથ રચેલો છે. આની અંદર રોગોનાં નિદાન-મૂળ કારણોનો નિર્ણય અને પોતાના અનુભવેલા ઔષધોપચાર

ગોઠવણ સહિત કહેલા છે. તેમજ ધાતુ પુષ્ટિના ઉપાયો, રસાયન વિધિ, સંશોધન—શોધવાનો વિધિ, બસ્તિકર્મ, નસ્યકર્મ, ધૂમ્રપાન, કવળ વગેરેની રીતિયો તથા વ્યોષાદિ સંજ્ઞાવાળાં ઔષધો અને સંજ્ઞાવિધાન વગેરે વગેરે સમસ્ત વિધિ કહેલા છે. ૧૯૨

ઈતિશ્રી શંકરભટ્ટ વિરચિત વૈદ્યવિનોદ નામના ગ્રંથ વિષે અગ્યારમા ઉલ્લાસનું પૂર્ણચંદ્ર શર્માકૃત ગુજરાતી ભાષાન્તર પૂર્ણ થતાંની સાથે ગ્રન્થ સંપૂર્ણ થયો.



## એ સંબંધમાં અનુવાદકની ઓળખયુક્ત અંતિમ ભલામણ.

---

( હરિગીત-છંદ )

વર યજુર્વેદિ ઉદિચ્ચ સહસ્ર સુગોત્ર ભારદ્વાજ છે,
માધ્યંદિનિ શાખા સુખદ ત્રય પ્રવર ત્રિભુવન તાજ છે;
પદવી પુરોહિત અતિ પ્રશંસક ઉપાસક શ્રી વાણીનો,
અચળેશ્વરાત્મજ પૂર્ણચંદ્ર સુમિત્ર છે સહુ પ્રાણીનો. ૧

ઓગણીશસત ઇકોતરાની માઘ શુકલા પંચમી,
બુદ્ધિપ્રદાયક બુદ્ધ દિવસે સકળ સુજનોને નમી;
આનંદપ્રદ અનુવાદ આ સહુ રોગની શાંતિ થવા,
પરિપૂર્ણ કીધું પ્રેમસહ જનસર્વનું હિત સાધવા. ૨

( દોહા-છંદ )

**રા**મચંદ્રસુત રસિક છે, **મ**હાદેવ મતિવંત;
ગ્રંથ પ્રકાશક તે ગુણી, **જા**ગુણે જયવંત. ૩

કોવિંદ કવિની કામના, પૂર્ણ કરે સુપ્રસિદ્ધ;
એથી આ અનુવાદનો, સદા સર્વ હક દીધ. ૪

સુખ સાંપડવા સર્વદા, સકળ જનો ધરિ સ્નેહ;
લાભ લઇ આ લેખનો, દીપાવો નિજ દેહ. ૫



સંસ્કૃત ગુજરાતી તથા હિન્દુસ્તાની ભાષામાં છપાયેલા

# વૈદકના પુસ્તકોનું સૂચિપત્ર.

અમારે ત્યાં મળતાં વૈદકના સંસ્કૃત મૂળ, સંસ્કૃત તથા સંસ્કૃત ટીકાવાળા, સંસ્કૃત તથા ગુજરાતી ટીકાવાળા તેમજ કેવલ સરળ ગુજરાતી ભાષાના, સંસ્કૃત તથા હિન્દુસ્તાની ટીકાવાળા તેમજ કેવળ હિન્દુસ્તાનની ભાષાના દેશી, યુનાની અને અંગ્રેજી દવાઓની માહેતી આપનારા એ સર્વ ઉપરના લીસ્ટમાં માહેલી સાથે આપવામાં આવેલા હોવાથી ખરીદનાર ગ્રહાકોને પુસ્તક લેવા ઘણું સુગમ પડે છે. સાથે વૈદકના સારા અને અકસીર ૧૮૪ ટુચકા આપવામાં આવ્યા છે. પૃષ્ટ સંખ્યા ૧૨૮ છે. ફક્ત ૧ાા આનાની ટીકીટો એક કવરમાં મોકલનારને સદર પુસ્તક મફત મોકલવામાં આવશે.

સંસ્કૃત ગુજરાતી અને હીન્દુસ્તાની વૈદકના પુસ્તકો મોટા જથામાં મળશે. લખોઃ—

### સંસ્કૃત ગુજરાતી તથા હિન્દુસ્તાની ભાષામાં છપાયેલા

# જ્યોતિષના પુસ્તકોનું સૂચિપત્ર.

આ સૂચિપત્રમાં સંસ્કૃત તથા સંસ્કૃત ટીકાવાળા, સંસ્કૃત તથા ગુજરાતી ટીકાવાળા તેમજ કેવળ ગુજરાતી ભાષાન્તરના, સંસ્કૃત તથા હિન્દુસ્તાની ટીકાવાળા તેમજ કેવળ હિન્દુસ્તાની ભાષાન્તરના પુસ્તકોની સંપૂર્ણ હકીકત આપવામાં આવેલી છે. આમાં ઈંગ્રેજી તેમજ દેશી પદ્ધતિના પુસ્તકો પણ દાખલ કરેલા છે. જ્યોતિષના પુસ્તકો ખરીદનાર સારૂ આ પુસ્તક ઘણું જ ઉપયોગી થઈ પડશે. આ સૂચિપત્ર સાથે સામુદ્રિક ગ્રંથ નામનો સંસ્કૃત સાથે સરળ ગુજરાતી ટીકાવાળો ૪૮ પાનાનો ગ્રંથ સામેલ હોવાથી ઉપયોગી છે. પૃષ્ઠ સંખ્યા ૧૧૨ છે ફક્ત ૧।। આનાની ટીકીટો એક કવરમાં મોકલનારને બુકપોસ્ટથી મોકલવામાં આવશે.

સંસ્કૃત, ગુજરાતી તથા હિન્દુસ્તાની ભાષાના જ્યોતિષના પુસ્તકો મોટા જથામાં અમારે ત્યાં હમેશાં તૈયાર હોય છે. લખો:—